श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाला. ग्रन्थांक [illegible].

# વચનામૃત

રચયિતા,

યોગનિષ્ઠ મુનિમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી.

મર્હુમ ઝવેરી નગીનદાસ કપુરચંદના સ્મરણાર્થે
તેમના સુપુત્રોની મદદથી.

પ્રસિદ્ધ કર્ત્તા,
श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ.
चंपागली, मुंबई.
હા. લલ્લુભાઈ કરમચંદ દલાલ.
મુંબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

વિરસંવત્ ૨૪૩૮ — વિક્રમ સંવત્ ૧૯૬૮

અમદાવાદ
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

કિંમત ૦—૧૨—૦.

# प्रस्तावना.

---

કેટલાક સમય પૂર્વે "વચનામૃત" નામે એક લઘુ ગ્રંથ શ્રીમદ્ મુનિ શ્રી બુદ્ધિસાગરજીએ રચ્યો હતો અને તે પ્રગટ થઇ ગયો છે, તે ગ્રન્થ તથા જુદા જુદા પ્રસંગે જુદા જુદા સ્થાને, તેઓશ્રીએ લખેલા અને પ્રગટ થયેલા લેખો–અમૃત વચનો–આ વચનામૃત ગ્રન્થમાં દાખલ કરી આ ગ્રન્થને શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના ૨૭ મા ગ્રન્થ તરીકે મંડળે પ્રગટ કર્યો છે

ગ્રન્થમાં સમાયેલા વિષયો વાચકોને જુદો જુદો રસ પ્રાપ્ત કરાવે તેવા છે, તે સાથે ઉપયોગી અને મનનીય છે ત્યાર બાદ અત્યંત ઉપયોગી એવા ત્રણ ગ્રંથો કે જેની ત્રણ ત્રણ આવૃત્તિઓ પ્રગટ થઈ છે, તે "ગુણાનુરાગ" "શ્રાવકધર્મ સ્વરૂપ ભાગ ૧ લો" તથા "ભાગ બીજો" આ ગ્રન્થ ભેગા પ્રગટ કર્યા છે

શેઠ નગીનદાસ કપુરચંદ ઝવેરીના સુપુત્રોએ પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે રૂ ૩૦૦) ની મંડળને સહાય કરી છે, જે માટે તેઓને ધન્યવાદ ઘટે છે કેમકે પોતાના પૂજ્ય સ્નેહીઓનું સ્મરણ આવા ગ્રંથો મારફતે રાખવું તે સર્વોત્તમ છે

શેઠ શ્રી દાનેશ્વરી હતા, તે સાથે સરળ પ્રકૃતિવાળા હતા, તેમના વિષે લખીએ તેટલું ઓછું છે, છતાં એક નોંધના મથાળા નીચે જે કંઇ સ્મરણમાં આવ્યું તેટલું નોંધ્યું છે, જે તરફ વાચકોનું ધ્યાન ખેંચી વિરમીએ છીએ

ચંપાગલી, મુંબઈ.<br>પોષ સુદ ૧<br>વીરસંવત્ ૨૪૩૪

લી.<br>अध्यात्मज्ञानप्रसारक मंडळ.

# એક નોંધ.

## સુરતવાળા મર્હુમ શેઠ નગીનદાસ કપુરચંદ ઝવેરીની જીવન રેખા.

આ ગ્રન્થ એક એવા પુણ્યશાળી નરરત્નના સ્મરણાર્થે, તેમના સુપુત્રોની સહાયતાથી પ્રગટ થાય છે, કે જેના નામથી અને કાર્યોથી ભાગ્યેજ કોઈ જૈન અજાણ હશે. તે નરરત્ન શેઠ નગીનદાસ કપુરચંદ ઝવેરીનો સુરત મધ્યે સંવત્ ૧૯૦૩ ના આસો વદ ૬ જન્મ થયો હતો અને સંવત્ ૧૯૬૪ ના માગશર વદ ૬ ના દીવસે સુરત મધ્યેજ તેમના આત્માએ આ નાશવંત શરીરનો ત્યાગ કર્યો છે, એટલે લગભગ ૬૧ વર્ષની ઉમ્મરે બહોળું કુટુંબ છોડી ગયા છે. તે ઉમ્મર દરમીયાન પોતે મુંબઈની અંદર વ્યાપારાર્થે ઘણો વખત રહ્યા હતા, શરીર સ્થિતિ નરમ સવાથી છેલ્લા ૧-૨ વર્ષથી સુરત સ્થાઈ રહેતા હતા. પરમ પુજ્ય મુની શ્રીમન્ મોહનલાલજી મહારાજશ્રીના પરમભક્ત હતા, તેઓશ્રીના વચન ઉપર અત્યંત શ્રદ્ધા રાખતા હતા. ત્યારબાદ શેઠ શ્રી મોતીના વ્યાપારમાં ઉત્તરોત્તર દ્રવ્ય પ્રાપ્તિ વિષેશ કરતા રહ્યા હતા. સ્વબળે જેમ દ્રવ્ય એકઠું કરતા ગયા, તેમ હરેક શુભ કાર્યોમાં પુષ્કળ દ્રવ્ય વાપરતા રહ્યા હતા. દાનેશ્વરીમાં તેમણે જૈનોમાં મોટું માન મેળવ્યું હતું. મર્હુમ ધર્મવીર શેઠ ધર્મચંદ ઉદેચંદ અને તેઓ જેમ બાળ મિત્રો હતા, તેમ દરેક કાર્યોમાં પણ બંને સાથેજ ઉમંગભેર ભાગ લેતા હતા, અને તેજ પ્રમાણે દ્રવ્ય પણ ખર્ચતા હતા. તે બંનેમાં ઘણી ઉદારતા હતી. તેમના પગલે તેમના સુપુત્રો પણ સારી ઉદારતા રાખે છે, એટલુંજ નહીં પણ પિતાની કીર્તિને ઉદારતા વડે વધારી રહ્યા છે.

મુંબઈ કે સુરતમાં કોઈ એવી ટીપ નહીં હોય કે જેમાં શેઠશ્રીનું નામ અને સારી રકમ ભરેલી ન હોય, તેમજ જૈનોનું એક પણ એવું ખાતું નહીં હોય કે જેમાં શેઠશ્રીની સારી મદદ ન હોય; ઉપાશ્રયો, જીર્ણ મંદીરો, જીવ દયા, અને સાધર્મી બંધુઓના સહાય અર્થે થતી ટીપોમાં પોતે જે ઉદારતાથી રકમો ભરેલી છે, તેનો વીગતવાર આંકડો હમો મેળવી શક્યા નથી; પણ તેનો સરવાળો બહુ મોટો છે. અનુભવથી કહી શકીએ છીએ કે એક

લાખ કરતા વધુ રકમ તેવા પરચુરણુ કાર્યોમા ખર્ચાઈ છે, અને તેજ પ્રમાણે જાહેર કામોમા પણુ લગભગ એકલાખ રૂપીઆ કરતાં વધુ અર્પણુ કરેલા છે જાહેર કામોમા હમારી યાદ પ્રમાણે નીચના કામો છે

૧ પાલીતાણા ખાતે સવત ૧૯૫૬ ના દુષ્કાળ વખતે હજારો મનુષ્યોને સસ્તાભાવે અનાજ પુરૂ પાડી ત્યાના લોકો વચ્ચે પોતાનું નામ અમર કરી ગયા છે તેમની કીર્તિનો રાસ ત્યા હમેશ ગવાય છે અને જાત્રાળુઓ તે સાંભળી શેઠશ્રીના કાર્યને અનુમોદે છે આ અવસરે તેમને આશરે રૂ ૧૫૦૦૦ ) ખર્ચ થયુ હતું

૨ મુબઈ શ્રી શાન્તિનાથજીના દેરે શ્રીઆદીશ્વર પ્રભુની પ્રતિમા પધરાવી તેમા તથા હીરાનો એક મુગટ કરાવ્યો તેમા રૂ ૨૦૦૦૦ ) થયા છે

૩ મુબઈ શ્રી શાન્તિનાથજીના દેરે બે આબીલની ઓળીઓ થાય છે, તેના પારણા માટે તથા જેઠ સુ૰ ૫ મે શ્રી સાગરસઘનું જમણુ થાય છે તેના ખર્ચ માટે શેઠશ્રીએ રૂ ૧૩૦૦૦ ) ની રકમ આપેલી છે

૪ સુરત મધ્યે શ્રીમન્ મુનિશ્રીમોહનલાલજીની ઇચ્છાનુસાર એક પુસ્તક ભડાર સ્થાપ્યો છે, તેમા મકાન અને પુસ્તકોમાં લગભગ રૂ ૧૫૦૦૦) ખર્ચ્યા છે

૫ મુબઈ મધ્યે શ્રીમન્ મુનિશ્રીમોહનલાલજી સ્મારક ફડમા શેઠ દેવકરણુ મુળજી પછી રૂ ૨૫૦૧) ની રકમ તેઓ તરફથી ભરાણી છે, જે ફડ હાલ પોણા લાખનું થયુ છે

૬ સુરત પાસે કતાર ગામે દેરાસર અને ધર્મશાળા નવીન બધાણી છે, જેમા પુષ્કળ દ્રવ્ય ખર્ચાયુ છે, તેમા શેઠશ્રીનો આગેવાની ભર્યો ભાગ છે, તે સાથે પ્રતિમા બેસાડવામા, નોમરસી કરવામા રૂ ૬૧૦૦૦ ખર્ચેલ છે

૭ સ ૧૯૬૨ મા સુરતખાતે એક જીવ દયા ફડ સ્થાપ્યુ છે, જેમા પોતે પ્રથમ રૂ ૫૦૦૦ ) ભર્યા છે અને તે ફડ હાલ પચાસ હજાર રૂપીઆનું થયુ છે, જેમાથી જીવદયાના કાયો થાય છે

૮ કતાર ગામ ખાતે દર વર્ષે કારતક સુદી ૧૫ મે ત્યા જતા સંઘને તેઓ તરફથી ભાતું અપાય છે, જે માટે રૂ ૫૦૦૦ ) આપેલા છે

૯ સુરત પાજરાપોળને રૂ ૭૦૦૦ ) ની રકમની જમીન બક્ષીસ કરેલી છે

૧૦. સુરત મધે શ્રીમનમોહનપાર્શ્વનાથના દેરે માગશર વદ ૧૦ મે શ્રી પાર્શ્વનાથનું જન્મ કલ્યાણક હોવાથી તે દીવસે આંગી પુજા અને સ્વામી વચ્છળ કરવા રૂ. ૫૦૦૦ ) ની રકમ આપેલી છે.

૧૧. સુરત ગોપીપરા મધે એક નવીન ધર્મશાળા બંધાવી છે, તેમાં રૂ. ૨૦) હજાર ખર્ચ થયા છે, તેમાં અડધી રકમ તેઓ તરફથી અપાયેલ છે.

૧૨. પાલીતાણામાં જાત્રાળુઓ માટે એક ધર્મશાળા બંધાવી છે, જેમાં રૂ. ૨૦૦૦૦) ખર્ચાયા છે.

૧૩. ધર્મચંદ ઉદેચંદ જીર્ણ મંદિરોદ્ધાર ફંડમાં રૂ. ૨૫૦૦) આપેલા છે.

હજુ જાહેર કાર્યોમાં કરેલ મદદ હમારી જાણ બહાર રહી જાય છે, એમ હમારૂં માનવું છે; કેમકે તેમનાં શુભ કાર્યો હમેશાં ચાલુજ હતાં. દ્રવ્યમાં સુખી હતા તેજ પ્રમાણે પુત્રોના પરીવાર વડે પણ સુખી હતા. મોટો પરીવાર છતાં બધા સંપથી ભેગા છે, એ શેઠશ્રીની પુન્ય પ્રકૃતી કંઈ જેવી તેવી ન કહેવાય. આ ગ્રન્થના પ્રગટાર્થે રૂ. ૩૦૦ ) ની મદદ તેમના સુપુત્રો તરફથી મળી છે: આવા દાનેશ્વરી નરરત્નો જૈન કોમમાં હજારો જન્મે અને જૈન ધર્મની ચઢતીમાં મદદ કરતા રહે, તેમ ઈચ્છીએ છીએ.

મુંબઈ } લી.
ચંપાગલી. } अध्यात्मज्ञानप्रसारक मंडळ.



# अनुक्रमणीका.

શ્રીમન્મુનિ શ્રી બુદ્ધિસાગરજી રચિત.

# વચનામૃત.

---

ૐ નમઃ

સંસારમાં મનુષ્ય જન્મ પામી આત્મિક સુખને માટે પ્રયત્ન કરવો તે અત્યુત્તમ છે બાકી સાંસારિક સુખને સારૂ દરેક જીવો પ્રયત્ન કરે છે, અને કરશે પૌદ્ગલિક સુખની વૃદ્ધિથી આત્માના ગુણોની વૃદ્ધિ થતી દેખવામાં આવતી નથી આત્માનું સ્વરૂપ જ્યાં સુધી જાણ્યું નથી, ત્યાં સુધી હું દરેક કૃત્ય શાના ઉદ્દેશથી કરૂં છું તે જીવ જાણી શકતો નથી બહિરાત્મી જીવોની ઘણીખરી પ્રવૃત્તિ પુદ્ગલને પોતાનું માની તેમાં પોતાનું હિત છે એવા ભાવવાળી હોય છે

જ્યાં સુધી પૌદ્ગલિક પદાર્થોમાં અહં અને મમત્વ બુદ્ધિ રહે છે ત્યાં સુધી ધર્મ જાણ્યો તથા હૃદયમાં ફરસ્યો એ વિષે શું કહેવું?

સ્ત્રી, ધન, પુત્રાદિ, પરિવારને પોતાના માની જીવ દુઃખી થાય છે જો પોતે દૃઢ વિચારથી એમજ મનમાં ધારે કે હું કોઇનો નથી, કોઇ મારી વસ્તુ નથી; હું પોતે આત્મા છું, અજ છું, અવિનાશી છું, સદા શાશ્વત છું, જે જે પદાર્થોનો સંયોગ થાય છે, તે તે પદાર્થો મારા નથી, હું તે પદાર્થોથી જુદો છું હું અનંત જ્ઞાનમય છું, અરૂપી છું, દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છું, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ નેયના પલટવાથી હું અનિત્ય છું આત્મા પોતાનામાં અહં એવા દૃઢ સંકલ્પથી પ્રવૃત્તિ કરે તો અન્ય ભાવનો (રાગદ્વેષાદિકનો) ત્યાગ થઇ શકે જે જે ઉત્તમ પુરૂષોએ પરમાત્મ પ૦ પ્રાપ્ત કર્યું છે, તે આજ માર્ગ કર્યું છે આત્મા પોતાને વૈરાગ્યભાવથી વિચારે કે, તું ચોરાશી લાખ જીવયોનિમાં અનંતવાર ભટક્યો, પુણ્યયોગે મનુષ્ય શરીર પામી હવે વિચાર કે તારે શું કરવા લાયક છે તારી શી ગતિ થશે? હવે તું સંસારમાં કેટલાક કાળ ભમીશ? સંસારમાં શું સાર માની રાત્રિ દિવસ પ્રવૃત્તિ કરે છે? જેના માટે તું ભગીરથ પ્રયત્ન કરે છે, તે વસ્તુઓ ક્ષણિક છે, આ દેખાતું શરીર પણ ક્ષણિક છે પુત્ર તારા નથી સ્ત્રી તારી નથી ફક્ત મારૂં એવો પ્રત્યય, મોહ ભાવથી થાય છે અજ્ઞાને ઘેરાયલો જીવ એવો તો મુગ્ધ બની ગયો છે કે, સર્વ મારૂં છે અને હું

તેનો છું એમ પુનઃ પુનઃ માને છે. શત્રુ ઉપર દ્વેષ કરે છે-અને મિત્ર ઉપર પ્રીતિ કરે છે. પણ તત્ત્વથી વિચારતાં આત્માનો કોઈ શત્રુ પણ નથી અને કોઈ મિત્ર પણ નથી. પુદ્ગલદ્રવ્યથકી આત્મદ્રવ્ય ભિન્ન છે. પુદ્ગલ દ્રવ્યનો જડ સ્વભાવ છે અને आत्मद्रव्यनो જ્ઞાનાદિ સ્વભાવ છે. તત્ત્વથી વિચારતાં જડ વસ્તુ ઉપર आत्मद्रव्य અહંભાવ ધારણ કરે તે કેવું અજ્ઞાન ?

જે મહાત્માઓ સિદ્ધિપદ પામ્યા છે તે પુદ્ગલ ઉપરથી **ममताभाव** ઉતારવાથી પામ્યા છે. અને જે જીવો ચાર ગતિમાં ભટકે છે તે પુદ્ગલ વસ્તુને "મારી માનવાથી" ભટકે છે.

સોનું, રૂપું વગેરેની વૃદ્ધિથી જે જીવો હું મોટો છું અને મારા સમાન કોઇ નથી એમ મનમાં ધારે છે તે જીવો ભૂલ કરે છે.

રાગ, દ્વેષ, અદેખાઇ, મમતા, નિંદા, એ સર્વેનું ઉત્પત્તિ સ્થાન પુદ્ગલ વસ્તુ છે. પુદ્ગલને પોતાનું જે ભવ્યો માનતા નથી તેનો કોના ઉપર રાગ થાય ? અને કઈ વસ્તુ ઉપર દ્વેષ થાય ? પોતે મનમાં વિચારે કે હું કોના ઉપર દ્વેષ કરૂં ? જે વસ્તુ ઉપર દ્વેષ કરૂં છું તે વસ્તુ પુદ્ગલ છે કે ચૈતન્ય છે એમ વિચારતાં આત્મા, બાહ્ય પ્રવૃત્તિથી શાંત પડશે. અને તેને વિચાર થશે કે અહો સંસારમાં હું કેટલી ભૂલ કરૂં છું ?

શું પુત્રો મારૂં ભલું કરવાના છે ? કદાપિ નહીં. કોઇ કોઇનું ભલું કરવા સમર્થ નથી. શું ત્યારે આ દેખાતું ઘર, સ્ત્રીઓ, હવેલીઓ, દુકાનો કુટુંબ પરીવાર મરતી વખતે સાથે આવશે ? કદાપિ નહીં આવે. આત્મા એકલો પરગતિમાં જશે, અને એકલો પરગતિમાં સુખ ભોગવશે. આ દેખાતી વસ્તુઓમાંથી કોઇ વસ્તુ સાથે આવનાર નથી. આ સંસાર અસાર છે. તે દિવસને હું ધન્ય માનીશ કે જ્યારે હું વૈરાગ્ય ભાવે સંસાર ત્યાગી, આત્મ સ્વભાવમાં રમીશ. તે દિવસને હું ધન્ય માનીશ કે, જ્યારે આત્મતત્ત્વની પ્રાપ્તિમાં મારૂં ચિત્ત લાગશે. આ સંસારમાં કેવલ દુઃખનો પ્રાગ્ભાર છે. ફક્ત એક આત્મહિત કરવું તેજ સાર છે. આત્મા હવે કેમ આળસ કરે છે ? શું સંસારમાં અમર રહેવાનો છું ? તારી પરભવમાં શી ગતિ થશે ? **चेत चेत काळ झपाटा देत.** તું ક્યાંથી આવ્યો અને ક્યાં જઇશ તે વિચાર. આયુષ્ય સમયે સમયે ઘટે છે. **धर्म कर धर्म कर.**

પરમાત્મા સદૃશ અંતરાત્મા જાણે છે કે હું અરૂપી છું, અજર છું, અવિનાશી છું, અખંડ છું, અનાદિ છું. અનંતસુખમય છું, શરીર, મન, લેશ્યા, વાણી તે થકી હું ભિન્ન છું. છતાં પણ અનાદિકાળથી ચેતન પરભાવયોગે ભૂલ કરે છે. ભાગ્યેજ આત્માને ભવનો ભય લાગતો હશે. પૌદ્ગ-

લિક સુખમા મગ્ન થએલો આત્મા, પોતાને બીજાના કરતા અાધક માને છે અને ધર્મ માર્ગ તરફ લક્ષ આપતો નથી જાણે હું અમર છુ એવા વિચારથી દૃઢ સકલ્પ કરી ક્ષણિક વસ્તુઓમા આત્મા, અજ્ઞાન ભાવે અહ ભાવ ધારણ કરે છે સ્ત્રી, પુત્ર, ધનાદિક પરવસ્તુઓના લોભે કરી આત્મા, ક્રોધ, માન, માયા, આદિ કષાયોની પરપરાને વધારી કર્મથી ભારે થાય છે, શરીરમા રહેલા આત્માનેજ પ્રશ્ન પુછો કે, હે ચેતન તને સસાર પ્યારો લાગે છે કે મુક્તિ ? જો સસાર પ્યારો લાગતો હોય તો તું હજી કંઈ તત્ત્વ સમજ્યો નથી એમ જણાય છે અને જો તને મુક્તિ પામવાની ઇચ્છા હોય તો કેમ પરવસ્તુને પોતાની માની મુઝાય છે ? રાગ દ્વેષાદિનો નાશ થાય તેમ કેમ પ્રવૃત્તિ કરતો નથી ? જળમા જોકે કમળ રહે છે તોપણ તે જળથી ન્યારૂ રહે છે, તેમ તારી ઇચ્છા કેમ થતી નથી ? ઘડીમા શોક કરે છે, ઘડીમા હસે છે એમ જુદા જુદા ભાવ ધારણ કરે છે એ સર્વ બહિરાત્મપણાનું લક્ષણ છે પરની નિદા કરવી, અદેખાઇ કરવી, એ સર્વ બહિરાત્મભાવનું લક્ષણ છે પરમા મારાપણાની બુદ્ધિ થાય છે, તેનો ત્યાગ કર, અને આત્મામા અનત ગુણ છે, તે પોતાના છે, તેમ નિશ્ચય કર જે જે વસ્તુઓ આખે દેખાય છે, તે થકી હું ન્યારો છુ એમ પુન પુન મનમા ભાવનાકર હવે તેથી પણ આગળ વધી વિચાર, કે મારી કોઈ નિંદા કરે છે અગર મને વખાણે છે, અગર મારૂ કોઈ ભુંડુ કરે છે, એ સર્વે આત્માને ઘટે કે પુદ્ગલને ઘટે ? આત્માની નિંદા કરવાને કોઈ સમર્થ નથી આત્માનુ કોઇનાથી ભુંડુ થવાનુ નથી નિંદા અગર સ્તુતિ એ શરીરની ઉપાધિ છે સિદ્ધ પરમાત્માની કોઇ નિંદા કરો અગર સ્તુતિ કરો, પણ તેથી સિદ્ધના જીવોને નિંદા અગર સ્તુતિથી કંઈ પણ નથી તેમ આત્મા ધારે તો તેને પણ છે શરીરમા વ્યાપીને રહેલો અરૂપી આત્મા, શરીર પ્રપચનો ક્યારે ત્યાગ કરશે, અને અશરીરી ક્યારે થશે ? એ આત્મા જ્યા સુધી પાચ પ્રકારના શરીરરૂપ કેદખાનામા વસેલો છે, ત્યા સુધી તાત્ત્વિક સુખભૂત મુક્તિપદ કેવી રીતે મેળવી શકે ? જ્યા સુધી શરીર છે, ત્યા સુધી દુ ખનું દુ ખ કર્મવડે કરી શરીર અને શરીરથી પૌદ્ગલિક સુખ દુ ખનો ઉપભોગ અને પાછા તેજ શરીર, કર્મ એમ અનતભવથી થતું આવ્યુ છે, અને હજી ક્યા સુધી થશે ? જ્યા સુધી આત્માએ શરીરના સોજાની માફક પરવસ્તુથી મોટાઈ માની છે, ત્યા સુધી અતરની મોટાઈ કહો શી રીતે પામી શકાય ? બહિરાત્મા અતરાત્મપદ જ્યારે અનુભવે છે, ત્યારે રાગાદિ શત્રુઓ સ્વત દૂર થાય છે જેમ જેમ અંતરાત્મા, પરમાત્મપદનું ધ્યાન ધરે

છે, તેમ તેમ આત્માને અનહદ સુખ ઉત્પન્ન થાય છે, તે પોતે જાણે છે. બીજાને કહેવું અશક્ય છે. **સ્વાનુભવ** પ્રમાણ ભૂત છે. અમુક શત્રુ છે, અમુક મારૂં હિત કરનાર છે; એ પ્રત્યય પણ જૂઠો છે. આત્મા સર્વ સિદ્ધ સમાન છે, ભિન્ન ભિન્નપણું દરેક જીવોનું દેખાય છે. તે કર્મથકી છે. કર્મ કલંક, આત્માથકી ટળતાં અંતરાત્મા તેજ **પરમાત્મા** રૂપે થતાં પશ્ચાત્ કોઇનું ધ્યાન કરવાની જરૂર પડતી નથી. **પરમાત્મપદ** એજ હિતકારી છે **પરમાત્મપદ** પામવા દરેક જીવો ઇચ્છા કરે છે. પરમાત્માનું સ્મરણ કરે છે. પણ **પરમાત્મા** કોને કહેવા ? તે કેવા છે? **પરમાત્મા** અને તારામાં શો ફેર છે? **પરમાત્મપણું** આત્મામાં રહેલું છે કે–બીજે ઠેકાણે ઇત્યાદિ વિશેષ સ્વરૂપ સમજતાં, **પરમાત્મ**-પણું આત્મામાં ભાસતાં આત્મા તેજ **પરમાત્મા** રૂપે થશે. इति.

હવે આત્મા સંબંધી વિવેચન કરતાં કહેવાનું કે, આત્મા તેજ **પરમાત્મા** **રૂપે થાય** તેજ આત્માની મુક્તિ જાણવી. આત્માના અસંખ્યાત પ્રદેશોમાં કર્મ લાગ્યાં છે. તે પ્રદેશોથકી કર્મને છૂટા પાડવા માટે શ્રી તીર્થંકર મહારાજાએ ધર્મના બે પ્રકાર બતાવ્યા છે. ૧ શ્રાવક ધર્મ. ૨ સાધુ ધર્મ. શ્રાવકને બાર વ્રત પાળવાનાં હોય છે. અને સાધુ મહારાજાને પંચમહાવ્રત પાળવાનાં હોય છે. એ બે પ્રકારના ધર્મ, તીર્થંકર મહારાજાએ કેવળજ્ઞાનથી કથન કર્યાં છે. માટે મુક્તિ અભિલાષી ભવ્યજીવોને તે બે ધર્મમાંથી કોઈ પણ ધર્મ આદરવા યોગ્ય છે. કારણ કે જાણ્યાનું ફળ વિરતિપણું છે, અને વિરતિનું ફળ કર્મની નિર્જરા છે, અને નિર્જરાનું ફળ મોક્ષ છે, એમ તીર્થંકર મહારાજા કહે છે. જે જીવો છતીશક્તિએ વિરતિપણું આદરતા નથી તેઓએ જાણ્યાનું ફળ મેળવ્યું નથી. જે જીવોએ જૈન ધર્મને ઓળખ્યો છે, ધર્મની શ્રદ્ધા કરી છે તેમને જો વિરતિપણું પ્રાપ્ત થશે નહીં તો બીજા કોને થશે ? પુરૂષાર્થપણું ફોરવે નહી તો પછી શી રીતે કર્મનો નાશ થઇ શકે ? આળસુ થઇને બેશી રહેવાથી કાર્ય સિદ્ધ થતું નથી. આત્મામાં તિરોભાવે અનન્ત શક્તિ રહેલી છે. પુદ્ગલદ્રવ્ય કરતાં પણ આત્માની શક્તિ અનન્ત છે. તે શક્તિ, ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થઈ શકે છે. જેમ જેમ આત્મા આત્મસ્વભાવે રમે છે અને પરભાવનો ત્યાગ કરે છે, તેમ તેમ કર્મોનો નાશ થાય છે અને કર્મ નાશ થતાં આત્મ શક્તિ પ્રકટ થતી જશે એ આત્મશક્તિ આત્મામાં છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, પણ આત્મામાં છે. જ્ઞાનાદિક ગુણો આધેય છે અને આત્મ આધાર છે. આત્માને છોડી જ્ઞાન બીજે ઠેકાણે રહેતું નથી, કારણ કે ગુણ, ગુણિને છોડી બીજે ઠેકાણે રહેતો નથી. આત્મામાં રહેલ જ્ઞાનગુણની એવી શક્તિ છે કે,

લોકાલોકનું સ્વરૂપ સમ્યક્ રીતે જાણી શકે છે, પણ આત્મા હાલ શું કરે ? કર્મથી ઘેરાએલો છે તેથી આત્મા પોતે રાંક જેવો બની ગયો છે દરેક આત્માઓની સ્થિતિ તો જુઓ કેવી કેવી પુદ્ગલોની આકૃતિઓ ધારણ કરી આત્માઓ શરીરને વિષે રહ્યા છે વસ્તુત વિચારી જોતા પુદ્ગલ સ્વરૂપ શરીરો વિનાશી છે આત્માઓએ એવા અનત શરીરો ધારણ કર્યા ચૌદરાજ લોકમા એવી કોઈ જગા નથી કે જ્યા આત્મા ગયા વિના રહેલો હોય આ આત્માએ ચૌદરાજ લોકમા રહેલા પુદ્ગલ દ્રવ્યોને આહારૂપણે પરિણમાવ્યા તોપણ હજી આત્મા, પુદ્ગલ રૂપ એકથી જુદી થાય છે અહો ! આત્માની કેવી સ્થિતિ ? સમારમા રહેલા અનત જીવોની સાથે દરેક દરેક જીવ સાથે આત્માએ અનત વાર સગપણ કર્યા દુનિયામા જેટલી જાતિ કહેવાય છે તેટલી સર્વ જાતિમા આત્મા ઉત્પન્ન થયો, આત્મા બટાટા રૂપે થયો, આત્મા લસણ રૂપે થયો, આત્મા ડુંગળી રૂપે થયો, આત્મા ઝાડ રૂપે થયો, આત્મા જાનવર રૂપે થયો, આત્મા જલચર રૂપે થયો આત્મા, દેવલોકમા ઉત્પન્ન થયો નરક ગતિમા જઈ આવ્યો ચારે ગતિમા અનંત અનત વાર વિચિત્ર શરીર ધારણ કરી આત્મા ભટકતો ભટકતો અત્યત દુખ પામ્યો હજી પણ ચાર ગતિના ફેરા ટળ્યા નથી તોપણ આત્મા તો ધન, સ્ત્રી, પુત્ર, ઘર, હાટ વગેરે ને પોતાનું માની બધુ આત્મહિત વિસરી ગયો, તે પોતાની ભૂલ હે આત્મા, તું પોતે ફેરવ

આત્મા પોતે વિચારે કે, સાગ નરમા જે કર્મ તું કરે છે તે તારે ભોગવવા પડશે સૂયગડાગ સૂત્રમા કહ્યુ છે કે—एगो करेइ कम्मं, फलमवि तस्सि एगउ समणु यहइ, एगो जायइ मरइय, परलोयं एगउ जाइ–ભાવાર્થ – એકલો જીવ કર્મ કરે છે, અને તેનું ફળ પણ જીવ એકલો ભોગવે છે એકલો ઉત્પન્ન થાય છે અને એકલો મરે છે, અને પરલોકમા પણ એકલો જાય છે, પણ સગા સબધી કોઈ સાથે આવતું નથી આત્મા, ઉદાસીન ભાવે વિચારે તો આ સમારમા સર્વ વસ્તુઓ વૈરાગ્યનું કારણ છે દરેક વસ્તુથી વૈરાગ્ય થઇ શકે કહ્યું છે કે यथाप्रकारा यावन्त संसारावेशहेतव तावन्तस्तद्विपर्यासा निर्वाणावेशहेतव ॥ ભાવાર્થ, જેટલા પર્યાયો દેખવાથી સસારની વૃદ્ધિના કારણો થાય છે તેટલાજ પર્યાયો મોક્ષ સુખ પ્રાપ્તિના કારણ ભૂત છે આ સસાર, સ્વપ્નમા દેખાએલી વસ્તુના જેવો ક્ષણિક છે स्वप्ने दृष्टं यथा पुस, क्षणमात्रं सुखायते। प्रबुद्धस्य न तत् किञ्चित्, एवं विषयजं सुखम् ॥–ભાવાર્થ, સ્વપ્નામા કંઇ સારી વસ્તુ દેખવામા આવે છે તો તે જેમ જ્યા સુધી સ્વપ્ન રહે છે ત્યા સુધી સુખના માટે થાય છે,

તેમ આ સંસારમાં વિષયોથી થએલું સુખ પણ થોડી વાર રહે છે, અને અંતે દુઃખજ ભોગવવું પડે છે. ખસની ખણજથી ખણવાથી આત્માને જરા સારૂં લાગે છે, પણ પશ્ચાત્ ખસની વૃદ્ધિ થવાથી દુઃખ ભોગવવું પડે છે. જ્યાં જીવ, અનંત સુખની આશાથી રાગ કરે છે ત્યાં કોઈ વખત રોગ પણ થાય છે. સંસારમાં સૌ સ્વાર્થનું સગું છે.

## दुहा.

स्वारथीयो संसार त्यां, सुखनी क्यांथी आश;<br>
स्वारथ आप स्वरूपनो, करतां कर्म विनाश. ॥ १ ॥

स्त्री धन मारूं मारूं, करतो जीव दुःख पाय;<br>
मारूं मारी पास एम, समजंतां शिव पाय. ॥ २ ॥

पर पुद्गलनी आशमां, जीव भटके निशदिन;<br>
पण आशा क्युं सिद्धशे, कर्म गति ज्यां हीन. ॥ ३ ॥

चेती शके तो चेत ले, जावे फोगट काल;<br>
मृत्यु माथे गाजतुं, तेनो कर तुं ख्याल. ॥ ४ ॥

राजा रंक मरी गया, तुं पण जाइश भाइ;<br>
अंध थइ संसारमां, मोह्यो करे सगाइ. ॥ ५ ॥

धर्म कर्म एक सार छे, ते तुं हृदये धार;<br>
आतमस्वभावे स्थीर थइ, शाश्वत शिव घर प्यार. ॥ ६ ॥

આ સંસારમાં મનુષ્ય દેહે જીવ જ્યારે માતાના ઉદરમાં ઉત્પન્ન થયો, ત્યાં ગર્ભનું દુઃખ અનંત ભોગવ્યું. ઉંધે મસ્તકે આ જીવ માતાના પેટમાં રહ્યો. ત્યાં બોલી પણ શકાય નહીં. વિષ્ટા અને મૂત્રમાં આ જીવ લપટાઇ રહ્યો હતો, અને હાલ તે દુઃખ વિસરી ગયો. બાલ્યાવસ્થા પણ અજ્ઞાન દશામાં ગાળી. જીવ શી વસ્તુ છે ? જીવ ક્યાંથી આવ્યો અને ક્યાં જશે? મારી સાથે શું આવશે? તેનો વિચાર બાલ્યાવસ્થામાં થઇ શક્યો નહીં. યુવાવસ્થા જીવે પ્રાપ્ત કરી, પણ હજી તત્ત્વની વાત ઉપર જીવ લક્ષ આપતો નથી. અરે, હવે ક્યારે તત્ત્વનો વિચાર જીવ કરશે, અને એની પરભવમાં શી ગતિ થશે ? ક્રોધ, માન, માયા અને લોભ તો આત્માને વારંવાર છેતરે છે. આત્મા છેતરાય છે, પણ આત્મા ! તું હવે વિચાર કે એ, કષાયના યોગથી તું ચાર

ગતિમા ભટકે છે અનાદિ કાલથી એ તારી સાથે લાગ્યા છે એ કષાય અભવ્ય જીવ આશ્રી અનાદિ અનતમા ભાગે છે ભવી જીવ આશ્રી અનાદિ સાત ભાગે છે સસારનુ બીજ કષાય છે કષાય રૂપ બીજનો નાશ થતા અવસ્ય સસારનો નાશ થવાનો ચાર ગતિરૂપ જે સસાર છે તેનો કોઈ દિવસ નાશ થતો નથી પણ ચાર ગતિરૂપ સસારમા ભટકવાનો નાશ થાય છે એમ સમજવુ ભણીને ગણીને પણ અતે રાગ દ્વેષાદિ નાશ થાય તેમ કરવાનું છે શ્રી યશોવિજ યજી ઉપાધ્યાયજી કહે છે पढी पार क्या पाऊनो मिट्यो न मनको चार, ज्या कोलुके वेलकु, घरही कोस हजार ॥ १ ॥ જીનેશ્વર ભગવતે કથન કરેલા તત્ત્વો જાણી સમ્ડી આદરવા યોગ્ય હોય તેને આદરવા અને ત્યાગ કરવાને યોગ્ય હોય તેનો ત્યાગ કરવો શ્રી તીર્થંકર મહારાજાએ અનન્ત જ્ઞાને જે વસ્તુનું જેવુ સ્વરૂપ જાણ્યુ તેનુ પ્રકાસ્યુ છે નિગોદાદિકનું સ્વરૂપ અલ્પબુદ્ધિથી યુક્તિપૂર્વક સમજવામા આવે નહીં તોપણ શ્રદ્ધાગમ્ય તે જાણવુ ભવ્યો!! વિચારો કે, તીર્થંકર મહારાજાના વચનો સાભળી સમજી પ્રમાદ, નિદ્રા વગેરેમા નકામો વખત ગાળીશુ તો પછી જાણ્યુ તે પણ નહીં જાણ્યા જેવુ થશે કાન જે શુભ કૃત્ય કરવાનું હોય તે આજ કરી લેવુ ઘડી એકનો ભરૂસો નથી સમયે સમયે કરી આયુષ્ય ઘટતું જાય છે વખત વહી જશે મનનું ચિંતવ્યુ મનમા રહેશે માટે હે ચેતન! પ્રમાદરૂપ નિદ્રાનો ત્યાગ કરી તારૂ ભલુ કરવા ઉઠ તારૂ ભલુ તારા વિના બીજાથી થવાનુ નથી આ લેખ વાચે છે તે પહેલા તું શુ કામ કરતો હતો? સારૂ કે ખોટુ? તે કામ પરભવમા સાથે આવશે કે નહીં? એક દિવસમા સૂતની પણ ત્રણ અવસ્થા થાય છે તો તું ચેતન મનમા વિચાર કે, તારી ઘડી પછી કેવી અવસ્થા થશે આયુષ્યનો ભરૂસો નથી દાન, શીયલ, તપ, ભાવ, એ ચાર ભેદે કરી ધર્મ આરાધન કરી લે यह्न सार છે

દાન, શીયલ તપ અને ભાવના એ ચાર પ્રકારે ધર્મનું સાધન કરવુ તે પણ પરમાત્મપદ પામવાને માટે જ પરમાત્મપદની આશા રાખી ધર્મ કૃત્ય કરવુ સફળ થાય છે કીર્તિદાન, ઉચિતદાન, આ આત્માએ ઘણી વાર કર્યા પણ હજી તેનો પાર આવ્યો નથી અને આત્મા હજી ભટકે છે તેનુ કારણ પણ તેજ છે અભયદાન અને સુપાત્ર દાન થકી આત્મા પરમાત્મપદ પામી શકે છે અભયदान બે પ્રકારે છે ૧ द्रव्य अभयदान, ૨ भाव अभयदान પ્રાણીઓના પ્રાણનુ રક્ષણ કરવુ અર્થાત્ પ્રાણીઓને મારતા અટકાવવા તેને द्रव्य अभयदान કહે છે જ્ઞાનનો અભ્યાસ કરાવવો, જીવોને આત્માના સ્વરૂપની સમજણ પાડવી, નવતત્ત્વ, ષડ્ દ્રવ્ય, સાતનય, સપ્તભગી વગેરેનુ સ્વરૂપ

## दुहा.

न्यारी कर्म गति जिहा, उद्यमथी शुं थाय,
पण उद्यम करवा थकी, भावी सर्व ग्रहाय. ॥ १ ॥
उद्यम खड्ग कर ग्रही, कर्म रिपु कर नाश,
नाश कर्म रिपु यदा, तदा त्रिभुवन दास ॥ २ ॥
खावुं पीवुं पहेरवु, रमवुं भमवुं दुःख,
आपो आप विचारतां, होवे शाश्वत सुख. ॥ ३ ॥
बहिरातम भावे सदा, जीव भटके संसार,
अन्तर आतम पद लही, पामे भवजल पार. ॥ ४ ॥

જીવો સુખની આશાએ દેશ વિદેશ ગમન કરે છે, દાસપણું કરે છે, રાત્રિ દિવસ સુખની આશાએ મનમા અનેક પ્રકારની ચિતાઓ કરે છે, અનેક પ્રકારના વ્યાપારો કરે છે, પણ પુણ્ય યોગે સમજી શકાય તો સમજી લેવુ કે, આ દુનિયામા દશ્ય પદાર્થમા સુખ નથી પણ દશ્ય પદાર્થો પૌદ્ગલિક સુખનું સાધન છે આત્મા, દશ્ય પદાર્થ થકી અળગો છે દશ્ય પદાર્થ પૌદ્ગલિક સુખનું કારણ છે પૌદ્ગલિક સુખ સાદિ સાંત ભાગે છે પૌદ્ગલિક સુખથકી આત્માને ખરી શાન્તિ થતી નથી કારણ કે પૌદ્ગલિક સુખનો અનુભવ તો આત્માએ અનતવાર દેવલોક વિગેરેમાં કર્યો પણ તે થકી આત્મા શાન્તિ પામ્યો નહી શાન્તિ પ૰ પામવા યોગ્ય તો સહજ શુદ્ધસ્વરૂપ છે પુણ્ય અને પાપનો સપૂર્ણ ક્ષય થએથી તાત્ત્વિક સુખ આત્માનું પ્રકાશે છે, તાત્ત્વિક સુખ આત્માને વિષે પ્રગટ થએલુ સादि अनतमे ભાગે છે આત્મામા પહેલા એ તાત્ત્વિક સુખ તિરોભાવે હતું. તેનું આવિર્ભાવે થવુ તેનેજ સુખ ઉત્પન્ન થયુ એમ વ્યવહરાય છે બાહ્ય પદાર્થોમા સુખ નથી એવી દૃઢ કલ્પના આત્મામા કરવી બાહ્ય પદાર્થોના ઉપભોગમા दुःख છે એવી दृढकल्पना આત્મામા કરવી એ બે પ્રકારની કલ્પનાઓનું વારંવાર સ્મરણ કરવુ અને એમ કરવાથી आत्मानी परमार्थमा प्रवृत्ति थशे नहीं प्रवृत्ति त्रण प्रकारनी छे १ पुण्य प्रवृत्ति २ पाप प्रवृत्ति ३ परमार्थ संवरप्रवृत्ति આ ત્રણ પ્રવૃત્તિમાથી કોઇ પણ પ્રવૃત્તિ જીવ ક્ષણેક્ષણે કર્યા કરે છે, અજ્ઞાની જીવ પાપ પ્રવૃત્તિમા મચ્યો રહે છે હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મ, લોભ, માન, માયા, અદેખાઇ, ક્લેશ, મમતા, નિંદા વગેરે પાપ પ્રવૃત્તિ, જીવ અજ્ઞાનથી કરી અશુભ કર્મ રાશિ

સંચય કરી નરક નિગોદમાં દુઃખનો અનુભવ કરવા જાય છે. દાન, તપ શુભ ભાવરૂપ પ્રવૃત્તિ, જીવ કરતો છતો સારી ગતિમાં જાય છે. અને ત્યાં પુણ્યનાં દળીયાં ભોગવી અવર ગતિમાં ઉત્પન્ન થાય છે. પુણ્ય અને પાપ પ્રવૃત્તિઓનું સ્વરૂપ ચેતન સમજ્યો ત્યારે તે આશ્ચર્ય પામી મનમાં વિચારવા લાગ્યો કે અહો ! અહીં મેં બે પ્રકારની પ્રવૃત્તિમાંજ ભવોભવ ગાળ્યા છે. અનાદિ કાળથી એ બે પ્રવૃત્તિઓ મેં આદરી છે. હજી પણ હું તેમને વળગી રહ્યો છું. એ બે પ્રવૃત્તિઓ **हेय** છે. પુણ્ય અને પાપનેજ લક્ષી જે હું **प्रवृत्ति** કરૂં છું. તે યોગ્ય નથી એમ કરતાં હું સંસારમાંથી છુટી શકીશ નહીં, કારણ કે એ બે પ્રવૃત્તિઓ સંસાર વૃક્ષના મૂળ સમાન છે. હવે ત્યારે ચેતને મનમાં ધાર્યું કે; ત્યારે એ બે પ્રવૃત્તિઓનો ત્યાગ કરી **परमार्थप्रवृत्ति** કે જે ઉત્કૃષ્ટ અર્થ મોક્ષ તેના માટે પ્રવૃત્તિ કરવી તે **योग्य** છે. તે પરમાર્થ પ્રવૃત્તિ કરતાં પહેલાં અહંકાર, મમકાર, નિંદા, આપબડાઇ, પરદોષ-કથન, સાંસારિક મોટાઈ, ક્લેશ, દુષ્ટ વચન વદવું, મનમાં માઠું ચિંતવવું, અદેખાઈ, કૂડકપટ, લોભ, મોહ, ઇત્યાદિ દોષોનો ત્યાગ કરી શુદ્ધ થયા બાદ **आत्मा, परमार्थ प्रवृत्ति** કરી શકે છે. વૈરાગ્ય, શમ, ક્ષમા, નિર્લોભતા, ઉદા-સીનતા, બહિરાત્મભાવનો ત્યાગ, દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા, મોક્ષની ઇચ્છા, ઇત્યાદિ ગુણો પ્રાપ્ત થતાં આત્મા તે **परमार्थ प्रवृत्तिरुप चाके** ચઢી શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પોતાનું પોતાનામાં પ્રગટાવી જન્મ મરણાદિ રોગોનો ત્યાગ કરી **शाश्वत शान्तिपद** જે **मोक्ष** તેમાં વિરાજી **अनंतरत्नत्रयी**નો અધિષ્ટાતા બને છે. શાશ્વતપદનું મુખ્ય કારણ પરમાર્થ પ્રવૃત્તિ છે. વીતરાગ આજ્ઞા મુજબ પુણ્ય પાપ પરિહારક **शुद्ध चारित्र**ની કરણી રૂપ **परमार्थ प्रवृत्ति**ને પામેલા જીવો અનતા મુક્તિમાં ગયા, જાય છે, અને જશે. ઉપાદેય તેજ છે.

**आत्मतत्त्ववित्** મહાત્માઓએ **मोक्षतत्त्व** ઉપાદેય જાણી **परमार्थ प्रवृत्तियो** ને **परमात्मपद** લક્ષ્યે સ્થિર સ્થાપવી. **हिताहित** જાણનાર **कृत्याकृत्य** જાણનાર આત્મા છે. ચાર ગતિમાં ફરનાર પણ **आत्मा** છે. ચારગતિથી છુટનાર પણ **आत्मा** છે. એ **आत्मतत्त्व** શુદ્ધ નિર્મળ થાય તેમ સાનુકૂળ ક્રિયા, દાન, તપ જપનું અવલંબન કરવું જોઈએ. આ જગતના વ્યવહારથી મનાયલા સુખના સાધનભૂત, શય્યા, પુત્ર, સ્ત્રી, ધન, ઘોડા, ગાડી, ગૃહ, મિષ્ટાન્ન વગેરે પ્રાપ્ત કરવાને જીવ પુનઃ પુનઃ ઇચ્છા કરે છે. તથાપિ સર્વને તે સર્વાંશે શા હેતુથી મળી શકતાં નથી અને મળેલ નથી તો તે શી રીતે મળે તેનો યોગ્ય વિચાર વિવેક દૃષ્ટિથી કરીને **उपादेय हेयपणुं** વિચારવું. તથા આ લોકમાં

સર્વેને ચિરકાલ જીવવાની આશા છતા જીવી શકાતું નથી અને ઇચ્છા વિના મૃત્યુને સ્વીકારવુ પડે છે તો એ જીવન મરણ શાથી મળે છે અને જીવન મરણ શાથી ટળે છે તેનો જ્ઞાનદ્રષ્ટિથી વિચાર કરી અક્ષય સ્થીતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ કોઇ વખત આત્મા શોક કરે છે કોઈ વખત હસે છે, કોઈ વખત રૂદન કરે છે તેનુ મુખ્ય કારણ શુ છે તે જાણી તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો આ શરીર નાનાથી મોટુ કેવી રીતે થયુ અને તેમા હાનિવૃદ્ધિ કેવી રીતે થાય છે તેનો વિચાર કરી હેયનો ત્યાગ કરી ઇષ્ટમા પ્રવૃત્તિ કરવી પરમ પુરૂષાર્થને સાધી લેવામા અનુકૂલ એવુ આ આ મનુષ્ય શરીર પુન પુન પ્રાપ્ત થશે એવો નિયમ નથી તેથી સત્ત દુર્લભ એવા આ મનુષ્ય શરીરને પામીને પ્રમાદ રહિતપણે પરમપદને સાધવાના નિશ્ચયવાળા થઇને યોગ્ય સાધનોને સેવવા જોઇએ

આ સસારમા અનેક જન્મ પામીને પણ જ્યારે આ સસારના વિષય પદાર્થોની પ્રબલ આસક્તિથી મનુષ્ય મુકાય છે, ત્યારેજ આત્મા, મુક્તત્વના અધિકારને પામે છે માટે કાલાંતરે પણ જે સે વા વિના દુ ખનો અ ત આવવાનો નથી એવા મુક્તિ સુખના સાધનોને આગ્રહથી સેવવા જોઇએ

આ મનુષ્ય લોકમાં વસનારા ભવ્યો! તમો આ લોકનાજ શ્રેષ્ઠ સુખની ઇચ્છાએ આયુષ્ય ગાળશો નહિ પુન પુન આવી શ્રેષ્ઠ સામગ્રી પામવી મુશ્કેલ છે હે ચેતન! તું મનમા સમજ કે કોઇનું અહિત ન કરવાથી તથા ન ઇચ્છવાથી તેમજ સર્વ જીવોનું કલ્યાણ ઇચ્છવાથી આત્મા નિર્મળ થશે તદ્દ્વારા પરસ્પરના દ્વેષનો ત્યાગ કરીને પોતાનું હિત સાધવાને નિમળ થા હે આત્મન્, નિર્મળતા અત્યત છે અનુમેય છે તું અષ્ટકર્મથી મલીન થયો છે શુદ્ધ નિર્મળતા તો તું આત્મ સ્વભાવે રમીશ તોજ મળશે તેનમા પડેલી માખીની પેરે જો પરભાવે રમીશ તો મલીનતા પામીશ

## દુહા

आशा तृष्णा योगथी, मन ज्यां त्या भटकाय;
पर आशा ते दुःख छे, पण ते नवी समजाय. ॥ १ ॥
पर आशाथी राग द्वेष, शोक हर्ष मन थाय,
पर वस्तु नहि आत्मनी, समजुनेज जणाय. ॥ २ ॥
हु न्यारो पर वस्तुथी, शुद्धानन्द स्वरूप,
सकळ सिद्धि महारद्ध, शिवरमणीनो भूप. ॥ ३ ॥

कोनी साथे हुं वदुं, हसुं रमुं हुं केम;
हसतो रमतो हुं नहि, निश्चयनयथी एम. ॥ ४ ॥
आतमध्याने हुं रहुं, ए मुज शुद्ध स्वभाव;
आत्यन्तिक सुख ऊपजे, निर्मल शिवसुख दाव. ॥ ५ ॥
लक्ष्युं हित नहि आत्मनुं, तो तुं बाळ समान;
भवमां भटकीश जीवडा, दुःखी थइ नादान. ॥ ६ ॥
ज्ञान ध्यान चारित्रथी, आत्महित थानार;
बुद्धि सुख शाश्वत लही, पामे भवजल पार. ॥ ७ ॥

મનરૂપી માંકડું જેમણે વશ કર્યું છે, અને જેઓ आत्मतत्त्वमां વીતરાગ આજ્ઞા મુજબ વ્યવહાર નિશ્ચયનયાનુસારે યથાયોગ્ય પ્રવૃત્તિ કરે છે, તેઓ કર્મ કલંકને નાશ કરી अखंड, पूर्ण, अज, अविनाशी, सनातन, शाश्वत पद मुक्तिने પામી પૂર્ણ સુખી થાય છે. એ પદની કોને ઇચ્છા ન હોય પોતાને તથા પરને એ પદ માટે આકાંક્ષા થાઓ. અને તે મળો. एज महाकांक्षा.

મનરૂપી માંકડું જેણે વશ કર્યું, એવા મહાત્માઓ शाश्वतपद પામી શકે છે, કહ્યું છે કે—

मण मरणे इंदियमरणं, इंदिय मरणे मरंति कम्माइ;
कम्म मरणेण मुख्खो, तम्हा मणमारणा विंति. ॥ १ ॥
मन एव मनुष्याणां, कारणं बन्ध मोक्षयोः ।
यत्रैवालिङ्गिता कान्ता, तत्रैवालिङ्गिता सुता. ॥ २ ॥

મન મારવાથી ઇંદ્રિયો મરે છે. અને ઇંદ્રિયો જ્યારે સ્વવિષયથી વિરામ પામે છે ત્યારે કર્મને નાશ થાય છે. અને કર્મને નાશ થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટેજ મહાત્માઓ મન વશમાં રાખવા ફરમાવે છે. માણુસ જરા વિચાર કરે છે એટલામાં તો મન હજારો ગાઉ ફરી આવે છે. જે માણુસના મનમાં સંકલ્પ ઉઠતા નથી અને જે પરભાવને ત્યાગ કરે છે, અને આત્મભાવે રમે છે, તેણે મન વશ કર્યું એમ કહી શકાય છે. પણ જ્યાં સુધી મન વિકલ્પ સંકલ્પની શ્રેણિઓથી વ્યગ્ર હોય ત્યાં સુધી મન માર્યું કહી શકાય નહીં. કહ્યું છે કે, चित्तमेव हि संसारो, रागादिक्लेशवासितं। तथैव तैर्विनिर्मुक्तं, भवान्त इति कथ्यते ॥२॥ રાગ દ્વેષ આદિવડે યુક્ત ચિત્ત તેજ સંસાર છે. અને તરંગાદિ

કલેશવડે રહિત ચિત્ત તેજ ભગાત છે માણુમ એમે છે, પણુ મન તો ક્રીજ કરે છે શરીર થાકે છે, પણુ મન થાકતું નથી ક્ષણુમા મન ક્યામ અને ક્ષણુમા મન ક્યાય એમ સદા મન ભમ્યા કરે છે જેમ જેમ મનુષ્ય તેને વશ કરવા પ્રયત્ન કરે છે, તેમ તેમ અગણુ તેનાથી મન થાય છે મનરૂપ સમુદ્રનો પાર પામી શકાતો નથી મન આકાશમા ભમે છે મન પાતાળમા જાય છે કોઇ વખત મન કોઇનું ભુરૂ કરવાના વિચારમા હોય છે અને કોઇ વખત લોભે કરી વ્યાપ્ત હોય છે કોઇ વખત કપટે મન વ્યાપેલુ હોય છે માટે શ્રી કુંથુનાથના સ્તવનમા શ્રી આનદઘનજી મહારાજ કહે છે કે मुक्तितणा अभिलाषी तपीया, ज्ञानने ध्यान अभ्यास, वैरीडु कइ एहवु चिंतवे, नाखे अवळे पास हो कुंथुजिन ॥ १ ॥ મુક્તિના અભિલાષી પુરુષો તપ તપે છે, જ્ઞાન અને ધ્યાનનો અભ્યાસ કરે છે તેવા પુરુષોને પણુ મન ભમાવી દેઇ અવળા તરફ દોરી જાય છે એવુ અહો! મન વૈરી છે મન જેણે સાધ્યુ તેણે સર્વ સાધ્યુ એમ કહેવામા કઈ વાધો નથી જાને મર્કટ હોય અને તેને ખુબ દારૂ પાયો તો ડાપરે ડાપરે કુદવામા બાકી રાખે નહિ તેમ મન રૂપી માકડ અને તેને આર્તધ્યાન અને રૌદ્રધ્યાનરૂપી દારૂ પાયો તો કર્મ બાધવામા બાકી રાખે નહિ મનની ચપળતા માણુસના સગથી વિશેષ થાય છે માટે જેના સગથી મનમા દુર્ધ્યાન થાય તેનો સગ ત્યાગ કરવો, જેના સગથી ક્રોધ થાય તેનો સગ ત્યાગવો, જેની સગતથી મન વિષયાભિલાષી થાય તેની સગત વર્જવી જેમ જેમ મનની સ્થિરતા થાય છે તેમ તેમ સહજ સમાધિ સુખ અનુભવાય છે જેમ સસારમા ઘણી ... તેમ મનની ચપળતા વિશેષ જાણવી મનની ચપળતાથી કર્મ રાશિનું ગ્રહણ થાય છે ક્રોધ, માન, માયા, લોભ, દ્વેષ, અદેખાઇ, તૃષ્ણા આદિ દોષોનો નાશ મન મારવાથી થાય છે યાદ રાખો કે-જેમ જેમ મન મારવામા આવશે તેમ તેમ ક્ષમા ગુણુ વૃદ્ધિ પામશે અને આત્મામા સતોષાદિ ગુણોનો વાસ થશે જેણે મનને વશ કરવુ હોય તેણે બાહિરની ખટપટ જેથી કે જેનાથી કકાસ ઉત્પન્ન થાય, જેથી ક્રોધાદિની ઉત્પત્તિ થાય, તેવા કાર્યો કરવા નહિ ઉપાધિથી દુખ છે અને ઉપાધિ ત્યાગવાથી સુખ છે સત્પુરુષો નિરૂપાધિ પણું ચાહે છે આ નિરૂપાધિગુણુ પામી અનત જીવો મુક્ત થયા મહા વિદેહમા મુક્તિ (દાસ) જાય છે અને ભવિષ્યમા જશે હે ભવ્યો! પરભાવનો ત્યાગ કરો અને આત્મ સ્વરૂપમા રમો અને મનને ક્ષણે ક્ષણે ઉપયોગ દેઇ વશ કરો તેથી દુર્ધ્યાન ટળશે અને અનુક્રમે મુક્તિ મળશે ॐ अर्हम् श्री शान्ति: शान्ति: शान्ति:

મન એ આત્માનો પ્રધાન છે મન જો કુમાર્ગે ચાલે છે તો આત્માને

સાતમી નરકમાં લઇ જાય છે અને તેજ મનથી આત્મા, પરમાત્મપદ પામી મુક્તિપુરીમાં જઇ વસે છે. ઘણો ખરો વ્યવહાર મનોદ્વારા સંસારી જીવો કરે છે. ઘોડાના કરતાં પણ મનની ગતિ આધિક છે. તારના કરતાં પણ મનનો વેગ અધિક છે. સમુદ્ર તરવો સહેલ છે. પણ મન વશ રાખવું મુસ્કેલ છે. એક ઘડીમાં મનમાં જેટલા વિચાર થાય છે તેનો પાર પણ આવતો નથી. કોઈ પણ કાર્યમાં મન ગુથાયુંજ રહે છે. તંદુલીયો મચ્છ, મનના અશુભ વ્યાપારથી સાતમી નરકમાં જાય છે. શરીર એક ઠેકાણે હોય છે, પણ મન તો અનેક ઠેકાણે ભમતું હોય છે. અહો એ મનને સ્થિર કરવું તેજ મહાયોગ છે. મનમાં કોઈ વખત સ્ત્રીની ચિન્તા થાય છે. ઉત્તરોત્તર અનેક પ્રકારની ચિંતાઓ થયા કરે છે, અને મનથી, આત્મા, કર્મરાશિ ગ્રહણ કર્યા કરે છે. મન વચન અને કાયાના યોગમાં પણ મનોયોગ મોટો કહ્યો છે એ મન જેણે વશ કરી આત્મ સ્વરૂપમાં લક્ષ્ય રાખ્યું છે તે મહાત્માઓને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ.

આ સંસારરૂપ કારાગૃહમાં કંઇ પણ સુખ નથી. ફક્ત જીવ, તેમાં સુખથી ફસાય છે. સંસારમાં ધન, પુત્ર, પરિવારથી પોતાની મોટાઈ માનવી તે કસાઇના ઘેર વૃદ્ધિ પામતા બોકડાની પેઠે જાણવું. આ સંસારમાં કેટલાક જીવો પ્રજા રહિત હોવાથી દુઃખી થાય છે તથા કેટલાક, દુર્ગુણી સ્ત્રીયોના વચન પ્રહારોથી દુઃખી થાય છે, કેટલાક કુલક્ષણવાળા પુત્રથી દુઃખી થાય છે, કેટલાક, ધન કમાવાની ચિંતાથી અહર્નિશ સંતપ્ત રહે છે. કોઇ તો ધનવાન્ તથા પ્રતિષ્ઠાવાન્ છતાં પણ પોતાના દુષ્ટ સ્વભાવથી દ્રવ્યનો દુરૂપયોગ કરી ઉત્તર કાળમાં દુઃખરૂપ ફળને આપનાર પાપ કર્મોને રચે છે. કેટલાક તો અનેક પ્રકારના રોગોથી પીડાતા નિરર્થક જીંદગી ગાળે છે, કેટલાક ધન રક્ષણમાંજ જીવિતવ્ય ગુમાવી ચિંતામણિ રત્ન સમાન નર જન્મ હારે છે. ધનવાનો, તેમજ રાજાઓ અગ્નિ, ચોરના ભયથી સદા ચિંતા કર્યા કરે છે. અને વિચારતાં એમ જણાય છે કે, ધનવંતો કોઇ ચિંતા રહિત નથી. એટલું તો ઠીક પણ સ્વપ્નાવસ્થામાં તેઓ ધનના વિનાશની શંકાવાળા હોવાથી નિર્ભય હોતા નથી, તો જાગૃતાવસ્થામાં કયાંથીજ હોય? વળી ધનવાન્ પુરૂષો, લોભી, તૃષ્ણાવાળા, ઇર્ષ્યાવાળા તથા અભિમાની પણ હોય છે; જેથી તે દુર્ગુણો તેમને વિના અગ્નિએ બાળીને ભસ્મ કરનાર છે, તેઓ મદવડે પાપના સમુહને પણ અધિક કરે છે. તેથી પરલોકમાં પણ દુઃખના ભોક્તાજ થાય છે. કોઇ વીરલા ધનવંતો, ધનનો સન્માર્ગે સદુપયોગ કરી જીવનની સાફલ્યતા કરે છે. બાહિર ધનાદિ ઉપર મમત્વ ભાવ હોવાથી आत्मिकस्वरूपનું ચિંતવન થતું નથી, કારણ કે ધનની ચિંતા વિઘ્નરૂપે આડી આવે છે, માટેજ ચક્રવર્તિ

મરખા રાજાઓ પણ સાંસારિક રૂદ્ધિને તૃણવત્ ગણી શ્રમણધર્મ અંગીકાર કરીને ઉત્તમગતિ ભજનારા થયા છે ધન પુદ્ગલરૂપ છતાં ચૈતન્ય શક્તિવાળા આત્માને પણ લલચાવી ફસાવે છે, અને મોહાધજીવો તેનેજ આલે સાર તરીકે માને છે, પણ અંતે એ ધનાદિ વસ્તુ મર્યા બાદ સાથે આવતી નથી હે ચેતન ! તું કેમ તેમાં મુઝાય છે? બાહિર લક્ષ્મીથી પોતાને મોગ માનનારાઓ મોક્ષરૂપ શ્રેયને પામી શકતા નથી, પણ જેઓ આત્મામાં જ્ઞાનદર્શન ચારિત્ર રૂપ અનંત લક્ષ્મી માની તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, તેઓ મોક્ષરૂપ શ્રેય ને પામી શકે છે બાહ્યલક્ષ્મીની વૃદ્ધિથી જીવ અહંકારી થઈ જાય છે અને અંતરલક્ષ્મીની વૃદ્ધિથી જીવ અહંકાર રહીત થઈ નમ્ર બને છે અને સર્વ જીવોની સાથે કરૂણા દ્રષ્ટિથી ભ્રાતૃભાવ રાખે છે બાહ્ય લક્ષ્મીની વૃદ્ધિ, પુણ્ય સંયોગે જે જીવો પામ્યા છે, છતાં નિરાભિમાન દશાએ દેવગુરૂ ધર્મમાં વિનયવાળા હોય છે, તેમનેજ શિવ સંપદા મળે છે લક્ષ્મી પામ્યા છતાં પણ જે વીર પુરૂષો, જળ પંકજની પેઠે તેનાથી ન્યારા રહીને સ્વઆત્મહિત ચૂકતા નથી, તેઓ શાશ્વતપદ પામી શકે છે ખરેખર લક્ષ્મી મનને ફેરવી નાખે છે, અને જો તેનો ભોક્તા ધર્મી ન હોય તો તેને કુગતિના હેતુભૂત તે થાય છે આત્માથકી બાહ્યલક્ષ્મી ભિન્ન છે મમત્વકારિમ છે, માટે તેનો ધર્મ માર્ગ સદુપયોગ કરવો તેજ આત્મહિત માટે છે દાન, ઉપભોગ, અને નાશ, એ ત્રણમાંની ગમે તે ગતિ લક્ષ્મીની થાય છે, માટે વૈરાગી જીવો તેને પોતાની કદી માનતા નથી, અને તેથી સ્વહિત સાધે છે બાહ્ય ઉપાધિ જેમ ઓછી તેમ સમાધિ વિશેષ થાય છે નિરૂપાધિ દશામાંજ તાત્વિક સુખ છે તત્પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ મોહસાગરને ઔદાસીન્યભાવે તરવા પ્રયત્ન કરવો, તેમજ સ્વસ્વરૂપમાં રમણતા કરવી પર ભાવનો ત્યાગ કરવો મનની ચંચળતા ત્યાગી સ્થિર મનોદ્વારા આત્મ ગુણ ચિંતવન કરવુંજોઇએ ક્ષણે ક્ષણે આત્મા બાહ્યભાવે રમે છે કે સ્વ સ્વભાવે રમે છે? તે ઉપયોગથી જોવુ, એમ પુન પુન આત્મનિરીક્ષણ કરતાં, પાપકર્મોથી આત્મા, હલકો થઈ પરમાત્મસ્વરૂપધ્યાનદ્વારા ઇઅળ જેમ ભમરી સંગથી ભમરી રૂપે થાય છે તેમ આત્મા, પરમાત્મપદ પામી અનંત સુખનો ભોક્તા થાય છે એજ

## दुहा.

समारे सुख बिन्दुसम, भ्रमथी भूल्या लोक,
सुख आशाए दुःख लही, जन्म गमावे फोक. ॥ १ ॥

मधु बिन्दु दृष्टान्त जिम, तिम संसारे सुख;
अनुभवथी जोतां थकां, संसारे बहु दुःख. ॥ २ ॥
मोह तृष्णा अभिमानथी, सहुजन दुःखी थाय;
त्याग करी जीव तेहनो, अजरामर पद पाय. ॥ ३ ॥

આ સંસારમાં આત્મા, મોહની કેફથી અસત્ય વસ્તુને સત્ય તરીકે જાણી ભ્રમથી ભૂલ્યો થકો સાંસારિક સુખને સત્ય સુખ તરીકે જાણી મુંઝાય છે. અને સત્ય વીતરાગ કથિત તત્ત્વથી અજાણ રહી अजागल स्तनवत् સ્વ-આયુષ્ય નિરર્થક ગુમાવી અધોગતિ પ્રાપ્ત કરે છે. જીવ, સુખની આશાએ બાહ્ય પદાર્થોની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરે છે, પણ મોહાંધ આત્મા જાણી શકતો નથી કે સુખ તો કેવળ શુદ્ધ આત્મામાં રહેલું છે. કોઇ પણ જડ પદાર્થમાં સુખ રહેતું નથી, તેમજ શરીરમાં સુખ રહેતું નથી. જો શરીરમાંજ સુખ રહેતું હોય તો મૃત શરીરમાં તેની ઉપલબ્ધિ થવી જોઇએ, પણ થતી નથી; માટે સિદ્ધ થાય છે કે સુખ એ આત્માનો ગુણ છે. सुख गुण છે, અને आत्मा गुणी છે. સુખ અનંત છે, સુખ અરૂપી છે, સુખ શાશ્વત છે, સુખ અનાદિ કાળથી આત્મામાં છે. કર્માવરણનેલીધે સંસારી જીવોને સુખ તિરોભાવે છે, અને કર્મનાશથકી સુખ આવિર્ભાવરૂપે પ્રકાશે છે, તાત્વિક સુખ આત્મામાં રહ્યું છે. અને તેની પ્રાપ્તિ અન્તરાત્મપણાથકી છે. કસ્તુરીઓ મૃગ જેમ મૃગમદ-ગંધ લેવા વનમાં ભટકે છે, પણ જાણતો નથી, કે મૃગમદ તો મારી પાસે છે. તેમ આ બાહ્યાત્મા અન્ય વસ્તુઓમાં સુખ છે, એવી ભ્રાંતિથી તેને પોતાની માની મકલાય છે. અને અન્ય વસ્તુઓના નાશથી પોતાનો નાશ માને છે. હે આત્મન્! શુદ્ધ બુદ્ધિથી વિચાર કે કેવળ તું માયાના પાસલામાં ફસાયો છે. અને હાલ મનુષ્ય જાતિરૂપ સામગ્રી પામી વીતરાગ ધર્મનું સેવન કરતો નથી, તો અંતે તું પશ્ચાત્તાપ કરીશ. જળ તરંગવત્ આયુષ્ય સ્થિતિ છે. સમયે સમયે આયુષ્ય ઘટતું જાય છે. વારંવાર ધર્મ સામગ્રી પામવી દુષ્કર છે. કહ્યું છે કે—

नपुणो पुणोवि एवं, तुहसंभावेमि जीवसामग्गिः
तारे हरिसि कहं। पमाय मइराग उम्मत्तो. ॥ १ ॥
जलपडिबिंबियतरुवर, फलेहिंकोनाम पाविऊतित्तिं।
सुविणोवलद्ध अथ्थेण, ईसरोको विसंजाओ ॥ २ ॥

સરોવરના જળમાં પડેલાં ઝાડોના પ્રતિબિંબથી ને જણાતા ફળથકી

ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે, પણ મનોરથોથી માત્ર કાર્ય સિદ્ધ થતું નથી. ( ઉદ્યમ હીન સુતેલા સિંહના મુખમાં હાથીઓ કંઇ પ્રવેશ કરી શકતા નથી. ) ઉદ્યમ કરવાથી અલભ્ય વસ્તુની પણ પ્રાપ્તિ થાય છે. ભાવીભાવ ઉપર આધાર મૂકી ઉદ્યમ હીન થવું નહિ. ઉદ્યમ બે પ્રકારનો છે. **प्रशस्यउद्यम २ अप्रशस्यउद्यम.** ધર્મ માર્ગમાં ઉદ્યમ કરવો તે પ્રશસ્ય ઉદ્યમ છે. **अधर्म मार्गमां उद्यम** કરવો તે **अप्रशस्य उद्यम** છે. જ્ઞાન, દર્શન ચારિત્રાદિગુણોની પ્રાપ્તિ ઉદ્યમથકી છે. કેટલાક જીવો એમજ માની બેસે છે કે-ભવસ્થિતિ પરિપક્વ થયા વિના ઉદ્યમ કરેલો નિષ્ફલ જાય છે. એમ માની આત્માને ચારગતિ ભવભ્રમણમાં ઉતારે છે. ભવસ્થિતિ પરિપક્વ થઈ છે કે નહિ તે વિશિષ્ટ જ્ઞાનવિના જાણી શકાતું નથી. માટે ઉદ્યમ ત્યાગવો નહિ. ઉદ્યમ એટલે પુરૂષાર્થ તે વિના મુક્તિની પ્રાપ્તિ નથી. માટે ધર્મ માર્ગમાં યથાશક્તિ ઉદ્યમ કરવો. ધર્મ, દોલત કરતાં અત્યંત અધિક છે. જે જગ્યાએ જવાથી આત્મહિત થતું ના હોય, અને ધર્મ થકી ભ્રષ્ટ થવાય, તે જગ્યાનો ત્યાગ કરવો. દુનિયામાં કોઇ સુખી થાય છે, કોઈ દુઃખ ભોગવે છે, તે પ્રત્યક્ષ પુણ્ય પાપનું ફલ જાણવું. કાયા અનિત્ય છે. ભાડાની કોટડી સમાન છે, ક્ષણ ભંગુર છે. સાત ધાતુથી બનેલી છે. એની વૃદ્ધિ અને હાનિ થયા કરે છે, રોગોનો પ્રવાહ કાયાની પુંઠે લાગ્યો છે. એ કાયાની એક દિવસ શ્મશાનમાં રાખ થઈ જશે અને તે રાખની માટી થઈ જતાં તેથી લોકો પોતાનાં ઘર બાંધશે. આ દુનિયામાં જેટલા મનુષ્યો જન્મ્યા તેટલા સર્વે આજ સુધી રહ્યા હોતતો ચાલવાની જગ્યા પણ મળી શકત નહીં. પણ કાળ સર્વનું ભક્ષણ કરતો જાય છે. મનુષ્ય દરરોજ જાણે છે કે હું મોટો થતો જાઉં છું પણ જ્ઞાની જાણે છે કે દરરોજ આયુષ્ય ખુટવાથી નાનો થતો જાય છે. જેવું શરીર અંદરનું છે તેવું બાહ્ય કર્યું હોય તો વૈરાગ્ય થયા વિના રહે નહીં. અરણિના કાષ્ટમાં અગ્નિ વ્યાપીને જેમ રહ્યો છે, તલમાં જેમ તેલ વ્યાપીને રહ્યું છે તેમ શરીરમાં આત્મા વ્યાપીને રહ્યો છે. કોઇ મતવાદી આત્માને અણુરૂપ માને છે, પણ તે યુક્તિ વિકલ છે. અણુરૂપ આત્મા તો રૂપી ઠરે છે અને આત્મા તો અરૂપી છે. તેથી તે અણુરૂપ નથી. કેટલાક મતવાદી **आत्माने** વ્યાપક માને છે. પણ આત્મા વ્યક્તિરૂપે કરી વ્યાપક નથી. **व्यापक** અને **नित्य** એવા **आत्माने बंधमोक्ष** ઘટી શકે નહિ. કારણ કે એકાંત નિત્ય આત્માને સુખ દુઃખનો ઉપભોગ ઘટી શકતો નથી. **यदाहुःनित्यस्य हि लक्षणं अप्रच्युतानुत्पन्नस्थिरैकरुपत्वम ततो यदात्मा सुखमनुभूय स्वकारण-**

कलापसामग्रीवशात् दुःखमुपभुङ्क्ते तदास्वभावभेदादनित्यत्वापत्या स्थिरैकरुपतो हानिप्रसङ्ग एव दुःखमनुभूय सुखं भुंजानस्यापि वक्तव्यम् નાશ ઉત્પત્તિ રહીત સ્થિર એક રૂપત્વ નિત્યનું લક્ષણ છે જ્યારે આત્મા સુખને ભોગવી સ્વકારણ પ્રમુખ સામગ્રીવશે કરી દુઃખને ભોગવે છે, ત્યારે સ્વભાવનો ભેદ થવાથી અનિત્યત્વાપત્તિથી સ્થિરૈકરુપતા હાનિપ્રસંગ પ્રાપ્ત થાય છે—એ પ્રમાણે દુઃખને ભોગવનાર આત્મામાં નિત્ય લક્ષણ ઘટી શકતું નથી સ્વભાવનો ભેદ થાય છે માટે કહ્યું છે કે—स्या मञ्जर्याम्

नैकान्तवादे सुखदुःखभोगौ न पुण्यपापे न च बंधमोक्षौ
दुर्नीति वादव्यसनासिनैवं परैर्विलुप्तं जगदप्यशेषम् ॥ २७ ॥

એકાંતે આત્માને નિત્ય યા એકાંતે આત્માને અનિત્ય માનવાથી પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, ઈત્યાદિ તત્ત્વ વ્યવસ્થા ઘટતી નથી कथंचित् आत्मा નિત્ય છે कथंचित् આત્મા અનિત્ય છે સ્યાદ્વાદરીત્યા એ સર્વ આત્મામાં ઘટે છે સૂક્ષ્મ બુદ્ધિથી આત્માનિત્ય જાણ્યાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, દરેક તત્ત્વનું સ્વરૂપ ગીતાર્થ ગુરૂગમ દ્વારા ધારવાથી શંકાઓનો નાશ થાય છે મનુષ્ય જન્મ પામી જેણે આત્મતત્ત્વનું સ્વરૂપ જાણ્યું નહિ, અને મોહ માયામાં આયુષ્ય પૂર્ણ કર્યું તેનું જીવતર નિષ્ફળ જાણવું કાળના સપાટાથી પ્રતિદિન શરીર ઘસાતું જાય છે તોપણ આશા તૃષ્ણાઓ ઘમાતી નથી ઉલટી વૃદ્ધિ પામતી જાય છે અંજલી જળવત્ આયુષ્ય જળ ખુટી જાય છે આત્મા ચેત ચેત મોહમાયાનો ત્યાગ કરી આત્મસ્વરૂપનું ચિંતવન કર નિદિધ્યાસન કર સાંસારિક પદાર્થોના મોહથી રાત્રિ દીવસ ગદ્ધાવૈતરૂં કરી સ્થિર ચિત્તે કરી બેસી રહ્યો નથી પણ આત્મા યાદ રાખ “करणी तेवी पार उतरणी” यादृशी मति तादृशी गति વાવે તેવું લણે આ વાકયોથી સાર ગ્રહી ધર્મ માનમાં હિત બુદ્ધિથી પ્રવૃત્તિ કરવી તેજ તત્ત્વ સાર છે યાદ રાખ કે ઘડી દિવસ પક્ષ માસ વર્ષ એમ કાળ વહેતો જતા આયુષ્ય પૂર્ણ થઈ જશે મનના વિચાર મનમાં રહી જશે હાથે તે સાથે આત્મા તું પ્રમાદ કરીશ નહિ ધર્મમાર્ગે પ્રવૃત્તિ કરકે જેથી शाश्वतपद् પામીશ

દુહા.

દ્રવ્ય ક્ષેત્રને કાલભાવ યોગે ધર્મ સધાય.
નિમિત્ત સેવો શુદ્ધ જેમ, કર્મ કલંક કરાય.

દ્રવ્ય ક્ષેત્ર-કાળ અને ભાવ યોગે ધર્મ સાધી શકાય છે હે ભવ્યો! શુદ્ધ નિમિત્ત કારણોને સેવો કે જેથી આત્માને લાગેલું કર્મરૂપ કલંક દૂર થાય

સુજ્ઞો યાદ રાખો કે આત્મા સારા નિમિત્ત સંયોગે ધર્મ ધ્યાન ધ્યાવે છે. હાલના વખતમાં શુક્લ ધ્યાનનો વિરહ છે. તોપણ ધર્મ ધ્યાન તો છે. **સત્સંગ** કરવો એ ધર્મ સાધન કરવામાં અત્યુત્તમ કારણ છે. જેની સંગતિથી આત્મા આર્તધ્યાન અને રૌદ્રધ્યાન વાળો થાય, તેની સંગતિ ત્યાગવી. જેવાં જેવાં નિમિત્ત મળે છે તેવો તેવો આત્મા થઇ જાય છે. **શિલાને** સૂર્યના કિરણોનો સ્પર્શ થતાં ઉષ્ણ થઈ જાય છે, અને રાત્રિએ શીત ૠતુમાં શીત પુદ્ગલોનો સંયોગ થતાં શિલા ઠંડી થઈ જાય છે. તેમ આ આત્માને વૈરાગીની સંગતિ થવાથી આત્મા વૈરાગી થવા પામે છે. અને આત્માને મિથ્યાત્વીની સંગતિ થતાં મિથ્યાત્વી પણ થઈ જાય છે. નિમિત્ત કારણો પણ અત્યંત બળવાન છે.

દુહા.

**સત્સંગત જો પામીએ, પ્રગટે પુણ્ય પસાય;**
**કારણે કારજ નીપજે, વાદળને જેમ વાય.**

મોટા પુણ્યના યોગે **સત્સમાગમ** થાય છે. સત્પુરૂષોનો સમાગમ થતાં આત્માના શુદ્ધ સ્વભાવનું જ્ઞાન થાય છે પશ્ચાત્ આત્મા જાણે છે કે અહો મેં આટલો કાળ અજ્ઞાન દશામાં ગુમાવ્યો, હું પર વસ્તુમાં સુખની ભ્રાંતિ કરૂં છું. પણ પર વસ્તુ જે પુદ્ગલ તે મારૂં નથી. એ પુદ્ગલ દ્રવ્યની સંગતિ કરવી સારી નથી. સુવર્ણ, રૂપું, હીરા, મોતી, કર્મ એ સર્વ પુદ્ગલ દ્રવ્ય છે. તે આત્મદ્રવ્ય નથી. તે તે થકી ભિન્ન છે. આત્મા પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન છે. આત્મા અરૂપી છે અને પુદ્ગલ દ્રવ્ય રૂપી છે. તો રૂપી દ્રવ્ય સાથે અરૂપી જે આત્મા તેને સંગતિ કરવી ઘટતી નથી. પુદ્ગલ અને આત્માની ભિન્ન જાતિ છે. અને એ પુદ્ગલ દ્રવ્ય આત્માને શત્રુ સદશ છે. માટે શત્રુભૂત પુદ્ગલ દ્રવ્યની મિત્રાઇ, તેમાં મમતા ભાવ કયો સુજ્ઞ માણસ કરવા ધારે. એ પુદ્ગલદ્રવ્યની સાથે પ્રીતિ કરતાં દુઃખ પમાય એ નક્કી છે. કર્મરૂપ પુદ્ગલ દ્રવ્ય સંયોગે આત્મા પોતાનું ભાન ભૂલી ચોરાશી લાખ જીવયોનિમાં ભટકે છે. સુજ્ઞોએ યાદ રાખવું કે–**સત્સંગ અત્યંત** હિતકારક છે. શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે જેણે શાંતિ સ્વરૂપ પ્રાપ્ત કરવું હોય, તેણે **શુદ્ધ આલંબન** સેવવાં. **શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલરે; તામસી વૃત્તિ સવિ પરહરી, ભજે સાત્વિકી શાલરે. શાંતિ ॥ ૧ ॥ દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાનરે; જોગ સામર્થ્ય ચિત્ત ભાવથી, ધરે મુગતિ નિદાનરે. શાંતિ ॥ ૨ ॥** ઇત્યાદિ વાક્ય સત્સંગમ કરવા પ્રેરણા

કરે છે, અને દુષ્ટ જનોની સગતિ ત્યાગ કરવા કહે છે નાટક પ્રેક્ષણ વગેરેથી આત્મા પરભાવમા રમી પાપની રાશિ સપાદન કરે છે, શ્રી સદ્ગુરૂ સમાગમ કરવાથી આત્મા સમ્યક્ત્વ પામે છે મિથ્યાત્વનો ત્યાગ કરે છે જીવાજીવ પદાર્થનું જ્ઞાન થાય છે એ સર્વ સદ્ગુરૂ સમાગમનુ ફળ છે પ્રદેશી રાજા સરખા નાસ્તિક પણ સદ્ગુરૂ સમાગમથી આસ્તિક થયા તેમ બીજાઓ પણ સદ્ગુરૂ સમાગમથી સમ્યક્ત્વને પામી શકે છે અને અનુક્રમે સવરભાવે આત્માને ભાવી જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ રત્નત્રયીના ભોક્તા થાય છે એ સત સમાગમ સ્વપરને પ્રાપ્ત થાઓ

દુહા.

ચકોર ચંદ્ર નિહાળીને, આનદ પામે જેમ,
સદ્ગુરૂ વાણી સુણતા, ભવિમન આનદ તેમ ॥ ૧ ॥

ચકોર પક્ષી ચદ્રને દેખી જેમ આનદ પામે છે, તેમ સદ્ગુરૂ મહારાજનું (મુખ દેખતા તેમજ) તેમની વાણી સાભળતા ભવ્ય જીવોને આનદ થાય છે સદ્ગુરૂને દેખી જેના મનમા હર્ષ થતો નથી, તે દુર્ભવ્યજીવો જાણવા શ્રી સદ્ગુરૂ સ્થાવર તીર્થ કરતા પણ અત્યુત્તમ છે કારણ કે સ્થાવર તીર્થને ઓળખાવનાર પણ શ્રી સદ્ગુરૂ છે શ્રી સદ્ગુરૂ પુણ્ય અને પાપને ઓળખાવે છે, દ્રવ્ય ગુણ પર્યાયનો અવબોધ શ્રી સદ્ગુરૂ કરાવે છે નર્ક અને મોક્ષનું સ્વરૂપ શ્રી સદ્ગુરૂ જણાવે છે કેટલાક જીવો પોતાની મેળે પોથીઓ વાચી અમો તત્ત્વ પામ્યા એમ માની બેસે છે પણ યાદ રાખવુ કે ગુરુગમ દ્વારા જે જ્ઞાન પ્રાપ્તિ થાય છે તે બીજી રીતે થતી નથી જેટલી સદ્ગુરૂ શ્રદ્ધા ભક્તિ ઓછી તેટલુંજ તેને ધર્મ પ્રાપ્તિમા અલ્પફળ થઈ શકે છે ધર્મ પ્રાપ્તિ ગુરૂવિના થવી દુર્લભ છે જેને ગુરૂ ઉપર શ્રદ્ધા છે, તેને થોડું જાણ્યુ તો પણ ઘણું જાણ્યુ થોડું ધર્મ સેવન પણ ઘણા ફળને આપશે ગુરૂ વિના સ્વચ્છદીઓનો આત્મા ઉખર ક્ષેત્ર સમાન જાણવો અને ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા છે, એવા શ્રાવક યા સાધુ શિષ્યોનો આત્મા તીર્થ સદશ જાણવો સદ્ગુરૂ ઉપદેશથી આત્મા પોતાનું સ્વરૂપ જાણી, જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ સ્વધન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે આત્મા વિચારે છે કે મે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ અસત્પ્રવૃત્તિથી ચતુર્ગતિમા પુન પુન પરિભ્રમણ કર્યું હવે પણ જો હું મિથ્યા દોલાયત તો સસાર સમુદ્ર શી રીતે તરી શકીશ? આ આત્મા કામ ક્રોધાદિ શત્રુઓના વશ થશે, તો પશ્ચાત્ ચાર ગતિમા પુન પુન ભટકશે હે જીવ તારે મોક્ષસ્થાન પ્રાપ્ત

કરવાની ઇચ્છા હોય તો અનાદિકાળની મિથ્યા ટેવ ટાળ. વૈર વિરોધ તથા તે થવાના સંયોગોનો ત્યાગ કર. લડાઇ ટંટા ઝઘડા થાય તેમ કર નહીં. અંતરગ રાગદ્વેષાદિ શત્રુઓનો નાશ થયા વિના મુક્તિ મળવાની નથી. હે ચેતન! તારૂં જાણ્યું ખરૂં ક્યારે કહેવાય કે તું જ્યારે શત્રુમિત્ર ઉપર સમભાવે વર્તે તો. હે ચેતન! કોઇની સાથે તું મનમાં વૈરભાવ રાખીશ નહીં. તારૂં તારી પાસે છે. તે પામવા પ્રયત્ન કર. સર્વ જીવો સિદ્ધ સમાન છે, તારો કોઇ શત્રુ નથી. એમ ચિત્તમાં ધારણ કર. ધર્મના કૃત્યોનો નાશ થાય. તેમ આચરણ રાખ નહીં. મોટા મોટા ઘણા જીવો ચાલ્યા ગયા. તેની આગળ તું શા લેખામાં છે. ક્લેશ સ્વપર થાય તેવો સંયોગોનો ત્યાગ કર. નહીંતો યાદ રાખ કે મરણ બાદ તારૂં કોઈ શરણ નથી. સાંસારિક ખટપટો ત્યાગીને જે મુનીશ્વરો પરના જીવને મન વચન અને કાયાથી અપ્રીતિ નહીં કરતાં છતાં વિચરે છે, તેમને ધન્ય છે, તેમને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ. મન, વચન અને કાયાથી અન્ય જીવોને પીડા, અપ્રીતિ ઉત્પન્ન કરી હોય તો નમ્રતા લાવી હે આત્મા તું ખમાવ. જે જીવો ક્રોધ, માન, દંભ, કદાગ્રહ, કપટ, મમતા ત્યાગી આત્મસ્વરૂપે રમે છે અને બીજાની નિંદા કરતા નથી તે, અભ્યંતર શત્રુઓને જીતી સનાતન શિવપદ પ્રાપ્ત કરે છે. તે પ્રમાણે સ્વપરને થાઓ.

આત્મ સ્વરૂપની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી અનાદિ અજ્ઞાનનો નાશ થતો નથી. કહ્યું છે કે—

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा,
तथा देहांतरप्राप्ति र्धीरस्तत्र न मुह्यति ॥
वासांसि जीर्णानि यथा विहाय,
नवानि गृह्णाति नरोऽपराणि तथा शरीराणि विहाय-
जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २ ॥

જેવી રીતે દેહની બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એ અવસ્થાત્રય નિયમાનુસાર પ્રવર્તે છે. તેમ દેહીનું પણ અન્ય દેહમાં કર્માનુસાર સંક્રમણ થાય છે. જેમ મનુષ્ય જૂનાં વસ્ત્ર કોરે મૂકી બીજાં નવાં ગ્રહણ કરે છે; તેજ પ્રમાણે દેહી જીવ પણ એક દેહને મૂકી બીજો દેહ ધારણ કરે છે. બૃહદારણ્યકમાં અન્ય વાદીઓએ કહ્યું છે કે—स एव एष महानज आत्माऽजरोऽमरोमृतोभयो ब्रह्म—( આત્મા મહાન્ અજ, અજર, અમર, અમૃત, અભય બ્રહ્મ છે. ) કઠોપનિષદ્‌માં કહ્યું છે કે—न जायते म्रियते वा विपश्चित् अजो नित्यः शाश्वतोऽयं पुराणः જે આત્મા જન્મતો કે મરતો નથી, તે અજ

નિત્ય શાશ્વત અને પુરાણ છે ) ઇત્યાદિ વાક્યો સમીચીન નથી, કારણ કે એકાતે કરી માનવાથી હવે તે સબધી સમીક્ષા એકાતે કરી આત્મા મહાન પણ કહી શકાતો નથી કારણ કે જે મહાનરૂપે હોય છે, તેની અલ્પતા થઇ શકતી નથી અને પ્રત્યક્ષ જીવોમા અલ્પત્વતા આદિ વીચિત્ર ભાસે છે તેથી એકાતે આત્મા મહાન પણ કહી શકાય નહી નિશ્ચયનયે કરી જોતા આત્મા અજ છે તેને ઉત્પન્ન કરનાર કોઇ નથી બ્રહ્મમાથી જીવ ઉત્પન્ન થાય છે, એમ પણ માની શકાય નહીં કેટલાક આત્માનો બનાવનાર ઇશ્વર માને છે પણ તે અયુક્ત છે કારણ કે ઇશ્વરને કઇ જીવોને બનાવવાનું પ્રયોજન નથી નિત્ય એવા ઇશ્વરથી જીવોત્પતિ થઈ શકે નહી જીવ કર્મયોગે અન્ય દેહોને ધારણ કરે છે, તેની અપેક્ષાએ આત્મા જુદા જુદા શરીરાકારે ઉત્પન્ન થયો એમ કહેવાય છે એ પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ છે अज्ञ આપ० નિશ્ચયનયની અપેક્ષાએ આત્માના શુદ્ધ સ્વરૂપનો આરોપ કરે છે અજર અમર અભય આ દરેક द्रव्यार्थिकनयापेक्षया शुद्ध आत्मस्वरूप બોધે છે બ્રહ્મ આ શબ્દ જ્ઞાનનો આરોપ કરે છે જ્ઞાન થકી અતિરિક્ત આત્મા નથી કારણ કે જ્ઞાન એ આત્માનો ગુણ છે ગુણીને છોડી ગુણ અન્ય રહેતો નથી જ્ઞાન ગુણથી આત્માગુણી સિદ્ધ થાય છે આત્મા જન્મતો નથી ? મરતો નથી આ વાક્ય પણ એકાતેકરી માનવામા આવે તો ભવ ભ્રમણ હેતુભૂત છે પ્રાણના સયોગ અને વિયોગેકરી પ્રસક્ષ અનુભવાતા જન્મ મરણને આત્મા કરતો નથી તો બીજો કોણ કરે છે, તે બતાવો, હું જન્મ્યો, હું મરૂં છુ આ શબ્દનુ ઉચ્ચારણ આત્મા કરે છે માટે જ્યા સુધી કર્મવડે કરી સયુક્ત આત્મા છે, ત્યાસુધી પોતે જન્મ મરણ કરે છે, અને તે ઉપર કહેલા બે શ્લોકોથી જન્મ મરણની સિદ્ધિ થાય છે જ્યા સુધી જીવને કર્મ લાગ્યા છે, ત્યાસુધી પોતે જન્મ મરણ ધારણ કરવાનોજ સસારી જીવોને જન્મ મરણ ધારણ કરવાના છે સસારી જીવોને જન્મ મરણ થયા કરે છે, અને જ્યારે આત્મા કર્મ રહિત થઇ શાશ્વત પ૦ પામે છે, ત્યારે જન્મ અને મૃત્યુ પામતો નથી, એમ અર્થ કરવામા આવે તો તે સત્ય છે આમ અર્થ કર્યા વિના તે વચનો અસત્ય સમજવાં જીવ એકાતે નિત્ય પણ નથી, કારણ કે એકાતે નિત્ય આત્માને બધ મોક્ષનો સદ્‌ભાવ ઘટતો નથી અને બધ મોક્ષ તો આત્માને છે—માટે नित्याऽनित्य આત્મા છે એમ માનવો યુક્ત છે અને તે પ્રમાણે શ્રી સર્વજ્ઞ મહારાજા કહે છે, તે સત્ય છે વળી કેટલાક જે માને છે તે બતાવે છે येवेके चास्माल्लोकात्प्रयाति चन्द्रमसमेव ते सर्वे गच्छंति (જે મધ આ લોકનાથી [illegible]), તે ચદ્રમામાજ જાય છે)

સ્વાદ્વાદરીત્યા આત્મ પ્રાપ્તિ કરતાં વિકલ્પની સંકલ્પ શ્રેણીઓ નાશ પામે છે. આધિ વ્યાધિ અને ઉપાધિઓ નાશ પામે છે. આત્માને સત્ અસત્ આદિ પક્ષોથી જાણવો જોઇએ. સંસારમાંથી નિવૃત્તિ થયા બાદ આત્મગુણની પ્રવૃત્તિ થાય છે. આત્માના અનંત ગુણો આત્મતત્ત્વ નિર્મળ થવાથી આવિર્ભાવે થાય છે. સમયે સમયે આત્મોપયોગ થવો જોઇએ. હે આત્મન્ ! તું મોહદશાનો ત્યાગ કર. પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયોથી વિરક્ત થા. સાંસારિક સુખને કાકવિષ્ટા સમાન જાણી સચ્ચિદાનંદ આત્મ સ્વરૂપ પ્રાપ કરવા પ્રયત્ન કર. ત્રૈલોક્યના સુખ કરતાં પણ આત્માનું એક ક્ષણનું સુખ આધક છે. એ આત્યંતિક સુખ બજારમાં, ગિરિમાં, ગુફામાં નથી, કિંતુ આત્મામાં છે, અને તે જ્ઞાન ગુણે લક્ષ્ય છે. આત્મા ઉપર પ્રીતિ થતાં બાહ્ય પદાર્થો પરથી મમતા ઘટે છે, અને સમતા આત્મામાં પ્રગટે છે. રોવું, શોક, હાસ્ય, ક્રોધાદિક, એ સર્વ દોષનો આત્મતત્ત્વજ્ઞાનથી નાશ થાય છે. હજારો પુસ્તકો વાંચો વા કળામાં કુશળ થાઓ, પણ જ્યાં સુધી આત્માને વ્યવહાર નિશ્ચયનયે જાણ્યો નથી, ત્યાં સુધી શી રીતે ભવજલપાર પામી શકાય. શ્રી જીનેશ્વર મહારાજાએ પ્રરૂપેલાં નવ તત્ત્વનો સમ્યગ્રીતે અવબોધ થતાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. માટે રે જીવ ! કેમ તે જાણવા પ્રયત્ન કરતો નથી, અરે તેં પ્રમાદ દશામાં આત્મહિત ખોયું. આત્મા સ્વરૂપયોગે જાગ, જાગ. પરભાવ ત્યાગ કર, સ્વસ્વભાવમાં રમણ કર. અસ્થિર સંસારમાં જીંદગીનો ભરૂંસો નથી. કેઇ ચાલ્યા કેઈ ચાલશે. હાથે તે સાથે. શું સંસારમાં કોઈના ઘર, હાટ, પુત્ર, પરિવાર, પોતાનાં થયાં છે ? ના, નથી થયાં. તો તારાં શી રીતે થવાનાં. શ્રદ્ધા ભક્તિથી સદ્ગુરૂ વચનામૃત હૃદયમાં ધારણ કર ! પ્રાણથી પણ પ્યારા શ્રી સદ્ગુરૂને મોક્ષ પ્રાપ્તિના ઉપાયોની પૃચ્છા કર. શત્રુ મિત્ર ઉપર સમભાવ ધારણ કરીને ઉદાસીન ભાવે રહે. ક્યાં ક્રોધ કરે છે ? ક્યાં માન કરે છે ? કેમ કપટ કરે છે ? કોની ઉપર મમતા કરે છે ? કોનાથી તું મોટો છે ? તેનો વિચાર કર. સર્વે આત્મા સિદ્ધ સમાન સત્તાએ છે. સર્વ જગત્ જીવ અને અજીવથી પરિપૂર્ણ છે. અનંતા જીવો છે. તેમાં તું એકલો શા હિસાબમાં છે. ચોરાશી લાખ જીવયોનિમાં પુનઃ પુનઃ ભમતાં તારૂં કોઇ સ્થાન થયું નથી. તે શા કારણથી ? આ મારૂં અને આ તારૂં એ મિથ્યા ભાવથી બંધાય છે. આજકાલ સાંજ સવાર કરતાં આયુષ્ય ખૂટે છે. ક્ષણ ક્ષણમાં આત્મોપયોગ કરી જે જીવ આત્મધ્યાન કરે છે, તે પરમ પદ પામે છે, અને જે કરશે તે પણ પામશે.

अहंकर्तेत्यहंमान महाकृष्णाहिदंशिनः

नाहंकर्तेति विश्वासामृतं पीत्वा सुखी भव ॥ १ ॥

હું કર્તા છું, મારા વિના બીજાથી આ કાર્ય થઇ શકે નહીં, કુટુંબનું ભરણપોષણ પણ હું કરૂં છું મારાથી સર્વે થઇ શકે છે સર્વથી મોટો હું છું, મારી શક્તિ અત્યંત છે, ઈત્યાત્મક અભિમાનરૂપ મહા કાળા સર્પથી ડસાએલ આત્મા કર્મની વર્ગણાઓ ગ્રહણ કરી વિચિત્ર શરીર ધારણ કરી વિવિધ ગતિમા સુખ દુ ખાનુભવ કરતો ભમે છે, અને તેજ આત્મા જ્યારે એમ ચિંતવે કે-હુ પરવસ્તુનો કર્તા નથી પરવસ્તુ મારી સંપત્તિ નથી, પરપૌદ્ગલિક વસ્તુની વૃદ્ધિથી મારી વૃદ્ધિ થતી નથી અને તેના નાશથી મારો નાશ થતો નથી સુવર્ણ, રૂપુ, રત્ન અને માણિક્યના મેરૂ પર્વત જેટના ઢગલાઓ મને પ્રાપ્ત થાય તોપણ તેથી હું મોટા થઈ શકું નહિ, અને તતદ્વારા હું સુખાનુભવ કરી શકુ નહિ, આત્મા કર્મનો કર્તા અને ભોક્તા પણ **આત્માની અશુદ્ધ પરિણતિથી** છે, ત્યાં સુધી જન્મ જરા મૃત્યુ આદિ દુ ખોથી આત્મા દુ ખી થાય છે પણ હું કોઇ વસ્તુનો કર્તા નથી, આમ નિર્મળ બુદ્ધિ થતા નાહં કર્તા (હું કર્ત્તા નથી) આ વાક્ય રૂપ અમૃતનો સ્વા૦ લેઇ આત્મા નિર્વિભય બને છે જ્યા સુધી આત્મા હું પરવસ્તુનો કર્તા છું એમ માને છે, ત્યા સુધી તે ભવમા પુન પુન પરિભ્રમણ કરે છે **નાહંકર્તા** આ વાક્યામૃત વિના બીજા અમૃતથી કદાપિ આત્મા **અમરત્વ** પામી શકતો નથી આ વાક્યનો સમ્યગ અર્થ સમ્યગ્ દૃષ્ટિ જીવને પ્રાપ્ત થાય છે અને તેની પ્રાપ્તિ થતા આત્માને પરવસ્તુના નાશથી શોક થતો નથી અને તે બાહ્ય કોઈ પદાર્થની સિદ્ધિ કરે તોપણ તેને **અભિમાન** પ્રાપ્ત થતું નથી કોઇ કાર્યમા ફતેહ મેળવતા એમ વિચારે કે આ આત્મા તત્ કાર્યમાં નિમિત્તકારણ છે આ વાક્યને જાણે છે તેની વિષયાદિમા પણ પ્રવૃત્તિ થતી નથી મનમા એમ વિચારે કે એ વસ્તુનો કર્તા હું નથી તો તેનો ભોક્તા કેમ બનું, એમ પુન પુન તેજ વાક્યનુ સ્મરણ કરતા મોહ મદિરા પણ ઉતરી જાય છે અને સમભાવ વધે છે વળી કહે છે –

आत्मान रथिन विद्धि शरीर रथमेव तु,

बुद्धि तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ १ ॥

इन्द्रियाणि हयानाहुर्विषयास्तेषु गोचरान्

आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिणः ॥ २ ॥

ગુરૂ શિષ્ય પ્રતિ ઉપદેશે છે કે–હે શિષ્ય તું આત્માને રથનો સ્વામી જાણ, શરીરને રથ જાણ, બુદ્ધિને સારથી જાણ, મનને લગામ તુલ્ય જાણ, ઇન્દ્રિયોને ઘોડા જાણ, વિષયોને કુમાર્ગ જાણ, બુદ્ધિરૂપ સારથી ઈન્દ્રિયરૂપ ઘોડાને

વિષયરૂપ કુમાર્ગથી મનરૂપ લગામથી ખેંચી **સાધુ વા શ્રાવક ધર્મરૂપ માર્ગમાં** આત્મારૂપ રથીને શરીરરૂપ રથ દ્વારા વહન કરાવે તો મુક્તિ નગરની પ્રાપ્તિ આત્મા જલ્દીથી કરે છે. આ શ્લોકનો સમ્યગ્દૃષ્ટિ યથાર્થ અર્થ જાણી શકે છે, તે સ્વાત્મહિતમાં પ્રવૃત્તિ કરે છે. મન અને ઇંદ્રિયોએ સહિત આત્મા **સંસારી** કહેવાય છે. પણ જ્યારે મન ઇંદ્રિયથી પૃથક્ આત્મા થાય છે, ત્યારે તેને **પરમાત્મા સિદ્ધ બુદ્ધ** કહે છે. આત્માને **સત્ અસત્ નિત્ય અનિત્ય આદિ** વિકલ્પોથી જાણી, શરીર મન વાણી લેશ્યાથી આત્મા પૃથક્ જણાય, એવા આત્માને **અંતરાત્મા** કહે છે. જિનાજ્ઞા મુજબ જિનોક્તતત્ત્વ ભણ્યા વિના યથાયોગ્ય **અંતરાત્મત્વ** પ્રાપ્ત થતું નથી, અને **જિનોક્તતત્ત્વ** જ્ઞાન વિના હઠ સમાધિથી કંઇ પણ **આત્મહિત** થતું નથી. **अत एव अन्तरात्मपदप्राप्त्यर्थम् सम्यक्त्वं ज्ञातव्यं** શરીરની પુષ્ટિ થતાં પોતાની પુષ્ટિ માને, શરીર રોગી થતાં પોતાને રોગી જાણે, શરીરનો નાશ થતાં પોતાનો નાશ જાણે, શરીરથી પૃથક્ **આત્માને** માને નહિં, અને તેનું જ્ઞાન પણ હોય નહીં, એવા જીવોને **બહિરાત્મપણું** હોય છે, તેવા બહિરાત્મિયો મિથ્યાત્વી જાણવા. તેવા જીવો ગમે તો રંક તરીકે હોય, અગર શેઠ શાહુકાર, પ્રધાન, રાજા કે મોટા વિદ્વાન્ તરીકે હોય, તોપણ ચાર ગતિમાં **પુનઃ પુનઃ** પર્યટન કરશે. રાગ દ્વેષ, કલહ, મારૂં તારૂં ઇત્યાદિ દોષના ધારણ કરનારાઓ **બહિરાત્મી** જીવો હોય છે. તેમને જન્મ જરા મૃત્યુના રોગો લાગુ રહે છે. તેવા બહિરાત્મી જીવોને **રાગ દ્વેષ** લાગ્યો રહે છે, અને તે જીવો **સદ્ગુરૂનું** વચન નહીં માનતાં તેમની **નિંદા** કરી ભારે થાય છે, અને પોતાને મોટા માને છે, તેનું ફળ એજ થાય છે કે **નરક નિગોદનાં રૌરવ દુઃખ** ભોગવવાં પડે છે. માટે હું કર્તા આદિ અભિમાનનો **ત્યાગ કરી આત્મા** પોતાને શરીર, વાણી, મન, ઘર, પુત્ર, અને સ્ત્રી થકી જુદો જાણી પોતાના સ્વભાવમાં રમે અને પરસ્વભાવનો ત્યાગ કરી **શ્રી સદ્ગુરૂને** સેવી **આત્મહિતમાં પ્રવૃત્તિ** કરે, તો **અજરામરપદ** પામે.

**શ્લોક ॥ नाहं देहश्चिदात्मेति बुद्धिर्विद्येति भण्यते अविद्यासंसृतेर्हेतु विद्या तस्या निवर्तिका ॥१॥** હું દેહસ્વરૂપ નથી, પણ હું શરીરમાં કર્મ સંયોગે રહ્યો છતો પણ તે થકી ન્યારો **ज्ञानदर्शनचारित्र** ગુણવિશિષ્ટ છું, અનંત ગુણનો હું ભોક્તા છું, સર્વ વસ્તુનો **ज्ञाता** હું છું, **आत्म व्यक्तिथी** હું સર્વત્ર વ્યાપક નથી, હું **अमूर्त** છું. એમ શુદ્ધ આત્મસ્વરૂપ ધ્યાવવું તેનું નામ **विद्या या ज्ञान** છે. વ્યવહાર અને નિશ્ચયનયાનુસારે **आत्मस्वरुप** તથા જીનોક્તતત્ત્વનો યથાયોગ્ય અવબોધ, તેનું નામ **ज्ञान** જાણવું. મતવાદીઓ

તેને વિદ્યા નામે આધીએ છે હું દેહ છુ, ઇત્યાત્મિકા બુદ્ધિને અવિદ્યા કહે છે પચભૂતથકી અવિરિક્ત આત્મા નથી પચભૂતથકી શરીર બન્યુ છે, અને તેમા આત્મા નથી પચભૂતથકી શરીર બન્યુ છે, અને તેમા ચૈતન્યશક્તિ ઉદ્ભવે છે શરીરનો નાશ થતા તેનો નાશ થાય છે, એમ માનવુ તે અજ્ઞાન (અવિદ્યા) છે, અને તે અજ્ઞાનથી સાસારિક વિષયોથી નિવૃત્તિ થતી નથી બલ્કી તેમા પ્રવૃત્તિ થાય છે હું દેહમય છુ, આવી બુદ્ધિ જ્યા સુધી છે, ત્યા સુધી પહેલુ ગુણસ્થાનુ જાણવુ તેવા જીવોની મુક્તિ થતી નથી અનત તેનું અજ્ઞાન સસાર પરપરાવૃદ્ધિ હેતુ છે ભવભયભીરૂ ભવ્ય પ્રાણીઓએ એ અજ્ઞાનનો નાશ થવા સદ્‌ગુરૂ સગતિ કરવી, અને શ્રી સદ્‌ગુરૂ દ્વારા અનાત્મ વસ્તુમા થતી આત્મભ્રાતિરૂપ અવિદ્યાનો નાશ કરવો, અને શ્રી સદ્‌ગુરૂને આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે વિનયથી શ્રદ્ધા ભાવે તત્ત્વ ગ્રાહક બુદ્ધિથી પ્રશ્ન પૂછવા કે સદ્‌ગુરૂ! આત્મા આ સસારમા શા હેતુથી પરિભ્રમણ કરતો નાના પ્રકારના શરીર ધારણ કરે છે પ્રશ્નોત્તરમા શ્રીસદ્‌ગુરૂ કૃપા લાવી શિષ્ય પ્રતિ કહે છે કે, હે શિષ્ય! આ આત્મા શુદ્ધ સત્તાએ સિદ્ધ સમાન નિર્મળ છે, પણ અનાદિકાળથી પુદ્‌ગલાત્મક કર્મ સયોગે સ્વસત્તા હારી તથા સ્વભાવ ભૂલી કર્માનુસાર પ્રમાણે નાના પ્રકારના શરીર ધારણ કરે છે અને શરીરમા વ્યાપીને આત્મા રહે છે પુણ્ય અને પાપ પ્રકૃતિ રસવિપાકથી શાતા અશાતા ભોગવતો ઉચ્ચનીચ કુળમા જન્મ લેતો પર્યટન કરે છે પચભૂતથકી આત્મા ભિન્ન છે ક્રોધાદિકથી આત્મા શુભાશુભ કર્મ વર્ગણાઓ ગ્રહી જડ સયોગે જડ બને છે ક્રોધ સદા અનિષ્ટ છે કોઈ મનુષ્યનો અપરાધ થવાથી ક્રોધ થાય છે, અને તેથી સમીપ રહેનારા મનુષ્યોને તેમજ અન્ય મનુષ્યોને વિષમ કઠોર વચન ક્રોધથી કહેવા પડે છે, સાચા વચનની સિદ્ધતા પણ ક્રોધથી જાય છે, અને શત્રુતા પ્રગટે છે ભૃકુટિ ચઢેલુ અને લાલ નેત્રવાળુ મુખ ક્રોધથી બનતા બીજાઓને ત્રાસ થાય છે, ક્રોધથી મુખમા જે જે શબ્દો આવે તે બોલતા જરા પણ સકોચ થતો નથી તેના વિકરાળ મુખથી નીકળતી શબ્દ જ્વાળાથી આ પર્તું હૃદય દહે છે અગ્નિ તો અન્યને બાળી પોતે નિર્વાણ થઈ જાય છે, પરતુ ક્રોધ તો તીક્ષ્ણ પોતે ક્રોધ સતતિ મૂળ સજ્જન કરી પોતાના આશ્રયનો નાશ કરતા પોતે નાશ પામતો નથી પોતાનું નુકસાન થવાથી અગર પોતાની નિંદા થવાથી યા પોતાનું અપમાન થવાથી ક્રોધની ઉત્પત્તિ થાય છે, ૧ અનંતાનુબંધી, ૨ પ્રત્યાખ્યાની, ૩ અપ્રત્યાખ્યાની, અને ૪ સંજ્વલન; આ ચાર પ્રકાર ક્રોધના છે અનતાનુબધી ક્રોધ જીવના પર્યંત રહે

છે. ક્રોધથી અસત્ય વદવું પડે છે, ક્રોધથી અન્ય જીવોનો નાશ થાય છે, ક્રોધથી અનંત પાપ કર્મ ગ્રહાય છે. માટે હે શિષ્ય! જો તારે કર્મ થકી રહીત થઈ સ્વસ્વરૂપની પ્રાપ્તિ કરવી હોય તો ઉપશમભાવે આત્માને ભાવી ક્રોધ શત્રુનો નાશ કર. તે વખત એમ ચિંતવન કર કે હે આત્મન્ તું અન્ય ઉપર ક્રોધ કેમ કરે છે? તારું બગાડવા કોઈ સમર્થ નથી. તારું અનિષ્ટ સ્વકૃત અશુભ કર્મોદયથી થાય છે, અન્ય તેમાં નિમિત્તમાત્ર છે. ક્રોધ કરવાથી તું કર્મ ગ્રહણ કરી વિવિધ દુઃખ પામીશ, માટે આ વખતે શમભાવે ક્રોધનો ત્યાગ કર! ઉપશમ ભાવ રહેનાર જીવો મુક્તિ ગયા, જાય છે, અને જશે, માટે હે શિષ્ય! એ પ્રમાણે ક્રોધનો ત્યાગ કરી શમભાવે રહેવું, તેમાં આત્મહિત છે.

વળી સદ્ગુરૂ મહારાજ શિષ્યને કહે છે કે—હે શિષ્ય રાગાદિક શત્રુઓનો વિનાશ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ વિના થતો નથી. આત્મસ્વરૂપ જાણીને સન્માર્ગે પ્રવૃત્તિ કરવાથી સ્વતઃ કર્મકલંક વિખરે છે. અજ્ઞાનાવસ્થામાં જ્ઞાનને અભાવે સંસાર વૃદ્ધિ ભૂત હેતુઓને સેવવામાં આત્માને પ્રવૃત્તિ થાય છે. यतः अन्नाणंधो जीवो' पडिओ मोहाडविए मज्झंमि नाणपहं अलहंतो किंदुक्खंजंन पावेइ ॥ અજ્ઞાને અંધ બનેલો જીવ મોહઅટવીમાં પડ્યો છતો શું દુઃખ નથી પામતો? અલબત સર્વ દુઃખ પામે છે. અનંતકાળ અજ્ઞાનાવસ્થામાં ગયો. હજી જો સદ્ગુરૂના વિનયદ્વારા જીવ સ્વરૂપનું જ્ઞાન નહીં મેળવે તો કોણ જાણે ક્યાં સુધી સંસારમાં પરિભ્રમણ કરશે. માટે દેહનો સંગ ત્યાગ કરવાની તિવ્રરૂચિ થઈ હોય તો હે શિષ્ય! તું સદ્ગુરૂનો વિનય કરી જીનોક્તકથિત સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કર. यतः विणओ सव्वगुणाणं मूलं संनाणदंसणाइणं मुस्खस्स य ते मूलं, तेण विणिओ इहपसत्थो ॥१॥ विणओ सासणे मूलं, विणओ संजओ भवे, विणयाओ विप्पमुक्कस्स कओ धम्मो कओ तवो ॥ २ ॥ સર્વ ગુણોનું મૂળ વિનય છે. વિનયવાન્ સર્વ ગુણવાન્ થાય છે. જ્ઞાન દર્શનની પ્રાપ્તિ પણ વિનય વિના દુર્લભ છે. મોક્ષમાર્ગનું મૂળ વિનય છે. જેમ મૂળ વિના વૃક્ષ હોય નહીં, તેમ વિનય વિના બીજા ગુણોની પ્રાપ્તિ થાય નહીં. જૈનશાશનનું મૂળ વિનય છે. વિનય વિના પ્રાણીનો ધર્મ અને તપ ક્યાંથી હોય? અલબત આ સર્વ વાક્યો સદ્ગુરૂનો વિનય કરવો તેમ આદેશે છે. ગુરૂનું વચન અંગીકાર કરવું, તેમના આદેશનો ભંગ કરવો નહીં. ભક્તિ અને બહુ માનપૂર્વક શ્રી સદ્ગુરૂને સેવવા, તેમની નિંદા પ્રાણાંતે પણ કરવી નહીં. સદ્ગુરૂના ગુણોને પ્રશંસવા, જેની સદ્ગુરૂ તરફ ભક્તિ નથી તેની દેવ તરફ ક્યાંથી હોય? શ્રી સદ્ગુરૂ જંગમ તીર્થ છે. તેમના વિનયથી સાક્ષાત્ અને

પરંપરા એ ફળ થાય છે યત विणयाओ नाण नाणाओ दसण दसणाओ च रण चरणाहिंतो मुक्खो मुक्खे सुक्ख अणाबाह ॥ વિનયથી શ્રી સદ્ગુરૂ પ્રસન્ન થાય છે, અને તેમની શિષ્ય પ્રતિ કૃપાદૃષ્ટિ રહે છે તેથી તેને જ્ઞાન ખરા દિલથી આપે છે જ્ઞાનથી પ્રાપ્તિ થતા દર્શનની પ્રાપ્તિ થાય છે, અને શ્રદ્ધાપૂર્વક દર્શનની ચારિત્રની પ્રાપ્તિ થાય છે, અને ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થતા આત્મા અનંતસુખનો ભોક્તા થાય છે માટે હે શિષ્ય! વિનયમાં તત્પર રહેવુ અનાદિકાળથી આત્મા અને કર્મનો સબંધ क्षीरनीरसयोगवत् થયો છે મોહોદયે આત્મા અશુદ્ધ પરિણતિમય થઇ કર્મ સચય કરે છે, અને તેથી પરભાવનો કર્તા બને છે આત્મા મોહને લીધે અહિતમા પ્રવૃત્તિ કરે છે યત अनादिकर्मयुक्तत्वात् तमोहात् सप्रवर्तते आहितेऽप्यात्मन प्रायो व्याधिपीडित चित्तवत् ॥ १ ॥ અહિત કાર્યમા આત્મા ક્લિષ્ટ કર્મોદયથી પ્રવર્તે છે, અને તેથી પશ્ચાત્ ક્લિષ્ટ કર્મોપાર્જન કરે છે વ્યાધિ પીડિત મનુષ્ય જેમ અપથ્યને અહિત તરીકે જાણતા પણ મોહથી અપથ્યનું ભક્ષણ કરી દુખરાશિને ભોગવે છે, તેમ अशुद्ध परिणाम विशिष्ट આત્મા અકાર્યમા પ્રવૃત્તિ કરતો છતો જન્મ જરા મરણના દુખની પરંપરાને વધારે છે મોહમદિરાની જીવ સ્વસ્વરૂપ ભૂલી મસ્ત બની પરવસ્તુને પોતાની માને છે નાચે છે, ફરે છે, રડે છે, પીડે છે, દેવને કુદેવ માને છે, કુદેવને દેવ માને છે, ગુરૂનો અનાદર કરે છે, ધન ધાન્યાદિકના ફક્ત સચયથી પોતાને સુખી માને છે પુત્ર જન્મથી હર્ષ માને છે વળી તેજ પુત્ર મરણથી રૂદન કરે છે સ્ત્રીને પરણી સુખી પોતાને માને છે પશ્ચાત્ તેના મરણથી દુખી બની શોક કરે છે જડ સ્વરૂપ બાહ્ય પદાર્થોને પોતાના માની મલકાય છે એ સર્વ મોહનો પ્રભાવ છે બાજીગરની બાજીની પેઠે આ સાંસારિક વસ્તુઓની સ્થિતિ છે તેની માયામા મોહી અજ્ઞાની જીવ રાત્રિ દિવસ મારૂ તારૂ કરતા ફસાય છે સર્વ જગત્ મોહથી મુઝાયુ છે. કોઇક ભવ્યાત્માઓ સ્યાદ્વાદ ધર્મને જાણી મોહ મહામલ્લનો પરાજય કરે છે, બાહ્ય ક્ષણિક વસ્તુઓમા રાગદ્વેષ નહીં ધરનારા જીવો મોહને હઠાવી सि द्धिपद પામ્યા, પામે છે, અને પામશે આ ह्रदय कायानी માયા અસાર જાણી જે ભવ્યો આત્મહિતમા પ્રવૃત્તિ કરે છે, તે સદ્ગતિ પ્રાપ્ત કરે છે

यथात्मनिपुणोनित्य परदोषेक्षणेरत तथाचेन्निपुण स्वेषु को नमु च्येत बन्धनात् ॥ १ ॥ પારકા દોષ જોવામા નિત્ય જે ચતુરાઇ વાપરવામા આવે છે તે જો પોતાના દોષ જોવામા વપરાય તો કોણ આ સંસાર બંધનથી મુક્ત ન થાય? દરેક આત્માઓ પ્રતિક્ષણે મનોવ્યાપારે મુક્ત

હોય છે, જેવા જેવા સંયોગો જીવ પામે છે, તદનુસારે સારી યા નઠારી પ્રવૃત્તિમાં પ્રવર્તે છે. અશુભ સંયોગથી જીવને ઘણું ખમવું પડે છે. નિંદા, ચોરી, વ્યભિચાર, હિંસા, અને વ્યસન આદિ અશુભ સંયોગથી દુઃખ પ્રાપ્ત થાય છે. તેજ કારણથી સર્વજ્ઞ મહારાજા सत्संगमनुं અત્યંત ફળ દર્શાવે છે. શ્રી સદ્‌ગુરૂના સમાગમના સમાન અન્ય सत्‌संगति નથી. મોક્ષની પ્રાપ્તિમાં, ગુણની પ્રાપ્તિમાં, ધર્મની પ્રાપ્તિમાં, વિનયની પ્રાપ્તિમાં, વિવેકની પ્રાપ્તિમાં, અને સમ્યક્ત્વની પ્રાપ્તિમાં, सत्संगमनी મુખ્યતાએ જરૂર છે.

## दुहा.

स्त्री धन पुत्र कुटुंब सव, प्राप्ति तेनी सहेल;
भाव चिंतामणि सारिखो, सत्संगम मुश्केल. ॥ १ ॥
सद्‌संगति सद्‌गुरुतणी, करतां नाशे पाप;
क्लेश शोक संताप सहु, नाशे आपोआप. ॥ २ ॥
तन मन धनथी गुरुतणी, भक्ति करो धरी भाव;
भवजल पार पमाडवा, श्री सद्‌गुरु छे नाव. ॥ ३ ॥

અનાદિ ભવસંચિત પાપકર્મ પણ શ્રી સદ્‌ગુરૂની સંગતથી ટળે છે, શ્રી સદ્‌ગુરૂની પાસે જતાં પ્રથમ તો વિનયની ઉત્પત્તિ થાય છે, અને ત્યારબાદ શ્રી ગુરૂના ઉપદેશામૃતથી મિથ્યાત્વ રોગ નાશ પામે છે. એક તરફ સર્વ ગુણો અને એક તરફ શ્રી સદ્‌ગુરૂ સમાગમ છે. सद्‌गुरु શ્રી જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તનારા હોય છે. દેશો દેશ ભમી ચારિત્ર ધર્મને પાળે છે. જો પ્રથમ ધર્મવંત થવાની મરજી હોય તો પહેલાં શ્રી સદ્‌ગુરૂની વાણી સાંભળી તેમના ઉપર ભક્તિ પક્કી રાખવી. શ્રદ્ધા અને બહુમાનથી સેવાયેલ સદ્‌ગુરૂજી મનોવાંચ્છિત આપે છે. ગુરૂ ઉપર પૂર્ણ શ્રદ્ધા, ભક્તિ, અને બહુમાન વિના દેવ ઉપર શ્રદ્ધા ભક્તિ યથાતથ્યરીત્યા સંભવતી નથી. શ્રી સદ્‌ગુરૂ સદ્ધર્મની પ્રાપ્તિ કરાવે છે. અનાદિ કાળથી ચેતન ભટકયો પણ હજી પાર આવ્યો નહિ તેનું કારણ પણ કુસંગ છે. મહા પુણ્યોદયે ગુરૂનો સમાગમ થાય છે, તે પામ્યા છતાં જ્યારે જીવ કોરા ઘડાની પેઠે આચરણ કરે, તેમાં પોતાનોજ દોષ છે. તત્ત્વાતત્ત્વની સમજણ આપનાર ગુરૂ છે. અહો ગુરૂનો કેટલો ઉપકાર ! તેમનો ઉપકાર કોઈ પણ રીતે વળે તેમ નથી. यतः समकित दायक गुरुतणो पच्चुवयार न थाय, भवकोडाकोडी करी, करतां कोटी उपाय. હે જીવ ! હવે સદ્‌ગુરૂ વચનાનુસારે ધર્મ માર્ગે ચાલ. ધન વયથી ગુરૂને

તૃણુ સમાન લેખીશ નહીં, અવિનયથી ગુરૂનું અપમાન કરીશ નહીં ગુરૂના દોષો તરફ દ્દષ્ટિ આપીશ નહીં કાળી બાજુ સામુ નહીં જોતા ધોળી બાજુ સામુ જોવાની ટેવ પાડ સર્વ ગુણી વીતરાગ છે પોતાનામા દોષ છતા તું પારકા ચાલ્લા સામુ કેમ નિહાળે છે? હે જીવ તું આઠ કર્મથી સયુક્ત છે કે મોક્ષમા પહોચીન્તુ ગયો છે કે અહત્વ ધારે છે? પોતાના દોષ દેખવાની ટેવ રાખ, પારકાના દોષ દેખવા કરતા જે પોતાના દોષ દેખે છે, તે ગુણી જાણવો સદ્દગુરૂનો સમાગમ થતા પારકા દોષ દેખવાની ટેવ ટળે છે, અને સદ્દગુણ પ્રાપ્ત થાય છે અને સદ્દગુણ પામવાથી કર્મનો નાશ થતા મુક્તિપદની પ્રાપ્તિ થાય છે હે ચેતન! દોષ ટાળવાની ઇચ્છા તારે હોય તો તું પોતાને પૂછયા કર કે આત્મા તું કોણ છે? તારૂ કોણ છે? તું ગુણી છે, કે અવગુણી છે? સ્વસ્વભાવે રમે છે કે પરભાવે રમે છે? પરભાવમા રમે તે ગુણી શી રીતે કહેવાય? તું પરમા પ્રવૃત્તિ શા કારણથી કરે છે? હજી હે ચેતન! તેં પોતાના કેટલા ગુણો આવિર્ભાવે કર્યા છે? તું પોતાનો કાળ પ્રમાદ દશામા ગાળે છે કે **आत्म साधन दशामा**? હે ચેતન તારે શુ કરવા યોગ્ય છે? શુ પરિહરવા યોગ્ય છે? એમ શાત ચિત્તથી પોતાના આત્માને પૃચ્છા કરતા સદ્દગુણો થવાની ટેવ પડશે, અને સદ્દગુણ પ્રાપ્ત થતા **शिव सनातनपद** આત્મા પામી અનંત સુખમય થશે

**असारमेव ससारस्वरूपमिति चेतसि विभाव्य शिवदे धर्मे यत्नं कुरुत हे जना** ॥ १ ॥ અનિત્ય–અસાર આ સસારનું સ્વરૂપ જાણીને હે ભવ્યો! મોક્ષને આપનારા એવા સ્યાદ્વાદ ધર્મને વિષે યત્ન કરો કાયિક, વાચિક અને માનસિક, પ્રયત્નદ્વારા શ્રી સદ્દગુરૂનું અવલબન કરી ક્ષણે ક્ષણે આત્મસ્વરૂપે સ્થિર થઇ વ્યવહારનય અવલબી નિશ્ચયનય હૃદયમા ધારણ કરી વર્તવુ એજ મનુષ્યાવતારનું કર્તવ્ય છે કૃતકર્માનુસારે યથાયોગ્ય નિમિત્ત કારણોની પ્રાપ્તિ થાય છે પુન પુન મનુષ્ય જન્મ પ્રાપ્તિ દુર્લભ છે, જોત જોતામા અજલી જલવત્ આયુષ્ય ખૂટી જશે, જે દિવસ ગયો તે પાછો આવનાર નથી કાલે કરવા ઉપર જે કાર્ય રાખ્યુ હોય, તે આજ કરી લેવુ સુખ દુખની પ્રાપ્તિમાં બીજો તો નિમિત્ત માત્ર છે અમુકે મારૂં ખરાબ કર્યુ, એમ હે ચેતન તું મનમા લાવીશ નહીં યત **जं जेणकय कम्म पुव्वभवे इह भवे वसतेण तं तेण वेइअव्व निमित्तमित्तो परो होइ** ॥ १ ॥ પૂર્વભવમા યા આ ભવમા વસતા જેણે જે કર્મ કર્યા છે, તે તેણે અવશ્ય ભોગવવા પડે છે કોઈ એવો જીવ નથી કે સસારમા રહ્યો છતો કર્મ થકી નહીં લેપાતો હોય. શ્રી જીનોક્ત કથિત શ્રાવક ધર્મ અને **यतिधर्मनुं** અવલબન

કરવાથી જન્મ જરા મરણના દોષો ટળે છે. શ્રી સદ્ગુરૂ મહારાજની વાણી સાંભળી શ્રાવકની કરણી કરે છે તેને શ્રાવક કહે છે. यतः श्रृणोतियतिभ्यः सम्यक्समाचारी स श्रावकः मुंचाति शुभयोगेन कर्म इति सश्रावकः ॥ १ ॥ धम्मरयणस्सजुग्गो अखुद्दारुववंपगइसोमो लोगप्पिओ अकूरो भीरुअसढो सुदक्खिन्नो ॥ १ ॥ लज्जालुओ दयालु मज्झथ्थोसोमदिठी गुणरागी सक्कह-सुपख्खजुत्तो सुदीहदंसी विसेसन्नु ॥ २ ॥ वुड्ढाणुगो विणीओ कय-ण्णुओ पराहियथ्थकारीय तहचेवलद्धलख्खो इगवीसगुणेहि संपन्नो ॥ ३ ॥ અક્ષુદ્રાદિ એકવીશ ગુણે યુક્ત શ્રાવક હોય છે. પંચમહાવ્રત ધારક બાહ્ય અભ્યંતર ગ્રંથિ રહિત શ્રી જીનાજ્ઞા ધારક મુનિવર્ય હોય છે. દ્વિવિધ ધર્મા-વલંબનથી અનાદિકાળથી સંચિત કરેલાં કર્મનો નાશ થાય છે અને જ્ઞાન-દર્શન ચારિત્રાદિક ગુણોવડે યુક્ત આત્મા થાય છે. સૂર્યના પ્રકાશને રોક-નારાં વાદળ વિખરાતાં જેમ સૂર્યનો સ્વચ્છ પ્રકાશ પૃથ્વી ઉપર પડે છે, તેમ આત્માને લાગેલાં કર્મ નાશ પામવાથી આત્મા જ્ઞાન ગુણે પ્રકાશક થાય છે. કર્મનો નાશ કરનાર પણ આત્મા છે. यतः कम्मकत्ता अयंजीवो कम्मछेत्तावि जीवमुणेयव्वो। अरुवी निच्चअणाइओ अगुरुलहुगुण जीवाणं ॥ કર્મનો કર્તા તથા તેનો નાશકર્તા આત્મા છે. આત્મા અરૂપી છે. અનાદિ કાળથી છે. અગુરૂ લઘુ ગુણે યુક્ત છે. કર્મ કલંક નાશ પામતાં આત્મા તેજ परमात्मपद પામે છે. સ્વપરને परमात्मपदनी प्राप्ति થાઓ.

उपदेष्टुं च वक्तुं च जनः सर्वोऽपि पंडितः तदनुष्ठानकर्तव्ये मुनयो-ऽपि न पंडिताः ॥ १ ॥ ઉપદેશ દેવાને માટે અને કહેવાને માટે સર્વ માણસ ડાહ્યા (પંડિત) બને છે. પણ તે પ્રમાણે વર્તણુકને માટે તો મુનિઓ પણ પંડિત નથી, કહેવું તે પ્રમાણે રહેવું એમ બને તો પશ્ચાત્ પારકા ઘેર ડાહ્યા થતાં શોભાપાત્ર થઇ શકીએ. શ્રી चिदानंदजी महाराज કહે છે કેઃ—कथनी कथे सो कोइ 'पण' रहेणी अति दुर्लभ होइ; जब रहेणीका घर पावे, तब कहेणी लेखे आवे. इत्यादि. જે ભવ્યો કહેણી પ્રમાણે રહેણીમાં પ્રવર્તે છે, તે ભવ્યાત્માઓનાં વચનો अन्य जनोने ત્વરિત અસર કરે છે. તેવા મહા-ત્માઓને કંઈ વિશેષ બોલવાની જરૂર પડતી નથી. એવા પુરૂષોનું એક વચન પણ વારંવાર યાદ આવે છે. पग तळे रेलो ने पारकी वात पडी मेलो. આ નાની કહેણીનો દરેક ઉત્તમ મનુષ્ય વારંવાર ઉપયોગ કરે છે. अनादि કાળથી મિથ્યા ટેવો વળગેલી છે. નિર્ગુણી માણસને જોઇ माध्यस्थता ભાવવી. એકાંત સ્થાનમાં બેશી પોતાના આત્માને પોતે પૂછવું કે હે ચેતન તેં! રાગદ્વેષની મંદતા કરી કે કેમ? ગંભીર ગુણ વિષે તું પ્રયત્ન કરે છે કે નહીં? પારકાં

છિદ્ર દેખવાની ટેવ હજી તારામા કાયમ છે કે નહીં? તુ જે જે ગુણો વિષે બીજાને બોધ આપે છે, તે ગુણો તારામા છે કે નહીં? ધર્મ કાર્યમા યશ કીર્તિની વાચ્છના તને રહે છે કે નહીં? પરને સારૂ મનાવવાની કુટેવ, હે ચેતન! તારાથી દૂર થઇ છે કે કેમ? તુ આત્મા નિર્મળ અનત શક્તિનો ધણી છતા પુદ્ગલમા મળ્યો છે તો તેને પોતાનુ નથી એમ માને છે કે કેમ? તે આજરોજ ધર્મ કૃત્ય શુ શુ કર્યું? સવારના પહોરમા શુ શુ ધર્મ કૃત્ય કર્યું? બપોરે શુ ધર્મ કૃત્ય કર્યું? સધ્યાએ શુ ધર્મ કૃત્ય કર્યું? તે બાર માસમા, ચાર માસમા, કેટલીકવાર ગુરુ વદન, ગુરૂનો ઉપદેશ યા તીર્થ યાત્રાઓ કરી? બાર મહીનામા તે કેટલુક ધન ધર્મ માર્ગે વાપર્યું? તું આખા દિવસમા કેટલીકવાર જૂઠુ બોલ્યો? કટલા લોકોને છેતર્યા? આટલી જીદગીમા કેટલા જૂઠા દસ્તાવેજ યા ખત કર્યા? ચોવીસ કલાકમાના કેટલા કલાક ધર્મમા ગાલ્યા? સત્પુસ્તક કેટલીકવાર વાચ્યા? સત્પાત્રે પોતાના હાથે દાન આપ્યુ કે નહીં? વિચારીને વચન કેટલીકવાર બોલ્યો? ઇત્યાદિ પ્રશ્નો પોતાના આત્માને પૃછતા પોતાને પોતાના ગુણ દોષ તુરત માલુમ પડશે પોતાનામા જે ગુણો પ્રાપ્ત થયા તે માટે હર્ષ ધરી દોષોનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો અભ્યાસ કરતા અને એમ દરરોજ સરવૈયુ કાઢતા આત્માનુ ધન આત્મામા કેટલુ છે, તેની સહજ સમજણ પડશે પૈસાના લાલચુઓ પોતાની ખોટી બડાઇ હાકે તેથી ફુલાઇ જઇ આન૦ માનવો નહીં સપૂર્ણ ગુણવાન હુ નથી, એમ ભાવના કરતા ગુણ તરફ લક્ષ ખેચશે ગુણી માણસ સૂર્યની પેઠે જગતમા પ્રકાશે છે અવગુણી રાત્રીની પેઠે ઝાખો દેખાય છે આત્મામા સત્તાએ અનંત ગુણ છે પણ તેની ખોજ કર્યાવિના પ્રકાશિત થતા નથી માલધન ખોટુ જાણી તેની મમતા પરિહરી આત્મામા રહેલી અનત ગુણ રૂપ ધનની જ્યારે ચાહના થશે ત્યારે દરેક ભવ્યાત્મા તેને માટે સદ્ગુરૂ સેવન દ્વારા તે ગુણો પ્રાપ્ત કરી અનત ઋદ્ધિના ભોક્તા બનશે

પચાશ્રવનો ત્યાગ કર, પચ મહાવ્રત ધાર,
પંચ સુમતિ ત્રણ ગુપ્તિના, ધારક શ્રી અણગાર. ૧.
પચ મહાવ્રત આદરી, ફરતા ગામોગામ,
રાગ દ્વેષ જેને નહી, તેને કરૂં પ્રણામ. ૨.
મુનિવર સજમ પાળતા, નિદ્રાદિક કરી ત્યાગ,
પ્રતિબધ નહિ કોઇનો, તે મુનિ મહા સૌભાગ્ય. ૩.
આત્મસ્વરૂપ સમજે નહી, ચલવે હાકદમાલ,
મમતા મનમા બહુ કરે, તસ ભવ અરહટ્ટમાલ. ૪.

કેશ લોચ કરતો ફરે, મનમાં અતિ મકલાય;
ભાવ લોચ યાવત્ નહીં, તાવત્ ભવ ભટકાય. ૫.
બાહ્ય પરિગ્રહ ત્યાગતા, મુનિપણું માને મન;
અભ્યંતર પરિગ્રહથકી, વિરમ્યા નહીં તે અધન્ય. ૬.
ક્રિયા કરી નિંદા કરે, કાકવૃત્તિ મન જાસ;
સાધુ થયા તો શું થયું, ત્રણ ભુવનના દાસ. ૭.
જપ તપ ક્રિયા અનુસરે, સત્ય નહીં ઉપદેશ;
જિનઆણા ઉત્થાપ તો, પામે તે બહુ કલેશ. ૮.
બાહ્ય ત્યાગ દેખાડતો, મન ધરતો અભિમાન;
કપટ કરી પર છેતરે, તે મુનિ છે નાદાન. ૯.
પરનિંદા સ્તુતિ આપની, કરતા જનની પાસ;
તે મુનિ તર્યા કિમ તારશે, જસ પર પુદ્ગલ આશ. ૧૦.
ક્રોધ લોભ ભય હાસ્યનો, જેને છે પર ભાવ;
તર્યા નહિ તે મુનિવરા, ભવજલમાંહિ નાવ. ૧૧.
આપ વચનને થાપતા, સત્ય વચન કરે દૂર;
જિન વાણી સમજે નહીં, મનમાં છે બહુ ક્રૂર. ૧૨.
ગચ્છતણી મમતા ધરે, સંઘાડાનો રાગ;
તેહ મુનિ શું તરી શકે, રાગતણો ત્યાં ડાઘ. ૧૩.
ગાડરીયા પ્રવાહની, આચરણા ધરી ચિત્ત,
મુનિ વેષ જે પહેરતા, તે શું ? હોય પવિત્ત. ૧૪.
આત્મસ્વરૂપને ઓળખે, પર પુદ્ગલ નહીં આશ;
તે મુનિવરને વંદીએ, તેના થઈને દાસ. ૧૫.
ચાર નિક્ષેપા જાણતા, ઉત્સર્ગને અપવાદ;
વ્યવહાર નિશ્ચય જાણતા, જાણંતા સ્યાદ્વાદ. ૧૬.
નવ તત્ત્વાદિક જાણતા, રમતા આત્મ સ્વરૂપ;
તે મુનિવરને વંદતાં, પડીએ નહિ ભવ કુપ. ૧૭.
આત્મસ્વભાવે સ્થિરતા, પર પુદ્ગલ નહિ આશ;
તે મુનિવર નિત્ય વંદીએ, તસ વચને વિશ્વાસ. ૧૮.
બાર ભાવના ભાવતા, માધ્યસ્થાદિક ચાર;
તે મુનિવર નિત્ય વંદીએ, તરીએ ભવજલ પાર. ૧૯.
ગામોગામે વિચરતા, એકજ નહીં જસવાસ;
તે મુનિવર નિત્ય વંદીએ, ભાવ ધરી ઉલ્લાસ. ૨૦.

વિવેક વૈરાગ્યે મહા, ધર્મ તત્ત્વ મન વાસ,
પર ચિંતા જેને નહિ, કરીએ તસ વિશ્વાસ. ૨૧.
અનંત પુણ્યોદયથકી, સદ્‌ગુરૂ સંગમ થાય,
પામી સદ્‌ગુરૂ સંગતિ, ભવિ મનમાં હરખાય. ૨૨.
કુગુરૂ સંગતિ પરિહરિ, ભજો સુગુરૂ સંતાન,
કુગુરૂ કાળા નાગ સમ, નહી કરીએ તસ માન. ૨૩.
જ્ઞાન ધ્યાન અર્પણ કરે, સદ્‌ગુરૂ ઉચ્ચસ્વભાવ,
તે સદ્‌ગુરૂ નિત્ય સેવીએ, ભવજલમાહિ નાવ. ૨૪.
સદ્‌સંગતિ સદ્‌ગુરૂતણી, કરતા આત્મસ્વરૂપ,
પામી શાશ્વત સુખ લહે, થાવે સચ્ચિદ્રૂપ. ૨૫.

અમુક માણસ મારો શત્રુ છે, અમુક જન મારૂં ખરાબ કરનાર છે, ઇત્યાદિ વાક્યો નિમિત્ત માત્ર છે કર્મ વિના કોઇ દુઃખ દેવા નિમિત્તભૂત થતું નથી એ કર્મની વિચિત્ર ગતિ છે, ક્ષણમાં કર્મે રંક રાજા તરીકે બને છે ક્ષણમાં રાજા રાજ્યથી ભ્રષ્ટ થઈ રંક તરીકે બને છે ક્ષણમાં નિરોગી પણ રોગી તરીકે બને છે એ સર્વ કર્મનો પ્રપંચ છે કર્મ આગળ કોઇનું ડહાપણ ચાલતું નથી કર્મે નળરાજાને વનવાસ જવું પડયું કર્મે રામને વનમાં ભટકવું પડયું કર્મે શ્રી મહાવીરસ્વામીને ઘોર ઉપસર્ગ સહન કરવા પડયા શુભ કર્મોદયની વખતે સારી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને સારા નિમિત્ત કારણોનો સંયોગ મળે છે અશુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે બુદ્ધિ વિપરીતપણાને ભજે છે અને ખરાબ સંયોગની પ્રાપ્તિ થાય છે પાપ અશુભ કર્મ છે, અને પુણ્ય શુભ કર્મ છે શુભાશુભ કર્મ ક્ષયથી મુક્તિ છે આ જીવે કર્મવડે ચૌદરાજ લોકનો એકેક પ્રદેશ અનંતવાર જન્મ મરણે સ્પર્શ્યો પણ હજી તે સંસારમાં ભટકે છે તેનું કારણ કર્મ છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગે પુદ્‌ગલ પરમાણુ સ્કંધોનું કર્મરૂપે પરિણમન કરતો અનાદિ કાળથી પુનઃ પુનઃ ચતુર્ગતિરૂપ સંસારમાં આ જીવ પરિભ્રમણ કરે છે હે ચેતન ? હવે મનુષ્યાવતાર પામી પ્રમાદ કરીશ નહીં, અને સંસારની મોહજાળમાં ફસાઇ નરક ગમન કરીશ નહીં વારંવાર મનુષ્ય જન્મ પામવો દુર્લભ છે કોઇની સાથે સાંસારિક વસ્તુઓ ગઇ નથી અને જવાની નથી પુત્ર, ધન, અને સ્ત્રીને દેખી તું શું મોહ કરે છે ? અરે જીવ તું જરા વિચાર કે એ કદી તારૂં નથી તારી વસ્તુ તારી પાસે છે તેની જો ખોજ કરે તો વારંવાર જન્મ મરણ કરવું પડે નહીં શ્મશાન વૈરાગ્યે તારૂં કંઇ હિત થવાનું નથી, તથા ફલાણો તો મારો છે, ફલાણો તો ખોટો છે, ઇત્યાદિ પરભાવમાં રમવાથી તારૂં કંઇ

હિત થવાનું નથી. તું મનમાં જાણે છે કે હું સમજું છું પણ હજી તે મિથ્યા છે, કારણ કે હજી તું સ્વાત્મહિતમાં પ્રવૃત્તિ કરતો નથી. કર્મ કલંક વડે સહિત તું છતાં હે આત્મન્! તારે વસવાનું સ્થાન તો તપાસ. લાંબા લાંબા વાંકા વળેલા હાડકા લોહી માંસની પેશીઓથી બનેલા શરીરમાં તારો નિવાસ છે. અશુચિના સ્થાનભૂત શરીરમાં તું રહ્યો છતાં પોતાને પવિત્ર, ધર્મ વિના શી રીતે માની શકશે? શરીર કુમિત્ર સરખુ જાણી જરામાત્ર તેનો વિશ્વાસ કરીશ નહીં. રામ, પાંડવ, અને દુર્યોધન સરખા પણ શરીર મુકી ચાલ્યા ગયા તો પાણીના પરપોટા જેવું આ દેખાતું શરીર ક્યાં સુધી રહેશે? વખત ચાલ્યો જાય છે, મૃત્યુ એક દિન પ્રાપ્ત થશે. હે જીવ તારા દેખતાં હજારો જીવ ચાલ્યા ગયા, તેમ તું પણ ચાલ્યો જઇશ. મનુષ્ય ગતિમાં પરોણાગતિને ભોગવનાર જીવ કંઇ ધર્મકૃત્ય કરી લે અને સદ્ગુરૂ સેવન કરી **स्याद्वाद धर्मनुं** સ્વરૂપ જાણી **आत्महितमां प्रवृत्ति कर** કે જેથી કર્મ કલંકનો નાશ થતાં **असंख्यातप्रदेशे निर्मल आत्मा परमात्मरुपे** બની મોક્ષસ્થાનમાં **सादि अनंतमे** ભાંગે શાશ્વત સ્થિતિ કરશે.

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरं ततस्ततो नियम्यैतदात्मन्ये-व वशं नयेत् ॥**

સ્વાભાવિક રીતે ચંચળ એવા મનને સ્થિર કર્યા છતાં પણ તે સ્થિર રહેતું નથી તો જ્યારે તે જે જે વિષય પ્રતિ ગમન કરે ત્યારે તેને તે તે વિષયમાંથી પાછું વાળીને આત્માને વિષેજ સ્થિર કરવા પ્રયત્ન કરવો. આ **આધ્યાત્મિક પદાભિલાષિઓ** સર્વ વિષયોમાં ભમતા એવા મનને ખેં-ચીને આત્મ સ્વરૂપે સ્થિર કરે છે. જ્યાં સુધી મર્કટવત્ વૃત્તિ મનની હોય છે ત્યાં સુધી પૌદ્ગલિક સુખની લાલસા સ્વતઃ આત્માને પોતાના પ્રતિ આકર્ષે છે. આ દુનીયામાં અનેક પ્રકારના પદાર્થો છે. કેટલાક તો તેનો ઉપભોગ કરવો તેજ મનુષ્યનું કર્તવ્ય છે, એમ અજ્ઞાનથી વદે છે. સાંસા-રિક પદાર્થોને પોતાને માટે નિર્માણ કરનાર કોઇ નથી. એ સાંસારિક પદાર્થો ક્ષણિક છે. કોઇ દિવસ પોતાના થયા નથી અને થવાના નથી. બટાટા, લ-સણ, અને માંસ આદિ પદાર્થો મનુષ્યના ભક્ષાર્થે બનેલાં છે. એમજ જો માની લેવામાં આવે તો મનુષ્ય સ્ત્રી વિગેરે વાઘના ભક્ષાર્થે બનેલાં છે. એમ માની વાઘની પાસે જઇ પોતાનું શરીર તેને અર્પણ કરવું જોઇએ, પણ તેમ કોઇ કરતા નથી તેનું કારણ સહજ સમજવામાં આવશે. એકેંદ્રિય જીવથી આ-રંભીને પંચેદ્રિય જીવો પર્યંત પોતપોતાનું જીવિતવ્ય સર્વે ઇચ્છે છે માટે તેમના ઉપર હિંસાની બુદ્ધિ જોડાવવી નહીં. તૃણથી તે મણિ પર્યંત પદાર્થોને સમ-

વૃત્તિથી જોવા જોઇએ વાસ્તવિક સુખ આત્મામા રહેલું છે, અને તે સુખ જ્યારે આત્મા પોતે પોતાના સ્વભાવમા રમશે ત્યારે મળશે એટલુ તો કહેવુજ પડશે કે સાસારિક પદાર્થો ક્ષણિક, જડ અને અનાત્મક ભાસતા આત્મા તે થકી દુર રહેવાનુ મન કરશે અને તેના પ્રતિ વિષયાભિલાષની બુદ્ધિથી મનની ગતિ થાય છે તેને આત્મા અટકાવ કરશે ત્યારે સુખી થશે અનાદિ કાળથી આત્મા ચાર ગતિમા ભટકે છે, તેનુ મુખ્ય કારણ **બહિરાત્મભાવ** છે. **પરમાત્મ સ્વરૂપની** પ્રાપ્તિના જ્યારે સિદ્ધાતોના કારણો મળે છે ત્યારે આત્મા પોતે **બહિરાત્મભાવનો** ત્યાગ કરી **અતરાત્મત્વમા** પ્રવેશ કરે છે **પરમાત્માના** ગુણોનુ સ્મરણ કરતો **અતરાત્મા** અને **પરમાત્માનો** ભેદ વિચારી પશ્ચાત્ **પરમાત્મસ્વરૂપમા** તલ્લીન થયો છતો **આત્મા** ઘાતી કર્મનો ક્ષય કરીને **પરમાત્મપદને** પામે છે **અનત તીર્થંકર મહારાજાઓ** શુકલ ધ્યાનના યોગે **પરમાત્મપદ** પ્રાપ્ત કરી શિવપદ પામ્યા, અને હાલ પણ મહાવિદેહમા ઘણા **અતરાત્મપદ ધારી ભવ્યાત્માઓ પરમાત્માનુ** સ્મરણ નિદિધ્યાસન કરતા પોતાના આત્મામા **તિરોભાવે રહેલુ પરમાત્મપણુ આવિર્ભાવરૂપે** કરે છે **અતરાત્મપણુ** પામ્યા બાદ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ચોથા ગુણ ઠાણાથી **અતરાત્મત્વ** સ્ફુરે છે (પ્રગટે છે) બારમા ગુણઠાણા પર્યંત **અતરાત્મત્વની** સ્થિતિ છે ઘાતી કર્મનો નાશ થવાથી તેરમે ગુણઠાણે **પરમાત્મપણુ** પ્રગટે છે **અતરાત્મત્વ** પ્રગટ થતા રાગદ્વેષાદિની મદ સ્થીતિ થાય છે હાસ્ય રતિ અરતિ અને શોકાદિ નષ્ટ થતા જાય છે મનરૂપી કપિનું ચચળપણુ દૂર થતુ જાય છે નિર્મળ સ્વચ્છ સરોવરના જલમા જેમ ચદ્રનુ પ્રતિબિબ સ્પષ્ટ દેખાય છે, તેમ **અતરાત્મપદ** ધારી જીવને પોતાના જ્ઞાનમા **પરમાત્મ પદનુ** સ્વરૂપ ભાસે છે દાઢાવિષ દુર કરેલા સર્પથી જેમ બીજાનો ઘાત થતો નથી તેમ **અનેકાતમાર્ગ** અવલબી **અતરાત્મપદ** ધારી જીવોને મનરૂપ સર્પથી જરા માત્ર ડર રહેતો નથી **સ્વત મનની** પ્રવૃત્તિઓ મદ થતા આત્માના ગુણોનો આવિર્ભાવ થાય છે અને કર્મનો નાશ થતા મોક્ષ સ્થાનમા **આત્માની પરમાત્મરૂપે** સ્થિતિ થાય છે

आयुर्वर्षशत नृणापरिमित रात्रौ तदर्धं गत तस्यार्धस्य परस्य चार्धमपर बालत्ववृद्धत्वयो शेष व्याधिवियोगदु खसहित सेवादिभिर्नीयते जीवे वारितरगचचलतरे सौख्यकुत प्राणिनाम् ॥ १ ॥

ધારો કે મનુષ્યના આયુષ્યનુ પરિણામ સો વર્ષનુ છે તેમાથી પચ્ચાશ વર્ષ તો રાત્રિમા નિદ્રાથી જાય છે તે પચ્ચાશમાથી પણ પહેલા સાડાબાર

વર્ષ બચપણમાં જાય છે, અને છેલ્લાં સાડાબાર વર્ષ વૃદ્ધપણમાં જાય છે. બાકી શેષ પચીશ વર્ષ કે જેમાં રોગ અને કુટુંબના વિયોગનું દુઃખ થાય છે. તે પચ્ચીશ વર્ષ ને મનુષ્યો ધનવાનની સેવા વિગેરેથી ગુમાવે છે. માટે પ્રાણીઓને જળના તરંગ જેવા અત્યંત ચંચળ જીવિતવ્યમાં સુખ ક્યાંથી હોય? અલબત જરામાત્ર પણ નથી. જે સુખ ભાસે છે તે ભ્રમ માત્ર છે. **यतः असारे खलुसंसारे सुखभ्रांतिः शरीरिणां लालापानमिवांगुष्टे बालानां स्तनविभ्रमः ॥** અસાર એવા આ સંસારને વિષે જીવાત્માઓને સુખની ભ્રાંતિ સ્તનપાનાદિ ભ્રમથી અંગુઠાને ધાવે છે તેની બરોબર છે. આ સંસારને જે ભવ્યો અસાર જાણે છે તેને વિષ્ટાની પેઠે સાંસારિક પદાર્થો ઉપર અંતઃકરણથી પ્રીતિ નથી. અને ઉદાસીન વૃત્તિથી સંસારમાં પ્રવર્તે છે, અને મોહથી લેપાતા નથી. તેને આત્મતત્ત્વ વિના અન્યવસ્તુ ઉપર મોહ થતો નથી. તેની પ્રવૃત્તિ સંસારમાંથી છુટવા પ્રવર્તે છે. સાંસારિક કાર્યો રાચી માચીને કરતો નથી. સંડાસની પેઠે સંસારમાં સુખની આશા રાખતો નથી. સંસારમાં થતા ગાનતાન ઉપર તેનું મન ચોટતું નથી. એવા ભવ્યાત્માઓ કર્મવલ્લીને છેદન કરે છે. ઉદાસીન વૃત્તિવાળા ભવ્યાત્માઓ એક ક્ષણ પણ પ્રમાદ દશામાં ગાળતા નથી. **यतः यावत् स्वस्थमिदं कलेवरगृहं यावच्चदूरे जरा यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत् क्षयोनायुषः आत्मश्रेयसि तावदेवविदुषा कार्यः प्रयत्नो महान् प्रोद्दीप्तेभवनेतु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥** જ્યાં સુધી આ શરીર રોગ રહીત હોય અને વ્યાધથી વ્યાકુળ ના હોય, જ્યાં સુધી ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઇ નહીં હોય, અને આયુષ્ય જ્યાં સુધી ક્ષીણ ન થઈ ગયું હોય. ત્યાં સુધી વિદ્વાને આત્માના કલ્યાણમાં પ્રયત્ન કરવો. કારણ કે ઘર બળતું હોય તે વખતે કુવો ખોદવો એ કેવો ઉદ્યમ કહેવાય? અર્થાત જેમ ઘર બળે ત્યારે કુવો ખોદવો વ્યર્થ છે, તેમ શરીર અશક્ત થાય ત્યારે આત્માના કલ્યાણ માટે પ્રયાસ કરવો વ્યર્થ છે. મનુષ્ય જન્મની સાફલ્યતા ક્યારે થાય કે જ્યારે સ્ત્રી ધન પુત્રાદિક ઉપર થતો મોહ નિવારી શરીરમાં રહેલા આત્માની શુદ્ધ દશા પ્રગટ થાય અને જન્મ જરા મરણના રોગો ટળે ત્યારે મનુષ્ય જન્મ પામેલો લેખે જાણવો.

**भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्तं वयमेव तप्ताः कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेवजीर्णाः ॥१॥** ભોગ તો ભોગવાયા નહીં પણ અમે કાળથી ભોગવાઇ ગયા, તપ તપાયું નહીં પણ અમેજ દુઃખથી તપાઇ ગયા, કાળ તો ન ગયો પણ અમે તો ઘરડા થયા. અલબત સમજવાનું

ક કાળ તો ન ખુટ્યો પણ અમારૂ આયુષ્ય ખુટી ગયુ તૃષ્ણા તો જીર્ણ ન થઈ, પણ અમેજ જીર્ણ થયા, અર્થાત્ વૃદ્ધ થઈ ગયા તૃષ્ણા દિનપ્રતિદિન વધતી જાય છે રાજ્ય મળવાની તૃષ્ણા, ધનની તૃષ્ણા, પુત્રની તૃષ્ણા, મોટાઈની તૃષ્ણા, આદિ તૃષ્ણાના અનેક ભેદ છે તે તૃષ્ણા બાલ કે વૃદ્ધમા રહેલી છે એક જાતની તૃષ્ણાવડે ભવ્યો અનેક પ્રકારના કર્મ કર્યા કરે છે અને જરા માત્ર વિશ્રાતિ લેતા નથી તે તૃષ્ણાનો પાર કોઈ પામ્યો નથી અને કોઇ પામનાર નથી કયા મનુષ્યને તૃષ્ણા નહીં હોય ? અલબત્ત જે મતોષને ધારણ કરે છે, તેને તૃષ્ણા પીડી શકતી નથી જ્યા તૃષ્ણા ત્યા લોભનો વાસ છે તૃષ્ણા મહા દુખકારક છે તૃષ્ણાની જુવાની ઉતરતી નથી કહ્યુ છે કે—**वलिभिर्मुखमाक्रान्त पलितैरंकित शिर गात्राणि शिथिलायन्ते तृष्णेका तरुणायते।** મુખ ઉપર ત્વચાની કરચલીઓ પડી ગઇ, મસ્તક પળીયાથી છવાઇ ગયુ, અને પ્રત્યેક અગ શિથિલ થઈ ગયા, પણ આ તૃષ્ણા તો પ્રતિદિન વધતીજ જાય છે વળી પ્રાણીઓને રાજ્યાદિ સપત્તિનું અભિમાન કરવુ તે પણ મિથ્યા છે ક્ષણવાર પણ જે પૃથ્વીનું પાલન કયા વગર જે રાજાઓ ગયા નથી, તે પૃથ્વીનો લાભ થવામા રાજાઓ અભિમાન રાખે છે એ શુ વળી તે પૃથ્વીના અશના પણ અશ અને એકાદ દેશ યા ગામના ઠાકોર રાજા થતા શોકને ઠેકાણે ઉલટો હર્ષ જડ રાજાઓને થાય છે તેમજ જે શેઠીઆઓ પહેલા અબ્જાધિપતિ કરોડાધિપતિ હતા અને જેઓના ઘરમા હીરા માણેકનો પાર નહોતો, તેવા પણ શેઠીઆઓ અતે ધનને સાથે લઈ ગયા નહીં તેઓના જેટલી લક્ષ્મી, અધિકાર અને માન નહીં છતા જડ જેવા જીવો લક્ષાધિપતિ અગર સહસ્રાધિપતિ થઈ શોકના બદલે હર્ષ ધારણ કરે છે અને અજરામર જીવિતવ્યધારી જડ વસ્તુના મોહમા પ્રેર્યા ધર્મ માર્ગ ભુલી ભવ ભમણ માર્ગમા પ્રવેશ કરે છે અહો ! શુ કર્મની ગતિ લાખોવાર યા હજારોવાર સાભળીએ છીએ, તેમ અનુભવીએ છીએ કે આ સસાર અસાર છે તેમા ધર્મ એક સાર છે છતા ધર્મ તરફ દૃષ્ટિ દેવાતી નથી ક્રોધ, માન, માયા, અને લોભમા અહર્નિશ જીવ ખુચી રહેલો છે, કહો કે હવે ધર્મ વિના શિવશર્મ શી રીતે મળી શકે ? મોક્ષ વિના બીજે ઠેકાણે સુખ નથી જીવ જરા વૈરાગ્ય લાવી આત્મહિતની ખાતર હવ ધર્મ માર્ગમા પ્રવૃત્તિ કર કે જેથી તારૂ કલ્યાણ થાય લક્ષ્મી ચચળ છે, આયુષ્ય સધ્યાના રગ જેવુ છે, આ દિન વા ગો ક્ષણ પણ ભૂલીશ નહીં અને આત્મોપયોગે રમી શાશ્વતપદ પામ કર કે જેથી તુ અનંત સુખમય બને

## ઋતુવંતી નારીનાં કર્ત્તવ્યો.

રાગ ગોડી

જે ઋતુવંતી નારીરે એતો પરિહરે, બીજે વસ્ત્રે અડકે નહીં એ. ૧
હિંડે નહિં તે નારિરે, સંધ્યા રતિ સમ નક્ષત્ર માલા નવિ જુવે એ. ૨
રાત્રિ ન કરે આહારરે, પુષ્પ તે પરિહરે, આંખે અંજન નવિ કરે એ. ૩
વળિ વિલેપન વારેરે, દંતધાવન નહીં, સ્નાન શુદ્ધિ તેને નહીં હે. ૪
ન કરે પુષ્ટ આહારરે, દર્પણ નવિ નિરખે, ધાતુને પાત્રે નવિ જમે એ. ૫
માટી કાષ્ટ પાષાણરે, ભાજન તેહનાં ભોજન હોય તેમાં કરે એ. ૬
ચોથે દિન એકાંતરે, સ્નાન મજજન કરે, અવર પુરૂષને નવિ જુવે એ. ૭
સુંદર કરી શણગારરે, નિજ નર નિરખંતી ગર્ભ અનુપમ ઉપજે એ. ૮
સોલ દિવસનો કાલરે, સ્ત્રી રહે ઋતુવંતી પછે ગર્ભ ન ઉપજે એ. ૯
ચોથ વાસરે ગર્ભરે, જે પણ ઉપજે અશુભ અલ્પતસ આઉખુ એ. ૧૦
ષટ આઠે દસ બારરે, ચઉદ્દસ શોલકે બાલ અનુપમ ઉપજે એ. ૧૧
પહોર પછી મધ્યમાંહિરે, ગર્ભ ધરે સહી સમ દીવસે સૂત ઉપજે એ. ૧૨
વિષમ દીન એકી જાણરે, ભોગ તવ નવિ ભજે વીર્ય પુત્રી ઉપજે એ. ૧૩
દીવસ નહિ સંભોગરે, ગર્ભ નિર્બલ હોવે, માર્ગ પણ તેહનો નહીં એ. ૧૪
સ્ત્રી ઋતુવંતિ જાયારે, બાર વર્ષ પછી પ્રસવે પંચાવન લગે એ. ૧૫
સોલ વરસની નારિરે, પુરૂષા પંચવીશ તેહનો સુત સુંદર હોવે એ. ૧૬
ટાળો ભોગ વિલાસરે, નક્ષત્રજ રેવતી, બાલ જન્મ મુળી હોશે એ. ૧૭
નરનું વીર્ય વિશેષ પર, તો સુત ઉપજે રક્તપણે પુત્રી કહી એ. ૧૮
શ્રોણિત શુક્ર સમભાગરે, તેહથી સ્ત્રી તણે બાલ નપુંસક ઉપજે એ. ૧૯

### ચોપાઈ.

બાલ નપુંસક ઉપજે, શ્રોણિને શુક્ર સમભાગ;
ગર્ભ વિચાર શ્રવણે, સુણી આણો મન વૈરાગ્ય. ૧.
ગર્ભતણો વળી કહું વિચાર, ઉપજવાનો ઠામ અસાર;
શોણિત શુક્રતણે સંયોગ, ઉદરે ઉપજે કરતાં ભોગ. ૨.
રક્તમાંસ અને અંધકાર, ગર્ભતણે રહેવાનો ઠાર;
પાચે પહીઓ પરવશ જંત, આત્મ ભોગવે દુઃખ અનંત. ૩.
કલહ દીવસ સાત તું થયો, સાતે બુદ બુદ થઇને રહ્યા;
માંસપિંડ મહીને બંધાય, પલ પણ ભાખે જિનરાય. ૪.
બીજે માસે પેશી જે વળી, ત્રીજે માસે કાંઇક બડો માય;
ધરે ઇમ ડોહલો ઇશ્યા, કુખે જીવ ઉપન્યા હોય જીશ્યા. ૫.

ચોથે માસે બાલક વિસ્તરે, માય તણાં અંગ મોટા કરે,
ડાબે સ્ત્રી જમણે નર હોય, વચ્ચે વસે નપુંસક સોય. ૬.
પાંચમે પાંચ અંકુરા જોય, બે પગના બે કરના હોય,
મસ્તકનો અંકુરો એક, તિણે થાનક હોય કિરયો વિવેક. ૭.
પ્રાણી પિત્ત અને લોહી ઠરે, દીન દીન કાયા પહોળી કરે,
કર્મ ભોગે તિહાંથી મરે, કોઈક જીવ નરકે અવતરે. ૮.
સપ્તમ માસે પેશી પંચાસ, શત નાડિ હોયે સાતસે,
નવમે નાડીને ધમણી કરે, ઉઠ કોડિ ગજી વિસ્તરે. ૯
સર્વ શરીર પુર હોય, તિસ્યે માસ આઠમો હોય,
જિમ્યે ઉંધે માથે ઉદર રહે, નરકતણું દુખ તિહા પણ સહે. ૧૦.
ઉઠ કોડિ સોય તાતી કરી, સુરભિધ બહુ પરાક્રમી,
આઠ ઘણું દુખ તે ઇથી હોય, ગર્ભતણી વેદના સહુ કોય. ૧૧.
માસુખિણેતોતુજ ખૂબ હોય, માપો દેતો બાલક સોય,
એણીપરે જીવ ઉદરમા રહે, પરવશ પડિયો કોને કહે. ૧૨.
કોઈક કર્મ વિકટનો ધણી, ગર્ભ માહે થાએ કેવળી,
એક મીલિ બે ભવ કરે, ચોવીસ વર્ષ ઉદર ફરે. ૧૩.
જઘન્ય તો અંતર્મુહુર્ત સાર, ભગવતિ ભાખ્યા વર્ષ બાર,
કાયસ્થિતિ વર્ષ રહે ચોવીસ, માનવ ગર્ભ મભીતિ કહે ઇશ. ૧૪.
તિર્યંચ ગર્ભ વિચારજ કહે, જઘન્ય તો અંતર્મુહુર્ત રહે,
ઉત્કૃષ્ટ તો રહે સમ (વર્ષ) આઠ, પછે લહે બંધનથી વાટ. ૧૫
મેઘ તણો ગર્ભ કેતો રહે, જઘન્ય તો અંતર્મુહુર્ત કહે,
ઉત્કૃષ્ટ તો રહે ષટ માસ, દોહીલો કહીએ ગર્ભવાસ. ૧૬.
તે માટે કરો તત્ત્વવિચાર, જન્મતણું દુખ છે અપાર,
ઉદરથકી વેદનાગોગુણી, અધવા મહસગુણી પણ સુણી. ૧૭.
કોડિ ગુણી ઝાઝેરી જોય, જન્મતા વેદન ભાખી સોય,
ઘણો જીવ પ્રસવતો મરે, જન્મતણું દુખ સહુના શિરે. ૧૮.
કોઇક જીવને કર્મ અનંત, કાપી કાઢયા દીસે જંત,
કોઇક ગલે છે ગર્ભજ થકી, ભમતા જીવડો થાયજ દુખી. ૧૯.
એવા ગર્ભતણા દુખ જાણ્યા, ઉત્તમ નર ચેત્યા નીર્વાણ,
જંબુ કુમાર ધરે અણુસાર, પરણી તે ન રહ્યા સંસાર. ૨૦.
નેમિનાથ નવિ પરણ્યા નાર, ગર્ભતણા દુખ હિયે વિચાર,
ગર્ભતણા દુખ કહ્યા અપાર, દેખી ચેત્યો મેઘ કુમાર,
આઠ નારિ અંતેઉર તજી, વીર હાથે લેઈ દીક્ષા ભજી. ૨૧.

**ભાવાર્થ**—ઋતુવંતી સ્ત્રી નીચે મુજબ વર્તે. અન્ય વસ્ત્રને સ્પર્શ કરે નહીં, સંધ્યાએ ઋતુવંતી સ્ત્રીને હસવું ફરવું નહીં, તેમ રાત્રીને વિષે પણ સમજવું. નક્ષત્રની શ્રેણી આંખે દેખે નહીં, રાત્રીએ ભક્ષણ કરે નહીં, પુષ્પ પણ રાખે નહી, આંખે અંજન આંજે નહીં, વિલેપન તથા દંત ધાવન કરે નહીં, સ્નાન શુદ્ધિ પણ ઋતુવંતીને નિષેધ છે. ઋતુવંતી સ્ત્રી માદક પુષ્ટ આહાર ખાય તે અનુચિત છે. પુનઃ પુનઃ ઋતુવંતીને પોતાનું મુખ દર્પણમાં નિરખવું નહીં, ધાતુ પાત્રમાં ભોજન કરે નહીં; માટી, કાષ્ટ, ચિનાઈ વાસણ વિગેરેમાં ભોજન કરવું. ચતુર્થ દિવસે સ્નાન મંજન એકાંત જગ્યાએ વિવેક પૂર્વક કરે. પશ્ચાત સુંદર શણગાર સજી પોતાના પતિનું મુખ નિરખે તો સુંદર ગર્ભ દૈવયોગે ધારણ કરે. ઋતુવંતી સ્ત્રીને ગર્ભધારણ કરવાની શોળ દિવસની મર્યાદા છે, કેટલેક સ્થાને ઋતુવંતી સ્ત્રીઓ ધાતુ પાત્રમાં આહાર કરે છે, તે **अनिष्ट** છે. ચોથા દિવસે ગર્ભ ઉત્પન્ન થાય તેનું અલ્પાયુષ્ય કથ્યું છે, છ, આઠ, બાર અને ચૌદમા દીવસે અનુપમ બાળક દૈવયોગે ઋતુવંતી સ્ત્રી ધારણ કરનારી થાય છે. સોળ વર્ષની સ્ત્રી અને પચીસ વર્ષનો પુરૂષ તે થકી જે ગર્ભ ઉત્પન્ન થાય છે, તે **पराक्रमी** નીવડે છે. સાંપ્રતકાળમાં જૈનોમાં બાર બાર વર્ષની છોકરીઓ અને તેર ચૌદ વર્ષના છોકરાઓ ઘર-સંસાર ચલાવે છે તેથકી જે બાળ બચ્ચાંની **संतति** થાય છે તે **मडदाल** અને **सत्त्वहीन** નીવડે છે. વળી તેનાથી જે **संतति** થાય છે તે વળી તેના કરતાં **बळहीन, पराक्रमहीन** બને છે અને તે થકી **व्यावहारिक** યા **धार्मिक** મહાકાર્યો બની શકતાં નથી. ઘણાંખરાં માબાપો પોતાના પુત્રોને **लाडमां ने लाडमां** પૂર્વાપર વિવેક શૂન્યતાથી લાકડે માંકડાની પેઠે પરણાવી બાળ-લગ્નની કુટેવને વૃદ્ધિ પમાડે છે. કેટલાક વૃદ્ધ થએલા પુરૂષો **संताननी** લાલ-સાથી છોકરીના બાપને પૈસા આપી વા હરેક રીતે પરણે છે, પશ્ચાત્ થોડા સમયમાં **परलोक** પધારે છે. તે થકી પણ **कन्याविक्रय, वृद्ध विवाह** આ બે દોષો અનેક દોષોને ઉત્પન્ન કરી જૈનોની વસ્તિના વધારાને બદલે ઘટાડો કરે છે. કાઠીયાવાડ વગેરે સ્થળે કેટલાક અજ્ઞજનો પોતાની છોકરીના પૈસા ખાય છે તે **महा अधम कृत्य** છે. જૈનોને આવાં કૃત્ય કરવાં અનુચિત છે. કન્યાવિક્રય સંબંધી અમોએ એક પુસ્તક બનાવ્યું છે. જે હવે થોડા વખતમાં બહાર પડશે. છે તે થકી સર્વ હકીકત જાણવી. ઉપરની ચોપાઈ શ્રાવક કવિ રીખવદાસ કૃત છે. સમજણ **सुगम** જાણી વિશેષ વિવેચન કર્યું નથી. ક્ષણિક સાંસારિક તુચ્છ વિષય સુખની લાલસાએ **आत्महित कृत्य** વિસરવાં નહી. અનંતકાળ કર્મ યોગે વિચિત્ર જન્મ ધારણ કરી ગર્ભની વેદનાઓ આ જીવે

સહન કરી અને હજી ક્યા સુધી સહેશે ગર્ભની વેદના ટળે તેમ પ્રવૃત્તિ કરવી એજ મહાત્માઓને યોગ્ય છે ઇત્યેવ આ આત્મા ત્રણે કાળમા વિદ્યમાન છે, શરીર પર્યાયાતર ગ્રહણ મચન યોગે ઉત્પન્ન થયો, મૃત્યુ પામ્યો, ઇત્યાદિ વ્યવહારે વપરાય છે કિંતુ વસ્તુત તત્સ્વરૂપ નિત્ય છે આત્માની ઉત્પત્તિ તેમજ નાશ નથી સર્વકાળ તેની અસ્તિતા છે અનુભવ યોગે તેનું સ્વરૂપ ભાસે છે અનુભવયોગે આત્માએ ગાએલુ પદ

( ઓધવજી સદેશો કહેજો શ્યામને એ રાગ )

અપૂર્વ અવસર સમકિત શ્રદ્ધાએ લહી,
વૈરી વામીશ કર્મ મર્મ જજાળજો,
સાદિ અનતિ સ્થિતિ ભાગો એ કહ્યો,
ટળે અનાદિ સાતપણે દુ ખ જાળજો. અ. ૧
દુ ખ સુખ સમભાવે વેદુ હું આતમમા,
શત્રુ મિત્ર પુત્રાદિકપર સમચિત્તજો,
ચઉગતિ છેદક ચોથુ ગુણઠાણું લહી,
દર્શન મોહની ટળતા થાઉં પવિત્રજો. અ. ૨
અનત ભવકારક ક્રોધાદિક ચઉ હણી,
આતમભાવે થાઉ હું સમ સ્થિરજો,
અંતર્દૃષ્ટિવી આતમને દેખતી,
ટળે અનાદિ પર પરિણતિ ભવપીરજો. અ. ૩
આતમ અસખ્યપ્રદેશે દૃષ્ટિ ફેંકતો,
સયમ હેતુ પામી ધાય ફકીરજો,
બારકષાયને ટાળી શ્રેણી એ ચઢયો,
ધર્મ ધ્યાનના વેગે સયત વીરજો. અ. ૪
રોગ શોક વિયોગાદિક દૂરે ટળ્યા,
નિરોગી નિ સ્નેહી અપ્રતિબદ્ધજો,
નિર્લેપી આકાશની પેરે સગથી,
ક્ષપક શ્રેણી શુકલ પરિણામે લદ્ધજો. અ. ૫
ભિન્ન ભિન્ન સ્વરૂપ આતમનુ ઓળખ્યુ,
દુ ખકારક ટળીયો પર પુદ્‌ગલ સગજો,
આતમ અનુભવ સાગર કલ્લોલે ચઢયો,
ઉછળીને સમતા ત્યા જ્ઞાન તરગજો અ. ૬

આત્મસ્વરૂપે આરોહણ ગુણ ઠાણનું,
કર્મ પ્રકૃતિ વિચિત્ર ઝરતી જોયજો;
સોહં સોહં લાગી તાળી ધ્યાનની,
તત્ત્વમસિપદ સમ્યગ્ ત્યાં અવલોયજો. અ. ૭
ધર્માસ્તિકાયાદિક પાંચે દ્રવ્યનું,
ભિન્નપણું મુજ આતમ દ્રવ્યથી હોયજો;
તેના ગુણપર્યાયાદિક પણ ભિન્ન છે,
અસ્તિપણે વસીયા સ્વદ્રવ્યમાં સોયજો. અ. ૮
નાસ્તિકતા તેની છે આતમ દ્રવ્યમાં,
સ્વગુણની અસ્તિતા આત્મ અનંતજો;
અસ્તિતા નાસ્તિતા સમકાલે રહી,
વાચ્યાવાચ્યપણે ભાખે ભગવંતજો. અ. ૯
દ્રવ્ય ગુણપર્યાય સ્વરૂપની ચિંતના,
પુદ્ગલથી ન્યારો મુજ આતમ દ્રવ્યજો;
સ્વપર પ્રકાશક ભોગી છે નિજ ઋદ્ધિનો,
કરે પ્રવૃત્તિ તત્ત્વવિવેચક ભવ્યજો. અ. ૧૦
કાળ અનાદિથી લાગ્યાં જે ઘાતીયાં,
કર્મતણો ગુણ ઠાણે બારમે અંતજો;
કેવલ દર્શન ક્ષાયિક વીર્ય ધરી વરે,
સયોગી ગુણ સ્થાનક તેરમું કંતજો. અ. ૧૧
દગ્ધ રજજુવત્ વેદનીયાદિક ચારનાં,
સ્થિતિનું હોવે ત્યાંહી જેટલું માનજો;
ભોગવી ચૌદમું ગુણઠાણું ઉલ્લંઘતાં,
સિદ્ધ બુદ્ધ પરમાતમ શ્રી ભગવાન્જો. અ. ૧૨
મનવચ કાયા કર્માષ્ટકની વર્ગણા,
પુદ્ગલ સંગનો જરા નહીં સંબંધજો;
જન્મ જરા મરણાદિક સહુ દૂરે ગયું,
ગયો અપૂર્વ આતમ કર્મ સંબંધજો. અ. ૧૩
આવિર્ભાવે ભાસી ગુણની સંતતિ,
સહજાનંદે વિચરે આતમ ભૂપજો;
પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે સિદ્ધમાં,
પહોંચ્યો ચેતન ટળી અનાદિ રૂપજો. અ. ૧૪

સાદિ અનંતિ સ્થિતિ આતમપદતણી,
ષટ્કારક પરિણમતા આતમરૂપજો,
નિરાકાર સાકાર સ્વરૂપ દો ચેતના,
ચિદાનન્દ ગુણધારક શ્રી ચિદ્રૂપજો. અ. ૧૫
સહસ્ર જીવ્હા આયુષ્ય પૂરવ કોડનુ,
કેવલજ્ઞાની કહેતા ન લહે પારજો,
વ્યવહાર નિશ્ચય નય બેને અવલબતા,
બુદ્ધિસાગર શાશ્વત પદ સ્વીકારજો. અ. ૧૬
આણસા પાસે માણેકપુરાએ રહી,
સવત ઓગણીશ શાઠતણી શુભ સાલજો,
વૈશાખ વદી તેરસે મધ્યાને રચ્યુ,
ગાતાં ધ્યાતા થાયે મગલ માલજો. અ. ૧૭

બાહ્ય મગના ત્યાગથી સત્ય જીજ્ઞાસુઓને આત્મરૂચિ ઉદ્ભવે છે તેનું મનન કરતા, સ્મરણ કરતા તેનેજ સત્ય માનતા અન્ય વસ્તુ ઉપરથી મમતા ઉતરે છે, અને આત્મા પોતાના સ્વરૂપમા રમે છે, અને સદ્ગુરૂ શ્રદ્ધા પુષ્ટદ્વારા સ્વપર અનુભવે છે, એની પ્રાપ્તિ સ્વપરને થાઓ

સમ્યગ્ દર્શનના અભિલાષી જીવોએ ષટ્સ્થાનકનુ ચિતવન કરવુ

પ્રથમ સ્થાનક—આત્મા છે ઘટ–પટ દડાદિકનુ જેમ અસ્તિત્વ છે, તેમ આત્માનું અસ્તિત્વ છે જડત્વ યોગે ઘટપટાદિકની સિદ્ધિ થાય છે, તેમ પોતાનો પ્રકાશ કરનારી અને અન્યનો પ્રકાશ કરનારી એવી ચૈતન્ય સત્તાના પ્રત્યક્ષ ગુણ યોગે આત્માની સિદ્ધિ થાય છે આત્માને દેહ જાણી શકતું નથી કારણ કે દેહમા જ્ઞાન ગુણ નથી, માટે દેહથકી ભિન્ન આત્માની સિદ્ધિ થાય છે સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત ઇંદ્રિયો આત્માને જાણી શકતી નથી શ્વાસોશ્વાસ રૂપ પ્રાણ તે પણ આત્માને જાણતો નથી તે સૌ એક આત્માની સત્તાથી પ્રવર્તે છે, નહીં તો જડપણે પડયા રહે છે જાગ્રત સ્વપ્ન અને નિંદ્રા એ ત્રણે અવસ્થામા આત્મા વર્તતો છતા, તે તે અવસ્થાઓથી જુદોજ રહે છે અને તે અવસ્થા નાશ પામે છતે પણ જેનું અસ્તિત્વ છે અને જે તે અવસ્થાને જાણે તેજ આત્મા જાણવો કોઇ કાળે જેમા જાણવાનો સ્વભાવ નથી તે જડ, અને સદાય જે જાણવાના સ્વભાવે યુક્ત છે, તે ચેતન એમ દરેકનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે

દુહો

જે જેની શકા કરે, તેહીજ પોતે આપ,
શકાનો કરનાર તે, ચેતન ગુણ અમાપ. ૧

આત્માની શંકા આત્મા સ્વયમેવ કરે છે, જે શંકાનો કરનાર છે, તેજ આત્મા છે. પોતાનામાં અનંત ગુણો રહેલા તે અનાદિકાળ કર્મના યોગે તિરોભાવે રહ્યા છે, તેનો અનુભવ થાય તો હસ્તામલકવત્ સર્વ જગતનો દૃષ્ટા આત્મા થાય; એ આત્માનુ સ્વરૂપ ધ્યાનયોગે સત્ય ભાસે છે, ત્યારે તેની જ્ઞાન-પૂર્વક શ્રદ્ધા થાય છે. પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્માઓનું અસ્તિત્વ છે. સર્વનો એક આત્મા નથી. જો સર્વનો એક આત્મા હોય તો બીજા પુરૂષને દુઃખ થતાં વા સુખ થતાં પોતાને દુઃખ સુખની લાગણી થવી જોઇએ, અને થતી તો નથી. માટે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા માનતાં અને ભિન્ન ભિન્ન કર્મ લાગેલાં માનતાં સર્વ શંકા ટળે છે, અને અનુભવમાં પણ તેમ ભાસે છે. એમ પ્રથમ સ્થાનક સ્વબુદ્ધિ અનુસારે વિચારતાં આત્મસ્વરૂપ પ્રગટે છે. તેની વિચારણામાં જે આનંદ થાય છે, તે આનંદનું સુખ આત્માજ જાણે છે.

**परोपकाराय सतां विभूतयः** પરોપકારને માટેજ સત્પુરૂષો તન મન અને ધનને ધારણ કરી પોતાનું જીવન સફળ કરે છે. દુનિયામાં ઉત્પન્ન થઇ કંઈ પણ **आत्महित** કર્યું નહીં, પરોપકાર કર્યો નહીં, તે મનુષ્યનું આયુષ્ય અજાગલસ્તનવત્ નિષ્ફલ જાણવું. તે શું પરોપકાર કૃત્ય કર્યું? તારી સાથે તારી લક્ષ્મી ક્યાં સુધી આવશે? કુટુંબ કબીલો તારો સગો ક્યાં સુધી છે? વીજળીના ચમકારાની પેઠે ક્ષણિક આયુષ્ય વિષે શો ભરોસો, તે હે ચેતન! વિચારી જો! સમુદ્રમાં, નદીઓમાં ઉઠતી લહેરીઓની દશાની પેઠે તેં સંસાર સમુદ્રમાં અનેકવાર જન્મ મરણ કર્યા. વક્તા ગયા, શ્રોતા ગયા, રાજા ગયા, રંક ગયા, દુઃખી ગયા, તારી કાયા અમર રહેવાની નથી. જળમાં મીઠાને પીંગળતાં શી વાર? કોઇનાં શરીર દટાયાં, કોઇનાં મશાણમાં બળે છે, કોઇ શરીરની રાખ થઇ ગઇ, માટીનું શરીર માટી ભેગુ મળી જશે, પાણી વલોયાં માખણ નીકળશે નહીં. જન્મ્યા તેટલા અવશ્ય મરી જવાના. તારા દેખતાં તારૂં આયુષ્ય ખુટે છે. નિંદા, દ્વેષ, અદેખાઇ, મમતા માયામાં કેમ લપટાય છે? એથી તારૂં હિત નથી. તત્ત્વની બુદ્ધિથી સદ્ધર્મ ગ્રહણ કરી લે? તરવું કે બુડવું તારા સ્વાધીન છે, તારૂં હૃદય તું કેવો છે તેની સાક્ષી પુરે છે. અન્ય ગમે તેમ કહો. માટે પ્રમાદ ત્યાગી ધર્મ કર કે જેથી **परमपदमय तारा आत्मा भासे.**

**श्री अरिहंतनी प्रतिमा भावअरिहंतनी** બુદ્ધિથી **आराध्य मान्य पूज्य** છે. **श्री अरिहंत** ભગવાનના ચારે નિક્ષેપા **सापेक्ष बुद्धिथी परमात्मपद** લક્ષ્ય સમજી **आराध्य छे, यतः जत्थयजं जाणिज्जा निखेवं निखिवे निरवसेसं जथ्थयनहुजाणिज्जा चउक्कयं निखिवेतत्थ ॥ १ ॥** જગમાં

જેટલા પદાર્થ છે તેના ઉપર અનેક નિક્ષેપા અવતરે છે તે અનુક્રમનુસારે અવતારીએ ઘણા નિક્ષેપા ન જાણીએ ત્યા ચાર નિક્ષેપા અવશ્ય ઉતારવા શ્રી તીર્થંકર ભગવાન ઉપર ચાર નિક્ષેપા અવતરે છે **नाम अरिहत, स्थापना अरिहत, द्रव्यअरिहत** અને **भावअरिहत** શ્રી અરિહત ભગવાન માતાના ઉદરે ઉપજ્યા જન્મ પામ્યા પશ્ચાત્ છપ્પન્ન દિશિ કુમારીકા સૂતીકર્મ કરવા આવી ચામર ઈંદ્ર, મળી મેરૂ શિખરપર લેઈ જઈ **जन्मस्नात्र** કર્યું પશ્ચાત્ અનેક ઓચ્છવ કર્યા બારમે દિવસે નામ દીધુ **ऋषभादिक वर्धमान पर्यन्त** તે **नाम अरिहत** જાણવા તથા અરિહત જાણી તેમની કોઈ પણ વસ્તુમા **स्थापना** કરી તે **स्थापना अरिहत** તીર્થંકર ભગવાને ત્રીજા ભવમા તીર્થકર નામ કર્મ ઉપાર્જ્યુ, ત્યારથી તે કેવળજ્ઞાન ના ઉપજે ત્યા સુધીની સર્વ અવસ્થા **द्रव्यअरिहत**ની જાણવી મોક્ષગમન બાદ તીર્થકરનુ કલેવર તે **ज्ञाणगशरीर द्रव्यारिहत** દેવલોકમા તથા નરકમા તીર્થંકર ભગવાનનો જે જીવ છે તે **भावय शरीर द्रव्यारिहत** જાણવા કેવલજ્ઞાન ઉપન્યા પશ્ચાત્ અરિહત તીર્થની સ્થાપના કરે છે દેશના દેઈને ભવ્યાત્માઓને પ્રતિબોધતા એવા અને ચોસઠ ૬૪ પૂજીત ચાર અતિશયે સહીત અને સમવસરણમા બેઠેલા તેમને **भावअरिहत** જાણવા જેટલા તીર્થંકર મહારાજાઓ સમવસરણમા બેસી દેશના દે છે તે સર્વ તે કાળે **भावअरिहत** જાણવા **त महा फलं खलु अरिहताणं भगवताणं नाम गोयस्स वि सवणयाए,** એ સૂત્રના આલાવાના અનુસારે શ્રી અરિહતનુ **नाम** આરાધ્ય જાણવુ તેમનું નામ સાભળવાથી પણ મહાફળ થાય છે તો તે નામનું સ્મરણ ધ્યાન કરવાથી **आत्महित** થાય તેમા શુ આશ્ચર્ય ? આપણે નવકાર ગણીએ છીએ તોપણ **पचपरमेष्ठिना** નામનેજ વાદીએ છીએ નવકારરૂપ **पचपरमेष्ठिना** નામથી ભૂત પ્રેત, પિશાચ, અને વિષ આદિ નષ્ટ થાય છે, માટે **नामनिक्षेपे अरिहत आराध्य** માનીએ નહિ તો નવકાર ગણવો નિષ્ફળ જાય, માટે **नामनिक्षेपो मान्य आराध्य** સમજવો તેમજ **स्थापनानिक्षेप भगवाननी प्रतिमा** પ્રમુખ **आराध्यपूज्य** છે દેવલોકમા **जिन प्रतिमा** આગળ **विजय देवता**એ એક સોને આઠ નવા નવા કાવ્ય કરી ભાવતીર્થંકરની બુદ્ધિના આરોપ **स्थापना**મા કરી સ્તવ્યા છે, **नमुथ्युण** કહ્યું છે નમુથ્થુણ કહ્યાનુ ફળ ઉત્તરાધ્યયનના ઓગણત્રીસમા અધ્યયનને વિષે કહ્યુ છે કે—**थयथुइमगलेण भतेजीवे किंजणइ थयथुइमगलेण नाणदसण चरित्त बोहिलाभजणइ,** સ્તવ થોય મગળથી જ્ઞાનદર્શન ચરિત્ર અને બોધિ લાભની પ્રાપ્તિ થાય છે

વીતરાગ વચનાનુસારે **अरिहत भगवाननी मूर्ति** માનનીય છે

નવકાર એ અક્ષર રૂપે પંચપરમેષ્ટીની સ્થાપના છે. તે જેમ માન્ય છે, તેમ **प्रतिमा** પણ **मान्य पूज्य** સમજવી. નવકારથી જેમ **भाव आरिहंत** આદિનું સ્મરણ થાય છે, તેમ **जिन प्रतिमाथी** ભાવજીનની સ્મૃતિ આવે છે. તેમના ગુણોનું સ્મરણ થાય છે, અને **चिंतवना** થાય છે કે **भगवान्** નિરાગી હતા. અને હું રોગી છું. ભગવાનનો **शत्रु मित्र** ઉપર સમભાવ હતો પણ મને તો રાગ દ્વેષ થાય છે. અહો હું તેમના કરતાં કેટલો હીન છું. ભગવાનને કોઈ વસ્તુ ઉપર **ममत्व** ભાવ હતો નહીં અને મને તો વારંવાર મારૂં તારૂં, અગર તમારો, આ શ્રાવક મારા, અમુક સાધુ મારા, અમુક તો બીજાના, અમુક પુત્ર મારો, બીજો અન્યનો, આ ઘર બીજાનું, આ **जाति** મારી અને આ **अन्यनी** એવી બુદ્ધિ થયા કરે છે તેથી હું સમયે સમયે સાત આઠ કર્મ બાંધુ છું. ભગવાન્‌નું જ્ઞાન **आत्मस्वभावे परिणम्युं** હતું. મારૂં જ્ઞાન તો રાગદ્વેષમાં **परिणम्युं** છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—**यज्ज्ञानमेवन-भवति यस्मिन्नुदिते विभातिरागगणः तमसः कुतोऽस्तिशक्तिर्दिनकर किरणाग्रतः स्थातुं** ॥ તે જ્ઞાનજ નથી કે જેનો ઉદય થતાં રાગદ્વેષ વૈરીઓ પ્રાદુર્ભવે છે. અંધારાની શી શક્તિ છે કે, સૂર્યના કિરણ આગળ રહી શકે, તેમ સતજ્ઞાન થતાં રાગદ્વેષાદિ શત્રુઓ પરાભવ પામે છે. અહો ભગવાન્‌ની કેવી **क्षमा**, કેટલી સહનશીલતા. મારામાં તો તેનો **अंशमात्र** પણ જણાતો નથી. કોઇ આડું અવળુ અપમાનથી ભરેલું વચન બોલે છે તો ઉંચો નીચો થઇ જાઉં છું, કોઇ મારૂ બગાડે છે વા નિંદા કરે છે તો તેનો નાશ કરવા ઉંચો નીચો લાલચોળ બની જાઉ છું. ભગવાને મોહ રાજાને રોવરાવ્યો. તે **मोहराजा घडीमां**-પલકમાં મને રોવરાવે છે, અને ગાંડા જેવો કરી મૂકે છે, ભગવાને લોભરૂપ સ્વયંભૂરમણ સમુદ્રને તર્યો પણ હું તો આ મારૂ, તારૂં, આ ઘર મારૂં, આ ધન મારૂં, જાણે સર્વ સાથે ના લેઇ જાઉ એવી બુદ્ધિથી સંસારમાં રાચ્યો, માચ્યો. અને સારભૂત તેને માની સંસાર સમુદ્રમાં **गोथां** ખાઉ છું. અહો ભગવાન્ તું ક્યાં ને હું ક્યાં—ભગવાન્‌માં તો **अनंत कोटी** સૂર્ય કરતાં પણ **अधिक लोकालोक प्रकाशक केवलज्ञान** હતું અને મારો **आत्मा** તો આગીયાજંતુના પ્રકાશ જેટલું પણ **ज्ञान** ધરાવતો નથી. ભગવાન્ તો પોતાને ઉચ્ચ નીચ માનતા નહોતા અને હું તો **उंचो**, બીજા નીચા. એમ **जाति अभिमानमां मस्त बन्यो छुं**. ભગવાન્ સંસારથી **अलिप्त** હતા. અને હું તો **पामर** છું, અરે હું કેટલો દુર્ગુણી? ભગવાન્ વાયુની પેઠે **अप्रतिबद्ध**પણે સયમ લેઈ વિચરતા હતા અને હું તો **श्रावकनो जाणे दास** હોઉં. એમ બન્યો છું. ભગવાન્ કોઇની નિંદા કરતા નહોતા, અને

હું તો રાત્રી દીવસ પારકી નિંદા રૂપ વિષ્ટાને મુખમાંથી કાઢી ઢેડ-ચંડાળ ખાટકી કરતા પણ ભૂંડો બનું છું **प्रश्नोत्तररत्नमालिका** નામના ગ્રંથમાં **विमलाचार्यजीए** કહ્યું છે કે **"क शुचि ? रिह मानसशुद्ध"** કોણ પવિત્ર છે, તેના ઉત્તરમાં જણાવ્યું છે કે જેનું મન પવિત્ર છે તે ભલે ચંડાલ, યવન, બ્રાહ્મણ, રજપુત, અને વણિક હોય તોપણ જેનું મન દયા, ક્ષમા, સત્ય, વૈરાગ્ય, અને સમકિત વડે **पवित्र** છે તેજ **पवित्र** જાણવો કંઈ ન્હાવા ધોવાથી પવિત્રપણું નથી જે **वीतराग**ના માર્ગ ચાલે છે તે **पवित्र** છે ભગવાનની વાણી **अमृत समान** હતી અને મારૂં વચન તો મોહમાયાથી ભરેલું છે, અરે માગમાં અને પ્રભુનામાં કેટલો ફેર, ભગવાનને ચોસઠ ઇંદ્ર, દેવતાઓ, અને રાજાઓ માનતા પૂજતા હતા તોપણ **ससार**નો ત્યાગ કર્યો અને હું તો ઘરના લોકો સ્તુતી કરતા હોય તોપણ દીક્ષા લેઇ શકતો નથી મારી કેટલી દુર્દશા ? ભગવાનની આંખ નિર્વિકારી હતી, મારી આંખ વિકારવાળી છે મારી કંઇ ગતિ થશે હું બોલું છું કંઇ અને ચાલુ છું કંઈ, ભગવાન્ ઉપાધિથી રહીત હતા, અને હું તો ઉપાધિ સહીત છું ભગવાને **आत्मामा** સુખ દેખ્યું અને હું તો પુદ્ગલ વસ્તુમાં સુખની **आशा** રાખું છું, પુદ્ગલ સબંધી સુખને ભગવાન્ કાગ વિષ્ટા સમ લેખતા હતા અને હું તો **अमृतसम** દેખું છું ભગવાનની કાયા પવિત્ર અને મારી કાયા **अपवित्र**, ભગવાનની વાણી **पवित्र** અને મારૂં વચન તો સમુદ્રના પાણી સરખું છે ભગવાનનો **आत्मा पवित्र** અને હું તો આઠ કર્મથી વીંટાએલો છું ભગવાનમાં **अदेखाइ** ન હોતી મારામાં તો **अदेखाइ**નો ભંડાર છે ભગવન્ **चाल्या** સવળા, ત્યારે હું તો અવળો ચાલું છું ભગવાનને તો ચોસઠ ઇંદ્ર પૂજતા હતા, પણ મને તો એક ભત પણ પૂજતું નથી ભગવાનની સવળી દૃષ્ટિ તો મારી **अवळी दृष्टि** ભગવાનનું **चरित्र पवित्र**, તો મારૂં **चरित्र अपवित्र** આ આત્મામાં અને ભગવાનમાં આકાશ અને પાતાળ જેટલો ફેર છે મારા સર્વ ગુણો કર્મથી અવરાયા છે માટે હે ભગવન્ હું જો તારૂં સ્મરણ કરૂં તો **तारा** જેવો હું પણ થાઉં આ પ્રમાણે **जिनप्रतिमा** દેખી પ્રભુના ગુણોનું સ્મરણ કરી નિંદા રહિત થઈ **समभाने आत्म स्वरूप** ભાવવું

**स्थापनाभूतजिनप्रतिमा जिनसारिखी** શ્રી સર્વજ્ઞ પ્રણિત સ્યાદ્વાદ સૂત્રોમાં કથી છે ધર્મધ્યાન આલંબન પ્રતિ **प्रतिमानी** ખાસ જરૂર છે શ્રી વીતરાગની પ્રતિમાના આકારો વૈરાગ્યોદ્ભવ પ્રતિ હેતુભૂત છે, એ પ્રતિમામાં મહત્ આશ્ચર્ય છે કે-તેના એટલે **प्रतिमाना** સાદૃશ્ય આકૃતિવાળા મત્સ્યોને અવલોકી અન્ય મત્સ્યો જાતિસ્મરણ જ્ઞાન પામે છે અને પૂર્વભવની યાદી

થતાં ધર્મ તરફ તેમની ચિત્તવૃત્તિ પ્રેરાય છે, અને અનશનવ્રત અંગીકરી પૌદ્‌ગલિક સુખાલય રૂપ દેવગતિ પામે છે. તો મનુષ્યો તેને દેખી આત્મહિત પ્રાપ્તિ કરે, એમાં શું આશ્ચર્ય! જ્ઞાની પુરૂષોને રાગનાં કારણો પણ વૈરાગ્યપણે પરિણમે છે અને અજ્ઞાનીને વૈરાગ્યનાં કારણો પણ રાગપણે પરિણમે છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે–જ્ઞાની આત્માર્થી પુરૂષોને જિનપ્રતિમા સંવરની અભિવૃદ્ધિ રૂપ થાય તે સત્ય છે, તેમાં યત્કિંચિત્ સંશય નથી આત્મસાધક મહાબંધુઓને જિનપ્રતિમા મોક્ષની પ્રાપ્તિમાં નિમિત્ત કારણરૂપે જાણવી. એ પ્રતિમાને પૂજતાં સ્તવતાં મોક્ષની પ્રાપ્તિમાં નિમિત્ત કારણપણે પરિણમે છે. અને તેથી અનંતકર્મની નિર્જરા થાય છે. યાદ રાખવું કે જે વડે અજ્ઞાની બધાય છે તેથી જ્ઞાની છુટે છે. જ્ઞાનભાવે વીતરાગ ભગવંતના ગુણ જાણી જિનપ્રતિમાને વિષે ભાવજિનનો આરોપ કરી માનતાં પૂજતાં પરમપદ અનંતસુખાલયની પ્રાપ્તિ થાય છે. ભૂતકાળે અનંતા જીવો એ જિનપ્રતિમાના અવલંબનથી સંસાર સમુદ્ર તર્યા ( નિર્વૃત્તિ પદ પામ્યા ) તરે છે અને ભવિષ્યકાળે તરશે.

मलिनस्य यथात्यन्तं, जलं वस्त्रस्यशोधनं ॥
अन्तःकरण रत्नस्य, तथा शास्त्रं विदुर्बुधाः ॥ १ ॥

મલિન વસ્ત્રની શુદ્ધિ નિર્મળ જળથકી થાય છે. તેમજ અંતઃકરણ રૂપ રત્નની શુદ્ધિ આત્મિકશાસ્ત્રાભ્યાસ મનન નિદિધ્યાસનથી થાય છે. મનના અશુભ સંકલ્પથી પ્રસન્નચંદ્ર રાજર્ષિ સપ્તમનરકાગતનમાં જવાને તત્પર થયા અને તેજ મનના શુભ બળવડે પ્રસન્નચંદ્ર રાજર્ષિએ કૈવલ્યજ્ઞાન સંપદા પ્રાપ્ત કરી તે જગ પ્રસિદ્ધ છે. જે ભવ્યાત્માના મનમાં નિર્મળતા છે તો તેનો સર્વ આચાર શુદ્ધરૂપે જાણવો. જે ભવ્યાત્માના મનમા મલીનતા છે. તેનો ઉપરનો ડોળ જોકે ઠાઠમાઠવાળો સારો આચારવાળો હોય તોપણ તે આત્મિક હિતાર્થે થતો નથી–દુનિયામાં વાહ વાહને માટે ધાર્મિક કૃત્ય કરવાની જીવ લાલસા રાખે તો ફક્ત તેના સંકલ્પ જેટલુંજ ફળ મેળવી શકે છે. નિષ્કામવૃત્તિથી શુભ માર્ગમાં પ્રવૃત્તિ કરે તો તેનું ફળ પરમાર્થરૂપ મનોબળની આત્યંતિક શક્તિ મેસ્મેરિઝમથી સિદ્ધ થાય છે. યોગાભ્યાસીઓને મનોબળથી અત્યંત શક્તિ વધે છે, અન્યોના મન ઉપર આપણા મનમાં જેવી લાગણી હોય તેવી કરી શકે છે, મેસ્મેરિઝમ જેના ઉપર કરવામાં આવે છે, તેના મનમાં આપણા મનમાં જે દૃઢ સંકલ્પ કર્યો હોય છે તે સ્ફુરી આવે છે. તે ઉપર બહુ લક્ષ્ય આપવું યોગ્ય છે. જે જે ક્રિયાઓ

કરવાની છે, તેમા મનોબળનો દૃઢ સંકલ્પ કરવો યોગ્ય છે અશુભ માર્ગ મનનો વ્યાપાર થતો અટકાવવો જોઇએ કારણ કે તેથી અશુભ કર્મનું ગ્રહણ થાય છે सिद्धचक्रनु आराधन या नवकारनु ध्यान પણ મનોબળના દૃઢ સંકલ્પથી વિશેષ ફળદાયક થાય છે જે ભવ્યાત્માઓ મનના નબળા હોય છે તેનાથી દૃઢતાવિના ધર્મ ગુણ ટકી શકતો નથી લબ્ધિયો વગેરે ઉત્પન્ન થાય છે તેમા પણ मनोबलની મુખ્યતા છે દેવતાનુ આરાધન કરવુ, મંત્ર ગણવા, અને જાપ કરવો તેમા પણ मनोबलની ખાસ જરૂર છે दृढसङ्कल्प श्रद्धापूर्वक કરવાથી योगियो વીંછીના વિષ પણ त्राटकથી અપહરે છે, તે મે નજરે જોયુ છે દરેક બાબતમા दृढसंकल्पની જરૂર છે, જો તમો બીજાના ઉપર मनोबलનો ગેરઉપયોગ કરી દ્વેષ અદેખાઇ કરો તો તેનું मन पण તમારા પ્રતિ તેવુ વલણ પ્રાયશ ધારણ કરશે શરીરનું ચંચલ સ્થિતિ પણ મનના લીધે છે, તમારા મનમા જો દ્વેષ અને ક્રોધ થશે તો નેત્રવિકાર અને મુખવિકારને શરીર ધારણ કરશે તમો જો શાંતિમા–સમાધિમા રહેશો તો શરીર પણ શાંત સ્થિત અવસ્થા ધારણ કરશે મનની ચંચળતાથી શરીરની ચંચળતા ઉદ્ભવે છે મન પોતાનો વ્યાપાર કર્યા કરે છે, માટે મનને યોગીશ્વરો પરમાત્મા સ્વરૂપના ચિંતનમા લય પમાડે છે વિજયા શેઠ અને વિજયા શેઠાણીએ દૃઢ મનોબળના દૃઢ સંકલ્પથી બ્રહ્મચર્યવ્રત પાળ્યુ હતું આત્માનો ખરેખરો મંત્રી મન છે આત્માનું મુક્તિ માર્ગમા ગમન કરવા પ્રતિ મન સહાયકારી છે, ૮ પમા નવકમળની રચનાએ નવપદનું ચિંતવન કરવુ તેમા મનોબળની જરૂર છે અને તેથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, અને તેથી આભ્યંતર મનનો નાટક સિદ્ધ થતા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી આંબીલની ઓળી કરી નવપદનું શ્રીપાળ રાજાએ શ્રદ્ધાપૂર્વક દૃઢસંકલ્પથી આરાધન કર્યુ હતું તો અવશ્ય ફળની સિદ્ધિ થઇ હતી તેમ હાલના વખતમા શ્રદ્ધા અને દૃઢ સંકલ્પથી નવકારનો જાપ અને નવપદનુ આરાધન જે ભવ્યાત્માઓ કરે છે તે વાચ્છિત ફળ પ્રાપ્ત કરે છે

### દુહા

દુગ્ધ નીર સંયોગવત્, ચેતન પુદ્ગલ સંગ;
થયો અનાદિ કાળથી, કરતા કર્મ કુરંગ. ૧

તેથી અશુભી પરિણતે, કર્તા કર્મ કહાઉ,
સવળી પરિણતિ જો હુવે, શુદ્ધ નિરંજન થાઉ. ૨

પુદ્‌ગલ ખાવું પહેરવું, પુદ્‌ગલ વસતિ મહેલ;
વાસ વસી તેમાં સુધા, માની સુખની સહેલ. ૩
રમું હવે નહિ પુદ્‌ગલે, જેની કુડી ચાલ;
સંગે તેની માહરે, થવું પડ્યું બે હાલ. ૪
મિત્ર નહીં તે માહરો, અવળો તાસ સ્વભાવ;
પરપુદ્‌ગલ મમતાથકી, બનીયો એહ બનાવ. ૫

આ પ્રત્યક્ષ ઘટપટ દંડાદિ વસ્તુ ચક્ષુપા વિષયગોચર થાય છે તે પૌદ્‌ગલિક વસ્તુ જાણવી. અને તે આત્મદ્રવ્યથી ભિન્ન છે. એમ શ્રી સર્વજ્ઞ મહારાજા શાસ્ત્રમાં કથે છે. પુદ્‌ગલ સ્વરૂપ જે ધન ધાન્યાદિકમાં મારાપણાની બુદ્ધિથી રાચતાં માચતાં આત્માના ગુણો હણાય છે. હે ચેતન ! તું પર વસ્તુને પોતાની માની તૃષ્ણા જાલમાં ફસાય છે. સ્વઆત્મસુખનો અજાણ બની વિવેક નયનશૂન્યાત્મા બની અત્રતત્ર ઐહિક સુખની ભ્રાંતિએ ભ્રમણ કરતો મનોરાજ્યની સકલ્પ વિકલ્પ શ્રેણીએ ચઢયો છતો ભ્રમ્ર ચન્દ્ર ગ્રહણ પુરૂપ પ્રયત્નવત્ ક્ષણિક તુચ્છ સુખની લાલસાએ જડરૂપ પૃથ્વીને પોતાની માની તદર્થે સહસ્ત્રશઃ જીવ ઘાતક બની સ્વમહત્વતામાં અન્ય ભવ્યોને લઘુ ગણી ઘરવસ્તુમાં મમતાનો દઢભાવ સકલ્પી રાત્રી દિવસ અસત્ આચરણોમાં ગુમાવીને હે આત્મન્! તું મનુષ્ય જન્મ હારે છે પોતાનાથી અત્યંત ભિન્ન પૃથ્વી, ધન, અને મહેલ આદિ વસ્તુઓ કોઇની થઈ નથી અને થવાની નથી. અમુક વસ્તુ મારી છે એમ માનવું તે કેવલ ભ્રાંતિ છે. હે જીવ! તું મનમાં વિચાર કે ઘરબાર, સગાંસંબધી કોઇનાં થયાં નથી અને થવાનાં નથી. આ શરીર પણ તારૂં નથી. અનંતા તેં શરીર ધારણ કર્યા અને અનંતાં મૂક્યાં પણ જે વસ્તુ આત્માની નથી તે આત્માની શી રીતે થાય? હે જીવ! તેં કોઇને મિત્ર કર્યા અને કોઇને તું શત્રુ માને છે. તે પણ તારી ભ્રાંતિ છે. તારો કોઇ શત્રુ નથી, તારૂં બગાડવા કોઇ સમર્થ, નથી આત્માને સુખ દુઃખમાં અન્ય તો નિમિત્ત માત્ર છે. ક્રોધ માનાદિક કરતો તું કર્મ જાળમાં સપડાય છે. વળી હે ચેતન ! તું વિચાર કે, જે ઘર, હાટ, મહેલ, બધાવતાં, રક્ષણ કરતાં આત્માએ જરા પણ શાંતિ લીધી નહીં તે ઘર હાટ મૂકી, સગાં સંબંધી મૂકી જીવ મરવા સમયે ટગમગ જોતો જીવવાની સહસ્ત્રશઃ આશાઓ કરતો પણ પરભવમાં ચાલ્યો જાય છે. અને સાથે કોઈ પણ વસ્તુ આવતી નથી. જ્યાં જે વસ્તુ તે ત્યાંને ત્યાં રહે છે. અનંતાભવ કર્યા પણ કોઇ વસ્તુ સાથે આવી નહીં. તો હવે ચેતન વિચાર કે તારી સાથે શું આવનાર છે? પૌદ્‌ગલિક વસ્તુ ઉપર શો દ્વેપ કરવો? કેટલીક વસ્તુઓને સંયોગ થાય છે અને

કેટલીક વસ્તુઓનો વિયોગ થાય છે સમાગમ બધીની પ્રીતિ પણ સ્વાવને લીધે ક્ષણિક છે સત્ય આદેય એક આત્મતત્ત્વ છે બાહ્ય પદાર્થોમા મારા પણાની બુદ્ધિ થાય છે તેનો નાશ થઈ અતર આત્મતત્ત્વમા મારાપણાની બુદ્ધિ થાય તો પરમાત્મપદ પામી શકાય આત્મા અને કર્મ રૂપ પુદ્ગલ દ્રવ્યનો અનાદિ કાળથી દુગ્ધનીર સયોગવત્ સબધ થયો છે રાગ અને દ્વેષથી આત્માની અશુદ્ધ પરિણતિ થઇ છે તેથી સસારમા કર્મનો કર્તા બની પરિભ્રમણ કરે છે અને જો આત્માની સવળી પરિણતિ થાય તો કર્મનો ક્ષય કરી પરમાત્મપદ પામે અતીતકાળે અનત જીવો આત્મસ્વરૂપે રમવાથી પરમાત્મપદ પામ્યા અને પામશે મુક્તિસાધક ભવ્યાત્માઓને શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ થાઓ એજ સ્વપરહિતાકાક્ષા

૧ નમ્રતાથી બોલો ! અતકરણના ઉંડા કુવામાથી નીકળતી આ એક મહેર્જ બાબત છે, તેથી જે સારૂં થાય છે અને આનદ ઉપજે છે તે અનત સ્થિતિ બતાવી આપશે

૨ આડા અવળા કેના તીરો ધનુષધારીએ નહિ ધારેલે ઠેકાણે વાગે છે અને જેમ તેમ બોલેલા વચનો હ્રદયને જખમી કરે છે

૩ જીવતરનું અતિ મૂલ્યવાન્ અને શોભાયમાન આભૂષણરૂપ તમારા મિત્રોની પસદગીમા ઘણી કાળજી રાખજો સોબત સારી કરો જેથી તમો સારા થશો

૪ ઘાતકી મનુષ્યોના માર્ગને અનુસરો નહીં અને ખરાબ માણસને રસ્તે જાઓ નહી તેથી દૂર રહો તે પાસે થઇને પણ નીકળો નહીં

૫ સારી રીતિએ મનન કર અને સત્ય માર્ગ જાણી લે, પછી આગળ વધ અને તારી શક્તિ પારખ ઉતાવળ કર નહિ ઉતાવળથી અને અવિચારથી કરેલા એક કૃત્યનો અતેજ ઘણા વર્ષોથી પણ પુરો પડી શકતો નથી

૬ આરામ લે નહિ, જીવતર ઝડપથી ચાલ્યુ જાય છે મૃત્યુને શરણ પડેલા હિમ્મતથી કાર્ય કર

૭ જો હિમ્મત ગઈ તો પછી બધુ ગયુ તે કરતા તો જન્મ ન લીધો હોય તે સારૂ

૮ જો અન્તઃકરણ શુદ્ધ હોય અને પ્રીતિ દ્રઢ હોય તો કોઈ પણ બાબત કદી બહુ અવળી પડતી નથી

૯ ડાહ્યા મનુષ્યો કોઈ પણ દિવસ પોતાની હાનિનો શોચ કરતા નથી પણ પોતાને થતા નુકશાનનો ઇલાજ કેમ થાય, તેની શોધમા આનદથી રહે છે

૧૦ જેના અંતઃકરણના કાર્યો તું જોઈ શકતો નથી, તેની ટીકા કર નહિ.

૧૧ પરોપકાર બુદ્ધિ અદેખાઈ કરતી નથી. પરોપકાર બુદ્ધિ દુઃખ સહન કરે છે.

૧૨ જો તમારી ફતેહ થાય તો તેથી તમે ગર્વિષ્ટ થાઓ નહિ. ગર્વ એ નાશનો કર્તા છે અને કડક મીજાજ એ પડતીનો અગ્રગામી છે.

૧૩ સ્વર્ગ અને નરકનો જે વારવાર વિચાર કરે છે તેનું મૃત્યુ અવશ્ય સુધરે છે.

૧૪ હલાહલ જાતનું ઝેર છે તેના કરતાં ક્રોધ મહાન્ વિષ છે.

૧૫ મનુષ્ય કૃત્યોમાં ભરતીઓટ થયા કરે છે. ભરતી વખતે જે લાભ લે તેનો ઉદય થાય છે. જેઓ ગફલત કરે છે તેઓની જીંદગીની સઘળી સફર ખાબોચીયાં અને દુઃખમાં પુરી થાય છે.

૧૬ જે કાર્ય કરવાનું છે, અને જેથી આત્મહિત છે, તેવા કાર્યમાં પ્રમાદ કેમ કરવો જોઇએ ?

૧૭ સમય આવ્યા વિના કાર્ય સિદ્ધિ થતી નથી, માટે સમતાની જરૂર છે.

**૧૮ સમયે સમયે આત્મ સ્વરૂપનો ઉપયોગ રાખવો જોઇએ.**

૧૯ સોનાની પેઠે વિભાવ દશાથી પોતાને મોટો માનવો એ ક્યાં સુધી બની શકે ?

૨૦ પરમાર્થ બુદ્ધિ આભવ અને પરભવમાં હિતકારી છે.

૨૧ દરેક કાર્ય સૂક્ષ્મ દીર્ઘ દૃષ્ટિથી અવલોકી વિવેકપૂર્વક કરવાથી વિશેષ લાભ થાય છે.

૨૨ ઉદ્યોગ અને સાહસ સદા જે પુરૂષો ધારણ કરે છે, તેને દુઃખના સામું થતાં ક્લેશ ભોગવવો પડતો નથી.

૨૩ દુનિયા દોરંગી છે, માટે સાવચેતીથી ચાલવું.

૨૪ જેને માટે અમૂલ્ય વખત રોકવો જોઇએ, તેને માટે કોઈ વીરલા વખત રોકતા હશે.

૨૫ ચિન્તવીને જે કાર્ય કરવાનું છે. તેનું ભાન કોઇકનેજ હોય છે.

૨૬ કર્મના ઉપર આધાર રાખી ઉદ્યમ ત્યાગવો એ બુદ્ધિમંતને છાજતું નથી.

॥ ॐ ॥

## करणी तेवी पार उतरणी.

આ નાની સરખી શિક્ષા વિસ્મરણીય નથી, એરંડ વૃક્ષ વાવીને એમ આશા રાખીએ કે કેરીઓ પાકશે, અને તેનું ભક્ષણ કરીશું, તો તે આશા નિરર્થક છે વિષ ભક્ષણ કર્યા બાદ જીવવાની આશા રાખવી, તેના સરખી પાપ કૃત્ય કરીને સારા ફળની ઇચ્છા રાખવી તે વ્યર્થ છે એક નાનું સરખું દષ્ટાંત સમજવા અત્રે કહું છું કે—કપાસનું બીજ હોય, તેને લાક્ષારંગની ભાવના દેઈ વાવીએ તો તે કપાસથી ઉત્પન્ન થનાર જીંડવામાં જે રૂ થશે, તે લાલ રંગનું થશે કહો લાક્ષારંગની ભાવના રૂમાં કેવી રીતે ગઈ? તે સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર્યા વિના સમજાતું નથી તે દષ્ટાંત પ્રમાણે આ ભવ સારા યા નરસા જે કૃત્ય કરાય છે, તેના ફળ પરભવમાં ભોગવવા પડે છે બુદ્ધિમંતો આ દષ્ટાંત યથાર્થ સમજી શકે છે જે કર્મ કરાય છે તે અવશ્ય ભોગવવા પડે છે, માટે જ્ઞાની પુરૂષો ભવભ્રમણ હેતુ ભૂત પાપ કૃત્યથી દૂર રહે છે એક પેટ પોષણને અર્થે હિંસા કરીએ, અસત્ય વચન બોલીએ, ચોરી કરીએ અને વિશ્વાસઘાતી થઇએ તો તેનું ફળ ભોગવ્યા વિના છૂટકો થતો નથી, માટે મનુષ્ય જન્મ પામી સારા કૃત્ય કરવા કે જેથી પરભવમાં દુઃખ ભોગવવા પડે નહીં દરેક મનુષ્યની પાસે ત્રણ પ્રકારનું ધન રહેલું છે એક મનરૂપ ધન, બીજું વચનરૂપ ધન, અને ત્રીજું કાયરૂપધન પ્રથમ મનથી સર્વ જીવોનું શુભ વાંછવું મન ચપળ અશ્વ સમાન છે, વળી મન મર્કટ સમાન છે, તેને વશ રાખવું મનના વિકલ્પ સંકલ્પથી થતા અનેક પ્રકારના દોષો થવા દેવા નહીં વળી વચનથી કોઈ જીવની લાગણી દુખાય એવું વચન બોલવું નહીં અમૂલ્ય વાણીને સારા માર્ગે વાપરવી, પ્રભુનું નામ વાણીથી ઉચ્ચારવું, ઉત્તમ પુરૂષોના ગુણનું ગાન કરવું ભવ્ય જીવોને મુક્તિ માર્ગનો ઉપદેશ આપવો, કાયાથી અન્ય જીવોનું બૂરૂ થાય, એમ કાયાને વર્તાવવી નહીં, ભવ્ય જીવોના ઉપકારાર્થે કાયાને પ્રવર્તાવવી એમ ત્રણ પ્રકારનું ધન જેની પાસે છે, તે ભીખારી શી રીતે કહેવાય? દુનિયાના વ્યવહારમાં લોકો તેને ભીખારી કહે, તેથી તેનું કંઇ ન્યૂન થતું નથી દુનિયામાં ભીખારી લોકો પ્રતિ ગૃહસ્થ વર્ગ ધિક્કારની નજરથી જુવે છે, પણ સમજતા નથી કે ભીખારી લોકો તવંગરના ઘેર માગવા જાય છે, તે પોતાના માટે નહીં, પણ તવંગરના માટે જાય છે,

શ્લોક

द्वारं द्वारमटंतो हि, भिक्षुका पात्रपाणय ॥
दर्शयन्त्येव लोकाना, मदत्तफलमीदृशम् ॥ १ ॥

કારણકે ભીખારીઓ તવગરને એમ કહે છે-કે હે તવંગરો! તમો પૂર્વ-ભવની કમાણીથી સારી રીતે ભોજન કરો છો, મોજશોખ મારો છો, ગાડીમાં બેસી ફરો છો, માન સન્માન પામો છો, પણ આવતા ભવે આવાને આવા પૈસાદાર સુખી રહેવું હોય તો અમારી ગરીબ સ્થિતિ ઉપર નજર કરો. અમારી પાસે પૂરતાં વસ્ત્ર નથી, ખાવાને અન્ન નથી, અમે લૂખું અન્ન ખાઈ જીંદગી ગુજારીએ છીએ. પૂર્વભવમાં અમે તમારા જેવા હતા, પણ કંજુ-સાઇ કરી ગરીબ જીવોનો ઉદ્ધાર કર્યો નહીં, તેથી અમે પોતે ગરીબ થયા છીએ; માટે અમો તમને પુણ્ય કરાવવા વાસ્તે તમારે ઘેર આવ્યા છીએ, માટે અમો કહીએ છીએ કે-आपजो वापजो! ત્યારે તમો धक्का मारीने કાઢી મૂકો છો. તે अमने કાઢી મુકતા નથી पण तमो तमारा पुण्यने કાઢી મુકો છો. જેવા અમને કાઢો છો તેવા પરભવમાં તવંગર લોકો તમને કાઢી મૂકશે. અમારી તરફ તમને દયા આવતી નથી, તેથી અમને હરકત નથી, કિંતુ પરભવમાં તમારી ઉપર દયા કોઇને આવશે નહીં. અમે અમારા પેટની દયા કરવા આવીએ છીએ એટલું સમજવાનું નથી; કિંતુ તમારા પેટની દયા ભેગી કરવા આવીએ છીએ, તે તમારાથી સમજાતું નથી. કોઇ लक्ष्मी સાથે ગયા નથી, अने कोइ લઈ જવાના નથી. માટે તમારી પાસે જે પૈસા છે તેને સારા માર્ગે વાપરો, નહીં તો परभवमां નિર્ધન થવું પડશે. કેટલાક જીવો રાજાને ત્યાં જન્મે છે અને કેટલાક જીવો ભીખારીને ત્યાં જન્મે છે તેનું કારણ સારાં અને નઠારાં કર્મ જાણવાં. અહો! કર્મની કેવી વિચિત્ર દશા છે. ઘડીમાં કર્મ રંક બનાવે છે, કર્મો અવશ્ય સારાં નરસાં ભોગવવાં પડે છે, એમ જાણી आत्मार्थी जीवोએ परमार्थ कार्यमां જીવતર વ્યતીત કરવું, અને પરોપકારી કૃત્યથી મનુષ્ય જન્મ સાર્થક કરવો.

## आत्माभिमुखता सेववी.

ભવ્ય! સદાકાળ તું પોતાના ચૈતન્ય સ્વરૂપનો વિચાર કરી પરમાં ઉત્પન્ન થતી અહંવૃત્તિથી દૂર રહેવા પ્રયત્ન કર. જગતના જીવોનાં એક સરખાં કર્મ નથી, એક સરખા વિચાર નથી, એક સરખા આચાર નથી, એક સરખા ઉચ્ચાર નથી, એક સરખા વેષ નથી, એક સરખાં રૂપ નથી, એક સરખાં શરીર નથી, એક સરખાં મન નથી, એક સરખાં વચન નથી, જગતના જીવોને એક સરખાં સુખ નથી તેમ એક સરખાં દુઃખ નથી, એક સરખા રાગ દ્વેષ નથી, તેમ એક સરખી ઇચ્છા નથી. આવી ભિન્નતા શું જગત્ જીવોની સદાને માટે રહેવાની કે ભિન્નતાનો નાશ થવાનો? ઉત્તરમાં કહેવાનુ કે કર્મની વિચિત્રતાથી ભિન્નતા પણ કર્મની હયાતી પર્યંત ભિન્ન

રહેવાની ત્યારે શુ જગતના જીવોની એક સરખી પ્રવૃત્તિ થવાની? ઉત્તરમા કહેવુ થશે કે-ક્ષાયિક ભાવે આત્મ ગુણની પ્રાપ્તિ વિના નિજ ગુણની એક સરખી પ્રવૃત્તિ થતી નથી એક સરખી પ્રવૃત્તિ તે પણ આત્મ ગુણનીજ ગ્રહણ કરવાની છે, પણ સર્વ જીવો ક્ષાયિક ભાવની પ્રાપ્તિ કરે એ પણ અશક્ય છે સર્વ જીવો સમકિતી થઈ જાય એ પણ બનવુ અશક્ય છે ઉપ દેશ વગેરે આત્મ ગુણોની પ્રાપ્તિમા નિમિત્ત કારણ છે ત્યારે શુ આપણે બીજાઓને નિર્દોષ બનાવી શકીએ કે નહીં? આ પણ કથન સર્વના માટે અશક્ય છે પ્રથમ તો પોતાના આત્માને ગુણી બનાવ્યો નથી પોતાનો આત્મા બહિરાત્મ ભાવથી અનેક પ્રકારના વિકલ્પ સકલ્પ તથા સદોષ આચરણોને પ્રતિદિન સેવ્યા કરે છે સિહની પેઠે ગર્જના કરી અનેક પ્રકારના ભાષણો આપે છે પણ અતરમા જોયુ હોય તો મોટી પોલ હોય છે બાહ્ય જગતના જીવોને અનેક પ્રકારની વિદ્વતા તથા ચતુરાઈ દેખાડવા આત્મા પ્રયત્ન કરે છે પણ અતરના કામ, ક્રોધ, લોભ, મોહ, અને મત્સરનો નાશ કરવા બીલકુલ પ્રયત્ન કરતો નથી દુનિયામા મહત્તા મેળવવા તથા સ્વાર્થ સાધવા માટે જે કઈ કરે છે તેટલુ આત્માની મહત્તા તથા આત્મ ગુણોની પ્રાપ્તિ માટે કઈ પણ પ્રયત્ન કરતો નથી બાહ્ય કીર્તિ માટે જેટલો પ્રયત્ન કરે છે તેના અષ્ટમાશ ભાગ પણ પોતાના આત્મ ગુણ માટે પ્રયત્ન કરતો નથી બીજાની નિંદા કરવામા અને અમુકની હલકાઈ કરવામા જેટલી હુશીઆરી જીવ ધારણ કરે છે તેનો શતાશ પણ પોતાના દોષો જોવામા અને અવગુણથી થતી પોતાની હલકાઈ જોવામા પ્રયત્ન કરતો નથી આનુ કારણ અજ્ઞાન વિના અન્ય કઈ નથી અજ્ઞાનથીજ આવી બહિરાત્મ ભાવની પ્રવૃત્તિઓ થયા કરે છે, અજ્ઞાનથીજ જીવ પારકી પચાતમા પડી આત્મગુણથી ભ્રષ્ટ બને છે, અજ્ઞાનથીજ પોતાના આત્મામા સુખ છે એમ સમજાતુ નથી અજ્ઞાનથીજ અન્યના દોષો જોવામા કાગડાના જેવી દ્રષ્ટિ ધારણ કરી વારવાર પોતાના મનને નિંદામા પ્રવર્તાવી પોતે નિંદક બને છે જો બહિરાત્મા અતરાત્માનુ અને પરમાત્માનું જ્ઞાન સદ્ગુરૂ ઉપદેશ દ્વારા થાય તો આવી દોષ પ્રવૃત્તિયોની નિવૃત્તિ થયા વિના રહે નહીં માટે ભવ્ય જીવે સમજવુ કે, બાહ્ય વસ્તુમા લક્ષ્ય દેવાથી બહિરાત્માની પુષ્ટિ થાય છે માટે ક્ષણે ક્ષણે આત્માનું સ્વરૂપ સ્મરણ કરવુ કાયા, મન, અને વાણીથી અસખ્ય પ્રદેશી આત્મા ભિન્ન ધારી તેનું સેવન કરવુ આત્મા તેજ હુ છુ અન્ય વસ્તુ રૂપ હું નથી એમ દૃઢ નિશ્ચય કરી ખાતા પીતા, હરતા, અને ફરતા હરેક કાર્ય કરતા, અતરમા લક્ષ્ય દેવુ આ બાહ્ય વસ્તુઓ તે હુ નથી આત્મા તેજ હું છુ તો આત્મ સન્મુખ દૃષ્ટિ દેવી તેજ કર્તવ્ય છે એમ વિવેકથી વિચારવુ

---

# स्वदेश अने परदेश ज्ञान.

આ જગતમાં અજ્ઞાન જંતો સર્વેને સ્વદેશ અને પરદેશનું ભાન થાય. અનાદિકાળથી જીવો મોહ ભાવથી ઉત્પન્ન થાય તેના દેશને પોતાનો દેશ માને છે અથવા જે દેશમાં પોતાનો વસવાટ થયો હોય તેને પોતાનો દેશ માને છે. દરેક મનુષ્યો આમ જન્મ દેશને પોતાનો દેશ કહી દેશાભિમાની બને છે. હિન્દુસ્તાનમાં જન્મેલા પોતાના દેશની ઉન્નતિ ચાહે છે. ઈંગ્લાંડમાં જન્મેલા પોતાના દેશની ઉન્નતિ ચાહે છે. આફ્રિકાના વતની દેશાભિમાની એમ ઇચ્છે છે કે અન્ય સર્વ દેશોને અમે વશમાં કરીએ. અમેરિકાના લોકો દેશાભિમાનથી, તન મન ધનથી દેશોન્નતિ કરવામાં તત્પર રહે છે. એમ દરેક દેશના લોકો પોતપોતાનાથી દેશની ઉન્નતિ માટે મસ્તક આપે છે, લડાઈઓ કરે છે, અન્ય દેશને પોતાના કબજામાં રાખવા અનેક પ્રકારનાં કપટો તથા અન્યાય માર્ગોનું આચરણ કરે છે. જેમ મોટા મત્સ્ય નાનાં મત્સ્યને ગળે છે તેમ બળવાન્ દેશાભિમાની નિર્બળ દેશવાળાને પરતંત્ર ગુલામ બનાવે છે. આવી સ્થિતિ અનાદિ-કાળથી થાય છે અને થશે. તેમાં વખત વખતની છાંયડીની પેઠે કોઈની એક સરખી સ્થિતિ રહેતી નથી. આવા બાહ્યના માયિક દેશોમાં અહંત્વ બુદ્ધિ ધારણ કરવાથી જીવને જરા પણ સુખ થતું નથી, કારણ કે જે વસ્તુમાં સુખ નથી ત્યાંથી સુખ કેમ પ્રાપ્ત થાય? બાહ્ય કહેવાતા યુરોપ અને અમેરિકા વગેરે દેશો તે ખોટા દેશ છે. મિથ્યા બુદ્ધિથી તે દેશને પોતાના દેશ કલ્પ્યા છે અને તેથી જીવ, દેશભક્તથી લાખો પ્રાણીઓની હિંસા કરે છે. અનેક પ્રકારનાં યુદ્ધો કરવાનું કારણ પણ બાહ્ય દેશભક્તજ છે. ગમે તેટલા ઉપાયો કરો પણ બાહ્ય દેશ પૃથ્વી વગેરે પોતાના થયા નથી અને થશે પણ નહીં. આ પૃથ્વી ઉપર લાખો રાજાઓ થઈ ગયા, લાખો મનુષ્યો થઈ ગયા પણ મરતી વખતે કોઈ પણ દેશ તેમની સાથ પગલું માત્ર પણ ભર્યું નહીં. જડ દેશથી સુખ ઉત્પન્ન થતું નથી. જડ દેશ તે સ્વદેશ નથી પણ પરદેશજ છે. એશિયા, યુરોપ, આફ્રિકા અને અમેરિકા વગેરે સર્વ દેશ જડ હોવાથી પરદેશ છે અને જે અરૂપી આત્મ સ્વરૂપમયજ છે, અને એવો તે દેશ તો જ્ઞાનચક્ષુથી દેખાય છે. જ્ઞાન-ચક્ષુથી આત્મ દેશ પોતાનો લાગે છે. આવા આત્મ દેશના જ્ઞાન વિના અને તેની પ્રાપ્તિ વિના કદાપિ સુખ થયું નથી અને થશે નહીં. જે જે યોગિયો, મહાત્માઓ, અને પ્રભુ ભક્તો થઈ ગયા છે તેમણે આવો અંતરનો આત્મદેશ સેવેલો છે અને તેથી તેઓ ધ્યાન, ધારણા અને સમાધિથી પોતાના દેશમાં

એવી અનંત સુખ ભોગ્ના થયા છે બાહ્ય દેશ મમત્વથી રાગ, દ્વેષ, ક્રોધ, કપટ, લોભ, અદેખાઇ, હિંસા, અન્યાય, અને યુદ્ધ વગેરે કરી અનેક પ્રકારના કર્મ બાધી દુર્ગતિ દુખ પામવા પડે છે બાહ્ય દેશ મમત્વથી જરા માત્ર પણ ઉપાધિ રહિતપણું પ્રાપ્ત થતું નથી અને ઉલટુ ચિત્ત ચચળ રહે છે, ત્યારે તેથી ઉલટુ આત્મદેશ મમત્વથી રાગ દ્વેષાદિ સર્વ પ્રકારના દોષો ટળે છે અને આનન્દ સુખનો અનુભવ થાય છે નિરૂપાધિ દશાથી આત્માના અસંખ્ય પ્રદેશમા રમતા અનત સુખનો સ્વાદ પ્રાપ્ત થાય છે સુખ ગુણ આત્મ દેશમા રહેલો છે તે **પરદેશ** મમત્વથી પ્રતિભાસતો નથી ચોરાશી લાખ જીવયોનિમા દરેક જીવ અનતવાર ભટક્યા અને ભટકે તેનું કારણ પરદેશમા પોતાનો દેશ કલ્પવાથીજ ૪

અહો ! જીવે આજ સુધી જ્ઞાન દર્શન ચારિત્ર ગુણમય આત્મદેશનું જ્ઞાન કર્યું નહીં તેથી અજ્ઞાનદશાથી નહીં કરવાનું તેણે કર્યું અને દુઃખપાત્ર બન્યો હવે પોતાનો દેશ સમજીને ચેત ! તારા દેશમા જન્મજરા અને મરણ નથી તેથી આત્મદેશને ઉદ્દેશી ગવાય છે કે,—

नहीं पचभूतका वासा, हमारा देश वहु खासा,
हमारो देश जे जाणे, अनंता सुख ते माणे. १
अखड सुखनी वहे धारा, सदा शुद्धबुद्ध निरधारा,
लहे देश ते महाराणा, अवर सहु जाणा नादाना. २
सदा ज्या योगियो जागे, नहि कोइ शब्दने रोले,
नहि ज्या कर्मनु नाम, अनुल धन शुद्ध कुण तोले. ३
अलख देशी अविनाशी, परमपद एज विश्वासी;
चलो हसा अलख देशे, अरूपी आत्मना वेशे. ४

આત્માના અસખ્ય પ્રદેશની શુદ્ધનિશ્ચયનયથી જોતા આવી સ્થિતિ છે, તેવી સ્થિતિ જ્ઞાનાવરણીયાદિક અષ્ટકર્મ ક્ષય કરી પ્રાપ્ત કરવી જોઇએ "ચલો હંસા અલખ દેશે' આ વાક્ય પુનઃ પુનઃ આત્મદેશનું સ્મરણ કરાવે છે, અને તે અલખ દેશનું છે એમ પણ જણાવે છે બાહ્ય દેશમા અનતવાર જન્મ ધારણ કર્યા પણ જરા માત્ર સુખ થયું નહીં માટે હે નિર્ભય દેશના વાસી ! આત્મા બાહ્ય જગતમાથી ઉપયોગ નિવારી પોતાના શુદ્ધ સ્વરૂપમા ઉપયોગ રાખજે, પોતાના આત્મદેશમાજ વસજે,

પોતાના આત્મદેશને કર્મશત્રુ હરાવીને તાબે કરજે, પોતાના આત્મદેશમાંજ જ્ઞાનદર્શન ચારિત્ર ગુણુથી ખરી સ્વતંત્રતા સમજજે. પરપૌદ્ગલિક દેશ જડ અને દુઃખદાયક સમજી હવેથી તું પોતાના દેશને ભૂલીશ નહીં. સદા આત્મદેશમાં રમનારા ભવ્ય જીવો અનંત સુખને પામ્યા અને પામશે.

---

## स्वमत तत्त्वो ॥

૧ જગત્ અનાદિ કાળથી છે.

૨ જગતને ઉત્પન્ન કોઇ કરતું નથી.

૩ દુનિયાનો પ્રલય થતો નથી, અને પ્રલય કરનારો કોઇ નથી.

૪ કર્મ, જીવોને અનાદિ કાળથી લાગ્યું છે.

૫ જીવોને કર્યા કર્મ પ્રમાણે ન્યાય કરી સુખ દુઃખ આપનાર અન્ય ઇશ્વિર નથી. સ્વતંત્ર કર્મના યોગેજ જીવો સુખી દુઃખી થાય છે.

૬ મુક્તિમાં ગએલા જીવો પાછા સસારમાં આવતા નથી અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફરતા નથી.

૭ મુક્તિમાં બીરાજમાન સિદ્ધના જીવો નિરાકાર છે, અનંત જ્ઞાની છે, અનંત સુખયુક્ત છે.

૮ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રય, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્વ છે. દશમું તત્વ નથી.

૯ મુક્તિમાં ગએલા જીવો પરમાત્મા કહેવાય છે. ઇશ્વરોને મન નથી, ઇચ્છિા નથી, રાગ નથી, અને દ્વેષ પણ નથી.

૧૦ સ્યાદ્વાદમત પ્રમાણ છે. સ્યાદ્વાદમત એકાંત ગ્રાહી નથી. માટે તેનું નામ **अनेकान्तमार्ग** કહેવાય છે.

૧૧ દરેક પદાર્થોમાં પોતાના ધર્મે **अस्तित्व** રહ્યું છે, અને દરેક વસ્તુમાં પરધર્મની અપેક્ષાએ **नास्तित्व** રહ્યું છે, એ પ્રમાણે એક પદાર્થોમાં **अस्तित्व** અને **नास्तित्व** એ બે ધર્મ રહે છે.

૧૨ જીવો અનાદિ કાળથી છે, તેમને ઉત્પન્ન કરનાર કોઇ નથી.

૧૩ જે જીવો કર્મનો સંપૂર્ણુ નાશ કરે છે તે મોક્ષમાં જાય છે, અને ઇશ્વિર તરીકે ઓળખાય છે. કર્મનો નાશ થયા બાદ દરેક પરમાત્માઓની પદવી સરખી છે. પશ્ચાત્ કોઇ નાનું મોટું રહેતું નથી.

૧૪ પરમાત્મા એકાંતે સર્વ જગત વ્યાપક જે અદ્વૈતવાદીઓ સ્વીકારે છે તે સિદ્ધાંત જૈનોને માન્ય નથી. જીવાત્માઓને પરમાત્માના અંશ

તરીકે અદ્વૈતવાદીઓ માને છે, તે યુક્તિવિકલ છે જૈનો તે વાત માનતા નથી પરમાત્માના અંશ રૂપે જીવો નથી એમ જૈનો સ્વીકારે છે

૧૫ પ્રકૃતિ ૨૪ અને પુરૂષ એક સાખ્ય સ્વીકારે છે તે જૈનોને માન્ય નથી

૧૬ જે જીવો ઇશ્વિરપદને પામે છે એટલે જે જીવો મોક્ષે જાય છે, તે શરીર ધારણ કરી શકતા નથી, અને તે પાછા સમારમા જન્મ લતા નથી

૧૭ જીનેશ્વર ભગવાને યતિ ધર્મ અને શ્રાવક ધર્મ એ બે પ્રકારનો ધર્મ કથન કર્યો છે

૧૮ સ્થાવર અને ત્રસ એમ બે પ્રકારના દુનિયામા જીવો છે

૧૯ દેવલોક અને નરક, ઇત્યાદિ ભગવતે કથન કર્યા પદાર્થો સત્ય છે

૨૦ પૃથ્વી ફરતી નથી ચદ્ર, સૂર્ય ફરે છે, એમ માનવુ શાસ્ત્રાનુસારે છે

૨૧ સાતનય, સપ્તભગી, પડ્દ્રવ્ય, નવતત્વ, અને ચાર નિક્ષેપા ઈત્યાદિ સિદ્ધાંત સર્વજ્ઞ કથિત છે

૨૨ રાગ અને દ્વેષ રહિત દેવ જાણવા

૨૩ પચમહાવ્રત ધારણ કરે, વીતરાગ વચનાનુસારે ચાલે અને અનેકાત ધર્મનો ઉપદેશ આપે તે ગુરૂ જાણવા

૨૪ જગતમા પડતા પ્રાણીઓને ધારી રાખે અને સદ્ગતિ આપે તે ધર્મ છે

૨૫ શુદ્ધદેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધ ધર્મની શ્રદ્ધા તેનું નામ સમકિત જાણવુ

૨૬ અનાદિ કાળથી જૈનધર્મ ચાલ્યો આવ્યો છે, તેના પ્રવર્ત્તાવનાર તીર્થંકર ભગવન્તો છે

૨૭ બૌદ્ધધર્મમાથી જૈનધર્મ નીકળ્યો નથી. જૈનધર્મમાથી બૌદ્ધધર્મ નીકળ્યો છે સત્ય જૈનધર્મ છે

૨૮ રાગ, દ્વેષનો ત્યાગ કરવો એ હિત વચન છે

૨૯ હિસા કરવી નહિ, સત્ય વચન બોલવુ, ચોરી કરવી નહિ, ન્યાયથી ધન ઉપાર્જન કરવુ, દુખી જીવો ઉપર દયા લાવવી, ગુણીના ગુણ ગાવા, એ જૈનોનું કર્તવ્ય છે

૩૦ ધર્મને ઢોંગ તરીકે માનનાર પુછ વિનાનો રાસભ જાણવો

૩૧ કર્મનો કર્તા આત્મા છે, અને કર્મનો ભોક્તા પણ આત્મા છે અને કર્મનો નાશકર્ત્તા પણ આત્મા છે

૩૨ જીવ, કર્મના યોગે ચાર ગતિમા ભટકે છે કર્મનાશથી મુક્તિપદ પામે છે,

૩૩ કેટલાક કહે છે કે સર્વ જગત્ વિષ્ણુમય છે, એમ કહેવુ જૈનસિદ્ધાતથી વિરૂદ્ધ છે

૩૪ સંસાર અસાર છે. આત્મહિત કરવું તે સાર છે.

૩૫ સુખનો આપનાર ધર્મ છે, અને દુઃખનો આપનાર અધર્મ છે. મારાથી વીતરાગ વચન વિરૂદ્ધ જે કંઇ લખાયું હોય તેનો મિચ્છામિદુક્કડં દઉ છું. કોઇ પણ મતવાદીનું મન દુઃખવવા મેં પ્રયત્ન કર્યો નથી, પરંતુ સત્ય સમજાવવા મારો પ્રયત્ન છે. કોઇની લાગણી દુઃખવવાનો પ્રયત્ન નથી. આ લેખમાં મતિ દોષથી કોઈ ઠેકાણે સ્ખલના થઈ હોય તેની પંડીત પુરૂષોએ ક્ષમા કરવી. ભૂલ સુધારી વાંચવી. નિન્દા કરવી એ સારા માણસનું કામ નથી. સત્ય ધર્મને આદરવાથી મુક્તિ મળી શકે છે.

**असारमेव संसार—स्वरुपमिति चेतसि;**
**विभाव्य शिवदे धर्मे, यत्नं कुरुत हे जनाः ॥ १ ॥**

અનિત્ય અસાર આ સંસારનું સ્વરૂપ જાણીને હે ભવ્યો ! મોક્ષને આપનારા એવા સ્યાદ્વાદ ધર્મને વિષે યત્ન કરો. કાયિક, વાચિક, માનસિક પ્રયત્નદ્વારા શ્રી સદ્ગુરૂનું અવલંબન કરી ક્ષણે ક્ષણે આત્મ સ્વરૂપે સ્થિર થઇ વ્યવહારનય અવલંબી નિશ્ચયનય હૃદયમાં ધારણ કરી વર્તવું, એજ મનુષ્યાવતારનું કર્તવ્ય છે. કર્માનુસારે યથાયોગ્ય નિમિત્ત કારણોની પ્રાપ્તિ થાય છે. પુનઃ પુનઃ મનુષ્ય જન્મ પ્રાપ્તિ દુર્લભ છે. જોતજોતામાં અંજલી જલવત્ આયુષ્ય ખુટી જશે. જે દિવસ ગયો તે પાછો આવનાર નથી. કાલે કરવા ઉપર જે કાર્ય રાખ્યું હોય તે આજ કરી લેવું. સુખ દુઃખની પ્રાપ્તિમાં બીજા તો નિમિત્ત માત્ર છે. અમુક મારો વૈરી છે, અમુકે મારૂં ખરાબ કર્યું એમ હે ચેતન ! તું મનમાં લાવીશ નહીં.

**यतः जं जेण कयं कम्मं, पुव्वभवे इहभवे वसंतेणं;**
**तं तेण वेइअव्वं, निमित्तमित्तो परो होइ ॥ १ ॥**

પૂર્વભવમાં યા આ ભવમાં વસતાં જેણે જે કર્મ કર્યા છે, તે તેણે અવશ્ય ભોગવવાં પડે છે. કોઇ એવો જીવ નથી કે સંસારમાં રહ્યો છતો કર્મથકી, નહીં લેપાતો હોય. શ્રી જીનોક્ત કથિત શ્રાવક ધર્મ અને **યતિધર્મનું** અવલંબન કરવાથી જન્મ જરા મરણના દોષો ટળે છે. શ્રી સદ્ગુરૂ મહારાજની વાણી સાંભળી શ્રાવકની કરણી કરે છે તેને શ્રાવક કહે છે. **યતઃ**

**शृणोति यतिभ्यः सम्यक् समाचारीं स श्रावकः ।**
**मुञ्चाति शुभयोगेन कर्म इति स श्रावकः ॥ १ ॥**

धम्मरयणस्सजुग्गो, अखुद्दो रुवपगइ सोमो,
लोगप्पिओ अक्रूरो, भीरु असढो सुदक्खिन्नो ॥ १ ॥
लज्जालुओ दयालु, मज्जथ्थो सोमदिठी गुणरागी,
सुकह सुपक्खजुत्तो, सुदीहदसी विसेसन्नु ॥ २ ॥
वुड्ढाणुगो विणीओ, कयण्णुओ परहियथ्थकारीय,
तह चेव लद्धलख्खो, इगवीस गुणेहि संपन्नो ॥ ३ ॥

અનુદ્રાદિ એકવીશ ગુણે યુક્ત શ્રાવક હોય છે પંચમહાવ્રત ધારક બાહ્ય, અભ્યંતર ગ્રંથિ રહિત શ્રી જીનાજ્ઞા ધારક મુનિવર્ય હોય છે વિવિધ ધર્માવલંબનથી અનાદિ કાળથી સંચિત કરેલા કર્મનો નાશ થાય છે, અને જ્ઞાન દર્શન, ચારિત્રાદિક ગુણોવડે યુક્ત આત્મા થાય છે સૂર્યના પ્રકાશને રોકનારા વાદળ વિખરાતા જેમ સૂર્યનો સ્વચ્છ પ્રકાશ પૃથ્વી ઉપર પડે છે, તેમ આત્માને લાગેલા કર્મ નાશ પામવાથી આત્મા, જ્ઞાનગુણે કરી પ્રકાશક થાય છે કર્મનો કર્તા આત્મા છે, અને કર્મનો નાશ કરનાર પણ આત્મા છે यत

कम्मकत्ता अय जीवो, कमहत्तावि जीव मुणेयव्वो ।
अरुवी निच्च अणाइओ, अगुरु लहु गुण जीवाण ॥ १ ॥

કર્મનો કર્તા તથા તેનો નાશ કર્તા આત્મા છે આત્મા અરૂપી છે અનાદિ કાળથી છે, અગુરુ લઘુ ગુણે કરી યુક્ત છે कर्म કનક નાશ પામતા आत्मा તેજ परमात्मापद પામે છે અપરને परमात्मा पदनी प्राप्ति થાઓ

ज जेण कय कम्म, पुव्वभव्वे इह भवे वसतेण।
त तेण वेइअव्व, निमित्तमित्तो परो होइ ॥ २ ॥

પૂર્વભવ યા આ ભવમા વસતા જેણે જેવા કર્મ સંપાદન કર્યા છે તેવા તેણે ભોગવવા પડે છે પર તો નિમિત્ત માત્ર છે કારણ કે, અમુક માણસ મારો શત્રુ છે, અમુક જન મારૂ ખરાબ કરનાર છે, ઇત્યાદિ વાક્યો નિમિત્ત માત્ર છે કર્મ વિના કોઇ દુખ દેવા નિમિત્તભૂત થતું નથી એ કર્મની વિચિત્ર ગતિ છે ક્ષણમા કર્મ કરી રંક રાજા તરીકે બને છે ક્ષણમા રાજા રાજ્યથી ભ્રષ્ટ થઈ રંક તરીકે બને છે ક્ષણમા નિરોગી પણ રોગી તરીકે બને છે એ સર્વે કર્મનો પ્રપંચ છે કર્મ આગળ કોઇનું ડહાપણ ચાલતું નથી કર્મ કરી નળ રાજાને વનવાસ જવુ પડયુ, કર્મ કરી રામને

વનમાં ભટકવું પડ્યું, કર્મે કરી શ્રી મહાવીર સ્વામીને ઘોર ઉપસર્ગ સહન કરવાં પડ્યાં. શુભ કર્મોદયની વખતે સારી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને સારાં નિમિત્ત કારણોનો સંયોગ મળે છે. અશુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે બુદ્ધિ વિપરીતપણાને ભજે છે; અને ખરાબ સંયોગની પ્રાપ્તિ થાય છે. पाप अशुभ कर्म છે. અને पुण्य शुभ कर्म છે. शुभाशुभ कर्म क्षयथी મુક્તિ છે. આ જીવે કર્મે કરી ચૌદરાજ લોકનો એકેક પ્રદેશ ને અનંતવાર જન્મ મરણે કરી સ્પર્શ્યો, પણ હજી સંસારમાં ભટકે છે, તેનું કારણ કર્મ છે. मिथ्यात्व, अविरति, कषाय અને યોગે કરી પુદ્ગલ પરમાણુ સ્કંધોનું કર્મ રૂપે પરિણમન કરતો અનાદિ કાળથી पुनः पुनः चतुर्गति रूप संसार માં પરિભ્રમણ કરે છે. હે ચેતન! હવે મનુષ્યાવતાર પામી પ્રમાદ કરીશ નહીં, અને સંસારની મોહજાળમાં ફસાઈ નરક ગમન કરીશ નહી. વારંવાર મનુષ્ય જન્મ પામવો દુર્લભ છે. કોઈની સાથે સાંસારિક વસ્તુઓ ગઈ નથી. પુત્ર, ધન, અને સ્ત્રીને દેખી તું કેમ મોહ કરે છે? અરે જીવ! તું જરા વિચાર કે, એ કદી તારૂં નથી. તારી વસ્તુ તારી પાસે છે. તેની જો ખોજ કરે તો વારંવાર જન્મ મરણ કરવું પડે નહીં. श्मशान वैराग्ये કરી તારૂં કંઈ હિત થવાનું નથી. તથા ફલાણો તો મારો છે, ફલાણો તો ખોટો છે. ઈત્યાદિ પરભાવમાં રમવાથી તારૂં કંઇ હિત થવાનું નથી. તું મનમાં જાણે છે કે હું સમજું છું પણ હજુ તે મિથ્યા છે. કારણ કે હજુ તું સ્વાત્મહિતમાં પ્રવૃત્તિ કરતો નથી. કર્મકલંકે કરી રહિત એવું હે આત્મન્! તારે વસવાનું સ્થાન તો તું તપાસ. લાંબા લાંબા વાંકા વળેલા હાડકાં લોહી માંસની પેશીઓથી બનેલા શરીરમાં તારો નિવાસ છે. અશુચિનું સ્થાન ભૂત શરીરમાં તું રહ્યો છતાં પોતાનેજ પવિત્ર ધર્મ વિના શી રીતે માની શકાશે. શરીર કુમિત્ર સરખું જાણી જરા માત્ર તેનો વિશ્વાસ કરીશ નહીં. રામ, પાંડવ, અને દુર્યોધન સરખા પણ શરીર મુકી ચાલ્યા ગયા, તો પાણીના પરપોટા જેવું આ દેખાતું શરીર ક્યાં સુધી રહેશે? વખત જાલ્યો જાય છે. મૃત્યુ એક દિન પ્રાપ્ત થશે. હે જીવ! તારા દેખતાં હજારો જીવ ચાલ્યા ગયા તેમ, તું પણ ચાલ્યો જઈશ. મનુષ્ય ગતિમાં પરોણાની સ્થિતિને ભોગવનાર હે જીવ! કંઈ ધર્મ કૃત્ય કરી લે!! અને સદ્ગુરૂ સેવન કરી स्याद्वाद धर्मनुं સ્વરૂપ જાણી आत्महितमां प्रवृत्ति कर; કે, જેથી કર્મ કલંકનો નાશ થતાં असंख्यात प्रदेशे કરી निर्मल आत्मा परमात्मा रूपे બની, મોક્ષ સ્થાનમાં सादि अनंतमा ભાગે શાશ્વત સ્થિતિ કરે.

---

## દુહા

સુખ આશા પુદ્ગલ વિષે, ભ્રાંતિ મૂઢ મન હોય,
દુ ખ આશા પુદ્ગલ વિષે, મર્મ ન જાણે કોય. ૧
સુખ આશા પરમા નહી, જાણે જે હિત લાય,
ચેતન સુખ આશા ગ્રહી, પરભાવી નહી થાય. ૨
સુખ દુ ખ સમજણ નહીં, સત્યાસત્ય વિવેક,
પ્રગટયો નહી જમ મન વિષે, અજ્ઞ શિરોમણિ ટેક. ૩
બાહ્ય ધન મમતા ગ્રહી, અતર ધન કરે ત્યાગ,
ત્યાગ ગ્રહણ વિવેક નહી, તેને નહી શિવરાગ. ૪
ધામધૂમમા ધર્મ જયા, અંતર નહી ઉપયોગ,
બાહ્ય દ્રષ્ટિથી દેખતા, તેજ કર્મનો ભોગ. ૫
જેમ ચાલે તેમ ચાલતો, યશ કીર્તિની આશ,
તેથી શિવ સુખ વેગળુ, છૂટે નહી દુ ખ પાશ. ૬
દૃષ્ટિરાગે ધર્મ જયા, માની બેઠા લોક,
સત્ય ધર્મ સમજે નહી, તસ તપ જપ છે ફોક. ૭
અધાધુધે ધર્મ જયાં, જયા નહિ યુક્તિ પ્રચાર,
તરે નહી સંસારને, મિથ્યાત્વી નરનાર. ૮
ચડતી પડતી સસારની, નિશ દિન ચાલી જાય,
તેને પોતાની ગ્રહી, ચતુર્ગતિ ભટકાય. ૯
ચડતી પડતી નહી આત્મની, ચેતન અચલ અનાશ,
સમજે તે ભન સુખ લહી, તોડે કર્મના પાશ. ૧૦
સ્વતત્ર પરતત્રની, જેને નહી શુદ્ધ બુદ્ધિ,
સ્વતત્રાદિક પરગ્રહી, મનમા ગ્રહે કુબુદ્ધિ. ૧૧
કર્મ વશ નહિ પર પ્રભુ, સ્વતત્ર તે નિરધાર,
સંસારી પરતત્ર છે, સમજે છે અણગાર. ૧૨
દુઃખ સહુ સંસારમા, સુખ ભોગી છે સિદ્ધ,
સમજે તે ભવિ સુખ લહે, પામે શાશ્વત રૃદ્ધિ. ૧૩
વૈરાગે ચિત્ત વાળીને, જે કરશે શુદ્ધ ધર્મ,
કર્મ ભર્મ હઠાવીને, પામે શાશ્વત શર્મ. ૧૪

---

# साधु कोन्फरन्स.

પંચમકાળમાં પણ પરમ પવિત્ર પ્રવચન પથ પરિપૂર્ણ પ્રકાશિત દેખાય છે. મહા પ્રભુજી શ્રીમદ્‌મહાવીરસ્વામીનાં મહાવાક્યો મહત્વતા ધરાવે છે. જગદ્‌ગુરૂ હેમાચાર્ય, હરિભદ્ર, હીરવીજય વગેરેના વિજયધ્વજો ઠામ ઠામ ફરક્યાજ કરે છે. આવા કીંમતી અરસામાં જૈન કૉન્ફરન્સ ભરવામાં ફત્તેહ મળે એ સોનામાં સુગંધ મેળવ્યા બરાબર છે. જૈન શ્રાવકો દરેક ક્લેશોને દૂર હાંકી, ધર્મનેજ વળગી પડી, ભ્રાતૃભાવ વધારી, આર્હત શાસનને એક સામ્રાજ્યત્વ ( એકત્રછત્રીરાજ્ય ) કરવા પ્રયત્ન કરે છે. ત્યારે મુનિ મહારાજો આવા કાર્યને હાથપર ધરે તો શું ન કરી શકે ? ખરેખર મુનિઓને આમાં પુખ્ત વિચાર કરી મંડળ એકત્ર કરવુંજ ઘટે. મુનિઓ દરેક બાબતમાં આગેવાન ગણાય છે. માટે આવા કાર્યોની આગેવાની કરવામાં વિભૂષા છે. જેમ જેમ જમાનો બદલાય છે, તેમ તેમ કાયદાઓ પણ બદલાય છે, અને તેથી આપણને વધારે શિક્ષણ મળે છે. આમાં કોઈએ વ્હેમ રાખ્યા જેવું નથી, પણ પ્રેમ રાખી પૂર્ણ કરવું.

**વીર**વંશી નામ ધરાવી વિક્ષેપ વધારવો એ ભૂપણને ઠેકાણે દૂપણ જેવું ગણાય. આવતા માઘ માસમાં શ્રીભોયણીજી સ્થળમાં કોન્ફરન્સ સંબંધી સૂચના થઇ ગઈ છે. તો તેને માટે પ્રેમ ધારણ કરી ધર્માભિમાન લાવી ઉત્સાહી થવું યોગ્ય છે. વિદ્વાન્મુનિ વર્ગ નિખાલસ મનથી અન્યોની વીનતી ધ્યાનમાં લઈ બંધ પડેલો ધર્મદ્વાર ખુલ્લો કરશેઃ તો પ્રાયઃ આ કાર્ય સહજ અને સરલ જેવું લાગશે. નિયમ છે કે જે કાર્ય નથી થયું, તે કાર્ય પ્રથમ અગમ્ય દેખાય છે. થયા પછી તેની એક પરિસીમા હદ બંધાઇ જાય છે. ઉપકાર વ્રત ધારણ કરશો કે, જેથી આપણા પાંચે મહાવ્રતો બળીષ્ટ થશે. જ્યારે ત્યારે પણ **તમારાથીજ** થવાનું છે. બીજો કોઈ કરવા આવશે નહીં. માટે હે મુનિરાજો ! સાવધ થાઓ ! સાવધ થાઓ ! ! સાવધ થાઓ ! ! !

**यतो यतो निश्चरति, मनश्चंचलमस्थिरं ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥**

સ્વાભાવિક રીતે ચચલ એવા મનને સ્થિર કર્યાં છતાં, પણ તે સ્થિર ન રહેતાં જે જે વિષય તરફ જાય, તેને વિષયોમાંથી તેને પાછું વાળીને આત્માને વિષેજ સ્થિર કરવું. સર્વ વિષયોમાંથી મનને ખેંચી એક ઠેકાણે જોડવું. સદ્‌વિચારોથી મન નિર્મળ થાય છે, ત્યારે આત્મજ્ઞાન પ્રાપ્તિ માટે

લક્ષ્ય ખેંચાય છે **मनोवशीकरण** એ મંત્ર ઇંદ્રિઓને વશ કરવામાં ઉચ્ચ સાધન છે, અને ઇંદ્રિઓને વશ કરવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે, અને તેમનાથી વારંવાર ચેતતા રહેવું કેમકે મન તથા ઇંદ્રિઓ ઘણા ચંચલ છે એકવાર તેમને વશ કર્યા પછી પણ તેમનો વિશ્વાસ રાખવો નહીં ચંચળતાને દાબવી તેને માટે **व्रतादि** સાધન તરીકે ગણાય છે **साध्य साधक साधननुं** યથાર્થ સ્વરૂપ જાણવું જોઇએ જે ભાગ્ય અન્યોન્ય દેખાદેખી તાત્પર્ય સમજ્યા વિના કોઇ પણ કાર્યનો **आरम्भ** કરે છે તેઓ તેનું યથેષ્ટ ફળ પામી શકતા નથી મનુષ્યોને ક્રોધ, દ્વેષ, અન્યનો તિરસ્કાર, વૈર બુદ્ધિ આદિ અમેધ્ય ભાવો ઉપજવામાં હેતુ એ હોય છે, કે **अमुक सारु** અને **अमुक खोटुं** એવી **मिथ्याबुद्धि** તેમને બંધાઇ ગએલી હોય છે, અને તેથી કરીને પોતે જેને ખોટું માન્યું હોય છે તેવો તેમને સહજ પ્રસંગ ઉપજતાં તેઓને ક્રોધ થઇ આવે છે આ ક્રોધના સમયે તેઓ કોની ભક્તિ કરે છે, કોને દેવ તરીકે માને છે, મારે **इष्ट** શું છે, **अनिष्ट** શું છે, **कर्तव्य** શું છે એ આદિ સદ્વિચારોને ભૂલી જાય છે, અને ક્રોધ થતાં એક ક્ષણમાં **गुरुभक्त** યા **देवभक्त** ટળીને **पिशाच** ભક્તો બને છે બીજાઓના દોષો, દુર્ગુણો જોઇને મનુષ્ય જે તેના ઉપર ક્રોધે ભરાય છે, અથવા તેને **अप्रीति**નું પાત્ર ગણે છે તેનું કારણ એ છે કે તે **मनुष्य** પોતાના જેવા નિર્મળ આત્મા છે, તેનું તેનું સ્વરૂપ છે તેને જાણતો નથી દોષીના દોષ દેખી તેના ઉપર દ્વેષ બુદ્ધિ કરવી નહીં જો આપણે તેના દુર્ગુણોનો નાશ કરવા ધારીએ તો તેને જ્ઞાન ધન આપવું, નીતિ માર્ગ શીખવવો, પ્રેમદષ્ટિથી તેની તરફ નિહાળતાં અવશ્ય આપણે તેની ભુલો સુધારીશું પણ તિરસ્કાર યા ક્રોધથી તપી જવાથી કંઈ ફળ થતું નથી જેમ નિરાશ્રિત મનુષ્યોને આશ્રય આપવાથીજ શ્રીમંતની શ્રીમંતાઇ શોભે છે તેમ સદ્ગુણીએ દુર્ગુણીના દોષ ટાળવાના પ્રયત્નથીજ અને પોતાના સદ્ગુણોનું ઉત્તમ ઉદાહરણ તેને આપવાથીજ તેનું સદ્ગુણી હોવાપણું સંભવે છે દોષવાન્ મનુષ્યો દોષ કરે છે તે પોતાના અજ્ઞાનથીજ કરે છે દોષને દોષ કરીકે તમે જેમ જાણો છો, તેમ તે જાણતા હોત તો દોષ કરેજ નહીં, અને એવા તમારામાં પણ ઘણા અવગુણો હશે - જેમાં તમને ગુણ બુદ્ધિ હોવાથી તમે તેને છોડી શકતા નથી જે ક્ષણે મનુષ્ય કદાગ્રહ બુદ્ધિ રહિત દોષને દોષ તરીકે યથાર્થ સમજે છે, તે ક્ષણે અવશ્ય તે ત્યાગવા પ્રયત્ન કરે છે દોષ પોતાનામાં છે કે નહીં તેનું નિરીક્ષણ કરવું એમ કરવાથી ગુણી થવાશે

દ્રવ્યક્ષેત્ર ને કાળભાવ, યોગે ધર્મ સધાય,
નિમિત્ત મેળે શુદ્ધ જેમ, કર્મ કલંક કપાય.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ યોગે ધર્મ સાધી શકાય છે. હે ભવ્યો ! શુદ્ધ નિમિત્ત કારણોને સેવો કે, જેથી આત્માને લાગેલું કર્મરૂપ કલંક દૂર થાય. સુજ્ઞો યાદ રાખો કે, આત્મા સારા નિમિત્ત સંયોગે ધર્મધ્યાન ધ્યાવે છે. હાલના વખતમાં શુક્લ ધ્યાનનો વિરહ છે. તોપણ ધર્મ ધ્યાન તો છે. સત્સંગત કરવી, એ ધર્મ સાધન કરવામાં અત્યુત્તમ કારણ છે. જેના સંગે આત્મા, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનથી મુક્ત થાય, તેની સંગતિ કરવી જેવાં જેવાં નિમિત્ત મળે છે, તેવો તેવો આત્મા થઈ જાય છે. શિલાને સૂર્યના કિરણોનો સ્પર્શ થતાં ઉષ્ણ થઈ જાય છે, અને રાત્રીએ શીત ઋતુમાં શીત પુદ્‌ગલોનો સંયોગ થતાં શિલા ઠંડી થઈ જાય છે. તેમ આ આત્માને વૈરાગીની સગતિ થવાથી આત્મા વૈરાગ્ય પામે છે, અને આત્માને મિથ્યાત્વીની સંગતિ થતાં મિથ્યાત્વી પણ થઈ જાય છે. નિમિત્ત કારણો પણ અત્યંત બળવાન છે.

### દુહા.

**સત્સંગમ જો પામીએ, પ્રગટે પુણ્ય પસાય;**
**કારણ કારજ નીપજે, વાદળને જેમ વાય.**

મોટા પુણ્યના યોગે સત્સમાગમ થાય છે. સત્પુરૂષોનો સમાગમ થતાં આત્માના શુદ્ધ સ્વભાવનું જ્ઞાન થાય છે. પશ્ચાત્ આત્મા જાણે છે કે, અહો મેં આટલો કાળ અજ્ઞાન દશામાં ગુમાવ્યો. હું પરવસ્તુમાં સુખની ભ્રાંતિ કરૂં છું. પણ પર વસ્તુ જે પુદ્‌ગલ તે મારૂં નથી. એ પુદ્‌ગલ દ્રવ્યની સંગતિ કરવી સારી નથી. સુવર્ણ, રૂપુ, હીરા, મોતી, અને કર્મ એ સર્વ પુદ્‌ગલ દ્રવ્ય છે. તે આત્મદ્રવ્ય નથી. આત્મા તે થકી ભિન્ન છે. આત્મા સર્વ પ્રકારના પુદ્‌ગલ દ્રવ્યથી ભિન્ન છે, આત્મા અરૂપી છે, અને પુદ્‌ગલ દ્રવ્યરૂપી છે. તો રૂપી દ્રવ્ય સાથે અરૂપી જે આત્મા તેને સંગતિ કરવી ઘટતી નથી. પુદ્‌ગલની આત્માથી ભિન્ન જાતિ છે, અને એ પુદ્‌ગલ દ્રવ્ય આત્માને શત્રુ સદૃશ છે. માટે શત્રુભૂત પુદ્‌ગલ દ્રવ્યની મિત્રાઇ મમતા ભાવે કયો સુજ્ઞ માણસ કરવા ધારે ! એ પુદ્‌ગલ દ્રવ્યની સાથે પ્રીતિ કરતાં દુઃખ પમાય એ નક્કી છે. કર્મરૂપ પુદ્‌ગલ દ્રવ્ય સંયોગે આત્મા પોતાનું ભાન ભૂલી ચોરાશી લાખ જીવ યોનિમાં ભટકે છે. સુજ્ઞોએ યાદ રાખવું કે, સતસંગમ અત્યંત હિતકારક છે. શ્રી **આનંદઘનજી** મહારાજ કહે છે કે, જેણે શાંતિ સ્વરૂપ પ્રાપ્ત કરવું હોય તેણે શુદ્ધ આલંબન સેવવાં.

**શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલરે;**
**તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્વિકી શાલરે. ૧**

દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાનરે,
જોગ સામર્થ્ય ચિત્ત ભાવથી, ધરે મુગતિ નિદાનરે. ૨

ઈત્યાદિ વાક્ય સત્સમાગમ કરવા પ્રેરણા કરે છે, અને દુષ્ટ જનોની સંગતિ ત્યાગ કરવા કહે છે નાટક, પ્રેક્ષણ વગેરેથી આત્મા પરભાવમા રમી પાપની રાશિ સંપાદન કરે છે શ્રી સદ્ગુરૂ સમાગમ કરવાથી આત્મા સમ્યક્ત્વ પામે છે મિથ્યાત્વનો ત્યાગ કરે છે, અને જીવાજીવ પદાર્થનું જ્ઞાન થાય છે એ સર્વ સદ્ગુરૂ સમાગમનું ફળ છે પ્રદેશી રાજા સરખા નાસ્તિક પણ સદ્ગુરૂ સમાગમથી આસ્તિક થયા તેમજ બીજાઓ પણ સદ્ગુરૂ સમાગમથી સમ્યક્ત્વને પામી શકે છે, અને અનુક્રમે સવર ભાવે આત્માને ભાવી જ્ઞાન દર્શન ચરિત્ર રૂપ રત્નત્રયીના ભોક્તા થાય છે એ સત્ સમાગમ સ્વપરને પ્રાપ્ત થાઓ

---

## પર્યુષણ પર્વ.

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, સમરી હૃદય મઝાર,
શ્રી પર્યુષણ મહાત્મ્યનુ, વર્ણન કરૂ શ્રીકાર.

અર્હંત ભગવત શ્રીમદ્ મહાવીર દેવ, તેમનું હાલ જૈનશાસન જયવતુ વર્તે છે ૧ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ ચતુર્વિધ સંઘ પાચમા આરાના છેડે દુપ્પસહ સૂરિ થશે, ત્યા સુધી જયવત વિદ્યમાન રહેશે

કલ્પસૂત્ર અને તેની વાચના ક્યારે થઈ?

શ્રીમાન્ મહાવીર ભગવાનથી, નવમે ને એંશી વર્ષ ગયે છતે, વા નવમે ત્રાણું વર્ષ ગયે છતે, શ્રી આનંદપુર નગરમા [વડનગરમા] ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો તેને અત્યત વલ્લભ સેનાગજ નામે પુત્ર હતો તે દૈવયોગે મૃત્યુ પામ્યો રાજા અત્યન્ત શોકાતુર થયો તેથી ગુરૂ મહારાજ પાસે ધર્મશાળામા પણ આવી શકતો નહોતો તે પ્રમાણે પ્રજા પણ શોક કરવા લાગી પર્યુષણ પર્વ આવ્યા છતા પણ વ્યવહારીયા શેઠ વગેરે લોકો ઉપાશ્રયમા આવતા અચકાતા હતા આ પ્રમાણે ધર્મની હાનિ દેખીને ગુરૂ મહારાજ ધ્રુવસેન રાજા પાસે ગયા રાજાને કહ્યુ કે રાજન્! તમો શોકાતુર થયા છો, તેથી નગરના સર્વ લોક શોકાતુર થયા છે, અને ધર્મમા ખલેલ પડે છે હે રાજન! શોક કરવો યુક્ત નથી આયુષ્ય પુરૂ થયા બાદ કોઇ જીવી શકતું નથી, સસારમા કોઇ કોઇનુ નથી કર્મના યોગે સગા સબધીઓ થાય છે, અને તેમનો વિયોગ પણ થાય છે આયુષ્ય ચચળ છે કોઇ દ

નિયામાં અમર રહ્યો નથી અને રહેવાનો નથી. સંસારી જીવો બીજાના મરણથી દુઃખી થાય છે. પણ જરા જ્ઞાનથી વિચારે તો માલુમ પડે કે, જેમ તે મરી ગયો તેમ તું પણ મૃત્યુ પામવાનો છે. જ્યાં સુધી કર્મ આત્માને લાગ્યાં છે, ત્યાં સુધી જન્મ મરણ, સમુદ્રના મોજાંની પેઠે થયા કરે છે. સંસાર અસાર છે. એમ કોઇ વિરલા જાણી શકે છે, અને સંસાર સ્વરૂપ અનિત્ય જાણી શોક કરવો, તેમાં શું તે મૃત્યુ પામેલો પુત્ર પાછો આવી શકે તેમ છે? ના નહીં. તો નાહક કેમ શોક કરવો જોઇએ? હે રાજન્! તમો ઉપાશ્રયમાં આવો તો નવમા પૂર્વમાં આઠમા અધ્યયનથી શ્રી ભદ્રબાહુ સ્વામીએ કાઢેલું કલ્પસૂત્ર મહા માંગલીક રૂપ કર્મક્ષય કરનાર છે. તે વાંચુ કે જેથી તમારો શોક નાશ પામે. તે વાત રાજાને ગમી, અને અંગીકાર કરી. સભા સહિત રાજા ઉપાશ્રયમાં આવ્યો. ત્યારે નવ વાચનાએ કરી અને પ્રભાવનાએ કરી કલ્પસૂત્ર ગુરૂએ સભા સમક્ષ વાંચ્યું. રાજાનો શોક ગયો. તે દિવસથી સર્વ લોક સમક્ષ કલ્પસૂત્ર વાંચવાની પ્રવૃત્તિ થઇ અને તે પ્રમાણે ગુરૂ પરંપરાએ હાલ પણ તે પ્રમાણે વંચાય છે. એ વાંચવાથી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાને કલ્યાણની પ્રાપ્તિ થાય છે.

## કલ્પસૂત્ર મન્ત્રમય છે, તે ઉપર એક ડોશીપુત્રની કથા.

કોઇક ડોશીનો પુત્ર વનમાં ગાયો ચારવા ગયો હતો. એક દિવસ તેને સર્પ કરડ્યો તેથી તે બેભાન થયો. તે વાત લોકોના મુખથી તેની માતાએ સાંભળી અને તે વનમાં ગઇ. ત્યાં તેણે પુત્રની બેભાન અવસ્થા જોઇ. મોહના વશથી રૂદન કરતી તે પુત્રનું વારંવાર સ્મરણ કરે છે. રે હંસ! રે પરમહંસ! આ પ્રમાણે ચાર પહોર સુધી પોકાર કર્યો. તેથી ડોશીના પુત્રને ઝેર ઉતર્યું, સાજો થયો. સવારમાં માતા અને છોકરો બે જણ ગામમાં આવ્યાં. નગરનાં લોક આશ્ચર્યયુક્ત થયાં, અને મંત્રવાદીઓ કહેવા લાગ્યા કે! હે ડોશી! તે શો ઉપાય કર્યો કે જેથી વિષ ઉતર્યું. ડોશીએ ઉત્તર આપ્યો. હું મંત્ર જાણતી નથી. તેમ ઔષધ પણ જાણતી નથી. પણ મેં આખી રાત્રિએ રે હંસ! રે પરમહંસ! એમ કહી રૂદન કર્યું, તેથી ઝેર ઉતર્યું. તે સાંભળી મંત્રવાદીઓ બોલ્યા કે એ મંત્ર સત્ય છે. અક્ષર યોગે મંત્ર ઉત્પન્ન થાય છે. તેમ આ કલ્પસૂત્ર સાંભળતાં વાંચતાં ભવોભવનાં પાપ જાય છે. એવું મહા માહાત્મ્ય કલ્પસૂત્રના અક્ષરનું છે.

## પર્યુષણ પર્વ મહિમા.

મંત્રમાં શ્રી પરમેષ્ટિ મંત્ર, તીર્થમાં શ્રી શત્રુંજય તીર્થ, દાનમાં અભયદાન, ગુણમાં વિનયગુણદાન, વ્રત મધ્યે બ્રહ્મચર્યવ્રત, સંતોષ મધ્યે નિયમ, તપ-

શ્ર્યાં મધ્યે ઇંદ્રિયદમન, દર્શન મધ્યે જૈન દર્શન, શ્રી ક્ષીરમાંહે ગોક્ષીર, જળ મધ્યે ગગા નીર, પટમા જેમ હીર, વસ્ત્રમા ચીર, તરગમા પવન'નકિશોર, ગજ મધ્યે ઐરાવત, વનમા નન્દનવન, કાષ્ટમા ચન્દન, તેજ મધ્યે આદિત્ય, સાહસિકમા વિક્રમાદિત્ય, ન્યાયવતમા શ્રીરામ સતીમા સીતા, શાસ્ત્રમા સૂત્ર, ધાતુ મધ્યે સુવર્ણ, જ્ઞાન મધ્યે કેવનજ્ઞાન, સુખ જેમ મોક્ષનુ, તેમ પર્વ મધ્યે શ્રી પર્યુષણ પર્વ મોટામા મોટુ છે

## શ્રી પર્યુષણ પર્વ દિવસો.

શ્રી પર્યુષણ પર્વ શ્રાવણ વદી બારસના દિવસે (તીથિનો ક્ષય હોય તો અગીઆરસના દિવસે) બેસે છે ભાદરવા સુદી ૪ ચોથના દિવસે સવત્સરી પ્રતિક્રમણ, બાર મહીનાનુ પાપ આલોચવા નિમિત્તે કરવામા આવે છે આગલા ત્રણ દિવસોમા કલ્પસૂત્ર કેવી રીતે વાચવુ, પર્યુષણ પર્વમા સાધુ મહારાજે, તથા શ્રાવકોએ કેવી રીતે વર્તવુ, તેનું વર્ણન કરવામા આવે છે, અને પર્યુષણ પર્વમા અમારીપડહ વગડાવવો એટલે કોઈ જીવને મારવો યા મારવા દેવો નહીં, તે કૃત્યનો ઉપદેશ કરવામા આવે છે

## દશ પ્રકારે મુનીશ્વરનો આચાર

૧ પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુને માન ધવલ વસ્ત્ર, અલ્પભાર માનોપેત ચોલ પટો, સાડાચાર હાથનો કપડો, એકેંત ચાર અગુલની મુહપત્તી, જીર્ણ પ્રાયવસ્ત્ર હોય, એ અચેલકકલ્પ યુક્ત હોય બાવીસ તીર્થંકરના સાધુઓ ઋજુ અને પડિત હોય છે તેથી તે મૂલવાળા પચરગી વસ્ત્ર રાખે માટે તેને સચેલક કહે છે

૨ ઉદ્દેશિક કલ્પ—બાવીસ તીર્થંકરના વખતમા સાધુ યા સાધ્વીના માટે કોઈ ગૃહસ્થે ભાત, પાણી, ઔષધ, વસ્ત્ર, અને પાત્ર બનાવ્યા હોય, તે જેના નિમિત્તે બનાવ્યા હોય તેજ સાધુને કલ્પે નહીં પરતુ બીજા સાધુને કલ્પે, કેમકે તેને આધાકર્મીક દોષ લાગતો નથી પણ પહેલા અને છેલ્લા શ્રી વીર ભગવાનના સાધુઓ તથા સાધ્વીઓને બીજાના માટે બનાવેલ આહાર વગેરે સર્વેને કલ્પે નહિ એટલુ વિશેષ છે

૩ જે ઉપાશ્રયનો ધણી હોય તે શય્યાતરી કહેવાય તે ગૃહસ્થના ઘરના વસ્ત્ર પાત્રાદિક સર્વે તીર્થંકરના સાધુને વહોરવા કલ્પે નહિ અનેક દોષો ઉત્પન્ન થાય છે માટે શય્યાતરીનો પિંડ લેવો કલ્પે નહીં

૪ રાજપિંડ—જે મોટા છત્રપતિ રાજા હોય તેના ઘરનો પિંડ બાવીસ તીર્થંકરના સાધુઓને કલ્પે પણ પહેલા અને છેલ્લા તીર્થંકરના વારાના સાધુ

સાધ્વીને રાજાના ઘરનો આહાર કલ્પે નહીં; કારણ કે અપમાન–બીજાના મનમાં અપમંગલ વિગેરે દોષો ઉત્પન્ન થવાથી જૈન શાસનની લઘુતા થાય.

૫. શ્રી વીતરાગના ધર્મને વિષે પુરૂષ પ્રધાન ધર્મ પ્રવર્તે છે, માટે સો વર્ષની સાધ્વી હોય તોપણ એક દિવસના દીક્ષિત સાધુને વાંદે એ કૃતિકર્મ કલ્પ છે.

૬. છઠ્ઠો વ્રત કલ્પ કહે છે. બાવીસ તીર્થંકરના વારાના સાધુ તથા સાધ્વીને ચાર મહાવ્રત રૂપ ધર્મ કહ્યો છે. ચોથુ વ્રત અને પાંચમું વ્રત એક કરી માને છે. એટલે સ્ત્રીને પણ પરિગ્રહ માની પરિગ્રહમાં તેનો અંતર્ભાવ કરે છે. કારણ કે જ્યાં સ્ત્રી ત્યાં પરિગ્રહ અને જ્યાં પરિગ્રહ ત્યાં સ્ત્રી હોય છે. માટે બાવીસ તીર્થંકરના સાધુને ચાર મહાવ્રત જાણવાં અને પ્રથમ તથા ચરમ તીર્થંકરના સાધુ સાધ્વીને સ્ત્રી જુદી અને પરિગ્રહ પણ જુદો, માટે પંચ મહાવ્રત જાણવાં. પહેલા અને ચરમ તીર્થંકરના સાધુને છઠું રાત્રી ભોજનવ્રત મૂલ ગુણમાં છે અને બાવીસ જીનના સાધુને રાત્રી ભોજનવ્રત ઉત્તર ગુણમાં છે.

૭. જ્યેષ્ટ કલ્પ—પ્રથમ અને ચરમ તીર્થંકરના સાધુઓને વડી દીક્ષાથી નાના મોટાપણું ગણાય છે. અને બાવીસ તીર્થંકરના સાધુઓને દીક્ષાના દિવસથીજ નાના મોટાપણું ગણાય છે. પ્રથમથીજ વિશુદ્ધ ચરિત્ર પાળે છે માટે.

૮. પતિક્રમણ કલ્પ—બાવીસ તીર્થંકરના સાધુ જ્યારે પોતાને પાપ લાગ્યું જાણે ત્યારે પ્રતિક્રમણ કરે, અન્યથા ન કરે, અને પહેલા તીર્થંકરના સાધુ તથા છેલ્લા તીર્થંકરના સાધુઓ તો પાપ લાગે વા ન લાગે તોપણ પ્રતિદિવસ પ્રતિક્રમણ કરે. બાવીસ તીર્થંકરના સાધુઓ દૈવસિક અને રાઇ એ બે પ્રતિક્રમણ કરે, અને પ્રથમ તથા ચરમ તીર્થંકરને વારે દૈવસિકાદિક પાંચ પ્રતિક્રમણ કરવાનાં કહ્યાં છે.

૯. માસ કલ્પ—શ્રી બાવીશ તીર્થંકરના સાધુઓ ઋજુ અને પંડિત માટે તેમને માસકલ્પ કરવાનો નિયમ નથી. જો લાભ જાણે તો એકજ ક્ષેત્રમાં ઘણા કાળ સુધી રહે, અને પહેલા તથા છેલ્લા તીર્થંકરના સાધુ તો એક માસ પર્યંત રહે. માત્ર ચોમાસામાં ચાર માસ પર્યંત રહે; કેમકે વધારે રહેવાથી ગૃહસ્થ સાથે પ્રતિબંધ થાય, હલકાપણું પમાય. " અતિ પરિચયાત્ અવજ્ઞા " એ વાક્યનો ભાવાર્થ વિચારવા લાયક છે. એક ઠેકાણે રહેવાથી દેશ વિદેશ સંબંધી જ્ઞાન ન થાય. કદાચિત્ દુર્ભિક્ષ વૃદ્ધાવસ્થાદિક કારણે રહેવું પડે તોપણ વસતિપલટણ કરે. પોળ પાડો પલટાવે. ઘર પલટાવે. સંથારાની ભૂમિ પલટાવે. એમ ભાવથી માસ કલ્પ કરે.

૧૦ દશમો શ્રી પર્યુષણા કલ્પ કહે છે પર્યુષણ પર્વ આવે ત્યારે મુની શ્વર ત્રણ ઉપવાસ કરે તથા લોચ કરાવે, મુડાવે અગર કેશ કતરાવે, કલ્પસૂત્ર વાચે પ્રથમ તો કોઈ પણ સાધુ ગૃહસ્થને કલ્પસૂત્ર સભળાવતા નહોતા માત્ર ભાદરવા શુદિ પચમીના દીવસે એક સાધુ મુખે વાચતા અને બીજા સાધુ સાભળતા શ્રી કાલિકાચાર્ય ભાદરવા શુદિ ચોથની સવત્સરી કરી તે સઘને પ્રમાણ થઇ અને સવત્સરી પ્રતિક્રમણ પણ ચોથના દીવસે કરવામા આવે છે તેમ કલ્પસૂત્ર પણ ભાદરવા શુદિ ચોથના દીવસે વચાય છે તે પ્રમાણ છે મુનીશ્વર મહારાજા પર્યુષણ પર્વમા વિશેષ ધર્મમા નિમગ્ન થાય, અને જે કર્મનો નાશ થાય તેમ વર્તે

આ દશ કલ્પ મુનીશ્વર મહારાજના કહ્યા છે મુનીવર્ગ મહારાજાઓ રાગ દ્વેષને ટાળી ભવ્ય જીવોને દેશનાવડે ઉપકાર કરે છે

## શ્રી પર્યુષણ પર્વમા શ્રાવકોનુ કૃત્ય.

શ્રી પર્યુષણ આવે છતે શ્રાવકોએ યથાશક્તિ તપ કરવુ બાર મહિનામા મોટામા મોટુ પર્યુષણ પર્વ છે બાર મહિનામા ધર્મ ધ્યાન ન થાય તો પર્યુષણના દિવસોમા તો અવશ્ય કરવુ જોઇએ ખાવુ પીવુ, આદિ અનાદિ કાળથી ચેતન કરે છે પણ જીવને સતોષ થયો નહિ માટે હે ચેતન! તુ વિચાર અને આઠ દિવસમા તો વિરતિપણું આદર

## ૧ પ્રતિક્રમણ.

પર્યુષણના દીવસોમા દેવસિ અને રાઈ એમ બે ટકના પ્રતિક્રમણ કરવા કેટલાક લોક પ્રતિક્રમણ કરવામા ધામધૂમ કરે છે, પણ તેમ કરવુ નહિ સવારના પહોરમા બીજા પાપી જીવો જાગે નહિ તેમ જયણાએ ઉઠી પ્રતિક્રમણ કરવુ સધ્યા સમયે પ્રતિક્રમણ કરતા પણ ઉતાવળ નહીં કરતા પ્રતિક્રમણ કરવુ પ્રતિક્રમણથી ઘણા પાપ નાશ પામે છે, અને સવર ભાવમા રહેવાય છે ચતુર્માસી અગર સવચ્છરી પ્રતિક્રમણ શુદ્ધ ભાવે કરવુ ક્રોધ, માન, માયા, અને લોભ, આ ચાર કષાયને ટાળવા પ્રયત્ન કરવો વૈરભાવ ત્યાગ કરવો દરેક જણ સાથે ભ્રાતૃભાવ રાખવો સવચ્છરી પ્રતિક્રમણ કરી સર્વ જીવોને ખમાવવા કોઈની સાથે વિરોધ રાખવો નહીં વૈર ભાવનો ત્યાગ ન કરે તો આરાધકપણું પામી શકાય નહીં કોઈ કહેશે કે અમો પ્રતિક્રમણનો અર્થ સમજતા નથી તો શી રીતે પાપ દૂર ટાળીએ પ્રત્યુત્તરમા સમજવાનુ કે શુદ્ધ ભાવે પ્રતિક્રમણ કરતા અર્થ સમજાય નહીં

તોપણ યથાયોગ્ય લાભ થઇ શકે છે. પ્રતિક્રમણ કરતાં સારો ભાવ છે તેજ પાપ ક્ષયકારક છે, સમજીને જો પ્રતિક્રમણ થાય તો અત્યંત લાભ થાય. ગુરૂ મહારાજ સમક્ષ પ્રતિક્રમણ કરવાથી વિશેષ ફાયદો થાય છે માટે દરેક શ્રાવકોએ પ્રમાદનો ત્યાગ કરી પ્રતિક્રમણનો લાભ લેવા ચુકવું નહિ; અવસર પાછો આવનાર નથી.

## ૨. પ્રત્યાખ્યાન (પચ્ચખાણ.)

શ્રાવકોએ નવકારશી, પોરિશી પોરિશી, સાઢ્પોરિશી, એકાસણું; આંબીલ, ઉપવાસ, છઠ્ઠ, અને અઠ્ઠમ આદિ તપ કરવો. છતિ શક્તિ ગોપવવી નહીં. નવકારશીના પચ્ચખાણથી સો વર્ષનું નરકનું આયુષ્ય ત્રુટે છે. પોરીશીના પચ્ચખાણથી હજાર વર્ષનું નરકનું આયુષ્ય ત્રુટે છે. સાઢ્ પોરિશીના પચ્ચખાણથી દશ હજાર વર્ષનું નરકનું આયુષ્ય ત્રુટે છે. એમ ઉત્તરોત્તર પચ્ચખાણથી ચીકણાં કર્મ પણ નાશ પામે છે. પર્યુષણ પર્વમાં અઠ્ઠમનો તપ કરવાથી અત્યંત લાભ થાય છે. વિષયવાસનાની શ્રેણીઓ નાશ પામે છે. શમભાવે કરી તપ કરવો. તપ કરીને ક્રોધ કરવો નહિં. અઠ્ઠમ તપ ઉપર

### નાગકેતુ દૃષ્ટાંત.

ચંદ્રકાંતા નગરીમાં વિજયસેન રાજા રાજ્ય કરતો હતો. તે નગરીમાં શ્રીકાંતનામા શેઠ વસતો હતો. તેની શિખી નામની સ્ત્રી હતી. તેને વૃદ્ધાવસ્થામાં ઘણે ઉપાયે પુત્રની પ્રાપ્તિ થઇ. એક દીવસ તે શેઠનું સર્વ કુટુંબ પરસ્પર વાતો કરે છે કે પર્યુષણ પર્વ આવશે ત્યારે આપણે અઠ્ઠમનું તપ કરીશું. તે વાત સાંભળી બાળકને જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી પૂર્વભવ દીઠો ત્યારે બાળકે પણ મનમાં અઠ્ઠમનું તપ ધાર્યુ. તે દિવસથી ધાવતો નથી તે જોઇ માતા પિતા ઘણું દુઃખ ધરવા લાગ્યાં. ઘણા ઉપાય કર્યા તોપણ સ્તનપાન કર્યું નહીં. પછી તે બાળકને ક્ષુધાના યોગે મૂર્ચ્છા આવી તેથી મૃત્યુ તુલ્ય થયો. બાળકને એમ દેખી પિતાનું હૈયુ ફાટી ગયું, જીવ નીકળી ગયો, અને કુટુંબ પરિવારે મળી બાળકને મુવેલો જાણી ધરતીમાં ભંડાર્યો. પશ્ચાત્ રાજાને ખબર પડી કે આપણા દેશમાં (નગરમાં) અપુત્રીઓ શ્રીકાંત શેઠ મરણ પામ્યો, માટે તેનું ધન લુંટી લાવવા રાજાએ માણસ મોકલ્યાં. માણસો શેઠને ઘેર આવ્યાં. એવામાં અઠ્ઠમ તપના મહિમાથકી ધરણેન્દ્રનું આસન ચળ્યું ત્યારે અવધિજ્ઞાને કરી સર્વ વૃતાંત જાણી ધરણેન્દ્ર ત્યાં બ્રાહ્મણ રૂપે આવ્યા અને રાજાના માણસોને ધન લેતાં અટકાવ્યા. રાજપુરૂષોએ રાજાને ખબર આપી કે તેનું ધન કોઈ બ્રાહ્મણ આવ્યો છે

તે લેવા દેતો નથી તે સાભળી રાજા પોતે કહેવા લાગ્યો કે અપુત્રીયાનુ ધન લેતા અટકાવ કરવાનું શુ કારણ છે? ત્યારે બ્રાહ્મણ રૂપે ધરણેન્દ્રે કહ્યું, એનો પુત્ર જીવતા ધન કેમ કરી લેશો? રાજા બોલ્યો—પુત્ર કયા છે? ધરણેન્દ્રે સર્વના દેખતા જીવતો બાળક પૃથ્વીમાથી કાઢી દેખાડયો ત્યારે રાજાએ વિસ્મયથી પૂછ્યુ "તમે કોણ છો? આ વાત તમે શી રીતે જાણી?" ત્યારે બ્રાહ્મણે કહ્યું "હુ ધરણેન્દ્ર છુ એના અઠ્ઠમના પ્રભાવથી હુ અહીં આવ્યો છુ" ધરણેન્દ્રે કહ્યુ "હે રાજન્, આ પુત્ર મહાપુરૂષ છે એને સ્વલ્પ કર્મ બાકી છે આજ ભવે મોક્ષ જશે તમે એનુ યત્ન કરશો તમને પણ મહા ઉપકાર કરનાર થશે" ધરણેન્દ્રે પોતાના ગળાનો હાર બાળકને પહેરાવ્યો, અને સ્વસ્થાનકે ગયો પશ્ચાત્ રાજાએ બાળકને હાથી ઉપર બેસાડી મહા આડબરથી તેના ઘેર આણી કહ્યુ કે આ બાળકને સુખમા રાખશો સગા વહાલાએ શ્રીકાત શેઠનું મૃત કાર્ય કરી તેનુ નામ નાગકેતુ પાડયુ પશ્ચાત્ નાગકેતુ અષ્ટમી ચતુર્દશીનો ઉપવાસ, ચતુર્માસીનો છઠ્ઠ અને પર્યુષણનો અઠ્ઠમ કરવા લાગ્યો અને જીન સેવા, સાધુ સેવા કરતો પરમ શ્રાવક થયો

એક દીવસ રાજાએ એક પુરૂષને ચોરીનું જુઠ્ઠુ કલક ચડાવીને મારી નાખ્યો તે મરીને વ્યતર થયો તેણે ત્યા આવી રાજાને લોહી વમતો કર્યો, નગર જેવડી શિલા વિકુર્વી લોકોને બીવરાવવા લાગ્યો તે જોઈ નાગકેતુએ જીવદયા હેતુએ તથા ભગવતના ચૈત્યનો વિનાશ થતો જાણી ભગવતના પ્રાસાદ ઉપર ચઢીને પડતી શિલાને હાથે ધરી રાખી એવી તપની શક્તિ દેખી વ્યતર આવી પગે લાગ્યો નાગકેતુના વચનથી રાજાને પણ શાતા કરી ઉપદ્રવ દૂર થયો નાગકેતુનું રાજાએ સન્માન કર્યુ એક દીવસ નાગકેતુ ભગવતની પૂજા કરતો હતો ફુલ માહેલા તબોળી સર્પ તેને ડશ દીધો શુદ્ધ ધ્યાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ દેવતાએ રજોહરણ મુહપત્તી પ્રમુખ સાધુનો વેષ સમર્પ્યો ભવ્ય જીવોને પ્રતિબોધ દેતા છતા અનુક્રમે મોક્ષ નગરે પહોચ્યા તેમ ભવ્ય જીવોએ યથાશક્તિ તપ કરવામા પ્રવૃત્તિ કરવી તપ કરવા ઉપર જે પુરૂષો અરૂચિ કરે છે, અને ખાવા પીવાથીજ ફક્ત મોક્ષ મળશે એમ માનનારા જીવો મુક્તિ પામી શકતા નથી, શ્રી મહાવીર સ્વામી જાણતા હતા કે હું આ ભવમા મોક્ષ જવાનો છુ છતા છઠ્ઠ અઠ્ઠમાદિ તપ શ્ચર્યા કરી કર્મનો નાશ કર્યો તો બીચારા પામર જીવો કુતર્કે કરી તપશ્ચર્યા કરતા નથી અને કરતાને અટકાવે છે તે ભવભ્રમણ કરી અનત દુઃખ પામશે જિનાજ્ઞાને અવલબન કરી વર્તવુ તેમાજ હિત છે આ ઠેકાણે બાહ્ય અને અભ્યતર બે પ્રકારના તપથી મુક્તિ મળે તેમ સમજવુ

## ૩. પર્યુષણ પર્વમાં જિનેશ્વરની પૂજા કરવી.

શ્રી પર્યુષણ પર્વમાં વિશેષતઃ કરી જીનેશ્વર ભગવાનની પૂજા કરવી. પૂજા જીનેશ્વરની કરતાં કર્મનાશપૂર્વક આત્મા નિર્મળ થાય છે. સંસાર સમુદ્ર તરવાને માટે વીતરાગની પૂજા વહાણુ સમાન છે. પ્રથમ તો જીવ જંતુ વિનાની જગ્યામાં નિરવદ્ય પાણીથી સ્નાન કરવું. થોડું પાણી જેમ વપરાય તેમ વિવેક રાખવો, શુદ્ધ વસ્ત્ર પહેરવાં, પોતાના ઘરનાં કેશર, ધૂપ, દીવો વિગેરે વાપરી પૂજા કરવાથી શુભ ભાવમાં વૃદ્ધિ થાય છે. પરમેશ્વરની પૂજા સ્થિર ચિત્તથી કરતાં અત્યત લાભ થાય છે. ઘણા લોકો પ્રાયઃ એક પરમેશ્વરની પુજા કરતાં ઉપરા ઉપરી પડી જવાય, તેમ પણ કરે છે. દીવા ફાનસમાં જયણાથી મૂકાય તો જીવની રક્ષા થાય. પરમેશ્વરની પૂજા કરતાં પહેરવાનાં વસ્ત્ર શુદ્ધ રાખવાં. ઘીના ચઢાવા વગેરે પણ પ્રભુ પુજાના બોલાવવામાં આવે છે, તેથી દેવ દ્રવ્યની વૃદ્ધિ થાય છે. પહેલી હું પુજા કરૂં, હું કરૂં એમ બોલી દેરાસરમાં કેટલાક મનુષ્યો ગરબડ કરે છે, પણ તે યુક્ત નથી. કેટલાક દેરાસરમાં બોલા બોલી કરે છે, પણ તે યુકત નથી. અષ્ટપ્રકારી, સત્તર ભેદી, એકવીશ પ્રકારી આદિ પૂજાથી આત્મા પોતે પૂજ્ય પદ પામે છે. દેરાસરમાં હાંડી, ગ્લાસ, વિગેરેને સ્વચ્છ રાખવાં, ઘીનાં કોડીયાં ઉટકી સાફ કરવાં, દેવ દ્રવ્ય કેટલું છે, તેની ખબર લેવી એમ શાસ્ત્રો ફરમાવે છે. યાદ રાખો કે પર્યુષણ પર્વની ધામધૂમમાં ચોર, ગંઠીયા લોક, દેરાસર વિગેરેમાં પેશી ચોરી કરી જાય છે. એમ કેટલેક ઠેકાણે બને છે. માટે ગફલત રાખવી નહીં. નાના મોટા દરેકે પ્રથમ જીનેશ્વરની પૂજા કરવી જોઈએ. પ્રથમ તો સ્નાન કરવાથી આલસ્ય દુર થાય છે, અને પ્રભુ પૂજાથી કર્મબળ દૂર થતાં આત્મા સ્વર્ગ સિદ્ધિનાં સુખ ભોગવનારો થાય છે. માળણો પાસેથી ફૂલના હાર લેઈ તેમને પૈસા આપતાં પર્વના વિનોદમાં વાંધો ઉઠાવી ટંટો કરવો નહિ, ફૂલ પણ વિધિપૂર્વક લાવેલાં લેવાં જોઇએ, વિશેષ શું ? જેમ આત્માનું હિત થાય તેમ કરવું. ભાવ પૂજા પણ વિશેષ ભાવથી કરવી તેથી શિવ સંપદા મળશે.

## ૪. જીનેશ્વર દર્શન.

પ્રતિક્રમણ કરી, બીજાં કાર્યમાંથી ધર્મ માર્ગમાં ચિત્ત ખેંચી, વિધિ સહિત પ્રભુ દર્શન કરવા સારૂ જતા શુદ્ધ વસ્ત્ર પહેરવાં. ક્રોધ, માન, માયા અને લોભ આદિ દોષો ટાળી પ્રભુ દર્શન કરવા જવું. દર્શન કરવા જતાં માર્ગમાં પેશાબ વિષ્ટા વગેરેથી પગ ખરાબ થાય નહિં તેમ ચાલવું. પ્રભુનાં દર્શન નિમિત્તે જતાં રસ્તામાં રાજ્ય કથા, સ્ત્રી કથા આદિ વિકથા

કરવી નહિ કીડી, મંકોડા વગેરે જીવોનો ચાલવાથી નાશ થાય નહિ તેમ ચાલવું યથાયોગ્ય સ્થાનકે નિસિહી પાઠ ઉચ્ચરી દેરાસરમા પેસી, દેવ દર્શન કરવા ત્રણ પ્રદક્ષિણા દેઈ, પ્રભુ દર્શન કરી, સ્તુતિ કરી, દ્રવ્ય પૂજા ભાવ પૂજાનો અનુક્રમ સાચવવો દેરાસરમા ચૈત્ય વદન કરતા જુદા જુદા એકી વખતે ચૈત્ય વદન કરે છે તેથી કાકારોળ થાય છે, ગરબડ થઈ જાય છે માટે તેમ થવુ જોઇએ નહીં ચૈત્યવદન એક જણ કરે, અને બીજા સાભળે, તેમ થાય તો સારૂ ગુરૂ મહારાજ દેરાસરમા દર્શન કરવા આવ્યા હોય છે તો કોઈ વિરલા તેમનો વિનય સાચવી શકે છે ગુરૂ મહારાજનો યોગ દેરાસરમા થયો હોય તો તેમની સાથે ચૈત્યવદન કરવુ પૂર્વાચાર્યોના કરેલા ચૈત્યવદન તથા સ્તવનો કહેવાનો અભ્યાસ રાખવો જેમ ઉલ્લાસથી વૃદ્ધિ થાય તેવા સ્તવનો કહેવા યાદ રાખો કે મનુષ્ય જન્મ વારવાર મળતો નથી માટે પ્રભુ દર્શન કરવા જતા આળસ્ય કરવી નહીં, જિન પ્રતિમા જિન સારિખી, આ વચન પ્રમાણે જે વર્તે છે તે સંસાર સમુદ્રનો પાર પામે છે

## ૫ ગુરૂદર્શન.

ગુરૂ મહારાજ સરખા ઉપકારી કોઇ બીજા નથી શ્રી યશોવિજયજી કહે છે કે **સમકિતદાયક ગુરૂતણો પચ્ચુવયાર ન થાય, ભવ કોડા કોડી કરે કરતા કોડી ઉપાય,** શુદ્ધ દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા કરાવનાર શ્રી સદ્‌ગુરૂનો કરોડો વર્ષ પર્યંત કરોડો ઉપાય કરતા પણ ઉપકાર વાળી શકાતો નથી ગુરૂ મહારાજ અને શ્રાવકોનામા બહુ અતર સમજવુ કહ્યું છે કે—

सावज्जजोग परिवज्जणाओ, सव्वुत्तमो जइ धम्मो ॥
वीओ सावगधम्मो, तइओ संविग्गपक्खपहो ॥ १ ॥
जह मेरु सरिसवाणि खज्जोय रवियचदताराण,
तह अंतरमहत, जइ धम्म गिहथ्थधम्माण ॥ २ ॥

સર્ષવ અને મેરૂનું જેટલુ અતર, ઘડી અને પલ્યોપમનું જેટલુ અતર, જુ અને હાથીનું જેટલુ અતર, તેમ ગૃહસ્થ અને સાધુ મહારાજનુ પણ અતર જાણવુ ગૃહસ્થ સર્ષવના દાણા સરખો અને ગુરૂ મહારાજને મેરૂ પર્વત કરતા પણ અત્યત મોટા જાણવા, કારણ કે શ્રાવક સાવધારમ્ભી છે અને મુનિરાજ નિરારમ્ભી છકાયના રક્ષક છે શ્રી ઉત્તરાધ્યયનના પચમા અધ્યયનમા બારવ્રત ધારી શ્રાવક અને પચ મહાવ્રત ધારી શ્રી સદ્‌ગુરૂ તે બેમા મેરૂપર્વત અને સર્ષવના દાણા જેટલુ અતર છે એમ કહ્યુ છે ગૃહસ્થ લક્ષાધિપતિ–કરોડાધિપતિ હોય તોપણ રજોહરણ અને ફક્ત મુહપત્તિ આદિ ધારણ કરનાર ગુણવત

ઇત્યાદિ બ્રહ્મચર્ય વ્રતનો મહિમા અત્યંત છે. વિષય લાલચુ જીવ જો કે બારે મહિના સુધી બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી શકતો નથી, તોપણ જો આઠ દિવસ પર્યંત બ્રહ્મચર્યવ્રત ધારણ કરે તો ઘણો લાભ પામી શકે. વિષયને વિષ સરીખા જાણી તેનો આઠ દીવસ ત્યાગ કરે; મદોન્મત્ત અવસ્થાથી જે જીવ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી શકશે નહીં તો અંતે પશ્ચાત્તાપ પામશે માટે આઠ દિવસ પર્યંત બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું તે અત્યંત હિતકારક છે.

## ૮. સચિત્ત વસ્તુનો ત્યાગ.

પર્યુષણ પર્વમાં સચિત્ત વસ્તુનો ત્યાગ કરવાથી અત્યંત લાભ થાય છે. પશુઓ રાત્રી દિવસ અજ્ઞાનાવસ્થાથી વનસ્પતિ વગેરેનું ભક્ષણ કરે છે. એને જ્ઞાન નથી કે વનસ્પતિ વિગેરેમાં જીવ છે. પણ આપણે તો જાણીએ છીએ કે વનસ્પતિમાં જીવ છે; તેનુ ભક્ષણ કરવાથી જીવોનો નાશ થશે. એમ જાણતાં છતાં પણ જ્યારે ત્યાગ કરી શકીએ નહીં ત્યારે આપણામાં અને તેમાં શો અંતર કહેવાય? કઇ નહીં. પર્વતિથિએ પ્રાયઃ પરભવ આયુષ્ય બંધ થાય છે માટે તિથિના દિવસે સચિત્ત વસ્તુનું ભક્ષણ વર્જવું. કહ્યું છે કેઃ—

**જીવને આયુ પરભવતણો, તિથિ દિને બંધ હોય પ્રાયરે;**
**તેહ ભણી એહ આરાધતાં, પ્રાણીયો સદ્‌ગાત જાયરે.**
**વિરતિ એ સુમતિ ધરી આદરો,** ઇત્યાદિ. તિથિના દિવસે પાપનાં કાર્ય કરવાં નહીં. ઘણા ભવ્ય જીવો તો આઠ દિવસ પર્યંત સચિત્ત વસ્તુ વાપરતા નથી. યથાશક્તિ સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો.

## ૯. દાન.

दानं हि परमो धर्मो, दानं हि परमा क्रिया;
दानं हि परमो मार्ग, स्तस्माद्दाने मनः कुरु ॥ १ ॥
दया स्यादभयं दान, मुपकारस्तथाविधः;
सर्वोहि धर्मसंघातो, दानेन मोक्षमर्हति ॥ २ ॥
ब्रह्मचारी च पाठेन, भिक्षुश्चैव समाधिना;
वानप्रस्थः तु कष्टेन, गृही दानेन शुद्ध्यति ॥ ३ ॥
ज्ञानिनः परमार्थज्ञा, अर्हन्तो जगदीश्वराः;
व्रतकाले प्रयच्छन्ति, दानं सांवत्सरं च ते ॥ ४ ॥
गृण्हतां प्रीणनं सम्यक्, ददतां पुण्यपक्षम्;
दानतुल्यस्ततो लोके, मोक्षोपायोऽस्ति नापरः ॥ ५ ॥

દાન તેજ પરમ ઉત્કૃષ્ટ ધર્મ છે, દાન પરમ ક્રિયા છે, દાન તેજ પરમ માર્ગ છે માટે હે જીવ ! દાન દેવામા મન કર અભયદાનથી દયા થાય છે, દાનથી પરોપકાર થાય છે, સર્વ ધર્મ સમુદાયનો દાનમા અંતર્ભાવ થાય છે બ્રહ્મચારી પાઠ કરીને અને ગૃહસ્થી દાન કરીને શુદ્ધ થાય છે ત્રણ જ્ઞાનને ધારણ કરનાર પરમાર્થ જ્ઞાતા શ્રી તીર્થંકર ભગવાન્ પણ દીક્ષા સમયે દાન કરે છે દાન ગ્રહણ કરનારને તો દાન તૃપ્ત કરે છે, અને સાંવત્સરિક દેનારને અક્ષયપુણ્ય પ્રાપ્ત થાય છે માટે દાન સમાન બીજો કોઇ ઉપાય મોક્ષ પ્રાપ્ત કરવામા નથી, એમ શાસ્ત્રકાર દાનનો મહિમા વર્ણવે છે

દાનના પાચ પ્રકાર છે ૧ અભયદાન, ૨ સુપાત્રદાન, ૩ ઉચિતદાન, ૪ અનુકંપાદાન, ૫ કીર્તિદાન અભયદાન અને સુપાત્ર દાન એ બે દાનથી મુક્તિની પ્રતીતિ થાય છે બાકીના ત્રણ દાનથી મુક્તિની પ્રાપ્તિ નથી કહ્યુ છે કે –धण दाणेण य कीत्ति सा कीत्ति मगणगणमझम्मि जा अभयदान कीत्ति सा कीत्ति तिहुयणे सयले ॥ કીર્તિની બુદ્ધિથી દાન દેવાથી જે કીર્તિ થાય છે તે ફક્ત યાચકના મોંયે છે, અને અભયદાનથકી થનાર કીર્તિ તો સમસ્ત ત્રણ ભુવનમા પ્રસરે છે

સાત ક્ષેત્રે ધન વાપરવુ જે કાળમા જે ક્ષેત્ર સીદાતું હોય તેમા ધન ખરચવાથી વધારે લાભ પ્રાપ્ત છે નવકારશી વગેરે કરી આત્મહિત કરવા પ્રયત્ન કરવો જીવોનો નાશ પર્યુષણ પર્વમા થવા દેવો નહીં ધનથી વા રાજાની સહાયથી કસાઈ લોકો પર્યુષણ પર્વમા જીવ મારે નહિ તેમ કરવુ પંખીઓને પણ કોઈ મારે નહિ તેમ કરવુ જીવોને અભયદાન આપવુ તે મોટો ધર્મ છે એક રાજાને રાણીઓ હતી તેમાથી અણમાનીતી રાણીએ રાજાને કહી ચોરને અભયદાન અપાવ્યું, તેથી ચોર ઘણો આનંદ પામ્યો તેમ બીજા જીવને મારતા છોડાવવા એ મોટુ પુણ્ય છે રાજા અને તેની રાણીઓ અને ચોર સંબંધી અધિકાર અષ્ટાહ્નિક વ્યાખ્યાનમા આવે છે શ્રી સદ્ગુરુ પાસે જઈ તે શ્રવણ કરવુ અહિંસા પરમો ધર્મ આ વાક્યને સમજી જીવ દયા ચિંતવવી જામનગરના રાજાએ જાહેર કર્યું છે કે આખા શ્રાવણ માસમા પર્યુષણના દિવસોમા જામનગરના રાજ્યમા કોઈએ જીવ મારવો નહિ આ હુકમના અમલ માટે પોલીસને દેખરેખ રાખવા ફરમાવ્યુ છે આ ઠરાવ બહુ અગત્યનો છે શ્રી હીરવિજય સૂરીશ્વર મહારાજના પ્રતિબોધથી અકબર પાદશાહે પર્યુષણ પર્વ વગેરે ઘણા તહેવારોમા જીવહિંસા કરવાનો નિષેધ કર્યો છે દરેક પ્રકારે જીવહિંસા થતી અટકાવવી તે શ્રાવકોનું કર્તવ્ય છે પુણ્ય યોગે મળેલો પૈસો અત્રે પશ્ચાત્ સાથે આવનાર નથી માટે તેને ધર્મ

માર્ગમાં ખર્ચવો. એ પૈસો પેદા કરતાં જીવ જૂઠું બોલે છે, હિંસા કરે છે, છળ કપટ કરે છે, અને તેથી અનંત પાપની રાશિનો સંચય કરે છે. તેને ધર્મ માર્ગમાં ખરચી આત્મહિત કરવું. આંધળા, લુલા, ગરીબ લોકોને પણ અનુકંપા બુદ્ધિથી ભોજન વગેરે આપવું, તે યોગ્ય છે. શ્રી સદ્ગુરૂ મહારાજા કે જે તરણ તારણ છે તેમને વસ્ત્ર આહારાદિકથી પ્રતિલાભવાવડે મહા લાભ થાય છે. ઉત્તમ પાત્રે દાન આસન્નભવી જીવો આપી શકે છે. શ્રી સદ્ગુરૂ મુનિરાજ સમાન બીજું ઉત્તમ પાત્ર નથી, એમ દાન દેઈ અત્યંત ધર્મ લાભની પ્રાપ્તિ કરવી તેજ સુજ્ઞોનું કર્તવ્ય છે.

## ૧૦. પ્રભાવના.

વ્યાખ્યાન ઉઠયા બાદ અગર પ્રતિક્રમણ ઉઠયા બાદ પતાસાં, નાળીએર વગેરેની પ્રભાવના કરવી. સમાન ધર્મી ગરીબ શ્રાવક લોકોને ગુપ્તદાન આપવું જોઈએ, એ મોટી પ્રભાવના છે. કેટલાક લોકો નામના ભૂખ્યા બીજા લોકો પોતાની વાહ વાહ કરે, એવી રીતે ગરીબ શ્રાવક ભાઈઓને અન્ન વગેરેથી આશ્રય આપે છે, પણ ગુપ્તદાન આપવું, તે અત્યુત્તમ છે. કીર્તિની બુદ્ધિ વિના જગજાહેર દાન કરવાથી પણ અત્યંત લાભ છે. શેઠ હેમાભાઈ તથા પ્રેમાભાઈ વગેરેએ પોતાના સમાન ધર્મીભાઈઓને ધંધા વેપારમાં તથા વિધવાઓને ઘણી મદદ આપી છે, તે પણ પ્રભાવના છે. માટે યથાશક્તિ પ્રભાવના કરવી.

## ૧૧. આંગી પૂજા, અઠ્ઠાઈ મહોત્સવ.

દરેક દેરાસરે જીનેશ્વરની આંગી રચાવવી, પૂજાઓ ભણાવવી; ઘણેખરે ઠેકાણે પૂજાઓ ભણાવવામાં આવે છે પણ પૂજામાં શો ભાવાર્થ છે તે કોઈ જાણતું નથી. પણ સમજવું કે-પૂજાના અર્થ વગેરેની સમજણ પૂર્વક પૂજાઓ ભણાવવાથી મનમાં અત્યંત આનંદ થાય છે. યથાશકિત જીનેશ્વરના દેરાસરે મહોચ્છવ કરવા.

## ૧૨. વિધિપૂર્વક શ્રી સદ્ગુરૂ પાસે કલ્પસૂત્ર સાંભળવું.

શાસ્ત્રમાં કહેલી વિધિપૂર્વક સદ્ગુરૂ પાસે કલ્પસૂત્ર સાંભળવું. કલ્પસૂત્રનો આરંભ અમાવાસ્યાથી શરૂ થાય છે. કલ્પસૂત્રની પોથી ગુરૂમહારાજ પાસેથી માગીને પોતાને ઘેર લાવવી. રાત્રિ જાગરણ કરવું. પ્રભાતે નગરનાં લોક બોલાવી કુંવારા બાળકને હાથી ઉપર બેસાડી તેના હાથમાં થાળ આપી તે થાળમાં પુસ્તક મુકી ગાજતે વાજતે પુસ્તક પાછું ગુરૂમહારાજને આપીએ. પશ્ચાત્ ગુરૂજી વાંચના આપે તે વિનયપૂર્વક સાંભળવી. ગુરૂના સમ્મુખ

શ્રીફળ સુકવુ તથા સ્વસ્તિક તદુલનો કરવો આ કલ્પસૂત્ર પાપ નિવારક છે મનોવાંચ્છિત પૂરનાર છે માટે જે ભવ્યજીવ પ્રમાદ, નિદ્રા અને વિકથા પરહરી સાભળે, વાચે તે પ્રાણી આઠ ભવમા શાશ્વતપદ પામે છે કહ્યુ છે કે –

एगचित्ता जिणगासासणमि पभावणा पूजपरायणाजे ।
तिसत्तवार निसुणाति कप्प, भवण्णव गोअम ते तरति ॥

ત્રણવાર વા સાતવાર એકાગ્રચિત્તથી શ્રદ્ધા ભક્તિપૂર્વક જે જીવો કલ્પસૂત્ર સાભળે છે તે મસાર સમુદ્રને તરે છે

ગામડા વગેરે જે ઠેકાણે સાધુ ન હોય ત્યાના શ્રાવકોએ જ્યા મુનિ રાજનો યોગ મળે ત્યા જઈ પ્રમાદ ત્યાગી કલ્પસૂત્ર સાભળવુ શ્રીજીવાભિગમ સૂત્રમા કહ્યુ છે કે પર્યુષણ પર્વ આવે છે તે વખતે દેવતાના ઇંદ્રો પણ નદીશ્વર દ્વીપને વિષે જઈ અઠ્ઠાઈ મહોત્સવ કરે છે તેમ અત્ર પણ કરવો

## ૧૩. આરભત્યાગ.

જે વ્યાપારમા અગર કાર્ય કરવામા, કરાવવામા ત્રસ તથા સ્થાવર જીવોનો નાશ થાય તેવા આરભના કાર્યોનો ત્યાગ કરવો લીંપવુ, ભઠ્ઠીઓ કરવી, ઘર ચણાવવા, આદિ આરભ કાર્યોનો ત્યાગ કરવો એ આરભથી થતુ પાપ પરભવમા આત્માને ભોગવવુ પડશે અને રૌરવ વેદનાઓ પ્રાપ્ત થશે તે વખતે અત્યત દુ ખ થશે માટે લોભનો ત્યાગ કરી, સતોષ ધારણ કરી, ધર્મના દિવસોમા ઉત્તમ જૈનો આરભ કરેજ નહીં અને બીજા પાસે શક્તિ મુજબ કરાવે નહીં મોટી તિથિના દિવસે તો હિંસા કાર્ય નિષેધ અર્થે પાખીઓ પાળવામા આવે છે સમજ્યા છતા પણ જો તે પ્રમાણે વ ર્તવામા નહીં આવે તો તેનું ફળ અને પોતાને ભોગવવુ પડશે

## ૧૪ ચૈત્ય પરિપાટી.

ભાદરવા શુદિ ચોથના દીવસે કલ્પસૂત્ર મૂળ–બારસાસૂત્ર એકાગ્ર ચિત્તથી શ્રદ્ધાપૂર્વક સાભળવુ બારસાસૂત્ર પૂર્ણ વાચી રહ્યા બાદ આડંબર સહિત વાજતે ગાજતે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘે દર્શનની ઉન્નતિ માટે દરેક દેરાસરે પ્રભુના વિધિપૂર્વક દર્શન કરવા

## ૧૫. ક્ષમાપના.

ભાદરવા શુદિ ચોથના દિવસે સાવત્સરિક પ્રતિક્રમણ કર્યા બાદ વૈર વિરોધ ટાળી, ફરીથી વૈર, વિરોધ નહીં કરવા નિમિત્તે પરસ્પર ખમાવવુ મૃગાવતીએ જેમ ચદનબાળાને ક્ષમાપના કરી તથા ઉદાયી રાજા અને ચદ્રપ્રદ્યોતન રાજાએ જેમ વૈર કલેશ ટાળી, પરસ્પર ક્ષમાપના કરી, તદ્વત્

મોક્ષાભિલાષીઓએ પરસ્પર ખમવું અને ખમાવવું. પરંતુ સુજ્ઞો ! યાદ રાખજો-કુંભારના મિચ્છામિદુક્કડં પેઠે નહિ થાય હો!!

## ૧૬. અગત્યની સૂચના.

પર્યુષણ પર્વ દિવસો સર્વ દિવસ કરતાં અત્યુત્તમ છે તો તે દિવસમા નાના અને મોટાઓએ, છોકરા અને છોકરીઓએ બાજી રમવી નહીં જોઇએ, કચ્યાંએ રમવું નહી જોઈએ, જુગાર પત્તાં વગેરેથી રમવું નહીં. ધર્મના દિવસોમાં ધર્મનુંજ સાધન કરવું જોઇએ. આ દિવસમાં ક્લેશ કરવો નહીં, કડવું વચન બોલવું નહીં, ક્ષમા કરવી.

## ૧૭. સાધર્મ્ય વાત્સલ્ય.

ભાદરવા સુદી પાંચમના દિવસે સાધર્મ્ય વાત્સલ્ય કરવું, જૈન યાચકોને દાન આપવું, એમ જે ભવ્યો સમ્યક્‌વિધિએ કરી પર્યુષણા પર્વનું ભાવપૂર્વક આરાધન કરનારા છે તે જીવો કર્માષ્ટક દૂર કરી શાશ્વતપદ પામ્યા અને પામશે. ધર્મારાધન પૂર્વક પરમાત્મપદ સ્વપરને પ્રાપ્ત થાઓ એજ **મહાકાંક્ષા**

---

# जैनसूत्रमां मूर्त्ति पूजा.

શ્લોક.

**पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु;**
**युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥ १ ॥**

મને વીરપ્રભુ ઉપર પક્ષપાત નથી તેમ કપિલશાસ્ત્ર-અન્ય બૌદ્ધશાસ્ત્ર વગેરે ઉપર દ્વેષ નથી. કિંતુ મારે તો જેનુ વચન યુક્તિવાળું-સર્વજ્ઞત્વ દર્શાવે છે તેનો મારે અંગીકાર છે.-શ્રી हारिभद्र सूरि.

હવે મૂળ ઉદ્દેશ મથાળાથી વાંચતાં માલુમ પડશે કે **जैन सूत्रमां मूर्ति पूजा** એટલે જૈન સૂત્રોમાં શ્રી તીર્થંકર ભગવતોની પ્રતિમાનું પૂજન સ્તવન કહ્યું છે કે કેમ તે અત્રે દર્શાવવાનું છે.

દુનિયામાં અનેક પ્રકારના મતભેદો છે અને તે પ્રવાહની અપેક્ષાએ अनादि કાળથી ચાલ્યા કરે છે, અને અનેક રૂપાંતરને પામે છે તોપણ તે સર્વનો સમાવેશ ત્રણસો ત્રેસઠ પાખંડીઓના મતોમાં થાય છે. જુઓ સૂયગડાંગ સૂત્ર વગેરે. હવે ત્યારે તે ત્રણસો ત્રેસઠ પાંખડીઓ શાથી કહેવાય છે તેના ઉત્તરમાં-શ્રી वीर प्रभु જણાવે છે. એકાંત મતથી તે પાંખડપણાને પામે છે. જેમ. ક્રિયાવાદી, જ્ઞાનવાદી, વિનયવાદી વગેરે એક એક પક્ષને માનનારા જાણવા.

બાબતથી દૃષ્ટિ દેતા મૂર્તિપૂજા નબધી અન્ય એકાતવાદીઓમા મતિ મતિના અનુમારે બે ચાલ્યા કરે છે હિંદુઓ અને મુસલમાન એ બેમા હિંદુઓ પોતપોતાના દેવની મૂર્તિ કરી પૂજે છે-માને છે ત્યારે મુસલમાનો કહે છે કે ખુ I નિરજન નિરાકાર હૈ ઇસલિયે ઉસકી મૂર્તિ નહીં હો સકતી હૈ ત્યારે હિદુઓ પૈકી વેદાતી વગેરે કહે છે કે અમારો ઇશ્વર અનેક પ્રકારના શરીરને ધારણ કરે છે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ ઇશ્વર પરમાત્માના અશ છે પરમાત્મા અણુઅણુમા વ્યાપી રહ્યા છે માટે આખુ જગત્ પરમાત્મા સ્વરૂપ દૃશ્યમાન મૂર્તિરૂપજ છે માટે તેમના અશરૂપ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરની મૂર્તિ કરી માનવા પૂજવાથી અને પરમાત્માની મૂર્તિદ્વારા ભક્તિ કરવાથી પરમાત્મા પ્રમન્ન રહે છે કારણ કે જગતનો કર્તા હર્તા પરમાત્મા છે

ત્યારે હવે જૈનના પરમ પવિત્ર શ્રી વીરપ્રભુના વચનો શુ કહે છે તે તપાસીએ-શ્રી વીરપ્રભુ એમ કહે છે કે-મુસનમાનો જે ખુદાનુ સ્વરૂપ માને છે તે સત્ય નથી, તેમ તેમના શાસ્ત્ર મિથ્યાત્વથી અસમજસ છે ત્યારે વેદાત વિષે બોલતા પણ તે વેદાત વચનને પણ એકાન્તપણાથી મિથ્યાત્વરૂપ કથે છે મિથ્યાજ્ઞાન છે માટે, જુઓ सूयगडागसूत्र

ત્યારે હવે મુસનમાનો અને હિંદુઓથી જૈનો જુદા છે કે કેમ ? ઉત્તરમા કહેવુ પડશે કે, હા જુદા છે જો એમ સમજો છો તો મુસલમાનો અને હિંદુઓ મૂર્તિપૂજા વગેરે ધર્માધપણાથી વર્મની ભિન્નતાથી પરસ્પર લડી મરે ત્યારે જૈનો કોના ધર્મને તથા કોના બોલવાને સ્વીકારે ? ઉત્તરમા કહેવુ પડશે કે જૈનોને તે બાબતમા પેસવાનુ નથી મર્વ નયારો પરિપૂર્ણ શ્રી વીર પ્રભુના વચન પ્રમાણે તેમને તો ચાલવુ જોઇએ

શ્રી વીરપ્રભુ એમ કહે છે કે, જે નયાને જે વચન મત્ય હોય તે નયાની અપેક્ષાએ તે વચન મત્ય છે જો સાત નયોનુ જ્ઞાન કરો તો આ બાબત મહેલાઇથી સમજી શકશો

હવે મૂર્તિપૂજાને હિદુઓ માને છે, ત્યારે આપણા વીર પ્રભુ મૂર્તિપૂજા સબધી જે કાઇ કહે છે તે જોવાનુ છે ભલે આખી દુનિયા પોતપોતાની મરજીમા આવે તેમ માને પણ આપણે તો વીરપ્રભુનો કહેલો ધર્મ સત્ય સ્વીકારીએ છીએ, અને તેજ મત્ય છે તે વીર પ્રભુ પ્રભુજ છે તેજ રાગ દ્વેષથી રહિત છે, તેજ સર્વજ્ઞ છે, એમ અત કરણથી માનીએ છીએ તો તેમના શાસ્ત્ર ઉપર ન્યાય મેળવવા વિશ્વાસ રાખો, અને શાસ્ત્ર તપાસો કાળદોષના પ્રભાવથી શ્રી વીરપ્રભુના જૈન ધર્મમા મત બે પડ્યા છે શ્વે

તાંબર અને દિગબર. વળી શ્વેતાંબરમાં પણ પ્રતિમા વગેરેના કેટલાક ભેદથી મૂર્તિપૂજક શ્વેતાંબર અને સ્થાનકવાસી એમ બે ભેદ છે. શ્વેતાંબર મૂર્ત્તિપૂજક હજારો વર્ષથી છે. તેમાંથી હાલ કેટલાક સ્થાનકવાસી મતભેદના લીધે મૂર્ત્તિપૂજા સ્વીકારતા નથી.

તે પૈકીના એટલે જે મૂર્તિપૂજા સ્વીકારતા નથી, તેમાંના એક જૈન હિતેચ્છુ માસિક પત્રના આધપતિએ મૂર્ત્તિપૂજા સંબધી કંઇ નવું અજવાળું કર્યું છે, તો પ્રથમ તે સબધીનું નિરાકરણ કરીએ.

જૈન હિતેચ્છુ પ્રિય ભાઇ લખે છે કે—જ્યારે હું મહાનિશીથનું પાંચમું અધ્યયન વાંચુ છું ત્યારે દીવા જેવો પ્રકાશ પડે છે. જેઓ મૂર્તિપૂજાના ફંદામાં ફસાય છે તેને ચેતવવા માટે આ મારો પ્રયાસ છે. અને તેઓ લખે છે કે "મહાનિશીથ સુત્ર ૩૨ માંનું એક નહિ પણ ૪૫ માંનું એક છે તેથી તે બે પક્ષવાળાને સંમત છે." તેમાં ઢુંઢીઆ જૈન લોકોને ખુશ થવા જેવો એક સુંદર પ્રસંગ વર્ણવેલો જોવામાં આવે છે.

જવાબ-પ્રિય જૈન હિતેચ્છુ ભાઈ, જ્યારે તમે ગુરૂગમ અને માધ્યસ્થ્ય દૃષ્ટિથી મહાનિશીથનું પાંચમુ અધ્યયન વાંચો ત્યારે દીવા જેવો પ્રકાશ પડવાના ઠેકાણે સૂર્યના જેવો પ્રકાશ કેમ પડે નહિ? મૂર્તિપૂજાના ફંદમાં ફસાય છે, તેને ચેતવવા તમારો પ્રયાસ છે, એમ તમે પોતે ભલે માની લો, પણ સત્રજ્ઞાન તરફ દૃષ્ટિ ફેંકો–પોતાને ઇષ્ટ ત્યાં યુક્તિ ખેંચવી તેના કરતાં જ્યાં સત્ય છે ત્યાં ત્યાં યુક્તિ લઇ જવી યોગ્ય છે. નહીં તો કહેવત છે:–

**जं जस्स पियं तं तस्स सुंदरं, रूपगुण विप्पमुक्कंपि;**
**मूत्तुण रयणाहारं, हरेण सप्पो कओ कंठे ॥ १ ॥**

રૂપ અને ગુણથી રહિત હોય તોપણ જેને જે પ્રિય હોય તેના મનમાં તે સુંદર લાગે છે. જેમ મહાદેવે રત્નનો હાર મુકી કંઠમાં સર્પ ઘાલ્યો, તેમ રત્નનો હાર અને સર્પમાં કેટલો ફેર? પણ મનની વાત છે, તેમ મનમાં આવે તે માનવું. તેમ હોય તો ત્યાં કોઇનો ઉપાય નથી. પણ તમે જ્યારે મહાનિશીથ સૂત્રની શાખ આપો છો, અને તેથી હવે ઇષ્ટિ વિષય સિદ્ધ કરવા માગો છો ત્યારે જુઓ, અધ્યયન વાંચો, કરો ખુલાસો, કમલપ્રભ આચાર્યનું દૃષ્ટાંત ગ્રહણ કરો.

શ્રી ગૌતમ સ્વામીએ શ્રી વીરપ્રભુને પૃચ્છા કરી કે હે પ્રભો, કોઈ જીવ સિદ્ધાંતના વચન વિપરીત પ્રરૂપે એટલે ઉત્સૂત્ર ભાષણ કરે તો તે શું ફળ પામે?

ત્યારે વીરપ્રભુ કહે છે કે –

महानिशीथ सूत्रपाठ–गोयमा जेण केइ कहिवि कयाइ पमाय दोसओ असइ कोहेण वा माणेण वा मायाएवा लोहेण वा रागेण वा दोसेण वा भयेण वा हासेण वा मोहेण वा अन्नाणदोसेण वा पवयणस्सणं अन्नयरे ठाणे वइमेत्तेणावि अणगारं असमायारी परुवमाणेवा अणुमन्नेमाणे वा पवयणमासाएज्जा सेण वोहिंपिणो नापावेज्जा किमगं पुण आयरिय पयं लहेज्जा से भयवं किं अभव्वे मिच्छादिट्ठी आयरिए भवेज्जा गोयमा एव्थचण इगाल मद्दगाइ नाए.

ભાવાર્થ —જે કોઈ ક્યારે પણ પ્રમાદથી, અતિશય ક્રોધથી વા માનથી, માયાથી, લોભથી, રાગથી, દ્વેષથી, ભયથી, હાસ્યથી, મોહથી, અજ્ઞાન દોષથી, પ્રવચનને વિપરીતપણે વચનમાત્રથી પણ પ્રરૂપે અથવા તે કાર્યને ભલુ જાણે તો તે પ્રવચન સિદ્ધાંતની આશાતના કરે, અને તે સમકિત પણ ન પામે ત્યારે ગૌતમ સ્વામી પૂછે છે કે, તેવો જીવ આચાર્યપદ શુ પામે ? અભવ્ય વા મિથ્યાત્વદૃષ્ટિ જીવ આચાર્યપદ પામે ? ત્યારે વીરપ્રભુ કહે છે કે, ઇગાલમર્દક આચાર્યનો અત્ર ન્યાય સમજી લેવો મિથ્યાદૃષ્ટિ જીવ પણ આચાર્યપદ પામે વીરપ્રભુ કહે છે કે, જે કોઈ સાધુનો ધર્મ મૂકી અગ્નિકાયનો આરંભ કરે, કરાવે, અનુમોદે, તેમ બ્રહ્મચર્ય જે કોઇ સાધુ સાધ્વી ખંડે, ખંડાવે, અનુમોદે તો તે અભિનિવેશિત મિથ્યાદૃષ્ટિ જાણવા ત્યારે ગૌતમ કહે છે કે, જે કોઇ આચાર્ય વિપરીત એટલે ઉત્સૂત્ર પ્રરૂપણા કરે તો તે શુ ફળ પામે? ત્યારે વીરપ્રભુ કહે છે કે, હે ગૌતમ ! સાવદ્યાચાર્યે જે ફળ પામ્યો તે ફળ પામે સાવદ્યાચાર્યનો વૃત્તાંત પૂછતા તેનો વૃત્તાંત નીચે પ્રમાણે કહ્યો –

આ ચોવીશીની પહેલા અનંતકાળે અનંતી ચોવીશીમા જેવો હું છુ તેવાજ સાત હાથ શરીર માનવાળા ધર્મસિરિ નામના ચોવીશમા તીર્થંકર થયા તેમના તીર્થમા સાત અછેરા થયા શ્રી ધર્મસિરિ તીર્થંકર મુક્તિ પામ્યા પછી કેટલેક કાળે–પાઠ–असजयाण सक्कार कारवणामच्छेरगे विहिओ અસયતિથી પૂજા સત્કાર કરવાનું આશ્ચર્ય ઉત્પન થયુ લોકો અજ્ઞાનથી અસયતિને માનવા લાગ્યા

જે સાધુનો આચાર પાળે નહિ તેને અસયતિ કહે છે વળી તે અસયતિ હોવાના કેટલાક નહિ સમજનાર પરિગ્રહાન્વી એવા ગોરજીઓની પેઠે પોતાનો એટલે સાધુનો વેપ ધારીને પ્રભુ પૂજવાનો અધિકાર નથી તેમ છતા

પ્રભુની પ્રતિમાની પોતે પૂજા કરે, પોતે દેરાસર કરાવે તે અસંયતિ જાણવા. તેમજ દેરાસર કરવાનો સાધુનો અધિકાર નથી. શ્રાવક દેરાસર કરાવે. શ્રાવક પ્રભુની પૂજા કરે. કારણ કે શ્રાવક ગૃહસ્થારંભી છે. માટે તેણે પૂજા કરવી. એમ સૂત્રમાં આજ્ઞા છે. સાધુમુનિરાજ રજોહરણ મુહપત્તિને ધારણ કરી શ્રાવકની પેઠે પોતે દ્રવ્યસ્તવરૂપે પ્રભુની પૂજા કરે નહિ. તેમ દેરાસરમાં વસે નહિ. કારણ કે, દેરાસરમાં વસવાથી પ્રભુની પ્રતિમાની આશાતના થાય છે. પોતે હાથે સાધુ દેરાસર સમરાવે નહિ. પરિગ્રહ ધન ધાન્ય વગેરે સાધુ રાખે નહિ. તેથી વિપરીતપણે વર્તે તે અસંયતિ જાણવા. ત્યારે તે વખતે અસંયતિ ઉત્પન્ન થયા. તે દેરાસર કરાવવા લાગ્યા અને પોતે પૂજા કરવા લાગ્યા. શ્રાવક પાસેથી ધન યાચી પોતે પૈસા રાખે, દેરાસરમાં પોતાની માલકી રાખે અને વળી શું કરે તે કહે છે. મહાનિશીથ પત્ર ૪૯ પાઠ.

**सकसाकिइममत्तिए चेइआलगे कारविउणं ते चेव दुरंतत्तयंत लखणाह माह मेहिं आसाइए—संचेव चेइआलगे मासिअ गोविउणं च वलवीरीय पुरिसक्कार परक्कमं संतेवलं संतेवीरीए संते पुरिसक्कार परक्कमे चइउणं उग्गाभिग्गहे इत्यादि.**

પોતાની મતિએ પોતે પૈસો રાખી જાતે દેરાસર એટલે જીનેશ્વર ભગવાનની પ્રતિમાનું સ્થાન કરાવી, તે ભુંડા લક્ષણના ધણી માંહોમાંહે વાંચ્છા કરી મમતા ભાવથી પોતાના માનીને રહે અને સાધુના ધર્મમાં વર્તવું, બળ પરાક્રમ ફોરવવું તે મૂકે.

આ ઠેકાણે **चेइआलये** એટલે જીન દેરાસર એવો અર્થ જૈન હિતેચ્છુ પત્રના અધિપતિ તરફથી બહાર પડયો છે, માટે સત્યાર્થ કરવા માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે. કારણકે ચૈઇયાલય એ શબ્દનો અર્થ પક્ષપાત દૃષ્ટિથી જ્ઞાન વગેરે કરવામાં આવતો હતો તેનો તો હવે પોતાની મેળે નિષેધ થઈ ગયો. અને ચૈઇયાલય શબ્દના ખરા રૂઢ અર્થને સમજવા લાગ્યા. આશા છે કે આગળ ઉપર માગધી ભાષાના શબ્દોનું જ્ઞાન થતાં સત્ય તે સત્ય તરીકે પ્રકાશશે, અને કદાપિ ચૈઈયાલય એ શબ્દનો અર્થ દેરાસર ન માનો તો પોતાનું બોલવું પોતાના મુખમાં પાછું પેસવા જેવો ન્યાય થાય. કેમકે ચૈઈયાલય શબ્દથી મૂર્તિપૂજાનો અસંયતિનો દાખલો આપી નિષેધ કરવાનું તમો ધારો છો, તેથી ગમે તે રીતે પણ **ચેઈય ચેઇયાલય** શબ્દનો અર્થ જીનમંદિર દેરાસર તમોએ ગ્રહણ કર્યો છે, અને તેવો અર્થ જો તે ભાઈ નહિ ગ્રહણ કરે તો મૂર્તિપૂજકોના સામો આક્ષેપ શી રીતે કરી શકે? ભલા ઠીક ગમે તેમ કહો, સત્ય અર્થ કદી

છાનો રહેતો નથી કદાપિ એમ સમજે કે મૂર્તિપૂજક પક્ષ ચેઇયાલય જિણ પડિમાનો જે અર્થ ગ્રહણ કરે છે તે અમને ઠીક લાગતો નથી એમ જો સામા પક્ષ તરફથી કહેવામા આવે તો તેનો જવાબ કે કાશીના પડિતો કે જે જૈનોના ભેદથી અજાણ છે તેમને પૂછી જુઓ તેઓ માગધી ભાષાના શબ્દોનો સારી રીતે અર્થ કરી શકશે તેમ તેના કરતા પણ જર્મનીમા, યુરોપમા હજારો જૈન ગ્રન્થો છે અને વળી જર્મનીમા જૈનસૂત્રમા જાણુ હર્મન જેકોબી વિગેરે વિદ્વાનો છે તેમણે આપણા સૂત્રોના ભાષાતર પણ કર્યા છે તેઓ માગધી ભાષાના જાણકાર છે ભલા બન્ને પક્ષ તરફથી પત્ર લખી ખુલાસો તો મગાવો સત્ય તરી આવશે અને મત કદાગ્રહ દૂર થશે, અને જૈનોમા સપ થશે

હવે મૂળ વિષય ઉપર આવીએ-ને અન્યયતિઓ જીનપ્રતિમાની પૂજા કરવા લાગ્યા તીર્થંકરના વચનનો અનાદર કર્યો હવે ગાતમ સ્વામી શ્રી વીરપ્રભુને કહે છે કે –

**से भयव जेण केइ साहु वा साहुणी वा निग्गथे अणगारे दव्वत्थय कुज्जासेणं किमालवेज्जा**

હે ભગવન્! નિર્ગ્રંથ નામ જેણે બાહ્ય અને અભ્યતરથી ગ્રથી છોડી એવા અને જેણે ઘર છોડયુ એવા અણગારીભૂત સાધુ વા સાધ્વી થઇને દવ્વત્થય એટલે દ્રવ્યસ્તવ-અષ્ટ પ્રકારી પૂજા વગેરે શ્રાવકની પેઠે કરે, તેને કિંમાલવેઝા એટલે કેવા કહેવા આ ઠેકાણે જૈન હિતેચ્છુ પત્રના અધિપતિએ "દ્રવ્યપૂજા કરે અથવા પ્રરૂપે એવા સાધુને કેવા કહેવા" અહીં તેમણે પ્રરૂપે એમ મૂળમા નથી છતા લખીને ભૂલ કરી છે

પ્રશ્ન—શુ ભૂલ કરી છે?

ઉત્તર—દ્રવ્યસ્તવ સાધુ વા સાધ્વી કરે નહિ પણ શ્રાવકને દ્રવ્યસ્તવ કેવી રીતે કરવો તે સૂત્રના અનુસારે કહે-ઉપદેશ આપે તેમા દોષ નથી જો દ્રવ્યસ્તવનો ઉપદેશ આપવો નહિ એમ સાધુને કહેવુ હોત તો **निग्गथे अणगारे दव्वत्थय कुज्जासेण कि मालवेझा** આટલો પાઠ કહેતજ નહિ અણગાર સાધુ પોતે દ્રવ્યપૂજા કરે તો તેને કેવો કહેવો એટલોજ પાઠ છે તેથી સાધુ દ્રવ્યપૂજા શ્રાવક કેવી રીતે કરે તેનો ઉપદેશ આપે એમા દોષ નથી અને જૈન હિતેચ્છુ પત્રના અધિપતિએ દ્રવ્યપૂજા પ્રરૂપે તો તેને કેવા કહેવા એટલા શબ્દ આ મહાનિશીથ સૂત્ર વિરૂદ્ધ લખ્યા છે તેઓ વિચારશે તો સમજશે હવે સાધુ વા સાધ્વી દ્રવ્યપૂજા જેમ શ્રાવક કરે છે તેની પેઠે

કરે તો તેને કેવા કહેવા? તેનો ઉત્તર ગૌતમસ્વામીને શ્રી વીરપ્રભુ આપે છે તે પાઠ:—

**गोयमा जेणं केइ साहु वा साहुणी वा निग्गंथे अणगारे दव्वथ्थयं कुज्जा सेणं अजयएइवा असंजवइवा देवभोए वा देवच्चंगे इवा जावणं उमग्ग पएइवा दुरुज्जिय सीलेइवा कुसीलेइवा सछंदायारिए इवा आलावेज्जा.**

હે ગૌતમ! જે કોઈ નિર્ગ્રંથ અણગાર સાધુ વા સાધ્વી શ્રાવક જેમ જીન પ્રતિમાની ધૂપ, દીપ અને ફૂલથી દ્રવ્યપૂજા કરે તેમ પોતે કરે (દ્રવ્યપૂજાનો અધિકાર શ્રાવકની આગળ પ્રરૂપે તેમાં દોષ નથી) તો તે અયત્નાવંત કહીએ—અસંયતિ કહીએ. દેવભોઈ કહીએ. દેવના પૂજારા કહીએ. ઉન્માર્ગે પડેલા એવા જાણવા. વળી તે પોતાના આચાર છોડેલા એવા જાણવા—કુશીલ જાણવા. વળી તેમને સ્વચ્છંદાચારી જાણવા.

હે ગૌતમ! તેવા અસંયતિરૂપ કુલિંગીઓનો તે વખતમાં ઘણો પ્રચાર થઈ ગયો. ઘણા અસંયતિઓ થઈ ગયા.

તેવામાં ત્યાં શુદ્ધ આચાર પ્રમાણે ચાલનારા કમલપ્રભ નામના આચાર્ય વિચરતા હતા તે મહા વૈરાગી, ત્યાગી, તપસ્વી, સંસારના ભયથી બીતા—શુદ્ધ પ્રરૂપણા કરનાર હતા. પ્રભુના વચનથી વિરૂદ્ધ વર્તતા નહોતા. તે કમલપ્રભ આચાર્યે ચારિત્રમાં જરા પણ દોષ લગાડતા નહોતા. ઘણા શિષ્યના પરિવારે પરિવરેલા એવા તે જેમ સર્વજ્ઞ પ્રરૂપણા કરે તેમ તેમના વચનના અનુસારે સૂત્ર અને સૂત્રના અર્થ પ્રરૂપતા હતા વળી કમલપ્રભ આચાર્ય કેવા હતા તે કહે છે.—

**ववगय रागदोस मोहमिच्छत्तममीकाराहंकारो सव्वथ्थ अपडिवद्धो किं बहुणा सव्वगुणगणाहिं ठिय सरीरो अणेग गामागर नगर पुर खेड कवड मंडब दोणमुहाई संनिवेस विसेसेसु अणेगेसु भव्व सत्ताणं संसारचार विमोखर्खाणिं सधम्म कहे परिखकहितो विहरिसु.**

ભાવાર્થ:—ગયેલા છે રાગ દ્વેષ તે જેના, વળી મોહ, મિથ્યાત્વ, મમતા, અહંકાર તેનો પણ જેણે ઉપશમ વા ક્ષયોપશમભાવે નાશ કર્યો છે, એવા કમલપ્રભ આચાર્ય અપ્રતિબદ્ધ એવા અને સર્વગુણોના સમૂહ સરખા તે અનેક ગામ, નગર, પુર, ખેડ, કવડ, મંડપ, દ્રોણમુખ, બંદર, સંનિવેશ વગેરે ઠેકાણે વિહાર કરતા અનેક ભવ્ય જીવોને ધર્મ કથાથી પ્રતિબોધ દેતા

વિચરે છે ભાગ્યવત એવા તે કમનપ્રભ આચાર્ય વિહાર કરતા કરતા જ્યા સાધુવેશ ધારી અસયતિઓ રહે છે ત્યા આવ્યા તે વેષધારીઓ મોટા તપસ્વી જાણીને તેની ભક્તિ, વદન અને સન્માન કરવા લાગ્યા કમનપ્રભ આચાય પણ ત્યા સુખે બેસી તે વેષધારીઓની આગળ કથા કહી કમનપ્રભ આચાર્ય વિદ્વાન્ હતા તેથી સાધુનો વેષ ધરનાર આ કુલિંગીઓ પ્રભુની પૂજા કરે છે, તેમ સાધુના આચારથી ભ્રષ્ટ છે એવુ જાણ્યુ પરિચયથી ગુણ અને દોષની માલુમ પડે છે કમનપ્રભ આચાર્ય ઉપદેશ આપી ત્યાથી જવા લાગ્યા ત્યારે તે અસયતિઓ બોલ્યા

**आलावो--भयव जइ तुम चिट्ठ यगवासरत्तिय चाउमासिय पउ नियतोण मे॰थ एत्तिगे चेइआलगे भवंति नूण तुज्झाण भीएत्त कीरउ मणुग्गह अम्हाण इहेव चाउमासिय.**

ભાવાર્થ—હે ભગવાન્ કમલપ્રભાચાર્ય ? જો તમે વર્ષાઋતુનું ચોમાસુ અહીં કરો તો બહુ માગ અમે તમારી પાસે વિનતિ કરીએ છીએ કે, તમારૂ ચોમાસુ થવાથી અમારાથી કેટલાએક દેરામર થશે

કમલપ્રભાચાર્ય વિચારવા લાગ્યા કે, આ ભષ્ટાચારી લોકો પ્રથમ તો સાધુના માર્ગથી ભ્રષ્ટ છે, પોતે દ્રવ્ય પુજા કરે છે, દેરાસર કરાવે છે, અને વળી કહે છે કે તમો રહો તો વળી કેટલાક દેરામર નવા થાય ગૃહસ્થ શ્રાવક વર્ગ જો દેરામર કરાવે તથા પ્રભુ પૂજા કરે તો તે જીનાજ્ઞા વિરૂદ્ધ નથી પણ જેમા તે બાબત બીનકુન દેરાસર કરવાનો તથા દ્રવ્ય પુજા કર વાનો અધિકાર સાધુને નથી માટે હુ તેમના કાયમા કેમ મારી મરજી દેખાડુ ? તેમ વળી હુ તેમનુ વચન પ્રમાણ કરૂ ? ભષ્ટાચારી દેવભોઇ અસયતિના કાર્યોને હુ મન થકી મારા જાણું નહિ, તેવા કાર્યોને વચનથી માગ કહુ નહિ, તો પછી તેઓ પોતે જ્યારે એમ કહે કે દેરામર તમારા રહેવાથી અમારા વડે થશે, એ વાત કેમ અગીકાર કરૂં, એમ વિચારી જવાબ આપ્યો કે तथा च तत्पाठ

**भो भो पियवए जइवि जिणालये तहाविसावज्जमिण णाह वाया मित्तेणमेप आयरिज्जा एव च समयसारपर तथ्य जहा ठिय अवित्तरीय णिस कभमाएण तेसि मिच्छदिठीहि लिंगिण साहुवेसधारिण मझे गोयमा आसकलिय तिथ्थयर नाम कम्म गोयमा तेण कुवलयप्पभेण एगभवावसेसी कउभवोयहि**

શું તમે નથી જાણુતા કે ઉત્સર્ગ અને અપવાદપૂર્વક જીનાગમ સ્થિતિ છે. એકાંતે મિથ્યાત્વ છે.

સાધ્વીએ મને સ્પર્શ કર્યો તે અપવાદ માર્ગે છે, એમ કહી ઉત્સૂત્ર ભાષણ કર્યું, તેથી અનંત સંસારની વૃદ્ધિ કરી પોતાને જે સ્ત્રીનો સ્પર્શ થયો હતો તેથી પોતાની હેલના થાય તે કારણથી સત્ય અર્થ ઉપરની ગાથાનો કહ્યો નહીં, તેથી ઉત્સૂત્ર ભાખ્યું. અને તેથી અનંત સંસાર વધાર્યો.

જૈન હિતેચ્છુ પત્રના અધિપતિએ આ ઠેકાણે લખ્યું છે કે આ વચનથી પેલા મૂર્તિપૂજકોને નાશી છૂટવાનું મળ્યું.

આ જવાબમાં પ્રિયભાઇ! સમજો કે તે મૂર્તિને પૂજનારા તો અસંયતિ હતા તેથી તે વચન હાલના સમયમાં પ્રભુ પ્રતિમાની પૂજા કરનાર શ્રાવક વર્ગને લાગુ પડતું નથી તેમજ તે સંબંધી ઉપદેશ આપનાર મુનિ વર્ગને આ વચન લાગુ પડતું નથી અને તેથી મૂર્તિપૂજાનું ખંડન થઇ શકતું નથી.

મુખ્ય સ્વાભાવિક ઉત્સૂત્ર ભાષણ તો સાવદ્યાચાર્યે પોતાને માટે કર્યું. સાધુ વેષધારી અસંયતિઓને પોતાના કદાગ્રહમતની પુષ્ટિ તેમાં થઇ હોય તો તે જાણે.

હે ગૌતમ! તે આચાર્ય કાળાનુભાવે કાળ પામી વાણવ્યંતર દેવ થયા. ત્યાંથી ચવી પ્રતિવાસુદેવના પુરોહિતની વિધવા પુત્રીની કુખે અવતર્યો. વિધવા પુત્રી ત્યાંથી નાઠી. ચંડાળના વાડામાં તે મોટો થયો. ત્યાં પાપ સેવી સાતમી નરકે તેત્રીસ સાગરોપમના આઉખે ઉત્પન્ન થયો. ત્યાંથી અંતરદ્વિપમાં જન્મ્યો. ત્યાંથી મરી ભેંસાપણે ઉત્પન્ન થયો. ત્યાંથી મરી મનુષ્ય થયો. ત્યાંથી વાસુદેવપણે સાવદ્યાચાર્યનો જીવ થયો. ત્યાંથી મરી સાતમી નરકે ગયો, ત્યાંથી મરી ગજકર્ણા નામે મનુષ્ય જાતિમાં ઉત્પન્ન થયો. ત્યાંથી મરી સાતમી નરકે ગયો. ત્યાંથી ચ્યવી તિર્યંચની ગતિમાં ભેંસાપણે ઉત્પન્ન થયો. ત્યાંથી મરી બાળ વિધવા વ્યભિચારીણી બ્રાહ્મણીની બેટીના પેટે ઉત્પન્ન થયો. તે વિધવા બ્રાહ્મણીએ ગર્ભ પાડવા ચૂર્ણ ખાધાં. અંતે બહાર નીકળ્યો, સાતસે વર્ષ બે માસ અને ચાર દિવસ જીવીને મરી ગયો અને વાણવ્યંતરમાં ઉપન્યો. અને ત્યાંથી ચવી મનુષ્યમાં ઉત્પન્ન થયો. ત્યાંથી મરી સાતમી નર્કમાં ગયો, ત્યાંથી ચ્યવી ઘાણીના બળદપણે ઉત્પન્ન થયો. ત્યાં ઘણું દુઃખ પામ્યો. ત્યાં ઓગણત્રીશ વર્ષનું આયુષ્ય પામી મનુષ્યપણે ઉત્પન્ન થયો. ત્યાં ગર્ભમાં બહુ દુઃખ સહ્યું. વળી બાહેર જન્મીને પણ ઘણી વેદના ભોગવી. એમ તેણે મનુષ્ય જન્મ નિષ્ફળ ગુમાવ્યો. એ પ્રમાણે હે ગૌતમ!

તે સાવદ્યાચાર્યનો જીવ ચૌદરાજ લોકને આંતરા રહિતપણે ફરમીને અનંત કાળે પશ્ચિમ મહા વિદેહ ક્ષેત્રમાં મનુષ્યપણે ઉત્પન્ન થયો ત્યાં ભાગ્યવશાત્ તીર્થંકરના વચન સાંભળવા ગયો. ઉપદેશ સાંભળી પ્રતિબોધ પામ્યો, દીક્ષા અંગીકાર કરી, અને મુક્તિપદ સાવદ્યાચાર્યનો જીવ પામ્યો. **एवंत गोयमा सावज्झायारिएणाणात्रिय** વીરપ્રભુ ગૌતમને કહે છે કે હે ગૌતમ તે પ્રમાણે સાવદ્યાચાર્યે દુઃખની પરંપરા સહી ત્યારે ગૌતમ કહે છે કે —

## आलावो पत्र ६०.

**महानिशीथः—से भयवं किं तेण सावज्झायरिएण मेहुणमासेवियं गोयमासे विया होविय णोआसत्रिय से भयवं केण अटेणएवं वुच्चइ गोयमा ज ताए अज्झा एत काल उत्तमगेण पाए फरिसिए फरिसिज्झमाणो याणो तेण आउत्रिउ सचरिए एएण अटेण गोयमा एवं वुच्चइ.**

**सेभयव तिथयरनामकम्मगोय आसकलिय एगभवावसे सीकओ आसीभवोयहिता किमेयमणतससारो हिंडणति गोयमा नियय पमायदोसेण**

ગૌતમ કહે છે કે—હે વીરપ્રભો! શું તે સાવદ્યાચાર્ય મૈથુન સેવ્યું હતું? પ્રભુ કહે છે કે હે ગૌતમ! તેણે સેવ્યું અને અસેવ્યું એમ બેઉ કરીયે હે ભગવન્! શા માટે એમ કહો છો. હે ગૌતમ! તે સાવદ્યાચાર્ય પોતાના પગને મસ્તકથી સ્પર્શતી એવી સાધ્વીને દેખી પગ ખેંચી લીધા નહિં માટે એવું કહીએ. હે વીરપ્રભો! તેણે તીર્થંકર નામ કર્મ નીપજાવ્યું અને એક ભવશેષ સંસાર સમુદ્ર કર્યો, ત્યારે કેમ અનંત સંસાર પરિભ્રમણ કર્યો ઉત્તરમાં સમજ કે હે ગૌતમ! પોતાના પ્રમાદ દોષ વડે કરીને અનંત સંસાર વધાર્યો બ્રહ્મચર્યાદિ વ્રતોમાં એકાંતપણું હતા ઉત્તમ. અને અપવાદની પ્રરૂપણાથી પ્રમાદ દોષ વધાર્યો. ઉપયોગી જાણવા યોગ્ય અમે કેટલાક આલાવા લખ્યા છે એ પ્રમાણે કમલપ્રભાચાર્યનું ચરિત્ર સંપૂર્ણ થયું. સાધુઓને દ્રવ્ય પૂજા તથા દેરાસર કરવાનો અધિકાર નથી તેની આ અધ્યયનથી સિદ્ધતા થઇ પણ શ્રાવક વર્ગ પ્રભુ પ્રતિમાની પૂજા કરે, દ્રવ્ય પૂજા કરે, ભાવ પૂજા કરે, વિધિ પ્રમાણે દેરાસર બંધાવે એમ સ્પષ્ટ થયું પણ ખંડન થયું નહિં—**सत्यमेव जयते** આ લેખ મધ્યસ્થ દૃષ્ટિથી વિચારી જુઓ.

સં ૧૭૦૦ ની સાલમાં થઇ ગયેલા અને જેણે કાશીમાં ચોરાશી સભાઓ જીતીને ન્યાય વિશારદ પદ પ્રાપ્ત કર્યું છે અને જેણે સો ગ્રંથ

બનાવ્યા છે એવા મહાજ્ઞાની શ્રી યશોવિજયજી ઉપાધ્યાય પણ ચૈત્યની પૂજા કરનાર સાધુને નિષેધે છે. દાખલો તેમનું રચેલુ સ્તવન.

**चैत्य पूजा करत संयत, देव भोइ कह्यो;**
**शुभ मने मार्ग नाशि, महा निशिथे लह्यो. देव. ८**

જુઓ તેઓ પણ આજ મહાનિશીથના સૂત્રનો દાખલો આપે છે. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય તપાગચ્છીય હતા. પ્રતિમાને માનનારા હતા. તેથી સમજવું કે-ગુરૂગમપૂર્વક જો તે સૂત્રનો અર્થ ધારવામાં આવે તો ભૂલ થાય નહિં. મહાનિશીથમાં ઉપર પ્રમાણે વર્ણવેલાં **असंयति कुलिंगीओ प्रति**માની પૂજા વિગેરે કરતા હતા તેનો નિષેધ કર્યો છે. ખૂબ વિચારી જોજો, સૂત્રના અર્થ ઘણા ગંભીર છે. બે પક્ષકારોએ પરસ્પર રાગદ્વેષની ચર્ચામાં ઉતરવું નહિ. મધ્યસ્થ દૃષ્ટિથી તથા મધ્યસ્થ લખાણથી શંકા સમાધાન કરવા પ્રયત્ન કરવો.

સત્ય જાણીને પણ દૃષ્ટિરાગથી અસત્ય કહેવું નહીં. ટીકાકારો અને ચૂર્ણીકારો એવા મહાજ્ઞાની આચાર્યો તથા દશવૈકાલિક સૂત્રના રચનાર એવા જ્ઞાની મહા આચાર્યો તે હાલના સાધુઓ કરતાં મહાજ્ઞાની હતા. ભવભીરૂ હતા. મહા સમર્થ હતા. તેઓનાં વચનો આપણે દૃષ્ટિરાગમાં તણાઇને માનીએ નહિ તો તેમાં આપણી મતિનો દોષ છે. અહો દૃષ્ટિરાગનું રાજ્ય સર્વત્ર પ્રસરાયું છે. કહ્યું છે કે—

श्लोक.

**कामरागस्नेहरागा, विषत्करनिवारणौ;**
**दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि. १**

કામરાગ અને સ્નેહરાગ તો થોડાથી નિવારણ થાય છે અને પાપી એવો દૃષ્ટિરાગ તો સત્પુરૂષોને દુઃખે કરી ઉચ્છેદવા લાયક છે. સમભાવ રાખો, શાંત થાઓ, સત્યને સત્ય સમજો. આપણું કલ્યાણ આપણી પાસે છે. વીતરાગ એવા તીર્થંકરે રાગ દ્વેષથી રહિત થવા ઉપદેશ આપ્યો છે. તો તેજ રાગદ્વેષ વીતરાગના ભક્તોમાંજ વાસ કરે ત્યારે આપણું ક્યાંથી હિત થાય ? કહ્યું છે કે—

**राग द्वेष के त्याग विन, मुक्तिको पद नाहि;**
**कोटी कोटी जप तप करे, सबे अकारज थाई.**

ભાવાર્થઃ—રાગદ્વેષનો ત્યાગ થયા વિના મુક્તિપદ નથી. કરોડો નામે વાર ક્રિયા કરવામાં આવે, જપ કરવામાં આવે અને તપ કરવામાં આવે

તોપણ તે નિષ્ફળ જાણવું માટે સત્ય સ્વરૂપ સમજી તેની શ્રદ્ધા કરવી અને કોઈ જીવના ઉપર દ્વેષ કરવો નહિ બાહ્ય નિમિત્ત કારણો જે કોઇ ભાવ વિના સેવે છે તેને ફળની પ્રાપ્તિ થતી નથી એમ સમજીને જે જે ધર્મ કૃત્ય ભાવથી કરવામા આવે છે તે સફળ થાય છે

પ્રશ્ન—અન્ય સૂત્રમા કોઇએ જીન પ્રતિમાની પૂજા કરી એવો આલાવો છે

ઉત્તર—હા, આલાવો છે અને તે નીચે મુજબ

तएणं सा दोवइ रायवरकन्ना जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ उवा-मज्जणघर अणुपविसइ अणु-ण्हाया कयवलिकम्मा कयकोउअ मगलपायछित्ता सुद्धपावेसाइ मगलाइ वथ्थाइ पवर परिहिआ मज्जण घराओ पडिनिखमइ पडि-जेणेव जिणघरे तेणेव उपागच्छइं उवा-जिण घर अणुपविसइ जिणपडिमाणं आलोए पणाम करेइ लोम हथ्थग गिन्हइ गिन्हइत्ता जिणपडिमाओ पमज्जेइपत्तार सुरभिणा गधोदएण ण्हाविइत्ता सुरभिए गधका साइए गत्ताइ लुहेइत्ता सुरसेहिं गधेहि मल्लेहिअ अचेइ जहा सूरियाभो जिण पडिमाओ अचेइत्ता तहेव भणि अव्व जाव धवं दहइत्ताऽ वाम जाणुं अचइत्ता दाहिण जाणु अचइत्तार दाहिण जाणु धरणिअलसि कहुत्ति खुत्तो जुद्धाण धरणिअलसि निसिहत्ता इसिंपचुन्नमइ करयल जावकट्टु एव वयासी नमुथ्थुण अरहताण भगवताण जाव सपत्ताण वंदइ नमसइ जिणघरानु पडिनिखमइ जेणेव अतेउरे तेणेव उवागच्छइ.

તે રાજવર કન્યા દ્રૌપદીએ મજ્જન (સ્નાન) ગૃહમા સ્નાન કર્યું અને ત્યાથી નિકળીને જીનેશ્વરના મદીરમા પ્રવેશ કર્યો અને શ્રી જિન પ્રતિમાને દેખી પ્રણામ કર્યા અને મોર પીછી લઇને તેવડે પ્રભુને પ્રમાર્જન કર્યું ત્યાર બાદ સુગધી જળવડે પ્રભુને અભિષેક કર્યો, પછી પ્રભુને ગધકાષ્ય વસ્ત્રથી અગ લુહણું કર્યું અને સારા સુગધી બરાસ કેસરાદિ દ્રવ્યથી પ્રભુના અગે વિલેપન કર્યું અને તે જેમ સુર્યાભ દેવતાએ પૂજા કરી છે તેવી રીતે અત્રે સર્વ જાણી લેવું વળી તે દ્રૌપદી ધૂપ પૂજા કરે અને તે પ્રમાણે દ્રવ્ય પૂજા કર્યા બાદ ભાવ પૂજા કરે ઇત્યાદિ સર્વ અધિકાર જાણી લેવો મૂર્તિ પૂજા સબધીના સૂત્રોમા અન્ય પાઠો છે પણ વિસ્તારના ભયથી તે આલાવા અત્ર લખ્યા નથી

ઉપરનો લેખ સત્ય સમજવા લખ્યો છે. જેને આલેખ રૂચે નહિ તેણે લેખક ઉપર અશુભ ચિંતવન કરવું નહિ. જેને રૂચે તેને પોતાના હિતમાં પ્રવર્તવું. પરસ્પર પક્ષોમાં વૈરબુદ્ધિ વૃદ્ધિ પામે છે તેનો નાશ કરવો જોઇએ. શ્રી વીરપ્રભુનાં વચન એવાં છે કે, તે હૃદયમાં ધાર્યાથી સર્વથા રાગ દ્વેષનો ક્ષય થઇ જાય છે.

મૂર્તિપૂજાની જેને શ્રદ્ધા થઈ છે તે ભવ્યજનોએ મૂર્તિપૂજનનુ ખરૂં રહસ્ય સમજવું અને મૂર્તિમાં પ્રભુનો આરોપ કરી તે જેવા ગુણી હતા તેવા ગુણી થવું. સમજણની ફેરફારથી લોકો મૂર્તિનો નિષેધ કરે છે. તેમણે પોતાના પ્રભુની મૂર્તિ છે તેમ સમજી, નિંદા ઉત્સૂત્ર ભાષણથી અટકવું. જો આ લેખ જરા શાંત મનથી પુનઃ પુનઃ વિચારશો તો તમારો અંતર વિચાર તમને સત્ય માર્ગ દોરશે. એજ હિત શિક્ષા.

---

૧. જે કાર્ય કરવાનું છે અને તેથી આત્મહિત છે તો તે કાર્યમાં પ્રમાદ કેમ કરવો.
૨. સમય આવ્યા વિના કાર્યની સિદ્ધિ થતી નથી માટે સમતાની જરૂર છે.
૩. समये समये आत्मस्वरूपनो उपयोग राखवो जोइए.
૪. સોઝાની પેઠે વિભાવ દશાથી પોતાને મોટો માનવો એ ક્યાં સુધી ?
૫ પરમાર્થ બુદ્ધિ આ ભવ અને પરભવમાં હિતકારી છે
૬. દરેક કાર્ય સૂક્ષ્મદષ્ટિથી અવલોકી વિવેકપૂર્વક કરવાથી વિશેષ લાભ થાય છે.
૭. ઉદ્યોગ અને સાહસ સદા જે પુરૂષો ધારણ કરે છે તેને દુઃખની સામુ થતાં ક્લેશ ભોગવવો પડતો નથી.
૮. દુનિયા દોરંગી છે માટે સાવચેતથી ચાલવું.
૯. જેને માટે અમૂલ્ય વખત રોકવો જોઇએ તેને માટે કોઈ વીરલા અમૂલ્ય વખત રોકતા હશે.
૧૦. ચિન્તવીને જે કાર્ય કરવાનું હોય છે તેનું ભાન કોઇકિનેજ હોય છે.
૧૧. કર્મના ઉપર આધાર રાખી ઉદ્યમ ત્યાગવો એ બુદ્ધિમંતને છાજતું નથી.

जिणधम्मो मुखफलो, सासयसुखो जिणेहिं पन्नत्तो
नरसुरसुहाइ, अणुसगयाइ, अहकिसि पलालव्व ॥ १ ॥
खणभंगुरे सरीरे, मणुयभवे अभ्भपडल सारिथ्थे;
सार इतियमित्तं, जं कीरइ सोहणो धम्मो ॥ २ ॥

અવલોકતા અવલોકતા ક્ષણિક એવા મનુષ્ય શરીરની સાર્થકતા વીતરાગ કથિત સ્યાદ્વાદ ધર્મનું અવલબન કરવાથી છે એમ સિદ્ધ થાય છે શાશ્વત સુખાભિલાષી આત્માને વૈરાગ્યભાવે ક્ષણે ક્ષણે आत्मोपयोगे રમવાની આવશ્યકતા છે શરીરમા રહેલા હે આત્મન્! તું અનતવાર ચોરાશી લાખ જીવયોનિમા वहिरात्मभावे ભટક્યો, હવે મનુષ્ય જન્મ પામી પ્રમાદે કરી કેમ सत्यतत्त्वની પ્રાપ્તિ ગુમાવે છે? જે શરીરમા તું રહ્યો છે તે તારૂ ક્યા સુધી? જેના ઉપર તુ ममता રાખે છે તે धन તા ક્યા સુધી? परमात्मा सिद्धની સાથે તારે કેવો સબધ? મોહ શાથી पुत्रादिक સાથે કેવો સબધ? પુદ્ગલથી બનેલુ શરીર તે થકી आत्मा તુ ભિન્ન છે पुद्गलનો ગુણ જડ છે ત્યારે તું चेतन છે અને સુખ દુખને જાણી શકે છે पुद्गलના स्कधोथी બનેલુ શરીર क्षणिक विनाशी છે, ત્યારે હે आत्मन्! તું ત્રણે કાળમા अविनाशी છે પુદ્ગલ જ્યારે રૂપી છે, ત્યારે તુ आत्मा अरूपी છે તેમ છતા તું પોતાને रूपी માની ઠગાય છે, હે आत्मन! તું જાતિ રહિત છે, લિંગરહિત છે તારૂ નામ અમુક વા અમુક એમ નથી તેમ છતા પણ તુ તેની सज्ञाथी जागृत થાય છે कीर्ति અને अपयशनो ધુમાડો आत्मानो નથી अज्ञानभावे आत्मामा ઉદ્ભવે છે मिथ्या ભ્રાતિથી आत्मानी કેવી દુર્દશા! તે હજી ટળી નથી તે ક્યારે ટળશે અને सत्यज्ञाननो प्रकाश आविर्भाव ક્યારે થશે આખા દિવસનુ आत्मानु કાર્ય દેખીએ તો प्रायश पुद्गलनु સુખવુ જડરૂપ પુદ્ગલને ધન માની તેના નાશે દુખી થવુ, રોવુ, શોક કરવા, क्रोधादिकमय આત્માનું થઈ જવુ ઇત્યાદિ છે, એમ अनन्त कालचक्र व्यतीत થયો, પણ पुद्गलથી आत्मा भिन्न થયો નહીં, स्वरूपनो भोक्ता થયો નહીં अपरने सत्य માની પોતાનામા રહેલુ अनत गुण स्वरूप धन ગુમાવ્યુ અહો! કેવી दुर्दशा! पुद्गलના સગી आत्माओने ઉચ્ચ આદિ શબ્દનો પ્રયોગ કરવો તે નિરર્થક છે હે पुद्गलसगी आत्मन्! જ્યા સુધી તું पुद्गलने પોતાનું માને છે ત્યા સુધી रागद्वेष ક્યાથી ઘટે? જો ભારે आत्मिक सुखनी અભિલાષા હોય તો आकाशनी પેઠે निसगी થા वायुनी પેઠે अप्रतिबद्ध ભાવે ससारमां વિચર! आत्मामा स्थित अनंत अस्तिधर्मनी ખોળકર, बाह्यदृष्टिने ત્યાગી अतर्दृष्टिथी તારૂ सत्य स्वरूप નિહાળ! હાલ તે પ્રમાણે વર્તવાની તને सानुकुळता છે પ્રમાદે કરી नृजन्म ગુમાવીશ નહીં अखड पूर्ण स्वपर प्रकाशक ज्ञान दर्शन चारित्रमय आत्मा છે पुद्गलमा રહેલો પણ पुद्गलથી ન્યારો આત્મા છે, અને હુ ન્યારો છુ પ મારૂ નથી

હું આત્મા છું તે પણ આત્મા જ્ઞાન ગુણે કરી જાણે છે, છતાં મોહે કરી આત્મા પરભાવે રમી કર્મ બાંધી चतुर्गति ભટકે છે. હવે હે आत्मन्! તું ચેત! અને सत्यतत्त्वનો અવબોધ કર!! સંસારની સાથે તારે કશો સંબંધ નથી. अनादिकालथी आत्मानी સાથે લાગેલું કર્મ ટળશે ત્યારે मुक्ति મળશે. અને તેને માટે દરેક ભવ્યાત્માઓની प्रवृत्ति છે. તે साफल्यताने પામો. इत्येवं श्री शान्तिः शान्तिः शान्तिः आत्मसाधक भक्तोના હૃદયમાં वचनामृतनो પ્રવાહ વહો.

જૈનોએ નામ પ્રમાણે ગુણ ધારણ કરવાના છે, અને રાગદ્વેષને જીતવાના છે. તેની જૈન પ્રજા પરસ્પર એક બીજા પ્રતિ સલાહસંપથી વર્તતી નથી એ પંચમકાળનો પ્રભાવ છે. તોપણ ભવ્યાત્માઓએ સમજવું કે—જેટલી જૈન પ્રજા છે તે શ્રી વીરપ્રભુના ધર્મને માનનારી છે. શ્રાવકો પૈકીમાં ગુજરાતમાં વાસ કરે તે ગુજરાતી કહેવાય છે અને કચ્છમાં વાસ કરે તે કચ્છી કહેવાય છે. તેઓ બે શ્રી परमात्माना પુત્રો છે. દરેક મનુષ્ય અજ્ઞાનવશાત્ ભુલને પાત્ર છે. કોઇ ગૃહસ્થે ધર્મનું કાંઇ કાર્ય કર્યું હોય તો તેમાં કાંઈ બીજો વિચાર ધારણ કરનારને વિરૂદ્ધ લાગે, તેમાં છાપાદ્વારાએ એકબીજાના દોષ જણાવવા તે યુક્ત નથી; તેમ છતાં જાણો કે કોઈ ભાઇએ કદાપિ ભૂલ કરી હોય તોપણ પરસ્પર વૈર વિરોધની લાગણી વધે અને कुसंपની વૃદ્ધિ થતાં ધર્મમાં ધક્કો લાગે એ મહા ભૂલના સામું જોવું જોઇએ. क्षमा ધારણ કરી ગંભીરતા ધરવી એ અમૂલ્ય ધર્મની ફરજ છે. ધારો કે કચ્છી ભાઇઓએ સંઘ કાઢયો હોય અને તેમણે કોઇને કાર્યવશાત્ માન આપ્યું હોય તો તે બાબતમાં મગજ મગજની વિચાર શક્તિ પ્રમાણે સારૂં ખોટું કહેવાય, તેમાં છાપા દ્વારાએ એક બીજાના કાર્યો તરફ આક્ષેપ કર્યો હોય તોપણ समभाव ધારણ કરી વિચારીએ તો આપણા ઘરની ભૂલ આપણે પોતાને સમજવાની છે. બીજાના ઉપર બીજાએ આક્ષેપ કર્યો તેથી કોઇની આબરૂ જતી રહેતી નથી. જેણે જેવા હેતુથી आत्माना હિતને માટે સંઘ કાઢયો તેને તે પ્રમાણે ફળ મળ્યું અને મનુષ્ય જન્મની સફળતા કરી, તો તે બાબતમાં સમજવાનું કે આપણાથી કંઈ વિરૂદ્ધ લખાયું હોય તે સમજી સહન કરવું, પણ આખી જૈન પ્રજામાં બે ફાંટા પડી જાય તેવા વિરોધ માર્ગને અવલંબવો નહિ, એ ભાગ્યવાન્ પુરૂષનું લક્ષણ છે. જે કાર્યમાં બે મત પડયા તો તે બાબતમાં न्याय अन्यायनो ઈન્સાફ सर्वज्ञ કરી શકે. આપણો જૈન વર્ગ નાનો છે. તો તેમાં कुसंप થાય અને એની લડાઇમાં ત્રીજો ફાવે એમ

થાય તો આપણે શ્રી સિદ્ધાચલજીમા વિરાજમાન શ્રી આદીશ્વર પ્રભુની આજ્ઞા પાળવામા અજ્ઞાની અપરાધી બનીએ એમ કહેવામા વિરૂદ્ધતા જ ણાતી નથી અલ્પકાળ છીવવુ તેમા નાનો સરખો વિરોધ આગળ જતા મોટા રૂપને ધારણ કરે અને તેથી પ્રાણીઓ કર્મ બધન કરે અને જૈન ધર્મને ધકો પહોચે માટે જૈન ગૃહસ્થોએ દીર્ઘ દષ્ટિથી સમજી સમભાવે વર્તવુ આપણે અજ્ઞાની છીએ તેથી આમ કરીએ છીએ મોટા તેજ જાણવો કે જે ગૃહસ્થે ક્ષમા ધારણ કરી આ વિષય અતિ ઉડો છે સ વ વિગેરે કા ઢનાર કચ્છી ભાઇઓએ અને ગુજરાતી ભાઇઓએ સમજવુ જોઇએ બે આખો મરખી જાણી મારા વ્હાલા જૈન ગહસ્થો આ બાબતનો તાત્પર્યાર્થ સમજી શકશે અને એક બીજાના પ્રતિ વિરૂદ્ધ પગના નહિ ભરે એમ ધારી વિરામ સફળ કરશે ઇત્યેવ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

---

## लाभालाभ.

लाभालाभे सुखेदुःखे, जीवितेमरणे तथा;
स्तुतिनिन्दाविधाने च, साधवः समचेतसः ?

ભાવાર્થ—લાભ અને અલાભ તેમ જીવિતવ્ય અને મરણુ તેમજ સ્તુતિ અને નિંદા એને વિષે સાધુઓ સમચિત્તવાળા હોય છે

કોઈ પણ વસ્તુનો લાભ મળે તોપણ મુનિવર્ય રતિને ધારણ કરતા નથી મનમા એમ જાણે છે કે શાતા વેદનીયના યોગે મળતા જે લાભો તે વસ્તુત. જેના આત્માથી ભિન્ન છે, તેમા માર કશુ કઈ નથી, એ ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિરૂપ લાભ મળતા પણ સમભાવધારી મુનીશ્વર હૃદયમા ખુશી થતા નથી તેમ ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિનો અલાભ થતા પણ મુનિવર્ય નાખુશી થતા નથી સુવિહિત ક્ષમાશ્રમણ મનમા વિચારે કે મારી શાશ્વત આત્મિક લક્ષ્મી વિના બાહ્ય વસ્તુઓના લાભમા વા તેના અલાભમા ખુશી વા નાખુશી કેમ થવુ જોઇએ ? શ્રી વીતરાગ પ્રભુ એમ કહે છે કે આ જીવને ચોરાશી લાખ જીવયોનિ પરિભ્રમણ કરતા જડ વસ્તુઓની અનેક વાર પ્રાપ્તિ થઇ પણ તેમા આત્માનું કઇ વળ્યુ નહિ જે જે ભવમા જીવને જે જે ઈષ્ટ વા અનિષ્ટ વસ્તુઓના સયોગ થાય છે તે તે ક્ષણિક છે અતમત તે અન્ય ભવમા સાથે આવતા નથી પ્રગટ જીવ તે વસ્તુઓમા અહ મમત્વ ભાવ ધારણ કરી પોતાની ભુલથી ભવમા નાના દેહ ધારણ કરી ભટકે છે પર વસ્તુમા થતા લાભ અને અલાભની બુદ્ધિ ખોટી છે,

અને તેનું કારણ અજ્ઞાન છે. અજ્ઞાનથી જીવ, જડ વસ્તુઓથી પોતાને ભિન્ન ધારતો નથી અને ધન, ધાન્ય, પુત્ર, સ્ત્રી, ઘર અને હવેલાં આદિ વસ્તુઓમાં મમત્વ બુદ્ધિ કલ્પી જડકર્મને ગ્રહણ કરી પોતેજ કર્મનો કર્તા બને છે. આમ અનંતિવાર પરવસ્તુમાં લાભ અને અલાભ બુદ્ધિ ધારણ કરી, रति અને अरतिને વશ પડી, વિકલ્પ સંકલ્પના યોગે સ્વભાન ભૂલી, પરવસ્તુ જે કર્મ તેને આત્માના અસંખ્યાત પ્રદેશે સમયે સમયે ગ્રહણ કરતો બહિરાત્મ ભાવને પામ્યો. માટે આમ હૃદયમાં સ્વપરનો વિવેક ધારણ કરી લાભ અને અલાભમાં પણ આત્માર્થી સમભાવને ધારણ કરે છે. શરીર ક્ષણિક છે. આયુષ્ય ક્ષણિક છે, દેખાતી વસ્તુઓ કે જે અને પોતાની અનંત કાળથી થઈ નથી, અને થવાની નથી તેનાથી શો લાભ માનવો વા અલાભ માનવો ? વા તેથી ખુશીપણું અથવા નાખુશીપણું કેમ માનવું જોઇએ? આમ પ્રત્યેક ક્ષણે ઉત્તમ ભાવના યુક્ત થયેલા મુનિવર્યો લાભ અને અલાભની ઉપાધિથી અંતરમાં દૂર રહી નિરૂપાધિ યુક્ત થઇ સંતોષને ધારણ કરતા ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર, અને ચક્રવર્તિના સુખ કરતાં પણ અધિક આત્મ સુખનો અનુભવ લે છે. એવા મુનીશ્વર મહારાજને પત્થર, રત્ન, રાજા અને રંકમાં સમબુદ્ધિ પ્રવર્તે છે. અહો ! એવા મુનિવર્યોની ઉત્તમતા અહો ! તેમની સમતા એવીજ સમભાવ બુદ્ધિ આત્માર્થી જીવોને પ્રાપ્ત થાય છે. અને તેવી **समभाव बुद्धिની પ્રાપ્તિ થાઓ एवमाकाङ्क्षा.**

---

## अनेकान्तवाद विचार.

હજારો લોકો સૂર્યને દેખી આ સૂર્ય છે એમ સમજે છે. તેમાં કેટલાક સૂર્યને ફરતો માને છે. કેટલાક સૂર્યને સ્થિર માને છે. કેટલાક સાત ઘોડાએ કરી યુક્ત સૂર્યને માને છે. પણ હજારો લોકોને યથાતથ્ય એક સરખું જ્ઞાન થતું નથી પણ મતિ અનુસારે ફેરફાર યુક્ત જ્ઞાન થાય છે તેમ શુદ્ધિ ધર્મનું સ્વરૂપ જાણતાં મતિ જ્ઞાનના તારતમ્યપણાથકી આત્મ સ્વરૂપને સ્યાદ્વાદશૈલીયે સમજતાં સર્વેને એક સરખું સ્વરૂપ સમજાતું નથી.

એકજ મેઘનું પાણી જેમ જુદે જુદે સ્થાને પડયું હતું. ઉપાધિ ભેદથી અન્ય પરિણામને પામે છે. તેમ જ્ઞાનીઓનો ઉપદેશ રૂપી મેઘ મનુષ્ય મનુષ્ય પ્રત્યે જુદા જુદા પરિણામને પામે છે. એ ઉપાધિનો ભેદ સમજવો.

મહા અંધાર રાત્રિમાં જેમ દેખવું છે તેમ પંચમકાલ રૂપી રાત્રિમાં જૈન ધર્મ તત્ત્વનું સ્વરૂપ ઓળખવું દુર્લભ છે, કડછી જેમ ભાજનમાં રહે-

તી છતી રસનો સ્વાદ જાણી શકતી નથી તેમ અજ્ઞાનીઓ કડછી સમાન હોવાથી જ્ઞાનીઓ પાસે રહ્યા છતા શુદ્ધ આત્મ બોધ પામી શકતા નથી

લપટી પુરૂષો સ્ત્રીના અધરમા અમૃત માને છે, કેટલાક નાગ લોકમા અમૃત માને છે, કેટલાક દેવલોકમા અમૃત માને છે, પણ તે બીચારા ખરા અમૃતને ઓળખી શકતા નથી જેમ કસ્તુરીઓ મૃગ ડુંટીમા કસ્તુરી રહ્યા છતા ચારે દિશામા તેની વાસના ભ્રમથી ભમે છે, પણ પોતાની પાસે છે એમ જાણી શકતો નથી, તેમ અજ્ઞાનીઓ ખરૂ સુખ પોતાની પાસે છે તે જાણતા નથી અને ઉલટા બીજી વસ્તુમા ખરા સુખના ભ્રમથી ભમ્યા કરે છે આંખે કમળો થએલો માણસ જેમ સર્વ વસ્તુને પીળી દેખે છે, તેમ મોહરૂપી કમળાએ કરી માણસ અસાર સસારને સારભૂત જાણે છે, તથા અહિતકારીને પણ હિતકારી સમજે છે સસારમા ત્રણ પદાર્થ શાશ્વત છે કે જેને ગ્રહણ કરીએ? અનતા સમજનાનું કે આત્મા વિના બીજા કોઈ પણ પદાર્થની સુખ માનવુ તે ભ્રમ છે સુખ કયા છે, તેનો વિચાર કરતા સમજાય છે કે આત્મા વિના કોઈ પણ વસ્તુમા સુખ નથી બીજી વસ્તુઓ ઉપાધિભૂત છે બીજી વસ્તુઓનો સયોગ થવાથી આત્મા મનદ્વારા વિકલ્પ દશા અનુભવે છે, અને કર્મનો સમુહ આત્મા ગ્રહણ કરે છે આત્મા અરૂપી વસ્તુ છે, પ્રતિ શરીર ભિન્ન ભિન્ન છે પણ પુદ્ગલ સયોગે ઘોલીભૂત થવાથી આપ-સ્વરૂપ ભૂલી ગયો છે અને પરભાવ જે પર વસ્તુ તેને પોતાની માની બેઠો છે જ્ઞાની પુરૂષો પોતાનું સ્વરૂપ ધ્યાનદ્વારાએ નીરખી તેમા લીન રહે છે અને કર્મ વસ્તુ ટાળવા ઉદ્યમ કરે છે આપ સ્વરૂપમા રમતા કર્મનો નાશ પામે છે અને સસારમા પરિભ્રમણ કરવાનું બીજભૂત જે કર્મ તેનો આત્માથી વિયોગ થાય છે

કોઇક અપેક્ષાએ કર્મ વસ્તુમા શત્રુપણુ કઇ ભાસતુ નથી, કારણ કે તે કઇ કર્મરૂપ પુદ્ગલ સમજતું નથી કે હું તેને દુખી કરૂ વા સુખી કરૂ જેમ લાકડી વા પકવાન તે શુ કોઇના ઉપર રાગદ્વેષ કરે છે ના નથી કરતા? તો તે પ્રમાણે કર્મ આત્મા ઉપર રાગ ના દ્વેષને કરતુ નથી લાકડી વા પકવાનને જે ગ્રહણ કરી તેનો જેવો ઉપયોગ કરે તેવુ ફળ આપે, તે પ્રમાણે શુભાશુભ કર્મ પુદ્ગલને જે ગ્રહણ કરે તે પ્રમાણે તેના સયોગથી સુખ દુખ જણાય છે આત્માના ગુણોનું આચ્છાદન થવુ અને પરપુદ્ગલનું આત્મા સાથે મળવુ તેનું નામ દુખ, અને કર્મ થકી આત્માનું જુદા પડવુ તેનું નામ સુખ સમજવુ બાકીનું સુખ તે દુખ સમજવુ જેમ જેમ સસારમા જીવ બહુ માન માને છે તેમ તેમ તે મનને સ્મરણ કરતા બુડે છે

સંસારમાં સ્ત્રી ધનનો સંગ કરતા છતાં આત્માના સ્વરૂપની વિચારણા કરવી અને સ્ત્રી વગેરેમાં રાગ ધારણ કરવો તે સ્મશાનીઓ વૈરાગ્ય સમજવો. વેશ્યાનો ધંધો કર્યા છતાં જેમ સતીપણાનું ડોળ શોભે નહિ તેમ સંસારમાં ગૃહસ્થાવાસ રહી જ્ઞાનીને વૈરાગીપણાનો ડોળ શોભી શકતા નથી.

સંસાર ત્યાગ કરી નીકળેલા અજ્ઞાની પુરૂષો પણ જ્ઞાની થઇ નિરૂપાધિ દ્વારા મોક્ષ માર્ગ મેળવી શકે છે. તેમ તેવી રીતે સંસારમાં રહ્યા છતાં જ્ઞાની–પુરૂષો મોક્ષ સામાન્ય દ્વારાએ મેળવી શકતા નથી. કારણ કે સ્ત્રી ધન અને પુત્રની ઉપાધિ શું જ્ઞાનીનું મન ફેરવી શકતી નથી? હા અલબત્ત ફેરવી શકે છે. જ્ઞાની થઈ ગૃહસ્થાવાસમાં પડી રહ્યા છે તે આત્માનું સ્વરૂપ જાણ્યાં છતાં પણ ઉદ્યમ કરી શકતા નથી. તો ગળીયા બળદ સરખા જાણવા.

ચક્ષુવિના આંધળો માણુસ જેમ દેખી શકતો નથી તેમ સમ્યગ્ જ્ઞાન વિના તત્ત્વ સ્વરૂપ જાણી શકાતું નથી. જે પુરૂષો જ્ઞાન દ્વારાએ આત્મ સ્વરૂપ જાણીને ક્રિયાનો આદર કરતા નથી તે પાંગલા ( લુલા ) જાણવા. તે પણ આત્મહિત યથાયોગ્ય કરી શકતા નથી. મુક્તિ તો જ્ઞાન અને ક્રિયા એ વડે કરીને છે. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે–**ज्ञान क्रियाभ्यां मोक्षः** જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ છે. એકાંત વાદી તત્ત્વ પામી શકતા નથી. એકાંત તત્ત્વની શ્રદ્ધા એ કુશ્રદ્ધા છે અને તેથી સંસારમાં ભટકવાનું થાય છે. વ્યવહારનય અને નિશ્ચયનય એ બે નયથી મુક્તિ છે પણ એકાંતનયે તત્ત્વ સિદ્ધિ નથી. પણ જ્ઞાન અને ક્રિયાનું લક્ષણ જાણી સ્વીકારપૂર્વક મુક્તિ છે. જૈન ધર્મે ક્રિયા વિનાની જે અન્ય ધર્મની આશ્રવ ક્રિયા તેને ક્રિયા તરીકે માનવી તે અજ્ઞાન છે, સત્ સમાગમ તથા સદ્ગુરૂ સંગમ દ્રવ્યક્ષેત્ર–કાળ–ભાવના અનુસારે પ્રાપ્ત થાય છે. દ્રવ્યક્ષેત્ર કાળ ભાવ જાણી શકે નહીં, અને ઉપનીત, અપનીત, અપનીત ઉપનીત તથા ઉપનીત અપનીત ભાષાના જ્ઞાન વિના ઉપદેશક પદને યોગ્ય થવું દુર્લભ છે. તોપણ જમાનાના અનુસારે સમજણ અનુસારે ઉપદેશ દેવો. ઉપદેશની ભિન્નતાને લીધે મહામતાંતર વધતા જાય છે. માટે શુદ્ધ ઉપદેશકની દુર્લભતા સંસારમાં છે. પ્રાણીઓ હઠ કદાગ્રહના ભર્યા શુદ્ધ વસ્તુને પણ અશુદ્ધ વસ્તુ તરીકે કહે છે. માટે હે ભવ્ય, જીવ જરા મનમાં વિચાર કરકે જીભ પામ્યાનું ફળ એ છે કે શુદ્ધ ઉપદેશક થવું. જ્ઞાનવડે જૈન શાસન છે, એમ કહીએ તોપણ ચાલી શકે; કારણ કે તીર્થંકર મહારાજે ઉપદેશ આપ્યો તે પણ જ્ઞાન થકીજ આપ્યો, અને લોકોએ સંસાર ત્યાગ કર્યો તે પણ જ્ઞાન થકી, માટે જ્ઞાની પુરૂષોનું બહુ માન કરવું. અને તેમની વૈયાવચ્ચ કરવી તે શિવસુખ દાયક છે. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કેઃ–

જ્ઞાન વિના વ્યવહારકો, કહા બનાવત નાચ,
રત્ન કહો શો કાચકું, અંત કાચ સો કાચ.
વળી કહ્યું છે કે –

क्रिया शून्य च यत ज्ञानं, ज्ञान शून्या च या क्रिया ।
एतयोरंतरं ज्ञेय, भानुखद्योतयोरिव ॥

સારાંશ એ છે કે જ્ઞાન વિના એકલી ક્રિયા ખદ્યોતના જેવી છે અને ક્રિયાવિના જ્ઞાન છે તે સૂર્યસમાન છે પણ તેથી ક્રિયામાં મંદ પરિણામ નહીં રાખતા ક્રિયાપૂર્વક જ્ઞાનનો અભ્યાસ કરવો અને જ્ઞાનપૂર્વક ક્રિયાની આચરણા કરી આત્મહિત ચિંતવવું

જેવી રીતે આત્માનું કલ્યાણ થાય તેવા કારણો મેળવવા જોઇએ એ મુખ્ય માર્ગ છે, યાદ રાખવું જોઇએ કે જૈન ધર્મ વિના બીજા ધર્મ પરિપૂર્ણ આત્મહિત કર્તા નથી આત્મહિતકારી એક જૈન ધર્મ છે જૈન ધર્મને ઉપમા આપવાની આશા રાખવી તે ખોટી કહીએ તોપણ ચાલે એમ સમજવું જ્ઞાની પુરૂષ શ્વાસોશ્વાસમાં ક્રોડી વર્ષના કરેલા કર્મનો નાશ કરે છે અને અજ્ઞાની કરોડ વર્ષ સુધી પણ તપ કરતા તેટલા કર્મનો નાશ કરી શકતો નથી મતલબ કે કર્મનું સ્વરૂપ સમજ્યાવિના કર્મનો નાશ શી રીતે થઈ શકશે? જૈન ધર્મરૂપી ઘરના આધારભૂત-સ્તંભસમાન જ્ઞાન છે જો જ્ઞાનરૂપ સ્તંભનો નાશ થાય તો જૈન ધર્મરૂપી ઘર પડી જાય માટે જ્ઞાન તે તો અમૃત સમાન છે ક્રોડી વર્ષનો સંચય પાપ પણ જ્ઞાનવડે વહી જાય છે જ્ઞાન એ આત્માનો મુખ્ય ગુણ છે જ્ઞાન વડેજ આત્મા ઓળખી શકાય છે ક્રિયા કરવી તેને પણ બતાવનાર જ્ઞાન છે જ્ઞાન એ આ જગતમાં સેવનીય વસ્તુ છે

જેને જ્ઞાનનો ખપ છે તે જ્ઞાનીનું બહુ માન કરે છે જ્ઞાનીના વચન અમૃત તુલ્ય જાણવા અજ્ઞાની જો મિત્ર હોય તો તે ચાર ગતિમાં ભટકાવનારો થાય છે જ્ઞાની કડવા વચન કદાપિ તીખામણ દ્વારાએ કહે તો પણ તે ઔષધની પેઠે કર્મ રોગને હરે છે જ્ઞાનીએ શિવસુખ પામ્યું પણ અજ્ઞાની શી રીતે પામી શકે? રત્નત્રયીમાં પણ જ્ઞાનગુણ પ્રથમ કહેલ છે યત ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्ग ગણત કહેવાય છે તે પણ જ્ઞાન ગુણને અનુસરીને છે જગતમાં ભમવાનું મુખ્ય કારણ અજ્ઞાન છે જ્ઞાન ત્રણ ભુવનને પ્રકાશ કરવામાં સૂર્યસમાન છે કયો પદાર્થ એવો છે કે જ્ઞાન થકી નથી જણાતો સર્વે પદાર્થ જ્ઞાનદ્વારા પ્રકાશે છે જેમ જેમ કર્મોપાધિ દૂર થાય છે તેમ તેમ જ્ઞાન સ્ફુરે છે

આપણે બહિર્દૃષ્ટિથી અવલોકન કરીએ છે તેવીજ રીતે અંતર્દૃષ્ટિથી અવલોકન કરીએ તો આત્માના ગુણોનો ઉદય થશે અને તેવા અભ્યાસમાં જેમ આપણે આગળ વધીશું, તેમ તેમ આપણું મન પ્રફુલ્લિત રહેશે અને મન પુષ્ટ થશે. પુષ્ટ થવું તેનેજ સમજવું કે જેમાં મનને વિકલ્પ સંકલ્પની જાળ ગુંથવી પડે નહીં, મન જેટલું બહિરના કામમાં રોકાય છે તેટલુંજ જો અંતર દૃષ્ટિથી આત્માના ગુણોના ચિંતવનમાં રોકાય તો સહેજસાજ કંઈ અદ્‌ભૂત રસ પ્રાપ્ત થશે. જ્ઞાની પુરુષો જેટલું જાણે છે તેટલું લખી શકતા નથી. જેમ જેમ આપણે આત્માના નિદિધ્યાસનમાં રોકાઈએ છીએ તેમ તેમ આપણે નવીન આનંદ મેળવતા જઈએ છીએ. અને તે આનંદ દેવતાના સુખ કરતાં અતિ અધિક છે. સ્ત્રીના વિલાસથી લંપટી પુરૂષો જે આનંદ માને છે તે કેવળ આનંદ કહી શકાય નહીં. પણ આનંદ તો એવો છે કે નિત્ય-સ્થિતિ યુક્ત છે. આત્માના ગુણોવડે જે આનંદ થાય છે તે કેવલી ભગવંત જાણી શકે છે.

આપણે નાટક જોઈ તેમાં ગુલતાન થઈ જઈએ છીએ અને અધિક આનદ માનીએ છીએ તો તેના કરતાં સ્વસત્તાએ રહ્યા જે ગુણો તેના સ-મૂહને નીરખતાં અનંતો કાલ વહી જાય તેમાં શું નવાઈ છે? ના કંઈ નવાઈ નથી. નવાઈ તો એટલીજ લાગે છે કે માણસ સુખની આશાએ ભ્રમિત જ્ઞાને કરી જડ વસ્તુમાં આત્મ સુખનો સ્વાદ લેવા ઇચ્છે છે પણ કોઈ કાળે મળી શકવાનો નથી.

સંસારરૂપી વૃક્ષના બીજ ભૂત રાગ અને દ્વેષ છે. તેનાથકી શરીરની ઉત્પત્તિ છે. જડ વસ્તુનો સયોગ આત્માની સાથે કરાવનાર રાગ અને દ્વેષ છે. તે બે મહા દુઃખદાયક છે. એ રાગ દ્વેષરૂપ ભ્રમણાવડે આત્મા નવા નવા પરમાણુથી બનેલા કર્મ સ્કધોને ગ્રહણ કરે છે. પણ આત્મા પોતાનું સ્વરૂપ ધ્યાન દ્વારાએ વિચારે છે, ત્યારે કર્મ જે આત્માની સાથે લાગે છે તેનો વેપાર બંધ પડે છે. અંતર જ્ઞાન સ્વતઃ ઉદ્‌ભવે છે અને મનોવૃત્તિ નિશ્ચળ થતી જાય છે. મનોવૃત્તિદ્વારા પુદ્‌ગલ સ્કંધનો જે સંચય આત્માને લાગે છે તે બંધ પડે છે. તે મન પણ પરમાણુના સમુહથી બનેલી વર્ગણા રૂપે છે, તે વર્ગણા અતિ સૂક્ષ્મ છે. તેથી સ્થૂલ ચક્ષુથી દેખવી અગમ્ય છે. પણ જ્ઞાન ચક્ષુનો ઉદ્‌ભવ થતાં તેનો આભાસ થાય છે; અને વિશિષ્ટ જ્ઞાનથી તે મનનુ યથાસ્થિત સ્વરૂપ માલુમ પડે છે. આત્માની સાથે મનનો નિકટ સબંધ છે. જો તેને વશમાં રાખી સારા પાયાપર લગાવીએ તો પુદ્‌-ગલરૂપ જે કર્મ તેના દૂરીકરણમાં સામેલ થાય છે. પણ જો તેને વશમાં

નહીં રાખીએ તો કર્મની વૃદ્ધિમા આમેન થાય છે આ આખા શરીરનો અધિષ્ટાતા ઉપરી આત્મા છે અને આખુ શરીર આયુષ્યમર્યાદા પર્યંત આ આત્માના તાબામા રહે છે પછી તે શરીરનો આત્મા જેવો ઉપયોગ કરવો હોય તેવો કરે જો તે શરીરને વશમા રાખી મનરૂપી પ્રધાનદ્વારા આત્મા પોતાના સ્વરૂપની શોધમા દીવસ ગાળે તો અંતે નિ શરીરી થાય અને તેમ કરે નહીં અને શરીર તથા મનને મોકળુ મુકે તો અને નીચ શરીર ધારણ કરે અને તે શરીરદ્વાગ સુખ દુ ખનો ભોક્તા થાય તેમા નવાઇ નથી

લડાઈના મેદાનમા લાખો સુભટોને જીતનારા ઘણા છે પણ સસાર રૂપી મેદાનમા મનને જીતનારા વિરલા છે જેણે મનનો વ્યાપાર ત્યાગ કર્યો તેણે સર્વ કર્યું મનનો વ્યાપાર બધ પડતા નિર્વિકલ્પ દશા જાગશે અને સ્યાદ્વા૦ રીતે ધ્યાનાદિકની સ્ફૂર્તિદ્વારા આપોઆપ સ્વગુણે કરી મુક્ત આત્મા થશે આત્મા અખંડાન મય લોકાલોક જ્ઞાયક વસ્તુ છે આત્માના સ્વરૂપનું જાણ્યુ થતા સર્વનું જાણ્યુ થયુ એમ સમજવુ જોઇએ આત્માના અસખ્યાત પ્રદેશ છે એક પ્રદેશમા અનત જ્ઞાન છે એમ જ્ઞાની મહારાજ કહે છે આત્મા અરૂપી છતા રૂપી એવા પુદ્ગલ દ્રવ્યની સાથે સયોગ પામ્યો છે તે રજ સુવર્ણ સયોગવત્ અનાદિકાલની તેની તેવીજ સ્થિતિ છે, એમ જ્ઞાની મહારાજ કહે છે તીર્થંકર મહારાજ સર્વ જ્ઞાની હતા, અને સૂક્ષ્મમા સૂક્ષ્મ એવુ સ્વરૂપ પદ્દ્રવ્યનુ બતાવ્યુ છે કે કોઈ અશ્રદ્ધા વાતથી સમજાવુ મુશ્કેલ છે જ્યારે સ્વત સ્વત ઉદ્યોગ, આત્મ સ્વ રૂપ પ્રતિ કરવામા આવશે ત્યારે કર્મ દળનો નાશ થશે અને સપૂર્ણ કર્મ જાળ નાશ પામી કે પોતાના સ્વરૂપે આત્મા થઇ રહેશે મનુષ્ય જાત જેટલી પરવસ્તુમા ઉદ્યોગ કરે છે અને મોહ ધરાવે છે તેટલો ઉદ્યોગ પોતાના ભણી કરે તો અવશ્ય આત્મસિદ્ધિ મેળવી શકે પણ યાદ રાખવુ જોઇએ કે પરવસ્તુ ઉપરથી મોહ જ્યારે ઉતરશે ત્યારેજ આત્માની પ્રાપ્તિ થશે આત્માને ઓળખાવનાર જ્ઞાન છે અહો મહાત્માનો કેટલો ઉપગાર કે જેણે આત્મ સિદ્ધિના ગ્રંથો રચ્યા તે શુ વિચારવા લાયક નથી ? મહાત્માઓ જે થયા તે શુ સાસારિક સુખના ભોક્તા નહોતા હા અનતમત હતા પણ સાસારિક સુખ નિરસ તુચ્છ હારણ લાગ્યુ કે તુરત તેનાથી પાછા ફર્યા જ્ઞાનીઓના રસ્તાને અનુસરી જે આત્માના સ્વરૂપ તરફ ધ્યાન ખેંચે છે તેને શુ કઇ બાકી રહે છે ? ના તેને કાઇ બાકી રહેવાનુ નથી આત્માના સ્વરૂપની ઓળ ખાણ કરી તેમા લીન થવુ તે શ્રેષ્ઠ છે, પણ મોહ માયા પાછી વળગવા આવશે તેના સામુ જુવે નહીં તો ઠીક મોહ માયા એ સસાર વૃક્ષનું બીજ

છે અને પ્રાણીને પોતાની રિદ્ધિ મેળવતાં અડચણ કરે છે. જેને સંસારમાં મોહ છે. ગચ્છની વા સંઘાડાની મમતા છે. ચેલાચેલીઓની મમતા છે, પોતાની બડાઇ દેખાડવાની આકાંક્ષા છે. તેનું ચારિત્ર પાણીના રેલામાં તણાઇ ગયું જાણવું. સાધુ થયા બાદ પૂજાવાની, મનાવાની જે આકાંક્ષા તે ચારિત્રરૂપ કલ્પવૃક્ષના મૂળને બાળવામાં દાવાનળ સરખી જાણવી. રાગદ્વેષ જો કે થોડા દેખાતા હોય, બહારથી શાંત આકાર જણાય, વા કપટકળા થોડી આવડતી હોય વા કોઇ કહે તેમ હા હા ભણે અને જગતમાં ભોળા એવા નામથી પ્રખ્યાત ગણાય, તોપણ જો આત્માનું સ્વરૂપ જાણ્યું નથી તો તેનું સર્વ ધૂળમાં ગયું, એટલે આત્માનું સ્વરૂપ સ્યાદ્વાદ રીતે જાણ્યું નથી તે કષ્ટ કરે. ક્રિયા-તપ-જપ જે કરે તે સર્વ તેનું ફળ શૂન્ય જાણવું. કારણ કે ક્રોધી હોય વા રીસાળ હોય તોપણ જો જ્ઞાને કરી સ્યાદ્વાદ રીતે આત્મસ્વરૂપ ઓળખતા હોય તેવા ગુરૂ મહારાજનો સંગ કરવો તે આત્માને પ્રાંતે હિતકારક છે.

**શંકાઃ** એમ માનશો નહીં કે દુનીયામાં જેની કીર્તિ ગવાણી હોય તેની પાસે ધર્મ છે. દુનીયામાં કોઈ એવો માણસ નથી કે જેની કીર્તિ અને અપકીર્તિ તે બે ગવાયા વિના રહી હોય. માટે ભવ્યજીવો જો આત્માનું હિત ઇચ્છતા હોય તો વિનયપૂર્વક તનમન અને ધનના અર્પણપૂર્વક જ્ઞાનીઓનો વિનય કરશો તો અવસ્ય કલ્યાણ થશે. આત્માનું ઓળખાણ કરતાં ક્રોધ, માન, માયા, અને મોહ દૂર રહે છે. અને વિકલ્પ અને સંકલ્પરૂપ જે વિચારો તે પણ વિલય થાય છે. ફક્ત सोऽहं सोऽहं એવી રીતે આત્માની પ્રતીતિ થયા કરે છે અને અખંડ આનંદ ઉત્પન્ન થાય છે. તે રસ એવી જાતનો છે કે જેણે અનુભવ્યો હોય તે જ જાણે. તેમ તીર્થંકર મહારાજા પણ સાધ્ય આત્મસ્વરૂપ લક્ષી દેશના આપે છે અને બીજું જે જે બતાવ્યું છે તે પણ આત્માના ઉપકારક કારણ માટે છે. મારૂં તારૂં એ સર્વ પણ આત્માનું સ્વરૂપ ઓળખાયું નથી ત્યાં સુધી છે. દુનીયામાં જેટલાં પુસ્તકો છે તે પણ આત્માના જ્ઞાનથકી રચાયેલાં છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે સર્વ ગુણોમાં મુખ્ય સત્તા ભોગવે છે. વેદાંતી તો જ્ઞાન સ્વરૂપ જ આત્મા માને છે. એટલે જ્ઞાન થકી આત્મા કંઈ જુદી વસ્તુ નથી. પણ જ્ઞાન તેજ આત્મા, એમજ છે તે કહે છે. પણ તે પણ ભૂલ ભરેલ છે. જ્યારે જ્ઞાનને જ આત્મા એમ કહેવો ત્યારે એકલો જ્ઞાન શબ્દ કેમ નહીં કહેવો. જ્ઞાન એ ગુણ છે તે આત્મામાં ભાસે છે. જ્ઞાન એ આધેય છે અને આત્મા એ અધિકરણ છે. તેમનો ભિન્નાભિન્ન સંબંધ સ્યાદ્વાદવાદી કહે છે તે પ્રમાણ છે. નૈયાયિક-

આત્મા અને જ્ઞાન જુદા જુદા માને છે અને કહે છે કે "જ્ઞાનાધિકરણ માત્મા" આત્મા અને જ્ઞાનનો ભેદ સબંધ સ્વીકારે છે પણ ભેદ અને અભેદ એ બે સબંધ સ્વીકારતો નથી, તેથી તે પણ અમાન્ય છે મા ય સ્યાદ્વાદ મત છે, શાસ્ત્રમા પણ પ્રાચીન જૈન મત જ સિદ્ધ થાય છે અને વેદની ત્યારબાદ ઉત્પત્તિ થઈ છે બ્રાહ્મણો પણ જૈન મતમાથી ઉત્પન્ન થયા છે તેમ માન્યો પણ તયા જૈમીની વૈશેષિક એ મત જૈન માથી ઉત્પન્ન થયા છે જો કે એ મત હાલ ચાલે છે, પણ જ્ઞાનદ્રષ્ટિથી પક્ષપાત કર્યા વગર યુક્તિથી તત્ત્વોની પરીક્ષા કરીએ તો જૈનના જ તત્ત્વો તત્ત્વ તરીકે ભાસે છે, અને સપૂર્ણ સત્તા ધરાવે છે વેદાતી આખી દુનીયાના જીવોનો એક આત્મા માને છે અને સર્વ જીવ પરમાત્માના અશ તરીકે કહે છે, તે પણ માન્યતા પરિપૂર્ણ સત્ય નથી સર્વ જીવોની ઐક્યાપત્તિ થવાથી એક જીવના મોક્ષ થકી સર્વ જીવોનો મોક્ષ થવો જોઇએ, એ મોટુ દૂષણ આવે છે વળી સર્વ જીવો જો પરમેશ્વરના અશ તરીકે માનીએ તો અશ તરીકે થવાનુ શુ કારણ તે પણ જણાતુ નથી

વળી દરેક પરમાત્માના અશો જ્યારે પ્રલયકાળ આવે છે, ત્યારે તેમના મત પ્રમાણે તે વિરાટ સ્વરૂપમા રહે છે, ત્યારે તે બધા ભેગા થઇ ગયા ત્યારે તેમને કેવો સબંધ થઈ ગયો પરમાત્માના અશો જ્યારે સવ પરમાત્મારૂપે થઇ જવાના, ત્યારે આ દુનિયામા કોણ રહેવાનુ તે પણ વિચારવા લાયક છે એમ સર્વે રીતે જોતા અદ્વૈતમત એક પક્ષી ઠરે છે

## महाभारत शांति पर्व

श्लोक

श्रूयता धर्मसर्वस्व, श्रुत्वा चैवावधार्यताम् ॥

आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ १ ॥

ભાવાર્થ સર્વ ધર્મનુ રહસ્ય સાભળો, શ્રવણ કરી નિશ્ચય કરો કે આત્માને પ્રતિકૂળ લાગે તેવુ આચરણ અન્ય જીવો પ્રતિ આચરવુ નહિ સર્વ જીવોનુ ભલુ ઇચ્છો તમારી પેઠે સર્વ જીવ સુખ વાછે છે માટે અન્ય જીવોને દુખી કરો નહિ સર્વ જીવો પ્રતિ દયા દ્રષ્ટિથી દેખો કોઇનો પ્રાણ નાશ કરો નહિ દયા એજ વેદનો સાર છે દયા એજ મહાયજ્ઞ છે કહ્યુ છે કે -

श्लोक

सर्वे वेदा न तत् कुर्युः सर्वे यज्ञाश्च भारत ॥

सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात्प्राणिना दया ॥ २ ॥

વળી કહ્યું છે કે—

श्लोक.

मातृवत् परदाराणि, परद्रव्याणि लोष्टवत् ॥

आत्मवत् सर्वभूतानि, यः पश्यति स पश्यति ॥ १ ॥

જે ભવ્યો પરસ્ત્રીને માતાની નજરથી દેખે છે, અને પર દ્રવ્યને લોષ્ટ બુદ્ધિથી દેખે છે અને સર્વ જીવોને આત્મ બુદ્ધિથી દેખે છે, તેજ ખરા દેખનાર સમજવા.

श्लोक.

यथा मम प्रियाः प्राणाः तथान्यस्यापि देहिनः ॥

इति मत्वा न कर्तव्यो, घोरः प्राणिवधो बुधैः ॥ १ ॥

જેમ મને મારા પ્રાણ વહાલા છે તેમ અન્ય જીવોને પણ પોતાના પ્રાણ વ્હાલા છે, એ પ્રમાણે માની ભયંકર પ્રાણિ વધ કદી કરવો નહિ. અન્ય પ્રાણિયોને દુઃખ આપનાર પ્રથમ પોતે દુઃખી થાય છે. આ જીવ ચોરાશી લાખ જીવયોનિમાં હિંસા કરતો પુનઃ પુનઃ પરિભ્રમણ કરે છે.

श्लोक.

कंटकेनापि विद्धस्य, महती वेदना भवेत् ॥

चक्रकुन्तादियष्ट्याद्यै मार्यमाणस्य किं पुनः ॥ १ ॥

કાંટાવડે વીંધાયલાને પણ મોટી વેદના થાય છે, તો ચક્ર કુંતા, તરવાર છરીથી જાનવરોનાં ધડ કાપી નાંખતાં તેમને કેટલી વેદના થતી હશે ? અલબત અનંત વેદના થાય તેમાં અનુભવજ પ્રમાણ છે—

श्लोक.

उद्यतं शस्त्रमालोक्य विषादभयविह्वलाः ॥

जीवा कंपन्ति संत्रस्ताः नास्ति मृत्युसमं भयं ॥ १ ॥

यूपं छित्त्वा पशुन् हत्वा, कृत्वा रुधिर कर्दमम् ।

यद्येवं गम्यते स्वर्गे, नरके केन च गम्यते ॥ २ ॥

યૂપને છેદી, પશુઓને હણી અને રૂધિરનો કીચડ કરીને જો સ્વર્ગમાં જવાનું હોય તો નરકમાં કોણ જાય ? ॥૨॥ કારણ કે પાપને કરનાર જીવો સ્વર્ગમાં જાય એ પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. અને દુનિયાથી પણ વિરૂદ્ધ છે ? કળિયુગમાં વૈષ્ણુવ શાસ્ત્રોમાં યજ્ઞનો નિષેધ કર્યો છે, તેને કોણ ગણુકારે છે ? જ્યાં દયા

નથી ત્યા ધર્મ નથી કેટલાક લોકો એમ માને છે કે યજ્ઞથી દેવતા પ્રસન્ન થાય છે, એ વાત ખોટી છે દેવતા કઇ માસ ખાતા નથી માસ અપવિત્ર છે તેને દેવતા ખાય નહિ, પણ પાપી રાક્ષસ જીવો ખાય છે ઉલટુ પાપ કરનારના ઉપર દેવતાઓ ક્રોધાયમાન થાય છે થોડા વર્ષો ઉપર સિદ્ધપુર ગામમા એક બ્રાહ્મણે યજ્ઞ કર્યો હતો અને એમા જીવતા બકરાને હોમ્યો હતો એનું પરિણામ એ આવ્યુ કે—બ્રાહ્મણનું આખુ ઘર નાશ પામ્યુ, પોતે ઘરધણી મરી ગયો પાપ કરવાથી કદી સારૂ થતુ નથી ઉગ્ર પાપ આ જીદગાનીમા પણ ફળ આપે છે હિંદુસ્થાનમા પ્રથમ જીવની હિંસા થોડી થતી હતી, હાલ વિશેષ થાય છે તો તેથી દેશનો પાયમાલી, દુકાળ, રોગ વગેરેની પીડા વિશેષ દેખવામા આવે છે માટે દરેક દયા ધર્મની લાગણી ધરાવનાર ધર્મ વીરોએ આ દુનિયામા મનુષ્ય જન્મ પામી, દયા લાગણી વધારવી અને ધર્મના કૃત્ય કરવા અને તેથી મનુષ્ય જન્મ સફળ કરવો

ગાથા

जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य ॥
तस्स सामाइयं होइ, एए केवलि भासिय ॥ १ ॥

જે ભ ય ત્રસ અને સ્થાવરમા સર્વ ભૂતમા સમભાવવાળો છે અને કોઇના ઉપર રાગ દ્વેષ કરતો નથી તેને સામાયિક કહે છે અને તે કેવળજ્ઞાની પ્રરૂપિત મુદ્રાલેખ ત્રિકાળમા વિજય પતાકા પ્રાપ્ત કરે છે અને તે માટે મુનીશ્વરો સામાયિક અંગીકૃત કરી પરમ પદ સાધવા પ્રયત્ન કરે છે મુનિવર્યો સદા નિરૂપાધિપ સેવન કરે છે અને વીતરાગ ભગવતના સ્યાદ્વાદ ધર્મના વાહક ધર્મ ધુરંધર પદીમા પ્રથમતાને પામે છે વળી ક્ષમાશ્રમણ કેવા છે તે કહે છે—

શ્લોક

संतोषसुखशय्याया, सद्विवेकपरावृताः ॥
स्वपति ये महात्मनः शेरते ते निराकुलाः ॥ १ ॥

ભાવાર્થ —સંતોષ રૂપ સુખશય્યામા સદ્વિવેકરૂપ ચાદર પાથરીને જે ભવ્ય મહાત્માઓ શયન કરે છે, તે નિરાકુલતાએ સુવે છે સંતોષની પ્રાપ્તિ જ્ઞાન વિના થતી નથી પરિગ્રહની મૂર્ચ્છા—તૃષ્ણા જ્યા સુધી હોય છે ત્યા સુધી મન અસ્થિર રહે છે અને શાંત થતુ નથી લોભી પુરૂષ મન સંકલ્પ વિકલ્પ યુક્ત હોય છે અનાદિ કાળથી લોભ જીવને લાગેલો હોય છે ચાર

ગતિમાં પડેલા આ જીવે અનંતવાર લોભ કર્યો, પરવસ્તુને મમતાના યોગે ગ્રહણ કરવા આ જીવે કાંઇ બાકી રાખ્યું નથી, અને અગ્નિમાં કાષ્ટ નાખ્યાથી ઉલટી અગ્નિની વૃદ્ધિ થાય છે, તેમ અનેક ભવમાં લોભ પ્રકૃતિ જે પુદ્દગલ રૂપ છે તેનું સેવન કર્યું અને વળી આ ભવમાં પણ લોભ કર્યાથી, જીવ! વિચાર કે લોભ કોઇ પણ રીતે શાંત થશે? ના નહિ થાય. શું એમજ છે ત્યારે તે લોભથી જીવને કાંઈ ફાયદો છે? ના કિંચિત્ પણ નથી. શું ઇચ્છાની વૃદ્ધિ કરવાથી ધન વિશેષ મળી પણ શકશે? કદી નહીં. જે પ્રમાણે કર્મ બાંધ્યું છે તેટલુંજ મળે છે. ઉલટી ઇચ્છા કરવાથી કર્મબંધ થાય છે અને થવાનું હોય છે તે પ્રમાણે થાય છે. શાતા વા અશાતા વેદનીય કર્મના ઉદયે આ જીવે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવથી જે જે નિમિત્તથી ભોગવવાનું પૂર્વ ભવમાં કર્મદ્વારા નક્કી કર્યું છે, તે તે પ્રમાણે દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવથી નિમિત્તાદિક યોગે આત્માને સાનુકૂળ વા પ્રતિકૂળ સાધનો પામી સુખ દુઃખ ભોગવવું પડે છે. તો જીવે સન્મતિદ્વારા વિચારવું કે તું સુખને માટે કેમ રાગ વા દ્વેષાદિ સેવી નવીન કર્મની વર્ગણાઓ આત્માના પ્રદેશોની સાથે બાંધે છે? શ્રી ચરમ તીર્થંકર વીર પ્રભુને પણ અનુકૂળ અને પ્રતિકૂળ નિમિત્ત દ્વારા શાતા અને અશાતા વેદનીય કર્મ ભોગવવાં પડયાં છે. માટે જીવ ઇચ્છાની જાળમાં ગુંથાઇશ નહિ. ઇચ્છા આકાશ સમાન અનંત છે, કોઇ સ્વયંભૂરમણ સમુદ્રનો પાર પામી શકે પણ લોભરૂપ સમુદ્રનો કોઇ પાર પામી શકતું નથી.

લોભ યોગે અનેક ઉપાયો કરી અને જીવની હિંસા કરી જીવ લક્ષ્મીધન મેળવે છે, તોપણ અંતે ધન પોતાનું થયું નથી, અને થવાનું નથી. ઉપાર્જીત કર્મ પરભવમાં અવશ્ય જીવને ભોગવવાં પડશે. તું કરોડાધિપતિ વા લક્ષાધિપતિ કહેવાય પણ આંખ મીંચ્યા પછી શું કંઇ સાથે આવશે? કંઈ નહિ. લોભથી રંક શમપાત્રનો પણ ત્યાગ કરી શકતો નથી. તેમ ધનાઢય કંઇ સાથે લેઈ મરી શકતો નથી. આ દુનિયામાં માત્ર નામ કીર્તિની લાલચે લોભાવિષ્ટ જીવ, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનવશીભૂત થાય છે.

સાધુ મહાત્માઓ ધનની મૂર્છાનો ત્યાગ કરી સંતોષ ધારણ કરે છે તેમને ધન્ય છે. વળી તે મુનીશ્વરો સંસારમાં આત્મિક ધન વિના કંઇ સાર ગણતા નથી. સંસારની મિથ્યા નદીને વલોવતાં કોઇને સાર આવ્યો નથી અને આવનાર પણ નથી. ભવ્ય પુરૂષો તો લક્ષ્મી પામીને સાત ક્ષેત્રમાં ખરચી નાંખે છે. કારણ કે સુપાત્રમાં વ્યય કરવો તેજ લક્ષ્મીની સાફલ્યતા છે. કિંતુ મમ્મણ શેઠ વા સાગર શેઠની પેઠે લોભાંધ થવાથી કર્મરાશિ ગ્રહણ

કરી અધોગતિ પામી દુખ પરંપરા અનુભવે છે જે વસ્તુમા કંઇ સુખ નથી અને જે દુખને હેતુ છે, એવા ધનને આત્મજ્ઞાની મુનિવર્યો તૃણવત્ ગણે છે અનંબત તેવા મહાત્માઓ ઇંદ્ર, ચંદ્ર, અને નાગેંદ્રના સુખોની પદ્વીને પણ તૃણવત્ ગણી અભિલાષ માત્ર કરતા નથી એવા નિસ્પૃહ જીવો સંતોષનાને પામી એક પુદ્ગલ પરમાણુને પણ મમતાથી ગ્રહણ કરવા ઇચ્છતા નથી એવા મુનિવર્યો સંતોષ રૂપ શય્યામા શયન કરે છે, અને सत्यविवेक रूप પટની ઓઢણી ઓઢે છે તેથી તે નિર્ભય છે, શાંતિમગ્ન છે એવા મુનિવર્યો નિરાકુલ છે, અને અનંત સુખના અનુભવી છે એવી દશાથી અનેક જીવોએ મોક્ષપદ પ્રાપ્ત કર્યુ અને અનેક કરશે બાહ્ય ઉપાધિમા સુખનો લેશ નથી અને सत्य तत्त्व रूप आत्म धर्मની પ્રાપ્તિથી મોક્ષ છે, વ્યવહાર અને નિશ્ચયનયમાર્ગ સ્યાદ્વાદ ધર્મ આરાધક મુનિવર્યો મુક્તપદ પામે છે એજ ભવ્યાત્માઓનું लक्ष्य पद છે

## आत्मा अने कर्म

અનેક પ્રકારના કર્મનો, જ્ઞાનીએ આઠ કર્મમા સમાવેશ કર્યો છે, આઠ કર્મમા ચાર કર્મ ઘાતીઆ છે અને ચાર અઘાતીઆ કર્મ છે ज्ञाना वरणीय, दर्शनावरणीय, मोहनीय, અને अंतराय, એ ચાર કર્મોએ આત્માના ચાર મોટા ગુણ આચ્છાદન કર્યા છે જ્ઞાનાવરણીય કર્મે જ્ઞાન ગુણ આચ્છાદન કર્યો છે અને દર્શનાવરણીય કર્મે अनंत दर्शन ગુણ આચ્છાદન કર્યો છે મોહનીય કર્મના બે ભેદ છે–दर्शन मोहनीय અને चारित्र मोहनीय दर्शन मोहनीय અને अनंतानुबंधी कषायनो સર્વથા क्षय થવાથી क्षायिक समकितની ઉત્પત્તિ થાય છે चारित्र मोहनीयनो સર્વથા પ્રકારે क्षय થવાથી क्षायिक चारित्रની प्राप्ति થાય છે मोहनीय कर्ममा उपशम भाव, क्षयोपशम भाव અને क्षायिक એ त्रण भाव लाभे છે अंतराय कर्मनो क्षय थवाथी अनंत वीर्यनी प्राप्ति આત્માને થાય છે આ ચાર ઘાતીકર્મના યોગે અનંતવાર સસારમા આત્માએ પરિભ્રમણ કર્યું, અને જ્યા સુધી તે કર્મ છે ત્યા સુધી સંસારમા પરિભ્રમણ થયા કરશે આ સ્થાને પ્રશ્ન થશે કે કર્મ તો જડ છે, અને આત્મા તો ચેતન છે કર્મ કંઈ બળ વાન નથી તો તેનાથી आत्माना ગુણોનો ઘાત શી રીતે થઈ શકે ? તેના ઉત્તરમા સમજવાનું કે आत्मा જ્યારે राग द्वेषरूपविभाव दशामा પરિ ણમે છે, ત્યારે જડરૂપ પુદ્ગલ કર્મના સ્કંધોને આકર્ષી અષ્ટ કર્મ રૂપે

પરિણમાવે છે. હવે એ કર્મ રૂપ પરિણમેલાં પુદ્‌ગલ સ્કંધોમાં એવો સ્વભાવ હોય છે કે તેનાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યાદિ આત્માના ગુણોનું આચ્છાદન થાય છે. જેમ લોહ ચુંબકમાં સોયને આકર્ષવાની શક્તિ સ્વભાવે રહેલી છે, તેમ રાગ દ્વેષ યોગે પૌદ્‌ગલિક દળીઆં આકર્ષવાની શક્તિ આત્મામાં સમયે સમયે વર્તે છે. હવે રાગ દ્વેષ અજ્ઞાન રૂપ વિભાવદશાથી જેમ જેમ, જે જે સમયે, આત્મા છુટે છે, તેમ તેમ ને તે સમયે, સ્વભાવ દશામાં રમતો **આત્મા** અનંત કર્મ દળીઆંને અસંખ્ય પ્રદેશોથી ખેરવે છે. જ્યારે વિભાવ દશમાં પુદ્‌ગલ દ્રવ્યની સાથે આત્મા **परिणमे** છે, ત્યારે **स्वभाव दशामां रमतो आत्मा** પુદ્‌ગલ દ્રવ્યથી છુટો પડે છે. જે જે અંશે **आत्मा** વિભાવ દશાથી છૂટે છે, તે તે અંશે **आत्मा स्वधर्म** પ્રાપ્તિ કરે છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના ક્ષયોપશમભાવે આત્મા શુદ્ધ સ્વરૂપનું ચિંતન કરતો સ્થિરતા યોગે અનુભવ દશા પામી, મોક્ષ સુખ સદૃશ સુખનો ઘટમાં અનુભવ કરે છે. જો પ્રયત્ન કરવામાં આવે તો એ ચાર ઘાતિ કર્મનો ક્ષય કરી શકાય છે. કોઈ એમ કહેશે કે મોહનીય આદિ ઘાતી કર્મનો જે ઉદય આવે છે તે ભોગવ્યા વિના છુટકો નથી. મોહનીય કર્મનો ઉદય કોઈનાથી જીતાયો નથી માટે જેમ બનવાનું હશે તેમ બનશે એમ કોઈ કહે તેને સમજવાનું કે, ઉદ્યમથી ઘાતી કર્મનો ક્ષય થાય છે, પણ અઘાતી કર્મનો ક્ષય થતો નથી. દેશેઉણા પૂર્વકોટિ વર્ષ પર્યંત તેરમા ગુણઠાણે કેવલીને રહેવું પડે છે, તેનું કારણ અઘાતી કર્મનો વિપાકોદય ભોગવવા માટે. ઘાતી કર્મનો નાશ કરવા ઉદ્યમ કરવો જોઈએ. કોઈને શ્લોક મુખે કરતાં વાર થાય છે. પણ જેમ જેમ ઉદ્યમ કરે છે તેમ તેમ શ્લોક દરરોજ વિશેષ મુખે કરે છે અને જેમ જેમ વિદ્યાભ્યાસનો ઉદ્યમ કરે છે તેમ તેમ **ज्ञानावरणीय कर्मनो क्षयोपशम** થાય છે. તેમ **दर्शनावरणीय कर्म**નો **क्षयोपशम** પણ સમજવો. **मोहनीय कर्म**નો **क्षय** પણ ઉદ્યમથી થાય છે. મોહનીય કર્મના ફળ રૂપ ઔદયિક ભાવને ભોગવતો પણ આત્મા રાગદ્વેષથી ભિન્નપણે વર્તતો કર્મ ગ્રહણ કરતો નથી. ઔદયિક ભાવને ભોગવતો એવો **आत्मा** વિભાવ દશામાં પરિણમે તો કર્મને ગ્રહણ કરે છે. **तेम शाता वा अशाता वेदनीयना औदयिक भावने भोगवतो** પણ જીવ તેમાં રાગદ્વેષ રૂપે પરિણમે નહિં તો કર્મનો ગ્રહણ કર્ત્તા બનતો નથી. પ્રથમ તો એવો અભ્યાસ કરવો કે **आत्मा आत्मप्रेमी** બની બાહ્ય જગતની મોટાઈ, કીર્તિ, અપમાન વિગેરેની વાસના છોડી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવથી ચાર ઘાતી કર્મનો ક્ષય કરે. અંતે જ્ઞાનીના વચન પ્રમાણે સદ્‌ગુરૂ સંગે સ્વસ્વરૂપને વેદતો આત્મા ઘાતી કર્મનો

ક્ષય કરી અને અઘાતી કર્મોનો પણ નાશ કરી મુક્તિપદ પામે છે તે માર્ગે अतीत काळे अनन्त जीवो मुक्ति गया अने अनत जशे

---

## धर्मोन्नति.

જગતમા સર્વ પ્રકારની ઉન્નતિ કરતા ધર્મોન્નતિ શ્રેષ્ઠ છે ધર્મોન્નતિથી અનેક જીવોનુ કલ્યાણ થાય છે તત્ત્વજ્ઞાન અને યોગજ્ઞાન વિના ધર્મોન્નતિ થઈ શકતી નથી ધર્મોન્નતિ વિના મનુષ્યોના હૃદયકમળ ખીલી શકતા નથી દેવતા સમાન પરાક્રમ કરવુ હોય તો હૃદયકમળ ખીલવવુ જોઈએ સર્વ જીવોના આત્માને પોતા સમાન લેખી સર્વના ભલા માટે સ્વાત્મિક શક્તિયોને આપનાર મહાત્માઓ સત્વર ધર્મોન્નતિ કરી શકે છે આખી દુનિયાના જનોમા જેઓ પોતાનુ ભલુ સમજે છે તેઓ આ માર્ગને ખુલ્લો કરવા પ્રયત્ન કરે છે ગમે તે ભાષામા, ગમે તે સ્થાનમા આત્માનુ સ્વરૂપ સમજાવાથી દરેક જીવો પોતાના સમાન બીજા આત્માઓને ગણી ધર્મોન્નતિ કરી શકે છે અને મનવડે પણ અન્યનુ ખરાબ કરવા પ્રયત્ન કરતા નથી આત્માની જ્ઞાનાદિ અનન્ત શક્તિયોને ખીલવવાના શુભ સિદ્ધાન્તોનુ ગુરૂઓ શિષ્યોને જ્ઞાન આપે છે અને જગતમા સર્વના ભલા માટે પ્રયત્ન કરે છે ધર્મ એટલા શબ્દ ઉપર લાખો પુસ્તકો રચાયા છે, અને હજી રચાય છે સર્વ પુસ્તકોનો સાર એ છે કે આત્માના જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવા ગમે તે રીતે પ્રયત્ન કરવો ધર્મ સમજાવો તો સહેલ છે જગતના જીવોને ખરા ધર્મની પ્રાપ્તી થઇ હોય તેના લક્ષણ નીચે મુજબ છે

૧ જગતના સર્વ જીવોનું રક્ષણ કરવા પ્રયત્ન કરે છે પોતાના આત્મા સમાન સર્વ જીવોને ગણે છે

૨ બાહ્ય જડ સ્થૂલ પદાર્થોમા નહીં મુઝાતા તે આત્માની અંદર રહેલા ગુણોને શોધે છે

૩ જગતના જીવોનું ભલુ કરવા તે ભાવ, ધ્યાને ધારે છે

૪ પ્રત્યેક જીવોની દિવ્ય જ્ઞાનચક્ષુ ખીલવવા ઉપદેશ આપે છે

૫ મનની સમાનતા જાળવીને તે બાહ્ય ધર્મના કાર્યો કરે છે

૬ સર્વ જીવોને ધર્મના રસિક બનાવવા પ્રયત્ન કરે છે

૭ આત્મામા રહેલી પરમાત્મતાને મેળવવા ધ્યાન-સમાધિ કરે છે અને મનની ઇચ્છાઓને ત્યજે છે

૮ જ્યા ત્યા ગુણાનુરાગ દ્રષ્ટિ ધારણ કરે છે, જ્યા ત્યા સદ્ગુણોની ભાવના કરે છે, અને ગુણોને રાગે છે

૯ આત્માની દૃષ્ટિ ખીલવાથી તેના મુખ ઉપર આનંદની ઝાંખી છવાય છે, ઉદાસીનતાનો નાશ કરે છે.
૧૦ શ્રી વીર પરમાત્માના તત્ત્વો ફેલાવવા તે સૂક્ષ્મ અને સ્થૂલ શક્તિયોનો ઉપયોગ કરે છે.
૧૧ દરેક પદાર્થોનો સૂક્ષ્મ અનુભવ કરી આત્માના આનન્દમાં મગ્ન રહે છે.
૧૨ સ્વપરના ભલા માટે ક્રિયા યોગી બને છે. અને જ્ઞાનયોગી થઈ અજ્ઞાનનો નાશ કરે છે.
૧૩ શ્રી સર્વજ્ઞનાં તત્ત્વોપર પૂર્ણ શ્રદ્ધા રાખે છે. કોઇના બુરામાં તે ઉભો રહેતો નથી.
૧૪ બાહ્યનાં કાર્યો કરતાં છતાં તે અન્તરમાં સુરતા રાખે છે.
૧૫ મહાશય ગંભીર સદ્ગુરૂના ગંભીર ઉચ્ચ આશયને સમજવા યોગ્યતાની પ્રાપ્તિ ઇચ્છે છે.
૧૬ દરરોજ ઉચ્ચ થવાની ભાવના કરે છે. પરમાત્મ પદજ તેનું સાધ્ય-લક્ષ્ય બિંદુ કલ્પાય છે.

આવી ઉત્તમ ચેષ્ટાઓને તે ધારણ કરે છે. ધર્મોન્નતિ ઉન્નતિ કરવાને માટે પોતાના તન મનનો ભોગ આપે છે. કીર્તિ યા કોઇ પણ પ્રકારની બાહ્ય મોટાઇને લેઈ તે કશું કરતો નથી. પણ ક્ષુદ્ર વાસનાનો ત્યાગ કરી સર્વના ભલા માટે ધર્મ કાર્યો કરે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધન કરે છે. ધર્મપરિષદ્‌માં સત્યતત્ત્વને પ્રકાશે છે. રાગદ્વેષનો ક્ષય કરવા પ્રયત્ન કરે છે. દુર્જનોનાં હૃદય પણ દયાના જળથી તે શુદ્ધ કરે છે. ધર્મોન્નતિના વ્યવહાર હેતુઓને જમાના અનુસારે સેવે છે. ધર્મના ફેલાવાથી પાછો હઠતો નથી. હજારો વિઘ્નોને જીતે છે. લોકોના કહેવા પર લક્ષ રાખતો નથી. સદાકાળ ધર્મોન્નતિમાં સકલ જીવનને ગાળી પરમાત્મ દશા પ્રાપ્ત કરે છે.

---

## जैनोना त्रण फिरकाना ऐक्यनी शक्यता.

ડીસેંબર તા. ૧૦ સને ૧૯૧૦ ના સાંજવર્તમાનમાં જૈનમાં નવીન પંથની શંકા અને તેનું સમાધાન એ નામનો એક લેખક વાંચી કંઇક નવું અનુભવ્યું છે. ઘણા લોકો તરફથી એ લેખનો જવાબ આપવાના પત્રો ઉપર પત્રો આવવાથી છેવટે જણાવવું પડે છે કે એ લેખમાં કંઇ અમારા લેખના વિચારોનું સમાધાન થએલું જોવામાં આવતું નથી. અનેક જવાબોની પંચાતમાં પડવાની ઇચ્છા પણ નથી. લેખકે સારી ભાષામાં લેખ લખ્યો છે પણ તે કોણ છે

તે જણાવે તો તેની યોગ્યતા પિંછાણી ઉત્તર આપી શકાય નવીન પંથની પ્રવૃત્તિના અનુમાનોનું નિરાકરણ જો તેઓ તપાસીને કરે તો વિશેષ ઉચિત ગણાય ત્રણ ફીરકાઓ પણ જે જેટલી મતની બાબતો આવતી હોય તેટલામા ઐક્ય કરીને રહે તો આનન્દની વાત છે જે જે બાબતોમા વિરોધ આવતો હોય તે તે બાબતોમા પણ જાણી જોઇને કલેશની ઉદીરણા કરવી યોગ્ય નથી એમ અમારા ઐક્યના વિચારો છે પણ તેનો અર્થ એવો ન કરવો કે સિદ્ધાંતો વિરૂદ્ધ નવીન પંથની પ્રવૃત્તિ તથા તત્ત્વ વિરૂદ્ધ પ્રરૂપણાને પણ સત્ય માની લેઈ ઐક્ય કરવાના હિમાયતી થઇ જવુ હાલમા તો પંથોની-ગચ્છોની તકરારો સમાવવાની જરૂર છે તેમા જ્યારે લેખકનો ઉત્સાહ છે ત્યારે તેઓ આ બાબતનો અનુભવ કરશે તો માલુમ પડશે કે નવીન વેષ-નવીન ક્રિયા એજ પંથનો મૂળ હેતુ છે વિચારોની વિશાલતા રાખવી, ભ્રાતૃભાવ વધારવો, સર્પીને રહેવુ તે તો સર્વેને માન્ય છે પણ સિદ્ધાંતો વિરૂદ્ધ આચરણા-ભૂલો હોય તે તો સુધારવી જોઇએ જેનામા જે જે અંશે ગુણો છે તેઓને તે તે અંશે અમો યોગ્ય માનીએ છીએ લેખકનો મધ્યભાવ પ્રશસ્ય છે, પણ નવીન પંથની થતી ઝાંખી પુષ્ટિની પ્રવૃત્તિ ઠીક નથી કલેશની ચર્ચાઓનું સમાધાન રૂબરૂમા લાવી શકાય માટે લેખકે રૂબરૂમા મળવુ ધર્મધમા નહિ કરતા પરના ભનામા જે પ્રવૃત્તિ કરે છે તેને ધ ય છે હાનમા હું વિહાર, અને ઉપદેશમા ગુથાયલો છુ, સદ્ગુણો માટે આત્મધ્યાનમા રહેવુ સમભાવ રાખવો

---

## જૈનધર્મની આસ્તિકતા.

જે ધર્મનો પાયો આસ્તિકતા ઉપર રચાયલો છે તે ધર્મના સ્વીકારથી મનુષ્યો ખરા સુખની કુચી પ્રાપ્ત કરે છે મન, વાણી અને શરીરને જીતી આત્માની શુદ્ધ દશા પ્રાપ્ત કરી અનત સુખ પ્રાપ્ત કરવુ એજ ખરા ધર્મની ખૂબી છે આત્માનું ખરૂ સ્વરૂપ જે ધર્મમા યથાર્થ જણાય તે ધર્મનો સ્વીકાર મનુષ્યો કરી શકે છે જૈન ધર્મમા આત્મજ્ઞાન સબધી ઘણું કહેવામા આવ્યુ છે

દીલગીરીની વાત છે કે કેટલાક અજ્ઞજનો જૈનધર્મને નાસ્તિક ધર્મ કહે છે પણ તેવાઓ ઉપર કરૂણાભાવ લાવવો જોઇએ

ખરો આસ્તિક કોણ ?—જે પરમેશ્વરને માને, પુણ્યને માને, પાપને માને, બંધને માને, મોક્ષને માને, સ્વર્ગને માને, નરકને માને, દેવતાઓને

માને, પુનર્જન્મ માને, દયા, ભક્તિ, શ્રદ્ધા, પરોપકાર આદિ ગુણોને માને, દેવ ગુરૂ અને ધર્મને માને, જ્ઞાન, ક્રિયા અને ભક્તિમાર્ગ માને, તે આસ્તિક કહેવાય છે. ગૃહસ્થધર્મ માને, સાધુધર્મ માને, તપ, જપ અને તીર્થયાત્રા માને, મૂર્તિ માને, રાજ્યભક્તિ માને, યોગ માને, યજ્ઞ માને, દાન માને, ઇત્યાદિ માનનાર આસ્તિક કહેવાય છે. જૈનો ઉપરના કહેલા સર્વ સિદ્ધાંતો માને છે. અનેક તીર્થંકરો થયા અને થશે તે સર્વ, ઉપરના સિદ્ધાંતનો બોધ આપે છે; તેથી જૈનો ખરા આસ્તિક છે એમ માનવબાંધવો જાણી શકશે.

જેઓએ અષ્ટપ્રકારનાં કર્મ ક્ષય કર્યાં છે તેઓ સિદ્ધબુદ્ધ પરમાત્મા કહેવાય છે. જેઓએ તીર્થંકર નામ કર્મ બાંધ્યું હોય છે અને ઘનઘાતિક ચાર કર્મનો ક્ષય કરી અનંત કેવળજ્ઞાન, અનંત કેવલદર્શન, અનંત ક્ષાયિક ચારિત્ર ઉપાર્જન કર્યું હોય છે; તે તીર્થંકર ( અરિહંત ) કહેવાય છે. અને તે સમવસરણમાં બેસી દેવતા મનુષ્યો વગેરેને બોધ આપી ચતુર્વિધ સંઘ-રૂપ તીર્થની સ્થાપના કરે છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ; એ નવ તત્ત્વનો બોધ આપે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય એ પંચ દ્રવ્યાસ્તિકાયનુ, દ્રવ્ય, ગુણ અને પર્યાયથી સ્વરૂપ સમજાવે છે. ઉપચા-રથી કાળદ્રવ્યનું સ્વરૂપ સમજાવે છે. એ ષડ્દ્રવ્યોનું જગત્ બનેલું કહેવામાં આવે છે. અનાદિકાળથી આત્મા અને કર્મનો સંબંધ બતાવે છે. અનંત જીવો છે—એક ઇન્દ્રિયવાળા, બે ઇન્દ્રિયવાળા, ત્રણ ઇન્દ્રિયવાળા, ચાર ઇન્દ્રિ-યવાળા અને પંચેન્દ્રિય જીવોના દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર ભેદ છે. ઉર્ધ્વલોક, અધોલોક, અને તિર્ચ્છાલોકનું સ્વરૂપ બતાવે છે. હિંસાનો ત્યાગ, જુઠનો ત્યાગ, ચોરીનો ત્યાગ, મૈથુનનો ત્યાગ અને ધનનો ત્યાગ આ પ્રમાણે સર્વથા પ્રકારે પાંચ આશ્રવના ત્યાગ રૂપ પંચ મહાવ્રત સાધુનાં બતાવે છે. અને રાત્રીભોજન ત્યાગ રૂપ છઠ્ઠું વ્રત કહે છે. દેશથી હિંસાનો ત્યાગ, જુઠનો ત્યાગ, પારકી સ્ત્રીનો ત્યાગ, પરિગ્રહ પરિમાણ, દિશાનુ પરિમાણ, ભોગોપભોગ વિરમણ, અનર્થદંડ વિરમણ, સામાયકવ્રત, દેશાવગાશિક, પૌષધવ્રત અને અતિથિસંવિભાગ વિરમણ; એ ગૃહસ્થ શ્રાવ-કનાં બાર વ્રત બતાવે છે. દાન, શીયળ, તપ, અને ભાવના. એ ચાર પ્રકા-રનો સામાન્ય ધર્મ બતાવે છે. મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કરૂણા આ ચાર પ્રકારની ભાવના સર્વ જીવોએ ધારણ કરવી એવો બોધ આપે છે.

પુદ્ગલ પરમાણુઓના જથ્થા ભેગા થઇ આઠ પ્રકારનાં દ્રવ્યકર્મ બને છે અને તે આત્માના અસંખ્યાત પ્રદેશોની સાથે ક્ષીરનીર પેઠે પરિણમે છે.

અષ્ટ પ્રકારનુ દ્રવ્યકર્મ ગ્રહણુ કરનાર આત્મા છે રાગ અને દ્વેષથી મલીન થએલ આત્મામા દ્રવ્યકર્મ ગ્રહણ કરવાની શક્તિ રહેલી છે તેથી તે અષ્ટ પ્રકારના કર્મ ગ્રહણુ છે પાપ અને પુણ્ય પરમાણુઓ રૂપ પુદ્દગલ દ્રવ્યોના જથ્થાના બનેલા છે અશુભ પરમાણુઓના જથ્થાથી પાપ બનેલુ છે, અને શુભ પરમાણુઓના જથ્થાથી પુણ્ય બનેલુ છે અશુભરાગ અને અશુભદ્વે ષથી પાપકર્મની વર્ગણાઓને આત્મા ગ્રહણ કરે છે શુભ રાગ અને શુભ દ્વેષથી પુણ્યકર્મની વર્ગણાઓને આત્મા ગ્રહણ કરે છે પાપની વર્ગણાઓમા અશુભ વર્ણ, ગધ, રસ, અને સ્પર્શ રહ્યા હોય છે અને પુણ્યની વર્ગણાઓમા શુભ વર્ણ, ગધ, રસ, અને સ્પર્શ રહ્યા હોય છે

પુણ્ય કર્મનો ભોગ ભોગવવાના મુખ્ય સ્થાન દેવલોક, અને મનુષ્યભવ છે પાપ કર્મનો ભોગ ભોગવવાના મુખ્ય સ્થાન નરક અને તિર્યંચની ગતિ છે ગૌણતાએ તો ચારે ગતિના જીવોમા પુણ્ય અને પાપ કહ્યુ છે પુણ્ય અને પાપ આવવાના હેતુઓને આશ્રવ કહેવામા આવે છે રાગ અને દ્વેષ આદિથી પુણ્ય અને પાપ આવે છે માટે તેને આશ્રવ કહેવામા આવે છે વસ્તુત વિચારીએ તો પુણ્ય અને પાપ અને તેના હેતુઓને **આશ્રવ** કહેવામા આવે છે અષ્ટકર્મ આશ્રવ છે આત્માની સાથે કર્મનું બધાવુ તેને બધ કહે છે અષ્ટકર્મનો બધ રોકવાના હેતુઓ-જેવા કે સાધુ ધર્મ, શ્રાવક ધર્મ, સમિતિ, ગુપ્તિ, ભાવના, ચારિત્ર વગેરેને **સવર** કહે છે પૂર્વ બાધેલા કર્મને ખેરવવાના ( ટાળવાના ) હેતુઓ, જેવા કે બાર પ્રકારની તપશ્ચર્યા વગેરેને **નિર્જરા** કહે છે અષ્ટ પ્રકારના કર્મોથી આત્માનું છૂટવુ તેને **મોક્ષ** કહે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, આનદ વગેરે ગુણોને ધારણુ કરનારને **જીવ** ( આત્મા ) કહે છે જે જડ છે-જ્ઞાનગુણથી સર્વથા શૂન્ય છે એવા જડ પદાર્થોને **અજીવ તત્ત્વ** કહે છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્દગલાસ્તિકાય અને કાલ, એ પાચ દ્રવ્યનો અજીવ તત્ત્વમા સમાવેશ થાય છે પુણ્ય, પાપ અને બધ તત્ત્વનો પણુ પુદ્દગલાસ્તિકાયમા સમાવેશ થાય છે બધ તત્ત્વનો અપેક્ષાએ પુદ્દગલ દ્રવ્યમા સમાવેશ થાય છે રાગ અને દ્વેષને ભાવકર્મ કહે છે આત્માઓ અનત છે અનત જીવો અષ્ટ પ્રકારના કર્મ ખપાવીને મુક્તિ સ્થાનમા જઇ સિદ્ધબુદ્ધ પરમાત્મા થયા જે જીવો મુક્તિ ગયા નથી તેને સસારી જીવો કહે છે નવ તત્ત્વોનો ષડ્ દ્રવ્યમા સમાવેશ થાય છે ષડ્ દ્રવ્યનું વિશેષ સ્વરૂપ જોવુ હોય તો ( મારો બનાવેલો ) **षड् द्रव्य विचार** ગ્રથ જોવો

ઉપર પ્રમાણે આત્માના ગુણોનું લક્ષણ બતાવ્યું. આત્માના અસંખ્ય પ્રદેશોને અનંત કર્મની વર્ગણાઓ લાગી છે. કોઈ કહેશે કે જ્યારે તે અનાદિ કાળથી લાગી છે ત્યારે તે છૂટી શી રીતે પડી શકે ? તેના ઉત્તરમાં કહેવાનું કે ખાણમાં સુવર્ણ અને રજ એ ભેગાં ભળેલાં હોય છે તે જેમ પ્રયોગથી જુદાં પડે છે, ક્ષીર અને નીર ભેગાં મળી ગયેલાં હોય છે તોપણ તે હંસની ચાંચથી જુદાં પાડી શકાય છે, તેમ આત્મા અને કર્મનો અનાદિ કાળથી મેળાપ છે, તોપણ તે ભિન્ન થઇ શકે છે. વસ્તુતઃ આત્માઓ અરૂપી છે તોપણ તે કર્મના સંબંધથી વ્યવહારવડે અનાદિ કાળથી રૂપી કહેવાય છે. જ્યારે કર્મનો સર્વથા નાશ કરે છે ત્યારે તે સત્તા અને વ્યક્તિથી અરૂપી કહેવાય છે. કર્મના યોગે આત્માની સાથે પાંચ પ્રકારના શરીરનો સંબંધ થાય છે. **औदारिक, वैक्रिय, आहारक, तैजस्** અને **कार्मण.** આ પાંચ પ્રકારના શરીરનું અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ જોવું હોય તો **प्रज्ञापना सूत्र** તથા **तत्त्वार्थ सूत्र**માંથી જોવું. સાત ધાતુ વગેરેનું સ્થૂલ ઔદારિક શરીર બનેલું હોય છે. **मनुष्यो** અને પશુ પંખી વગેરે તિર્યંચોને **औदारिक** શરીર પ્રત્યક્ષ દેખવામાં આવે છે. સુખ અને દુઃખના ભોગને ભોગવવાનું મુખ્યતાએ આ શરીરથી હોય છે. **ध्यान, योग** આદિ ગુણથી મનુષ્યોને તથા તિર્યંચોને વૈક્રિય શરીરની પ્રાપ્તિ થાય છે. અષ્ટકર્મના વિકારથી બનેલું કાર્મણ, અને આહારની પચન ક્રિયા કરનાર તૈજસ્ એ બે શરીરો દેવતા, મનુષ્ય, અને નારકીના જીવોને અવશ્ય હોય છે. દેવતા અને નારકીના જીવોને તેજ ભવમાં ઉત્પન્ન થનાર વૈક્રિય શરીર હોય છે. આહારક લબ્ધિવાળા ચતુર્દશ પૂર્વધરો આહારક શરીર બનાવી શકે છે.

મનુષ્યો મરીને બીજો અવતાર ધારણ કરે છે તો મરતાની સાથે તૈજસ્ અને કાર્મણ શરીર કે જે બે સૂક્ષ્મ છે તેને પરભવમાં જીવ સાથે લેઇ જાય છે, તેથી ત્યાં તે બે શરીરના યોગે જેવાં જેવાં કર્મ કર્યાં હોય તેવાં તેવાં તે તે ભવ યોગ્ય નવાં સ્થૂળ, ઔદારિક અને વૈક્રિય શરીરને પ્રાપ્ત કરે છે. જેવા જેવા શુભ યા અશુભ પરિણામના વિચારો કરવામાં આવે છે તે તે પ્રમાણે પુણ્ય અને પાપ કર્મની વર્ગણાઓ ગ્રહણ કરવામાં આવે છે; અને તે પુણ્ય અને પાપકર્મ આખા જીવનમાં જેટલું પ્રાપ્ત કર્યું હોય છે તેટલું સર્વ કાર્મણ શરીરમાં સત્તાએ–પ્રકૃતિરૂપે પડી રહી પરભવ સાથે આવે છે, અને તે અમુક અમુક કાળે ઉદયમાં આવી સુખ અને દુઃખના હેતુઓપૂર્વક સુખ અને દુઃખનો ભોગ આત્માને આપે છે. જેમ વડના બીજમાંથી આખું મોટું વડનું ઝાડ પ્રગટે છે તેમ કાર્મણ શરીરમાં રહેલી

કમની પ્રકૃતિયો કે જે સૂક્ષ્મ છે તેના યોગે દરેક ગતિમા મોટા દિવ્ય સ્થૂળ શરીરો પ્રગટી નીકળે છે જેવા જેવા કર્મો કર્યા હોય છે તેવા તેવા કર્મ બધાઈ કાર્મણ શરીરની સાથે પરભવમા આવે છે એવો સિદ્ધાત હોવાથી મનુષ્યોએ પાપકર્મથી દૂર રહેવુ જોઇએ પુણ્ય અને પાપનો સર્વથા પ્રકારે ક્ષય થાય છે ત્યારે મુક્તિ થાય છે પુણ્ય અને પાપના યોગે સારા ખોટા શરીરો આત્માને ધારણ કરવા પડે છે, તેમજ ઉચ્ચ વા નીચ અવતાર ધારણ કરવા પડે છે

અશુભ રાગનો નાશ કરવો હોય તો શુભરાગથી કરવો અશુભ દ્વેષનો નાશ કરવો હોય તો શુભ દ્વેષથી કરવો શુભ દ્વેષનો નાશ કરવો હોય તો કેવળ આત્માનો શુદ્ધોપયોગ ધારણ કરવો રાગ અને દ્વેષના સસ્કારોનો કઈ એકદમ નાશ થતો નથી આત્માનું સ્વરૂપ પરિપૂર્ણ સમજાય, અને જ્ઞાનધ્યાનમા જીવન ગાળવામા આવે તો રાગ અને દ્વેષનો નાશ થાય છે પ્રારબ્ધ કર્મના યોગે સસારમા જે જે વસ્તુઓ મળી હોય તેમા સતોષ માની હર્ષ વા શોક કરવો નહિ જડ વસ્તુઓ જે ક્ષણિક છે, ઘડીમા જેનો નાશ થવાનો છે, અનેક રૂપાતરો જેના થયા કરે છે એવી માયાની વસ્તુ ઓમા મ્હારાપણાની બુદ્ધિ ધારણ કરવી નહિ પ્રારબ્ધાનુસારે જે લક્ષ્મી પોતાને મળી હોય તેના ઉપરથી મમતા ઉતારીને હજારો જીવોના ભલામા તેનો સદુપયોગ કરવો મનમા થતા અશુદ્ધ વિચારો જેવા કે ક્રોધ, માન, માયા, લોભ, કામ, કલેશ, નિંદા, અનેવિશ્વાસઘાત વગેરેનો નાશ કરવો વાણી સત્ય, અને પ્રિય બોલવી કાયાથી જીવની હિંસા કરવી નહિ, કરાવવી નહિ, અને જે કરતા હોય તેની પ્રશસા કરવી નહિ સર્વ પ્રકારના કર્મનો ક્ષય કરવા માટે સયમ માર્ગની આરાધના કરવી ઇત્યાદિ હેતુઓથી સકલ કર્મનો ક્ષય થાય છે જિવાદિ તત્ત્વોના ઉપદેશ કેવલજ્ઞાની શ્રી તીર્થકર મહારાજ છે શ્રી તીર્થકરને, જીવન્મુક્ત પરમાત્મા અપેક્ષાએ કહેવામા આવે છે જે સાધુ થઇને પચ મહાવ્રત પાળે છે, બેતાલીશ દોષ રહિત આહાર ગ્રહણ કરે છે અને પાચ સાક્ષીના દોષોને ટાળે છે, તીર્થકરની વાણી અનુ સાર દેશના આપે છે, તેને ગુરૂ કહે છે સાધુઓ અને સાધ્વીઓનો ગુરૂ પદમા સમાવેશ થાય છે

મોક્ષને માટે સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયાની આવશ્યકતા છે સર્વજ્ઞે જેવુ પદાર્થનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તે પ્રમાણે સર્વનય સાપેક્ષ પદાર્થોનું સ્વરૂપ જાણવુ તેને સમ્યગ્ જ્ઞાન કહે છે જ્ઞાનના પચ પ્રકાર છે-મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન તેમા મતિજ્ઞા

અને **શ્રુતજ્ઞાન, परोक्ष प्रमाण** છે, અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાન છે તે દેશથી પ્રત્યક્ષ પ્રમાણ છે. કેવલજ્ઞાન છે તે સર્વથી પ્રત્યક્ષ પ્રમાણ છે. પાંચ ઇન્દ્રિયો અને મનની સહાયથી ઉત્પન્ન થનારને **मतिज्ञान** કહે છે. જિનવાણી સાંભળીને જે જ્ઞાન થાય છે તેને **श्रुतज्ञान** કહે છે. સાક્ષાત્ આત્માના પ્રદેશોની અને ઇન્દ્રિયોની સહાય વિના જે જે રૂપી પદાર્થો જેવા હોય તેવા જણાય તેને **अवधिज्ञान** કહે છે. સંજ્ઞી પચેન્દ્રિય જીવોના મનમાં જે જે ચિંતવ્યું હોય તે તે સાક્ષાત્ આત્માના પ્રદેશોથી જાણવામાં આવે તેને **मनःपर्यव ज्ञान** કહે છે. સર્વ પ્રકારનાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી લોક અને અલોકનો સાક્ષાત્કાર થાય છે તેને **केवलज्ञान** કહે છે. કેવળજ્ઞાન આવ્યું કદી જતું નથી. કેવળજ્ઞાન પામ્યા બાદ અઘાતીકર્મનો ક્ષય કરી કેવલજ્ઞાની પરમાત્મપદ પામે છે. શ્રી વીતરાગનો કહેલો ધર્મ મુક્તિમાર્ગનો હેતુભૂત હોવાથી, સદાકાલ તેનું આરાધન કરવું. જિન પ્રતિમા વડે જિનના ગુણોનું સ્મરણ પૂજન કરી જિનમાં રહેલા ગુણો આપણા આત્મામાં પ્રકટાવવા જોઇએ. ગુણીના ગુણોને, તેની વાણીદ્વારા, તેની છબીદ્વારા, બહુમાન પ્રશંસાથી લેવા જોઇએ. મૂર્તિને પૂજનારા જૈનો કંઈ જડના પૂજકો નથી, પણ મૂર્તિમાં પરમાત્માનો ભાવ કલ્પી પરમાત્માની પૂજા કરી પરમાત્માના અમૂલ્ય ગુણોને સ્મરે છે અને તે ગુણોને હૃદયમાં ધારણ કરે છે. પુસ્તકોમાં લખેલા અક્ષરો તે જડ છે, તોપણ તે અક્ષરો દ્વારા વાચ્ય પદાર્થોનું સ્મરણ કરી, સત્ય તત્ત્વનો વિવેક કરીએ છીએ. તેવી રીતે પરમાત્માની મૂર્તિદ્વારા પરમાત્માનું સ્મરણ કરી તેમના ગુણોને લેવા જોઇએ; એમ અસલ સનાતન જૈન સિદ્ધાંતમાં મૂર્તિ પૂજા પ્રતિપાદન કરી છે. કેવળજ્ઞાની સાકાર હતા માટે તેમની મૂર્તિની પૂજા સિદ્ધ થાય છે. હાલમાં વિક્ટોરીઆ રાણી વગેરેના બાવલાને લોકો માન આપે છે તેનું કારણ ફક્ત ગુણોજ છે. અસલ તેમ પરમાત્માની મૂર્તિદ્વારા સદ્ગુણો લેવાનો રીવાજ ચાલ્યો આવે છે.

પરમાત્મ પદ પ્રાપ્ત કરવા માટે સદાચરણો રૂપ જે ચારિત્ર છે તે આવશ્યક સમજી તેની ક્રિયા કરવી જોઇએ. પરમાત્માએ શુદ્ધ ક્રિયાથી કર્મનો ક્ષય થાય છે એમ જણાવ્યું છે. ઇર્ષ્યા, રાગ, દ્વેષ, મનની ચપલતા, મોહ, મમતા, પાખંડ, કૃપણતા, હિંસા, જૂઠ, વ્યભિચાર આદિની અશુદ્ધ ક્રિયાઓ છે; તેનો ત્યાગ કરી ઉત્તમ સદ્ગુણોની જે જે માર્ગે પ્રાપ્તિ થાય તે તે શુદ્ધ ક્રિયાનો આદર કરવો જોઇએ.

આ પ્રમાણે ઇશ્વરાદિને માનનાર જૈનો દુર્ગુણરૂપ પશુઓનો જ્ઞાનરૂપ અગ્નિમાં હોમ કરી સત્ય યજ્ઞ કરે છે. અથવા ઉત્તમ સદ્ગુણોને ધારણ કર-

નાર ગુરૂ જનોની પુજા કરવી તે પણ યજ્ઞ કહેવાય છે–તેવો યજ્ઞ જૈનો કરે છે માટે જૈનો ઉત્તમ સિદ્ધાંતના માનનાર હોવાથી પરમ આસ્તિક ઠરે છે

કેટલાક ઈશ્વરને જગતનો કર્ત્તા હર્તા માને છે આત્માઓના બનાવનાર પણ ઈશ્વર છે આવી માન્યતા જૈનોને કબુલ નથી કારણ કે, રાગદ્વેષ રહિત એવા જે ઈશ્વરને જૈનો માને છે તે ઈશ્વર, કદી જગત્ રચવાની જંજાળમાં પડતા નથી બાકી આત્મરૂપ ઈશ્વર જે શરીરરૂપ જગતનો કર્ત્તા કર્મના યોગે છે અને શરીર રૂપ જગતનો હર્તા પણ છે, શરીર સૃષ્ટિ–કર્મ સૃષ્ટિનો કર્ત્તા આત્મારૂપ ઈશ્વર છે, પણ તે સંસારી અવસ્થામાં, અશુદ્ધ પરિણતિના યોગે કર્મરૂપ સૃષ્ટિનો કર્ત્તા અને હર્તા જાણવો આવી રીતે जगत्कर्तृत्व તો અપેક્ષાએ આત્માને ઈશ્વર કલ્પી જૈનો સ્વીકારે છે તે વિના કર્મરહિત શુદ્ધ પરમાત્મામાં જગત્ કર્તૃત્વ, જૈનો માનતા નથી કેટલાક અદ્વૈતવાદી વેદાન્તિયો પણ જગતનો કર્ત્તા ઈશ્વર માનતા નથી કારણ કે બ્રહ્મ કેવળ સત્ય છે અને માયા અસત્ છે તો असत् જગતનો કર્ત્તા બ્રહ્મ માનવું તે વંધ્યાપુત્રવત્ અસત્ ઠરે છે આર્યસમાજીઓ પણ વેદના આધારે કહે છે કે, આત્માઓ તથા કર્મનો બનાવનાર ઈશ્વર નથી આત્માઓ અનાદિકાળના છે જ્યારે તે આત્માઓનો બનાવનાર ઈશ્વર વેદના આધારે આર્યસમાજીઓએ માન્યો નહીં, ત્યારે જૈનો પણ जगत्ना બનાવનાર તરીકે આગમના આધારે ઈશ્વરને માને નહિ તે शास्त्रप्रमाण ने युक्तियुक्त ज છે વેદને માનનાર આર્યસમાજીઓ પૃથ્વી, જળ, આદિ પરમાણુઓને નિત્ય માને છે, પરમાણુઓનો બનાવનાર ઈશ્વર માનતા નથી ત્યારે જૈનો પણ પુદ્ગલ પરમાણુઓનો બનાવનાર ઈશ્વર માનતા નથી આર્યસમાજીઓ તેનું પ્રમાણ આપી કહે છે કે, જીવોને, કર્યા કર્મ પ્રમાણે સુખ દુઃખનો ન્યાય આપનાર ઈશ્વર છે, ત્યારે જૈનો કહે છે કે, જીવો, જે જે કર્મ કર્યા હોય છે તેનું ફળ જીવોએ કરેલા કર્મ પોતાની મેળેજ આપે છે ઈશ્વરની ન્યાયશક્તિ કલ્પવાની જરૂર તેમાં રહેતી નથી અગ્નિમાં ઉષ્ણતા આપવાની શક્તિ જેમ છે, જલમાં શીતતા આપવાની શક્તિ જેમ છે, અગ્નિ હાથમાં ઝાલીએ તો અગ્નિ બાળે છે, એ ઉષ્ણતા ગુણમાંજ બાળવાની સ્વયં શક્તિ છે, કંઈ ઈશ્વર ત્યાં ન્યાય કરવા આવતો નથી, તેમ પુણ્ય અને પાપ કર્મોમાંજ સુખ અને દુઃખ આપવાની શક્તિ છે ત્યાં ઈશ્વરની પ્રેરણા તથા ન્યાય શક્તિ કલ્પવાની જરૂર પડતી નથી જેમ આર્યસમાજીઓ પણ ઉપર જણાવેલી બાબતોનો કર્ત્તા ઈશ્વરને માનતા નથી, તેમ જૈનો પણ આત્માઓ તથા પરમાણુઓથી બનેલા કર્મ

આદિનો કર્ત્તા ઈશ્વરને સ્વીકારતા નથી. જે વસ્તુ, નિત્ય, અનાદિ કાળની હોય છે, તેનો કર્ત્તા ઈશ્વર કરી શકતો નથી; એમ વેદના આધારે જ્યારે આર્યસમાજીઓ મુક્તકંઠે કહે છે ત્યારે જગતનો બનાવનાર ઈશ્વર નથી એમ જો જૈનો કહે તો તેમાં સંપૂર્ણ સત્યતાજ સિદ્ધ ઠરે છે.

વેદધર્મવાળા અમુક અમુક બાબતોમાં ઈશ્વરની કર્તૃત્વશક્તિ સ્વીકારે છે, અને જૈનો તે અમુક હેતુઓથી સ્વીકારતા નથી. પરમાણુઓને ભેગા કરનાર અને તેનો અમુક પદાર્થ બનાવનાર ઈશ્વર છે. ત્યારે જૈનો કહે છે કે પરમાણુઓમાં અમુક સંયોગોમાં ભેગા મળી અમુક આકારરૂપે બનવાની શક્તિ રહી છે. તફાવત માત્ર આટલો છે. સાયન્સ વિદ્યા પણ પદાર્થોમાં ભેગા મળવાની તથા વિખરવાની શક્તિ છે એમ સ્વીકારે છે. આ બાબત વિશેષ મનન કરવા યોગ્ય છે.

હવે આત્મા સંબંધીનો વિચાર કરીએ. સનાતન વેદાન્તિયો આત્માને સર્વત્ર વ્યાપક માને છે. આત્મા સર્વત્ર વ્યાપક છે એવો સિદ્ધાન્ત શંકરમતનો છે. રામાનુજ આચાર્યે આત્માને પરમાણુરૂપ સૂક્ષ્મ સ્વીકારે છે, અને આત્માને સર્વત્ર વ્યાપક માનનારની દલીલો તોડી નાંખે છે. શાંકરમતવાળા આત્માને અણુ માનનારની દલીલો તોડી નાંખે છે. શાંકરમતવાળા સર્વ જીવોનો એક આત્મા બ્રહ્મરૂપ સ્વીકારે છે, ત્યારે રામાનુજ મતવાળા અણુરૂપ ભિન્ન ભિન્ન આત્માઓને સ્વીકારે છે, અને દલીલો વેદાન્ત સૂત્રના આધારે બતાવે છે. આર્યસમાજીઓ આત્માઓને ભિન્ન ભિન્ન સ્વીકારે છે. સર્વ જીવનો એક આત્મા સ્વીકારતા નથી. અને તેથી અદ્વૈતવાદના સર્વત્ર વ્યાપક બ્રહ્મને દલીલોથી તોડવા યુક્તિયો આપે છે. આર્ય સમાજીઓ સર્વત્ર વ્યાપક ભિન્ન ભિન્ન આત્માને માને છે.

જૈનો સિદ્ધાન્તાનુસાર દલીલોપૂર્વક આત્માઓને ભિન્ન ભિન્ન માને છે. વ્યક્તિની અપેક્ષાએ સર્વ આત્માઓ ભિન્ન ભિન્ન છે. સંગ્રહનયની અપેક્ષાએ સર્વ આત્માઓની એકસરખી સત્તા હોવાથી સર્વ આત્માઓનું એકત્વપણું માને છે. અમુક અમુક અપેક્ષાઓને લેઇ સર્વનો એક આત્મા અને સર્વનો ભિન્નભિન્ન આત્મા સ્વીકારતાં તકરારનું સ્થાન રહેતું નથી, એકજ મનુષ્ય પુત્રની અપેક્ષાએ પિતા, અને પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર એમ બે ધર્મ સહિત કહેવાય છે. તેમ આત્માઓ પણ સત્તાથી એક, અને વ્યક્તિથી ભિન્ન ભિન્ન સ્વીકારવામાં આવે તો તે અપેક્ષાએ સંઘટે છે. શ્રી રામાનુજ અણુરૂપ આત્મા માને છે અને શંકરાચાર્યજી વ્યાપક બ્રહ્મ માને છે. ત્યારે જૈનો આત્માને વ્યાપક પણ માને છે અને અવ્યાપક પણ

માને છે કેવલજ્ઞાનમા લોકાલોક ભાસે છે તેની અપેક્ષાએ સર્વ વ્યાપક આત્મા માનવામા આવે છે, અને સૂક્ષ્મ શરીરમા પણ અસખ્યાત પ્રદેશથી વ્યાપીને રહે છે માટે અણુ જેટલો અર્થાત્ ઘણો સૂક્ષ્મ પણ આત્મા આ અપેક્ષાએ માનવામા આવે છે વ્યાપક અને અણુવાદમા જૈનો અપેક્ષાથી બન્ને પણ સ્વીકારતા હોવાથી ખડનમડન કરતા નથી અપેક્ષા સમજીને વ્યાપક માને વા અણુરૂપ માને તો સ્યાદ્વાદ યથાયોગ્ય ઘટે છે જ્યારે આત્મા કેવલીસમુદ્ઘાત કરે છે ત્યા લોકાકાશમા સર્વત્ર આત્માના પ્રદેશો વ્યાપે છે, તે વ્યક્તિની અપેક્ષાએ અમુક કાળમા આત્મા વ્યાપક ગણાય છે શાકર અને રામાનુજવાળાઓ વ્યાપક અને અણવાદમા જુદા પડે છે, ત્યારે જૈનો બેના સિદ્ધાતને અમુક નયોની અપેક્ષાએ માનતા હોવાથી બન્નેના વાદને પોતાના દર્શનમા ઉતારે છે શુદ્ધાદ્વૈતવાદિઓ આત્માને માને છે અને તે આત્મા તે કદી પરમાત્મા થાય નહિ. પરમાત્મા વિષ્ણુ છે અને આત્માઓ સદા કાલ પરમાત્માના સેવક રહેવાના છે એમ સ્વીકારે છે જૈનો અમુક અપેક્ષાએ, એટલે જ્યા સુધી આત્માની પરમાત્મ દશા થઇ નથી ત્યા સુધી બહિરાત્મા વા અન્તરાત્મા તે પરમાત્માના સેવક કહેવાય છે, એમ માને છે પણ આત્માની સપૂર્ણ શક્તિયોનો વિકાસ થતા તે પરમાત્મા કહેવાય છે આર્યસમાજીઓ, શાકરમતવાળાઓ તથા સાખ્યો તથા રામાનુજઆચાર્ય આત્મા પુનર્જન્મ ધારણ કરે છે, તેમ માને છે, ત્યારે જૈનો તથા બૌદ્ધો પણ આત્મા પુનર્જન્મ ધારણ કરે છે તેમ માને છે ફક્ત ખ્રીસ્તિયો, ચાવાક અને મુસલમાનો આત્માનો પુનર્જન્મ સ્વીકારતા નથી

અદ્વૈતવાદિયો આત્માને નિત્ય સ્વીકારે છે રામાનુજ શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, તેમજ આર્યસમાજીઓ પણ આત્માનું નિત્યપણું સ્વીકારે છે બૌદ્ધો આત્માને ક્ષણે ક્ષણે નવા તરીકે ઉત્પન્ન થનાર માની અનિત્યવાદ સ્વીકારે છે જૈનો આત્માને દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય માને છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય માને છે યજુર્વેદમા નહિના ભાગમા કહ્યુ છે કે तद्देजते तन्न एजते-ને આત્મા કપે છે અને તે આત્મા કપાયમાન થતો નથી મૂળ દ્રવ્યરૂપે નિત્ય છે તેથી તેની અપેક્ષાએ કપાયમાન થતો નથી, અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ શરીર આદિ પર્યાયો ફરે છે તેની અપેક્ષાએ કપાયમાન થાય છે દ્રવ્યરૂપે નિત્ય હોવાથી કપાયમાન થતો નથી, અને પર્યાય રૂપે શરીર વગેરેથી અનિત્ય હોવાથી-अनित्य છે તેથી કપાયમાન થાય છે આમ અપેક્ષાએ જૈનો નિત્ય અને અનિત્યવાદ સ્વીકારે છે મધ્યસ્થ દષ્ટિમતો વિચારશે તો આમ અપેક્ષાએ યોગ્ય સમજાશે જે જે

વાદિયો આત્માને નિત્ય માને છે તેના મત પ્રમાણે આત્મા નિત્ય હોવાથી તે કાર્યરૂપ નથી. તેથી તે અનાદિકાળનો સિદ્ધ ઠરે છે. સારાંશ કે નિત્ય એવા જે આપણે આત્માઓ છીએ તેના બનાવનાર ઈશ્વર નથી; એમ આપણા સિદ્ધાંત અનુસારે સમજી શકાય છે. આત્માઓના બનાવનાર ઈશ્વર નથી એમ જૈનો પણ માને છે. બૌદ્ધો પણ ઈશ્વરમાં જગત્કર્ત્તૃત્વ સ્વીકારતા નથી. આત્માઓ વગેરેની બાબતમાં ઈશ્વરકર્તૃત્વ નથી એમ સમાલોચનાથી કેટલીક બાબતોથી સમજી શકાશે. ખ્રીસ્તિયો અને મુસલમાનો જીવોના બનાવનાર ઈશ્વરને માને છે.

આત્માને પુનર્જન્મ માન્યા વિના પુણ્ય અને પાપનો તે ભોક્તા થઇ શકતો નથી. જેઓનો ધર્મ પુનર્જન્મના સિદ્ધાંત ઉપર રચાયો છે તેઓના ધર્મવાળાઓ પાપથી ડરતા રહે છે અને સદાચારમાં લક્ષ રાખ્યા કરે છે. પુનર્જન્મનો સિદ્ધાંત માન્યા વિના આ ભવમાં શુભકાર્ય કરવાં, અને અશુભ કાર્ય કરવાં નહિ એવી દૃઢ ભાવના રહી શકતી નથી. હિંદુઓ પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ એ ત્રણ પ્રકારનાં કર્મ માને છે. જૈનો અષ્ટ પ્રકારનાં કર્મ માને છે તે ઉપર જણાવવામાં આવ્યું છે. આત્મા અને કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતને માનનારા આસ્તિક ગણાય છે. આત્મા અને કર્મનું સ્વરૂપ પરિપૂર્ણ સમજવામાં આવે તો આત્માના તરફ લક્ષ લાગે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ, વીર્ય આદિ અનંત ગુણમય આત્મા છે. જેમ કર્મનાં આવરણ ખસતાં જાય છે તેમ તેમ આત્માના ગુણો ખીલતા જાય છે. રાગદ્વેષ, અજ્ઞાન, હિંસા આદિ પાપના હેતુઓનો નાશ કરવાથી આત્માની ઉચ્ચ દશા થતી જાય છે. આ જ્ઞાનવડે આત્મા, કર્મનો પડદો ચીરી નાંખી લોકાલોકનો પ્રકાશ કરનાર થાય છે. અનંત સુખ પ્રાપ્ત કરે છે. જન્મ જરા અને મરણનાં દુઃખોનો નાશ કરે છે. પરમાત્મા સિદ્ધ કહેવાય છે. આવી દશા પ્રાપ્ત કરવા માટે કેટલાક કનક કામનીનો ત્યાગ કરી સાધુવ્રત પાળે છે, પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે; રાગ અને દ્વેષને જીતવા પ્રયત્ન કરે છે; યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ અષ્ટાંગ યોગનો આદર કરે છે. જૈનોમાં આ અષ્ટાંગ યોગનો વિશેષ પરિચય છે. સાધુ અને સાધ્વીઓ યથાશક્તિએ આ અષ્ટાંગ યોગને ધારણ કરે છે. ગૃહસ્થો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી ગૃહસ્થાવાસમાં રહી નીતિથી ધન પ્રાપ્ત કરે છે. સદા આચારોની શુદ્ધિ પાળ્યા કરે છે. સારાં વ્રતો અંગીકાર કરે છે. વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણીની નીતિની વૃદ્ધિ કરી આત્મગુણો ખીલવે છે.

**મુક્તિ.**—ગૃહસ્થો અને સાધુઓનું અંતિમ લક્ષ્ય મુક્તિ સ્થાન છે.

મુક્તિના સંબંધમાં દરેક ધર્મવાળાઓની જુદી જુદી માન્યતા છે કેવલ દ્વૈતવાદિયો (શાંકરમતાનુયાયિઓ) ત્રણ પ્રકારના કર્મ ક્ષયથી મુક્તિ સ્વીકારે છે પણ તે આકાશની પેઠે સર્વત્ર વ્યાપકપણું મુક્તાત્માનું સ્વીકારે છે વૃત્તિનો ક્ષય અને બ્રહ્મ સ્વરૂપમય થઈ જવું એજ મુક્તિ છે, એમ અદ્વૈત વેદાન્તિયો સ્વીકારે છે બ્રહ્મની પેઠે મુક્તપણું પણ સર્વત્ર છે કેટલાક સાયુજ્ય અને નિરાયુજ્ય એવી બે પ્રકારની વેદાંતિયો મુક્તિ સ્વીકારે છે રામાનુજ આચાર્ય પણ ગુણથી રહિતપણું તે રૂપ મુક્તિ સ્વીકારે છે ન ચ स पुनरावर्त्तते यद्गत्वा न निवर्तं ते तद्धाम परमं मम-મુક્તિમાં ગએલા જીવ પાછા આવતા નથી જ્યાં ગયા બાદ પાછું ફરાતું નથી તે મોક્ષધામ મ્હારૂં છે આવી આ શ્લોકના ચરણના આધારે કેટલાક વેદાન્તિયોની માન્યતા છે આર્ય સમાજીઓ કહે છે કે, મુક્તિમાં અમુક કાળની મર્યાદા સુધી જીવો રહીને પાછા સંસારમાં આવે છે સાંભળવા પ્રમાણે સ્વામીજી દયાનંદ સરસ્વતીજીએ પૂર્વે એમ છપાવ્યું હતું કે, જીવો મુક્તિમાં ગયા બાદ પાછા આવતા નથી પાછળથી મુક્તિમાંથી પાછા આવે છે એમ છપાવ્યું છે સત્ય જ્ઞાની જાણે સ્વામિનારાયણવાળાઓ વિષ્ણુ ભગવાનની પાસે અક્ષરધામમાં રહેવું તેને મુક્તિ માને છે શુદ્ધાદ્વૈત (શ્રી વલ્લભ સંપ્રદાયવાળાઓ) ગોલોકમાં જઈ થી વિષ્ણુ ભગવાનની પાસે રહેવું તેને મુક્તિ માને છે થીઓસોફી સમાજના પણ કેટલાક લોકો અમુક સ્થાનમાં અમુક વખત સુધી રહેવું તેને મુક્તિ માને છે, અને મુક્તિમાંથી આત્માઓ પાછા સંસારમાં અવતાર ધારણ કરી, અન્ય મલીન આત્માઓને સુધારે છે સારાંશ કે તેઓની માનેલી મુક્તિમાંથી તેમાના કેટલાકના મત પ્રમાણે જીવો પાછા સંસારમાં આવે છે મુસલમાનો અમુક સ્થાનમાં રહેવું તેને મુક્તિ માને છે ખ્રીસ્તિયો પણ તે પ્રમાણે મુક્તિમાં અમુક બાબત સ્વીકારે છે બૌદ્ધો સંપૂર્ણ વાસનાના ક્ષયને મુક્તિ સ્વીકારે છે બૌદ્ધોએ મુક્તિનું સ્થાન કલ્પ્યું નથી

જૈનો સંપૂર્ણ અષ્ટકર્મના ક્ષયથી મુક્તિદશા સ્વીકારે છે, લોકના અંતે સિદ્ધશિલાની ઉપર મુક્તિસ્થાન છે અષ્ટકર્મથી જે મહાત્માઓ મૂકાય છે તે તુર્ત એક સમયમાં મુક્તિસ્થાનમાં જાય છે ત્યાં અનંત કેવલજ્ઞાન, કેવલ દર્શન, અનન્ત સુખ, અને અનન્ત વીર્ય-શક્તિથી સદાકાલ બિરાજે છે મુક્ત દશામાં સિદ્ધ, બુદ્ધ, પરમાત્મા કહેવાય છે સમયે સમયે અનન્ત સુખ ભોગવે છે સિદ્ધ-મુક્ત થએલા આત્માઓ મુક્તિમાંથી કદી પાછા આવતા નથી તેઓને કર્મના અભાવે જન્મ, જરા અને મરણ નથી બળેલું બીજ જેમ બીજીવાર ઉગી નીકળતું નથી, તેમ જેઓએ કર્મને

બાલી ભસ્મ કર્યા છે એવા મુક્તિના જીવો કદી સંસારમાં પાછા આવતા નથી. કોઈ કહેશે કે સંસારી જીવોને દુઃખમાંથી બચાવવા પાછા આવે છે, આ પણ દલીલ યોગ્ય નથી. કારણકે જેણે સંપૂર્ણ કર્મનો ક્ષય કર્યો છે તેને કર્મ વિના અવતાર ધારણ કરવો પડતો નથી. દુઃખી જીવોને બચાવવા માટે સંસારમાં રહેલા ઘણા મહાત્માઓ ઉપદેશ આપે છે. પરમાત્મારૂપ થએલાઓને આવવાની કશી જરૂર પડતી નથી. મુક્તિમાં અનંત આત્માઓ પરમાત્મ રૂપે બની અનંત સુખ ભોગવે છે. અનંત જ્ઞાનવડે સર્વ પદાર્થોને જાણે-દેખે છે.

કેટલાક દુઃખનો અત્યંત અભાવ તેનેજ મુક્તિ માને છે. કેટલાક કહે છે કે મુક્તિમાં જ્ઞાન રહેતું નથી. જૈનો કહે છે કે દુઃખના અત્યંત અભાવ પૂર્વક મુક્તિમાં અનંત સુખ ગુણ પ્રગટી નીકળે છે. **चित् અને आनन्द गुण** આત્માનો છે, માટે આત્મા **चिदानन्द** કહેવાય છે. મુક્તિમાં અનંત જ્ઞાન છે. જ્ઞાન વિનાની જડ મુક્તિને કોણ ઇચ્છે? કોઇ ઇચ્છે નહીં. જૈનો જ્ઞાન અને અનંત આનંદ મુક્તિમાં માને છે. અને **आत्मा** તેજ સદાકાલ **परमात्मरूपे** થાય છે એમ સ્વીકારે છે. સિદ્ધાત્માઓ સર્વે અરૂપી એટલે પરમાણુથી ભિન્ન અસંખ્યાત પ્રદેશી અત્યંત સૂક્ષ્મ હોય છે. તે એક ઠેકાણે અનંત ભેગા રહે છે, તોપણ એક બીજાને હરકત થતી નથી. કારણકે તે આકાશ પેઠે અરૂપી છે. સંસારમાં અનંત અનંત જીવો છે. મુક્તિમાં ગયાથી સંસારમાં રહેલા જીવનો છેડો આવતો નથી. મુક્તિમાં જવાના ઉપાયો જ્ઞાન, દર્શન, અને ચારિત્ર છે. **ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः** તત્વાર્થ સૂત્રમાં કહ્યુ છે. શ્વેતાંબરો અને દિગંબર જૈનો કેટલાક ક્રિયા વગેરેના ભેદો વિના, આત્મા, કર્મ, મુક્તિ, નવ તત્ત્વ, ષટ્ દ્રવ્ય, અને ઈશ્વર આદિની માન્યતામાં સિદ્ધાંત તત્ત્વ તરીકે એક સરખી માન્યતા ધરાવે છે. આ પ્રમાણે મુક્તિ બાબતમાં જૈનોની માન્યતા જણાવી.

**જગત્કર્તૃત્વ તરીકે ભિન્નમાન્યતાના દેવો**—વૈષ્ણવ મતવાળા વિષ્ણુને જગતકર્તા તરીકે માને છે. બ્રહ્માને માનનારા બ્રહ્માને જગત્ બનાવનાર તરીકે માને છે. શિવમતવાળા મહાદેવને જગતના બનાવનાર તરીકે સ્વીકારે છે. દેવી ભગવતવાળાઓ શક્તિને જગત્ કરનારી માને છે. ખ્રીસ્તિયો પોતાના ઈશ્વરને જગતકર્તા તરીકે માને છે. મુસલમાનો ખુદાને માને છે. કોઇ કુદરતને માને છે. આર્ય સમાજીઓ ઉપરના મતવાળાઓ જેવી રીતે માને છે તેવા આકારવાળા દેવોને જગત્કર્તા તરીકે કબુલ કરતા નથી, ઉલટું બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, અને દેવી વગેરેનું ખંડન કરે છે. આર્ય સમાજીઓ

સૂર્યને વિષ્ણુ કહે છે મેઘ સહિત વિદ્યુત્‌ને મહાદેવ કહે છે વાયુને બ્રહ્મા કહે છે કેટલાક યોગને માનનારાઓ પૂરક પ્રાણાયામને બ્રહ્મા કહે છે કુંભક પ્રાણાયામને વિષ્ણુ કહે છે રેચક પ્રાણાયામને મહાદેવ કહે છે અને આત્મશક્તિને દેવી કહે છે જૈનો જ્ઞાન, દર્શન, ચારિત્રને, બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર કહે છે અથવા આત્મા સંપૂર્ણ જ્ઞાનને ધારણ કરી સર્વજ્ઞ બને તો તે બ્રહ્મા કહેવાય છે સંપૂર્ણ ગુણોને સ્થિર કરે ત્યારે આત્માજ વિષ્ણુ કહેવાય છે, અને અનંત કર્મની વર્ગણાનો જ્યારે સર્વથા નાશ કરે ત્યારે તે મહાદેવ કહેવાય છે એક આત્માનેજ ગુણોની અપેક્ષાએ અનેક નામથી બોલાવવામા આવે તો તેમા કોઈ જાતનો દોષ નથી જગત અનાદિકાળથી દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ છે માટે જગતનો બનાવનાર કોઈ ઈશ્વર નથી એમ જૈનો સ્વીકારે છે, તેમ બૌદ્ધો તથા કેટલાક અદ્વૈતવાદિ વેદાન્તિયો પણ સ્વીકારે છે વૈશેષિક દર્શનવાળા પણ પૃથ્વી આદિના પરમાણુઓને નિત્ય માને છે અને તે પરમાણુઓ રૂપ જગતનો બનાવનાર ઈશ્વર નથી એમ સ્વીકારે છે આર્ય સમાજીઓ સૂર્ય, મેઘ, અને વાયુ વગેરેને જગતના પોષક માની ઉપચારથી કર્તા તરીકે માને છે, એવું ઔપચારિક કર્તાપણું તો જૈનો પણ સ્વીકારે છે પણ વસ્તુત સત્યકર્તાપણું એવા સૂર્યાદિમા માનતા નથી ઈશ્વર પરમાત્મા તો ઉપચારથી પણ કર્તા તરીકે સિદ્ધ થતા નથી સાંખ્યો કહે છે કે **प्रकृति कर्त्री पुरुषस्तु पुष्करपलाशवत् निर्लेप** પ્રકૃતિ (કર્મ) કર્તા તરીકે છે પુરૂષ-ઈશ્વર (આત્મા) તો નિર્લેપ છે કોઇ વસ્તુનો કર્તા સિદ્ધ થતો નથી જૈનો પણ પરમાત્માને અકર્તા માને છે રાગદ્વેષ રહિત પરમાત્માને જગત્‌ બનાવવાનું કંઇ પણ પ્રયોજન નથી જૈનોના સિદ્ધાંત પ્રમાણે સર્વ પ્રકારની ખટપટ રહિત પરમાત્મા છે ઇત્યાદિ ઉપર જણાવવામા આવ્યુ છે

ઉપસંહાર—જૈનો ઉપર પ્રમાણે સિદ્ધાંતોને સ્વીકારી મુક્તિમા જવા ઇચ્છે છે તેથી તે **પરમઆસ્તિક** ગણાય છે જૈનો આ પ્રમાણે પોતાના સિદ્ધાંતોને માને છે અને અન્યદર્શનોને પણ અમુક નયની અપેક્ષાએ માનીને તેનું ગ્રહણ કરે છે અમુક એક નયને માની દર્શનો ઉભા થયા છે પણ તેમાથી (નયોની સાપેક્ષતાથી) સત્ય ખેંચી લેવુ જે ભાગ અસત્ય લાગે તેની ઉપેક્ષા કરી સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો કાઇ ધર્મ ઉપર દ્વેષ ધારણ કરવો નહિ ષડ્ દર્શન જિન અંગ ભણી જે-જિન દર્શન રૂપ પુરૂષના સાંખ્ય, વૈશેષિક, મીમાંસક, અને બૌદ્ધ વગેરે દર્શનો અંગ છે અંગોને અંગ રૂપ માની તેમાથી સાર ખેંચવો અન્ય દર્શનોની સાપેક્ષનયવાદ સમજાવી સ્યાદ્વાદ દર્શનની ખુબી સમજાવવી વિતંડાવાદ કરીને ધર્મની મારામારી કરવાથી રાગ

દ્વેષની વૃદ્ધિ થાય છે. હિંદુસ્થાનમાં રહેલા હિંદુઓ વગેરે બાંધવોને જૈન તત્ત્વ સમજાવવા જૈનોએ પ્રયત્ન કરવો જોઇએ. જો તેઓ જૈનતત્ત્વને સમજશે તો જૈન ધર્મની નિંદા કરશે નહિ. તેમજ એકેક નયોથી પરસ્પર ક્લેશ પણ કરશે નહિ. ભારતધર્મમંડળ નામના પુસ્તકમાં લખેલું છે કે એક વખત જૈનોની સંખ્યા આર્યાવર્ત વગેરેમાં ચાલીશ કરોડ મનુષ્યોની હતી. જૈનોમાં જૈન તત્ત્વ જાણવાનું જ્ઞાન પ્રતિદિન ઘટવાથી હાલ આશરે ચઉદલાખ મનુષ્યોની સર્વ જૈનોની સંખ્યા ગણાય છે. પહેલાં ચારે વર્ણ જૈન ધર્મ પાળતી હતી.

ચોવીશ તીર્થંકરો તો ક્ષત્રિય (રજપુતો) હતા. છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામી કે જેનું નિર્વાણ થયાં આજ ૨૪૩૭ વર્ષ થયાં છે, તેઓના અગ્યાર પાટવી શિષ્ય ગણધરો બ્રાહ્મણ હતા. મહાવીરસ્વામીના વખતમાં ગૌતમબુદ્ધ થયો હતો. તેણે બુદ્ધ ધર્મનું સ્થાપન કર્યું હતું. શ્રી મહાવીરસ્વામીના નિર્વાણ વખતે અઢાર દેશના રાજાઓએ હાજરી આપી હતી. ગૌતમસ્વામીને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હતું. કોણિક, શ્રેણિક, ચેટક, પ્રદ્યોતન, પ્રસન્નચંદ્ર વગેરે રાજાઓ એમહાવીરસ્વામીના પરમ ભક્ત હતા. પશ્ચાત્‌નંદ, સંપ્રતિ, વનરાજ, કુમારપાલ અને વસ્તુપાલ વગેરે જૈન રાજાઓના વખતમાં જૈન ધર્મનો ફેલાવો વિશેષ થયો હતો. નાત જાતના ભેદ વિના સર્વ લોકો જૈન ધર્મ પાળતા હતા. આર્દ્રકુમાર જેવા મુસલમાન અને મેતાર્ય મુનિ જેવા ચંડાલ કુલમાં ઉત્પન્ન થએલા પણ જૈન ધર્મ પાળી મુક્તિ પદ પામ્યા છે. તે વખતમાં જૈનોની વિશાલ દૃષ્ટિ હતી. શંકરાચાર્ય જેવાના વખતમાં પણ જૈનો શાસ્ત્રાર્થમાં સામા ટકી રહ્યા અને જૈન ધર્મનો ફેલાવો કરવા લાગ્યા. અન્ય ધર્મવાળાઓની રાજસભા સમક્ષ શાસ્ત્રાર્થ કરી જૈન ધર્મનો ફેલાવો કરવા લાગ્યા. જે લોકો યજ્ઞમાં પશુઓને હોમતા હતા, તેવાઓને પણ બોધ આપી, જ્ઞાન-ધ્યાનરૂપ યજ્ઞમાં દોર્યા અને જૈન ધર્મ પમાડયો. હાલના જૈનો જો તે પ્રમાણે વિશાળ દૃષ્ટિ ધારણ કરી આર્યસમાજીઓની પેઠે પોતાના ધર્મનો ફેલાવો કરે તો ઉદ્યમ કરવામાં તેઓના પૂર્વજોના પગલે ચાલ્યા કહેવાય. જ્ઞાન, ધન, અને સત્તામાં જે પ્રજા આગળ પડે છે તે પોતાના ધર્મનો વિશેષ ફેલાવો કરી શકે છે. જૈનોમાં પણ આવી આત્મિક સત્તા પ્રગટ થશે તો તેઓ હારિદ્રાઇમાં આગળ પડતા ગણાશે. કોઇ ધર્મના ઉપર દ્વેષ કરવો નહિ. અન્ય ધર્મ પાળનારા ઉપર પણ ઉપકારો કરવા. અન્ય ધર્મીઓના આત્માને પણ પોતાના આત્મા સમાન લેખી તેઓ ઉપર મૈત્રી ભાવના ધારણ કરવી જે જ્ઞાન સંપાદન કર્યું હોય તેનું દાન આપણા માનવ બાંધવોને આપવું. અન્ય ધર્મીઓના આત્માને પણ

ધાર્મિક કેળવણી આપી ઉચ્ચ શા કરવી તેમના બનામા ભાગ લેવો આવી ઉત્તમ દ્દષ્ટિને જૈનોએ સ કાળ ધારણ કરવી પુરૂષો અને સ્ત્રીઓને કેળ વણી આપવી મીશનરીઓની પેઠે અ ય ધર્મીઓને વિવાના દાનની મદદ કરી, ખ્રીસ્તિધર્મમા જતા બચાવવા અને જૈનધર્મનું જ્ઞાન આપવુ આવી ઉત્તમતાથી અ ય ધર્મીઓને, જૈનધર્મ જાણીને તે સ્વીકારવાની રૂચિ થશે

જે લોકો આત્મા માનતા નથી, પુનર્જન્મ માનતા નથી, ઇશ્વર, પુણ્ય, અને પાપ માનતા નથી, તે જડવાદીઓ અથવા ચાર્વાકો કહેવાય છે તેઓને આસ્તિક બનાવવા આત્મતત્ત્વનું જ્ઞાન આપવુ તેવા પુસ્તકો આપવા અને તેવા નાસ્તિકોની નાસ્તિકતા ટાળવા સનાકાળ પ્રયત્ન કરવો

ઉપર પ્રમાણે જૈનોની આસ્તિકતાના તત્ત્વો સમજી આત્માની ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો દુર્ગુણોને ટાળવા સદ્‌ગુણોને લેવા સદ્‌ગુણોના ધારકોની સેવા કરવી જગતમા પુરૂષો અને સ્ત્રીઓ શારીરિક, માનસિક અને વાચિક સ્થિતિનો સુધારો કરી આધ્યાત્મિકજ્ઞાની ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરો સર્વ પ્રકારના દુ ખોથી મુક્ત થઇ સત્ય સુખને પ્રાપ્ત કરો **एज लेखकनो शुभाशी छे**

---

## सज्जनमां अने दुर्जनमा तफावत.

સજ્જનો સમુદ્ર, પૃથ્વી, નદી, સૂર્ય, ચદ્રની પેઠે સહેજે બીજાઓને ઉપ કાર કરે છે ત્યારે દુર્જનો કટુક વૃક્ષ-હલાહલ વિષ અને સર્પની પેઠે બીજા ઓને દુ ખના દેનાર થાય છે સજ્જનો જ્યારે બીજાઓમા ગુણ દ્દષ્ટિથી ગુણ દેખે છે, ત્યારે દુર્જનો અવગુણ દ્દષ્ટિના યોગે બીજાઓમા છતા અને અછતા દોષો દેખે છે-બીજાનું બુરૂ કરવા આળ ચઢાવે છે સજ્જનો જ્યારે ઉપકાર કરવા તૈયાર રહે છે, ત્યારે દુર્જનો ઉપકાર કરનારનું પણ બુરૂ કરવા તૈયાર હોય છે સજ્જનો સ્વભાવે દયાળુ હોય છે ત્યારે દુર્જનો સ્વભાવે બીજાના પ્રાણનો ઘાત કરનારા હોય છે સજ્જનો જ્યારે દુનિયાની ધોળી બાજુ તરફ લક્ષ રાખે છે, ત્યારે દુર્જનો ગુરુ, માતા-પિતા, પાઠક આદિ ઉપકારી જનોની પણ કાળી બાજુ ઉપર લક્ષ આપે છે સજ્જનો બીજાઓના ગુણોની સ્તુતિ કરે છે, દુર્જનો બીજાઓના ગુણોને પણ અવગુણોમા ફેરવી નાખીને નિન્દા કરે છે સજ્જનો જ્યારે મનુષ્યોને દયાળુ ગુણી, પરોપકારી, ન્યાયી, સત્યવક્તા કે ધર્માચાર્ય બનાવવા પ્રયત્ન કરે છે, ત્યારે દુર્જનો અન્ય મ નુષ્યોને હિંસક, નિંદક, ગુણ ઉપર અવગુણ કરનાર, નાસ્તિક, જુઠા, પ્રપચી, ધૂર્ત, કે પાપી બનાવવા પ્રય ન કરે છે સજ્જનો કલ્પવૃક્ષ સમાન છે, ત્યારે

દુર્જનો બાવળીયાના વૃક્ષ સમાન છે. સજ્જનો બીજાના દુઃખે દુઃખી થાય છે, ત્યારે દુર્જનો બીજાના દુઃખે હર્ષિત થાય છે. સજ્જનો અન્ય જનોની ઉન્નતિ દેખી ખુશી થાય છે, અને પ્રમોદભાવનામાં આનંદ માને છે. ત્યારે દુર્જનો અન્ય જનોની ઉન્નતિ દેખીને યા સાંભળીને તેઓની અપકીર્તિ થાય તેવા ઉપાયો કરવા મંડી જાય છે. અને મનમાં દાવાનળની પેઠે બળ્યા કરે છે. સજ્જનો સર્વે ઉપર પ્રેમ ધારણ કરે છે, ત્યારે દુર્જનો દ્વેષ ધારણ કરે છે. સજ્જનો હિત શિક્ષાને અમૃત સમાન માને છે, ત્યારે દુર્જનો હિત શિક્ષા દેનારનું પણ ભુંડું ઇચ્છે છે. સજ્જનો સાગરની પેઠે ગંભીર રહે છે. ત્યારે દુર્જનો ક્ષુદ્ર બુદ્ધિ ધારણ કરે છે. સજ્જનો કપટ-કળાને કેળવતા નથી, ત્યારે દુર્જનો કપટકળા કેળવવામાં મોટી પંડિતાઇ ને હોંશીયારી માને છે. સજ્જનો ઉપરથી અને અંદરથી નિર્મલ હોય છે, ત્યારે દુર્જનો અંદરથી કપટ વિષ ભરેલા હોય છે. સજ્જનોના હૃદયમાં વિદ્યા અમૃતરૂપે પરિણામ પામે છે, ત્યારે દુર્જનોના હૃદયમાં વિષ રૂપે વિદ્યા પરિણમે છે. સજ્જનો બીજાઓનું ભલું કરવા પ્રયત્ન કરે છે, ત્યારે દુર્જનો અનેક પ્રકારે બીજાઓનું બુરૂં કરવા પ્રયત્ન કરે છે. સજ્જનો બીજાઓની કુમતિનો નાશ કરવા ઉપદેશ આપે છે, ત્યારે દુર્જનો બીજાઓને કુમતિની વૃદ્ધિનો ઉપદેશ આપે છે. સજ્જનોનાં હૃદય હંસની પેઠે ઉજ્વળ હોય છે, ત્યારે દુર્જનોનાં હૃદય કાળા અંજનની પેઠે કાળાં હોય છે. સજ્જનો કાવા-દાવાના પ્રપંચોથી દૂર રહે છે, ત્યારે દુર્જનો સદાકાળ કાવાદાવા રચવામાં પોતાનું જીવન ગાળે છે. સજ્જનોના મુખમાં અને હૃદયમાં પણ મધુરતા હોય છે, ત્યારે દુર્જનોના હૃદયમાં વિષ અને વાણીમાં મધુરતા હોય છે. સજ્જનો ધર્મને પ્રાણની પેઠે ધારણ કરે છે, ત્યારે દુર્જનો ધર્મને ઢોંગ તરીકે માને છે. સજ્જનો સદાકાળ અન્ય જીવોને મદદ આપે છે, ત્યારે દુ-ર્જનો તેથી વિપરીતપણે પ્રવર્તિ અન્યનું ખરાબ ઇચ્છે છે. સજ્જનોની સ-ત્તાથી અન્યજીવોનાં દુઃખો દૂર ટળે છે, ત્યારે દુર્જનોની મહત્તા તથા સ-ત્તાથી અન્યજીવોને દુઃખની પરંપરા પ્રાપ્ત થાય છે. સજ્જનો પાપીઓને ધર્મી બનાવે છે ત્યારે દુર્જનોના સમાગમમાં આવેલા જીવો અધર્મી બની જાય છે. સજ્જનો અનેક સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, ત્યારે દુર્જનો અનેક દુર્ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. સજ્જનોની દૃષ્ટિમાં રાગ ષના અભાવે નિર્મળતા હોય છે ત્યારે દુર્જનોની દૃષ્ટિમાં રાગ અને દ્વેષના યોગે મલીનતા હોય છે. સજ્જનોની વૃત્તિ પરમાત્મા તરફ વળે છે, ત્યારે દુર્જનોની દૃષ્ટિ મોહમાયામાં પ્રવર્તે છે. સજ્જનોની દૃષ્ટિથી જગત્‌નું કલ્યાણ

થાય છે, ત્યારે દુર્જનોની દૃષ્ટિ જ્યા જ્યા પડે છે ત્યા અપમંગળ કરે છે સજ્જનો દેવ સમાન છે અને દુર્જનો દૈત્ય-રાક્ષસ સમાન છે સજ્જનોની સંગતિ લાભ કરનાર થાય છે, ત્યારે દુર્જનોની સંગતિ દુખ કરનારી થાય છે, માટે સજ્જનોની સદાકાળ સંગતિ કરવી ૐ શાન્તિ દમણુ.

આ જગતમા માનવો સુંદર રૂપ, મીઠા શબ્દો, મીઠા રસ, મનોહર સુગંધ અને સ્પર્શના સુખમા મોહ પામી ભવજાળમા ફસી પડે છે વાસના ઘણા શોખ અને ઉપદ્રવનું મૂળ છે

એવો એક સમય છે કે તે પ્રાપ્ત થયા બાદ કોઈની સાથે કોઈનો મેળાપ થતો નથી, કોઇ પાછુ આવતું નથી સર્વ ઉપર પતનકાળ ફિયા વર્ત છે મૃત્યુ મર્ત્યને વશ કરે છે પરંતુ કોઇ મૃત્યુને વશ કરી શકતું નથી આત્મજ્ઞાનિયો મૃત્યુને જીતે છે

સંસારમા માયાના સંગથી ઉદ્ભવેલી વિચિત્ર વાસનાઓથી જીવ સ્વસ્વરૂપ ભૂલી માયાના પાશમા સંગવત્ ફસાયો, અને જરાવસ્થા આવી તોપણ કઇ ચેતી શકતો નથી અહો ! જીવની કેટલી અજ્ઞાનતા ! મનમા જરા વિચારો કે, આ દેહ અત્યારે ગમે તેવો રૂપાળો અને સુંદર લાગે છે, પણ તે કાળે કરીને બળરહીત તથા વિરૂપ તો થવાનોજ અત્યારે આ બધી ઉપાધિનું મારે હવે શુ પ્રયોજન છે ? જ્યારે અંતે જરા આવવાની છે, ત્યારે ક્ષણિક વસ્તુ ઉપર પ્રેમ કરવો નકામો છે

અજ્ઞાની મનુષ્ય, સ્ત્રી, પુત્ર, ધન, અને ઘરને મમતાથી પોતાના માને છે પણ અંતે તો સર્વને છોડી વિનાશ પામવાનોજ એ કેટલી ઘોર આપત્તિ !

મનુષ્ય પોતાના દેહનું ગમે તેટલું જતન કરે, તોપણ અંતે તેના દેહની રાખ થવાનીજ

જુઓ, વિચારો, ધારો પણ જ્યા સુધી આત્માને દેખ્યો નથી, વિચાર્યો નથી, ધાર્યો નથી, ત્યા સુધી મનુષ્ય જન્મની સાફલ્યતા થતી નથી

આત્માજ આત્માનો નિયંતા છે

બીજા સઘળા મનુષ્યો ઉપર જય મેળવનાર કરતા આત્મા ઉપર જય મેળવનાર ખરેખર વિજયી છે

માનસિક પાપનો ત્યાગ કર અને તારા મનથી સદ્ગુણી જીવન ગાળ

જે મનુષ્ય ક્રોધ કરવાના પ્રસંગે ક્રોધ કરે છે, તે પાપી છે

આપણને ધિક્કારનારને નહિ ધિક્કારીને આપણે સુખમા રહીએ છીએ

જે અન્યને મારે છે તેને માર ખાવો પડશે, જે બીજા તરફ ઇર્ષ્યા બતાવે છે, તે બીજા તરફથી ઇર્ષ્યાજ ભોગે

તેણે ગાળ દીધી, મારી નિંદા કરી, મને માર્યો, મને હરાવ્યો, આવા વિચાર મનમાં રાખનારાઓના ધિક્કારનો કોઇ દીવસ અંત આવશે નહીં કારણ કે-કદાપિ પણ ધિક્કાર ધિક્કારથી અટકતો નથી. ધિક્કાર પ્રેમથીજ નાશ પામે છે. આ એક પુરાણો ઉત્તમ નિયમ છે. જો મનુષ્ય પવિત્ર વિચારથી બોલે છે, અથવા વર્તે છે તો મનુષ્યની સાથેજ જતી તેની છાયાની પેઠે સુખ તેને અનુસરે છે.

**સઘળા મનુષ્ય શિક્ષાથી કંપે છે, સઘળા મનુષ્ય મૃત્યુથી બીહે છે, યાદ રાખો કે તમે પણ તેના સરખાજ છો, અને તેટલા માટે કોઇ પ્રાણીનો વધ કરતા નહિ. અને કરાવતા પણ નહિ.**

**ધર્મશાસ્ત્રો કહે છે કે-દરેક પ્રાણિ તરફ દયાળુ અને પરોપકારી થા, જગત્માં શાંતિ ફેલાવ, આજ સિદ્ધાંતનું રહસ્ય મને સદ્‌ગુરુએ આપ્યું.**

---

## અદ્વૈતવાદની જ્ઞાનચર્ચા.

વાદી—અમો એક બ્રહ્મને માનીએ છીએ. માયા આળપંપાળ છે અને બ્રહ્મ તો સચ્ચિદાનંદ એકજ શુદ્ધસ્વરૂપ છે.

પ્રતિવાદી—હે અદ્વૈતવાદિન્!!! આ તમારો પક્ષ આકાશકુસુમવત્-અસત્ય ઠરે છે. પ્રથમ તો અમો તમોને પૂછીએ છીએ કે માયા બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન? જો કહેશો કે માયા બ્રહ્મ થકી ભિન્ન છે તો પૂછીએ છીએ કે તે માયા જડ છે કે ચૈતન્ય-કહેશો કે જડ છે તો તે નિત્ય છે કે અનિત્ય? જો કહેશો કે માયા બ્રહ્મથકી ભિન્ન છે તથા નિત્ય છે તો અદ્વૈતમતના મૂળને તે તમારો આસ્તિનો સિદ્ધાંત બાળીને ભસ્મ કરી નાખશે. કારણ કે બ્રહ્મથી ભિન્ન વસ્તુ માયા ઠરી તે પાછી નિત્ય તો તમારા મુખે તમોએજ દ્વૈતમત સ્થાપન કર્યો, અને અદ્વૈતવાદ મૂળથીજ અસિદ્ધ ઠર્યો. કહેશો કે માયા જડ છે અને અનિત્ય છે તો દ્વૈતતા સિદ્ધ થઈ કારણ કે અનિત્યવસ્તુ કાર્ય રૂપ છે. તો માયા અનિત્ય હોવાથી કાર્ય રૂપ ઠરી અને કાર્ય કારણથી પેદા થાય છે તો પછી માયારૂપ કાર્યનું ઉપાદાન શું છે તે કહેવું જોઇએ. જો કહેશો તો માયાનું ઉપાદાન કારણ છે તો **परिग्राहितार्थ पक्षस्याविरामाभावरूप** અનવસ્થા દૂષણ પ્રાપ્ત થશે. વળી જો માયાનું કારણ બ્રહ્મ માનશો તો સર્વ કંઈ બ્રહ્મજ બનશે. અને માયાથી બ્રહ્મ કદાપિ જુદું થવાનું નહિ. કદાપિ તમો માયાને ચૈતન્ય માનશો તો પૂર્વ કહેલાં દૂષણો તમારા અદ્વૈતવાદમાં આવી ઉભાં થશે. વળી જો તમો

કહેશો કે માયા બ્રહ્મ થકી અભિન્ન છે તો તે બ્રહ્મજ કહેવુ જોઇએ, પણ માયા એક જુદી છે એમ કહો તો પોતાના મુખને સ્વયં બંધ કરવુ પડશે

વાદી—માયા છે તે તો એક જુદા પ્રકારની છે અને આખે દેખાય છે તે તો સર્વ પ્રપંચ છે

પ્રતિવાદી—બહુ સારૂ મહેરબાન ! તમો માયાને જુદા પ્રકારની માનો છો તે જુદો પ્રકાર કોનાથકી જાણ્યો ? તમો કહેશો કે બ્રહ્મથકી માયાનો જુદો પ્રકાર છે તો અમો કહીએ છીએ કે સ્વભાવ ભિન્ન ભિન્ન હોવાને લીધે જુદા જુદા પ્રકાર માનવા પડે છે, તો બ્રહ્મથી માયાનો સ્વભાવ જુદોજ ઠર્યો માયાનો સ્વભાવ જડ છે અને બ્રહ્મનો સ્વભાવ જ્ઞાનવિશિષ્ટ છે, તો તે બ્રહ્મ અને માયા બે વસ્તુઓ સિદ્ધ ઠરી જેમ અજવાળુ અને અંધારૂં બે જુદી વસ્તુઓ છે તેમ સમજવુ એમ બે વસ્તુઓ સિદ્ધ ઠરી તો અદ્વૈતવાદરૂપ ભ્રમ દૂર થઈ ગયો વળી અમો તમોને પૂછીએ છીએ કે માયા सत् છે કે અસત્ ? જો તમો સત્ કહેશો તો બે તત્વની સિદ્ધિ થઈ અને જો અસત્ કહેશો તો આ જગત્મા કોઈ સુખી, કોઇ દુ ખી, કોઇ રોગી, કોઇ શોકી, કોઇ રાજા, કોઇ રંક ઇત્યાદિ પ્રપંચ ક્યાથી થયો તે કહેવુ જોઇએ વળી અસત્ એ अभावरूप છે અભાવ ચાર પ્રકારનો છે—प्रागभाव १, प्रध्वंसाभाव २, अन्योन्याभाव ३, अत्यन्ताभाव ४, એ ચાર અભાવમાથી કયા અભાવરૂપ માયા છે તે કહેવુ જોઇએ જો અત્યંતાભાવરૂપ માયા છે એમ કહો તો તે બીલકુલ દેખાવી જોઇએ નહીં જેમ घटात्यन्ताभाव બીલકુલ જણાતો નથી તેમ માયાનો अत्यन्ताभाव હોય તો તે દેખાવી જોઇએ નહીં પણ घट, पट, दंड, चक्र એ સર્વ તમોએ માયારૂપ માન્યા છે તે આખે દેખાય છે માટે માયાને તમારાથી અસત્ કહેવાને નહીં आकाश कुसुम असत् હોવાથી તે જણાતુ નથી, તેમ માયા પણ असत् હોય તો જણાવી જોઇએ નહીં—અત માયાને અસત્ કહેવી તે તે वन्ध्यापुत्र જેવુ છે બ્રહ્મ અને માયા એ બે પદાર્થ સ્વત. સિદ્ધ છે

વાદી—અમારા શાસ્ત્રમા લખ્યુ છે કે—

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थित ॥
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत् ॥ १ ॥

સર્વ પ્રાણીઓનો એકજ આત્મા છે તે દરેક ભૂતને વિષે રહેલો છે તે એકજ છતાં બહુ પ્રકારે દેખાય છે, જેમ એક ચંદ્ર છતા જળમા બહુ દેખાય છે તેમ જાણી લેવુ

પ્રતિવાદી—તમોએ આપેલ દૃષ્ટાંત યુક્તિને પણ સહન કરી શકતું નથી. સર્વ પ્રાણીઓનો જો એક આત્મા માનીએ તો એકને સુખ થયે છતે બીજાને પણ સુખ થવું જોઇએ. એકના દુઃખે બીજાને દુઃખ તથા એકને મુક્તિ પ્રાપ્ત થયે છતે પણ મુક્તિ મળવી જોઇએ. પણ એમ તો થતું નથી. માટે સર્વ જીવનો એક આત્મા કહી શકાય નહીં, તથા આત્મા એક છે અને બીજા જીવો તેના અંશ તરીકે છે. જો એમ કહેતા હોતો તે પણ ઠીક પાયા પર નથી. કારણ કે પારાની પેઠે આત્માના કણીઆ-એટલે જુદા જુદા અંશ થવાનું તેમાં કંઇ કારણ છેજ નહીં. અને આત્માના અંશ કદાપિ કાળે બનેજ નહીં. વળી તમારા દૃષ્ટાંતની એક રીતે ખામી દર્શાવું છું. એક ચંદ્રનાં પ્રતિબિંબ પાણીમાં પડી શકે એ સ્વાભાવિક છે. કારણ ચંદ્ર રૂપી છે, રૂપીનું પ્રતિબિંબ પડી શકે પણ આત્મા તો અરૂપી છે. અરૂપી આત્માનું પ્રતિબિંબ-જીવાત્મા હોઈ શકે નહી. વળી આત્માનું પ્રતિબિંબ કયા દર્પણરૂપ પદાર્થમાં પડે છે ? કહેશો કે માયામાં. તો માયા નામનો પદાર્થ બીજો ઉભો થાય છે ત્યાં ભિન્નતા પ્રાપ્ત થાય છે. જ્યાં ભિન્નતા ત્યાં અદ્વૈત-અભિન્નતા સંભવેજ નહિ. આકાશ અરૂપી હોવાથી તેનું પ્રતિબિંબ જેમ પડતું નથી તેમ આત્મા અરૂપી હોવાથી તેનું પ્રતિબિંબ પડવું અસંભવિત છે. માટે જળમાં ચંદ્રનું પ્રતિબિંબ સંબંધીનું તમારૂં દૃષ્ટાંત નિરર્થકજ છે. આત્મા પ્રતિ શરીર ભિન્નજ છે. આત્મા ત્રણ પ્રકારના છે. ૧ **परमात्मा**, ૨ **अंतरात्मा**, ૩ **वहिरात्मा**. વિશેષ ગ્રંથોમાં જોઈ લેવું. વળી અમો કહીએ છીએ કે મનુષ્યનું પતિબિંબ છાંયડા તરીકે પડે છે. તે છાયારૂપ પ્રતિબિંબ મનુષ્યથી ભિન્ન છે કે અભિન્ન ? જો કહેશો કે ભિન્ન છે તો તે જડ છે કે ચેતન છે ? જો જડ કહો તો એમ ઠર્યું કે મનુષ્યાકાર ચેતનનું-પ્રતિબિંબ છાંયડા તરીકે પૃથ્વી ઉપર પડયું. તે છાંયડો ભિન્ન અને જડ ઠર્યો, તો મનુષ્યાકાર ચેતન વસ્તુનો ગુણ છાંયડામાં આવ્યો નહીં, તેમ તમારો બિંબ પ્રતિબિંબ ભાવ, ફક્ત પરમાત્માના ગુણ વિનાનો થઇ પડશે અને કંઇ નહી તેવો થઈ જવાનો. જેમ દર્પણમાં પડેલ છાયામાં મુખનું પ્રતિબિંબ મુખ રૂપે ભાસે છે તે મુખ રૂપ પ્રતિબિંબ હજારો ઉપાય કરે પણ અસલ મુખનો જે ગુણ તેને પામે નહીં. તેમ પરમાત્માના પ્રતિબિંબ તરીકે જીવાત્માઓને માનનાર મતવાદીઓ કદાપિ કાળે પરમાત્મા સ્વરૂપ થવાના નહીં. અને તેમની કષ્ટ ક્રિયા જ્ઞાન, ધ્યાન, ભસ્મીભૂત ફળ વિનાનાં થવાનાં, એ મહાદોષ પ્રગટ થાય છે. વળી અમો પૂછીએછીએ કે પરમાત્માના અંશભૂત જીવાત્માઓ એકાન્ત થકી નિત્ય પરમાત્માથી ભિન્ન છે કે અભિન્ન ? જો કહેશો કે પરમા-

તેમાથી જીવાત્માઓ એકાન્તથકી નિત્ય ભિન્ન છે, તો જીવાત્માઓ કદા પિકાળે પરમાત્મારૂપ થવાના નહીં અને પરમાત્માથકી સદાય ભિન્ન રહેવાના એ મોટુ દૂષણ તમારા સિદ્ધાતમા આવે છે વળી જો તમો કહેશો કે પરમાત્માથી અશભૂત જીવાત્માઓ એકાન્તથકી નિત્ય અભિન્ન છે, તો સર્વે કઇ પરમાત્મા બની ગયુ! રાગી–દ્વેષી પણ પરમાત્મા બની ગયો! અજ્ઞાની પણ પરમાત્મા, તેમ હરકોઈ પણ પરમાત્મા, રોગી પણ પરમાત્મા, સ્ત્રી પણ પરમાત્મા, સર્પ પણ પરમાત્મા, એમ થવાથી પરમાત્માને આવા ભયકર દૂષણો લાગે છે અને સર્વે કોઈ પરમાત્મા બની ગયુ તો ધર્મ કર વાની શી જરૂર તમારા મત પ્રમાણે છે? સુખી પણ પરમાત્મા ને દુખી પણ પરમાત્મા કદાપિકાળે જીવથી દુખ દૂર જવાનું નહીં તેમ અજ્ઞાન પણ જીવથી દૂર જવાનુ નહીં યત सर्वे परमात्मस्वरूपत्वात हवे બીજી રીતે અદ્વૈતમત પરીક્ષાનો વિચાર આરભીએ છીએ

सर्वप्राणिना एक एव हि आत्मा स्यात्तर्हि ससारिणा मुक्तत्वापत्तिः । मुक्ताना ससारित्वापत्तिश्च सुखिना दुःखित्वापत्तिः ॥ दुःखिना सुखित्वापत्तिः भविष्यति कुतः एक एव आत्मत्वात् एक एव आत्मा सर्वप्राणिना स्वीकर्तुं न शक्यते एकस्य आत्मनः स्वीकारे जगदनुभवविरोधापत्ति रीति एकात्मा स्वीकर्तु न शक्यते ॥

સર્વ પ્રાણીઓનો એક આત્મા સભવતો નથી એ વાત સિદ્ધ થઇ વળી હે મતવાદિન્! તું ચદ્રના બિંબ અને એથી જળમા પડતા પ્રતિબિંબ અનેક ભાસે છે તે દૃષ્ટાત આપ્યુ પણ તે દૃષ્ટાત ખોટુ ઠરે છે કારણ કે ચદ્રને ચદ્રના પ્રતિબિંબ જળમા પડેલ છે તેનો ભે૦ છે જો બિંબ અને પ્રતિબિંબનો ભે૦ માનીએ નહિ તો દર્પણમા પડેલા પ્રતિબિંબનો નાશ થયે છતે ચદ્રનો પણ નાશ થવો જોઇએ પણ તે નાશ થતો નથી માટે બિંબ અને પ્રતિબિંબનો ભે૦ છે આ ચદ્રનું પ્રતિબિંબ છે આ અનુ ભવમા ચદ્રનો ભે૦ પ્રતિબિંબમા ભાસે છે માટે બિંબ અને પ્રતિબિંબ એક કહેવાય નહિ જ્યારે બિંબ અને પ્રતિબિંબ ભિન્ન થયાં ત્યારે એક ચદ્ર અ નેક પ્રકારનો ભાસે છે એમ કહેવાય નહીં, કારણ કે ચદ્રમા એકત્વ રહેવું છે અને અનેકત્વનો ચદ્રમા બાધ છે માટે એક ચદ્ર અનેક પ્રકારનો ભાસે છે એમ કહેવુ અસત્ય છે તેવી રીતે એક આત્માના પ્રતિબિંબ તરીકે અ નેક જીવાત્માઓ માનો છો તે કહેવાય નહીં કારણ કે બિંબભૂત આત્મા અને તેના પ્રતિબિંબ તરીકે અનેક જીવાત્માઓ છે, તેનો પરસ્પર ભે૦ છે માટે

એકાત્મા એજ અનેક જીવાત્મા તરીકે કહેવાય નહીં. કદાચિત્ તમો બિંબ અને પ્રતિબિંબને એક કહો તો દર્પણમાં પડેલું એવું ચંદ્રનું પ્રતિબિંબ તેનો નાશ થયે છતે ચંદ્રનો પણ નાશ થશે. कुतः बिम्बप्रतिबिम्बयोः ऐक्यत्वात्. પણ ચંદ્રનો નાશ થતો નથી. તેવી રીતે પ્રતિબિંબ તરીકે જે જીવાત્માઓ છે તેનો થાશ થયે છતે બિંબ સ્વરૂપ જે એક આત્મા તમો માનો છો તેનો પણ નાશ થઈ જશે. પુનઃ बिम्बस्वरूपस्यआत्मनः प्रतिबिम्बस्वरुपजीवात्मना सह ऐक्यत्वात्. વળી સર્વ પ્રાણીઓનો જો તમો એક આત્મા કહેશો તો એક કાલાવચ્છેદન કોઈ સુખી હોય છે, કોઇ દુઃખી હોય છે, તેમ થવું જોઇએ નહીં; કેમકે સર્વેનો એક આત્મા હોવાના લીધે, કેવળ બધાને સુખ થવું વા કેવળ બધાને દુઃખ થવું જોઇએ. પણ એમ થતું નથી, અને એક કાલાવચ્છેદન કોઈ સુખી ભાસે છે અને કોઈ દુઃખી ભાસે છે. માટે સર્વે પ્રાણીઓનો એક આત્મા કહેવાય નહીં. આત્માઓ અનેક છે તે વાત સિદ્ધ ઠરી. બીજું આત્મા એક માનશો તો પામર તે મુક્ત તથા મુક્ત તે પામર થઈ જશે. તો મુક્ત-પામરનો જે ભિન્ન વ્યવહાર થાય છે તેની અનુપપત્તિ થશે. માટે આત્મા એક મનાય નહીં પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા અનંત છે એક નથી. તીર્થંકર મહારાજા કે જે સર્વજ્ઞ છે તેમનું કથન સત્ય ઠર્યું. શ્રી તીર્થંકર મહારાજ અનંતજ્ઞાની હતા તેમણે કહેલાં શાસ્ત્ર સત્ય છે. પરમાત્માના પ્રતિબિંબરૂપે જીવાત્માઓ કહી શકાય નહિ. કણાદ અનેક આત્મા સ્વીકારે છે, આર્યસમાજીઓ પણ અનેક આત્મા સ્વીકારે છે.

અદ્વૈત—સર્વ જીવાત્માઓ બ્રહ્મ સ્વરૂપમય છે, પણ સ્થૂલદૃષ્ટિથી જીવાત્માઓ અનેક ભાસે છે પણ તે ભ્રમ છે. જ્યારે તમારો ભ્રમ ભાગી જશે ત્યારે બ્રહ્મથી અતિરિક્ત કાંઈ પણ ભાસશે નહીં.

પ્રતિવાદી—વાહરે વાહ! એ તમારાં વાક્યો કેમ કરી સત્ય ઠરશે? કહ્યું છે કે:—

मणिर्लुठतु पादाग्रे, काचः शिरसि धार्यताम् ॥
परीक्षककरप्राप्तः काचः काचो मणिर्मणिः ॥१॥

તે પર એક અદ્વૈતવાદીની કથા છે તે સાંભળો. એક બ્રાહ્મણીને કોઇ ગૃહસ્થે પોતાના ત્યાં રસોઈ કરવા બોલાવી. જેમ જેમ રસોઇ કરતી જાય તેમ તેમ એક એક પદાર્થ ચાખતી જાય, પછી ઘરે માલીકે જાણ્યું કે આ બ્રાહ્મણી મારી રસોઇ જૂઠી (એંઠી) કરે છે, માટે તેણે તેણીને કહ્યું કે હે બાઇ! ત્હેં શા માટે મારી રસોઇ ઉચ્છિષ્ટ કરી? ત્યારે બ્રાહ્મણી બોલી કે ભાઇ ગીતાજીમાં કહ્યું છે કેઃ—

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ॥
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१॥

શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે, સર્વે પ્રાણી માત્રના દેહોમા હુંજ વૈશ્વાનર નામનો અગ્નિ થઇને પ્રાણઅપાનથી સમાયુક્ત થયો છતો ચતુર્વિધ અનાજને પચાવુ છુ માટે હે ભાઇ! જે રસોઇ મ પ્હેલેથી આપી એ વૈશ્વાનરરૂપ ભગવાનને થાળ તરીકે પહોચી પેલો ગૃહસ્થ પણ પાકો ઘટ જેવો હતો તેણે ધગધગતુ એક અગાડીયુ લેઇ તુરત પેલી બૈરીને ચાપી દીધુ બૈરી બોલી કે આમ કેમ મને બાળો છો? ત્યારે તે બોલ્યો કે ગીતાજીમા કહ્યુ છે કે આત્મા તો અગ્નિથી બળતોજ નથી ૨

नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः ॥
न चैन क्लेदयन्त्यापो, न शोषयति मारुतः ॥ १ ॥

આત્માને શસ્ત્ર છેદી શકતુ નથી, અને અગ્નિ બાળી શકતો નથી, જળ આર્દ્ર શકતુ નથી, તેમ વાયુ શોષણ પણ કરી શકતો નથી તે તો સદૈવ નિરંજન છે માટે હે બાઈ! તારા આત્માને શુ થઇ ગયું?

તે બૈરી સમજી ગઇ-કશુન વાત કરી લીધી, તેમ હે અદ્વૈતવાદિન્! તમારા મન પ્રમાણે આત્મા જે નિરંજન છે તેને ભ્રમ થાયજ કેમ? નજ થાય તમો તો ત્રિકાલ અવિદ્યા અબાધિત આત્માને માનો છો સૃષ્ટિ પહેલા એક બ્રહ્મ હતું તેમ ઉપનિષદ્મા સ્પષ્ટ લખ્યુ છે सदेव सौम्य इदमग्र आसीत् હે સૌમ્ય! આ સૃષ્ટિ પહેલા એક સત્-બ્રહ્મજ હતું જ્યારે સૃષ્ટિ પહેલા બ્રહ્મ હોય ત્યારે એ બ્રહ્મમાંથી જીવાત્મા એ થાય કેમ? કહેશો કે અવિદ્યા-અજ્ઞાન (ભ્રમ) લાગવાથી તો ભાઇ! તમારા કહેવાપર અનેક દૂષણ ખડાં થાય છે કારણ કે સત્-બ્રહ્મને અવિદ્યા લાગીને તેજ જીવ રૂપે થયો તો હવે ધ્યાન, ભજન, જ્ઞાન એ સર્વ તમો સ્વસ્વરૂપ પામવા બ્રહ્મ થવા કરો છો તે નિરર્થક જશે કારણ બ્રહ્મ હતા તે જીવ થયા તો પાછા બ્રહ્મ થશો તો જીવ થવાનો સભવ થાય છે પાછા જન્મ મરણ તો ભોગવવા પડશે ત્યારે પછી દેવલોકમા અને મોક્ષમા ફેર તો રહેશેજ નહિ અને તમારી ગીતાજીનાં વચન તમારે ખોટા કરવા પડશે આત્મા તો મુક્તિ પામીને પાછો ફરે નહિ તેજ તમારા ભગવાન્ કહે છે કે મારૂ ધામ

यद् गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम.

માટે તમારૂ કહેવુ અસત્ય છે વળી જગત્ અને પરમાત્મા એક માનતા જગત્ મિથ્યા ગણતા બ્રહ્મ પણ મિથ્યાજ થશે અને જગ

તને નિત્ય કહેશો તો जगत मिथ्या પ ખોટું ઠરતાં તમારાં પ્રમાણુ નાશ પામશે માટે જો ઉભય બંને સત્ય માનશો તો द्वैतापत्ति दूषण લાગુ પડશે. સર્વદા તમારે માટે તો રજ્જુપાશ છે. માટે તમારા મત પ્રમાણે બ્રહ્મ નિત્ય અગર અનિત્ય.માની શકાતુંજ નથી. તથા માયાને અનિર્વાચ્ય માનશો તો (अनाद्यविद्या अनिर्वाच्या कारणोपाधिरुच्यते.) તેનો અર્થ એકે રીતે કહી નહિ શકાય તેવી એમ છે તો માયાનો વ્યવહારજ નહિ થાય. અનેકાન્ત મત રીતે સત્, અસત્, ઉભયથા માનવી પડશે તોજ વ્યવહાર થશે.

અદ્વૈતવાદી—ગંગાના બિંદુઓ જેમ ગંગાથી ઉછળી પાછા તેમાંજ સમાય છે તેમ બ્રહ્મમાંથી અનેક જીવ પ્રકટે છે ને તેમાં સમાઈ જાય છે.

પ્રતિવાદી—અરે ભાઈ! વિચારો તો ખરા. ગગાથી ગંગાના બિંદુઓ અભિન્ન હોય તો તે ગંગાથી ભિન્ન થાયજ નહીં. માટે એ દૃષ્ટાંત પણ ક-લ્પિત અસત્ય છે. બ્રહ્મ અરૂપી–નિરાકાર છે માટે તેમાંથી જળકણ પેઠે અનેક જીવો નિકળે છે અને તેમાં સમાઈ જાય છે એમ પ્રત્યક્ષ પ્રમાણુ પણ કહેવાતું નથી. બ્રહ્મથી અનેક જીવો નિકળી પાછા તેમાં લય થઇ જાય છે એમ કહો તો સુખ દુઃખના અનુભવની અનુપપત્તિ થશે કારણ કે તમારા મત પ્રમાણે બ્રહ્મને સુખ દુઃખ નથી એ વિરોધ આવે છે. માટે પ્રતિશરીર ભિન્ન ભિન્ન આત્મા સ્વીકારવા જોઇએ. ગંગાનું પાણી અને ગંગાના જળ કણુ બે પ્રત્યક્ષ વસ્તુ છે અને બ્રહ્મ પ્રત્યક્ષ ન હોવાથી તે દૃષ્ટાંત પણ આપવું ખોટું છે. જળના કણુ જળથી ઉપજે છે. પાછા જળમાંજ લય પામે છે. તે દૃષ્ટાંતમાં સમજવાનું કે તે બે અનિત્ય છે. તેમ અહીં બ્રહ્મથી ઉત્પન્ન થયેલા જીવાત્માઓને તમો નિત્ય વા અનિત્ય માનો છો? નિત્યની ઉત્પત્તિ થાય નહીં, નિત્ય વસ્તુ કાર્યરૂપે સંભવે નહીં, એમ નૈયાયિકો કહે છે. અને બ્રહ્મથી ઉત્પન્ન થયેલા જીવાત્માઓને અનિત્ય કહેશો તો जीवथी अभिन्न ब्रह्म–તે અનિત્ય ઠરશે. માટે બ્રહ્મમાંથી ઉપજતા જીવો તેમાં લય પામે છે એ વાત અસિદ્ધ ઠરી.

વાદી—અમારી ઉપનિષદોમાં તથા શંકર સ્વામિના ગાદિસ્થ પરંપરા શિષ્ય માધવ, શંકરવિજયના ત્રીજા પ્રકરણમાં લખે છે કે परमात्मा जग-दुपादानकारणमिति. પરમાત્માજ જગત્‌નું ઉપાદાન કારણ છે. જગત્‌માં જે કંઇ છે તે સર્વ પરમાત્મા રુપ છે.

પ્રતિવાદી—એ પણ કહેવું વ્યાજબી નથી. જ્યારે જગત્‌રૂપ પરમાત્મા છે ત્યારે કોઇ પાપી નથી, કોઇ ધર્મી નથી, કોઇ સુખી નથી, કોઇ દુઃખી નથી, સ્વર્ગ–નર્ક–સાધુ કે ચોર કોઇજ નથી. ચંડાળ જેવા બ્રાહ્મણ, સ્ત્રી

જેની માતા, ગધા જેવો બાપ, રાગી સમાન ત્યાગી ઠરશે કારણ સર્વ જગત પરમાત્મા છે–અખંડ એકરસ રૂપે છે તો ત્યા ભેદજ શો?

અદ્વૈતવાદી—અમારા અદ્વૈતમતના આધાચાર્ય શંકરાચાર્ય સ્વામિ છે તેમણે સર્વ મતોનું ખંડન કરી શંકરમત–અદ્વૈતમત સ્થાપ્યો છે તેનું ખંડન કરનાર કોણ છે? જુઓ તે પર શંકર દિગ્વિજયમા લખેલુ છે તેમા જૈન તથા બૌદ્ધ સર્વનો પરાજય શંકરે કર્યો દર્શાવ્યો છે

પ્રતિવાદી—એ વાત તદ્દન ગલત છે શંકર દિગ્વિજય કલ્પિત છે તે હમણા સિદ્ધ થઇ ચૂક્યુ છે તે પર હાલમાજ બહાર પાડવામા આવ્યુ છે કે, જૈન સાધુ કપાળમા તિલક કરતા નથી ને તે ગ્રથમા ' સાધુ તિલક કરીને સામો આવી શંકરાચાર્ય જોડે વાદ કરવામા આવ્યો લખ્યુ છે તે વાત તદ્દન જૂઠી છે શંકરાચાર્યના અદ્વૈતવાદનું શ્રી રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્યે, શ્રી માધ્વાચાર્ય તથા નિંબાર્કાચાર્યે, અને આર્યસમાજીએ ખંડન કરી, તે અદ્વૈતમતને નિર્મૂલ કરી નાખ્યો હોવાથી હજી તે ઉભો થવા પામ્યો નથી કારણ તે તે સંપ્રદાયોનુ ખંડન કર્યું છે માટે તમારો અદ્વૈતમત સિદ્ધ થઇ શકયો નહિ હોવાથી તે અસિદ્ધ છે અને સર્વજ્ઞ અમારો જૈન ધર્મ સિદ્ધ સત્ય ઠરે છે સંગ્રહનયની અપેક્ષાએ ઉઠેલા અદ્વૈતવાદનો જૈન દર્શનમા સમાવેશ થાય છે પણ એકાન્ત સંગ્રહનય મા યાથી મિથ્યાત્વ ગણાય છે અમારા શ્રી યશોવિજય ઉપાધ્યાય તથા શ્રી હેમાચાર્ય વિગેરેએ અદ્વૈતનું ખંડન કરી જૈન વિજય દર્શાવ્યો છે માટે ભાઇ મમજી સત્ય માર્ગે વળો અને આત્માનું કલ્યાણ કરો

## ઉચ્ચભાવના

આત્મા ઉચ્ચભાવનાથી પરમાત્મા થાય છે હું અધમ છુ, શક્તિહીન છું, પાપીમા પાપી છુ, દુષ્ટ છુ વ્યભિચારી છુ, એવી નીચભાવના કદી ન ભાવવી જોઇએ અન્ય પ્રતિ પણ આવી નીચભાવના કદી મનમા ન લાવવી જોઇએ હું પાપી છુ, એમ વિચારવાના કરતા હું પાપ ટાળવા સમર્થ છુ, હું પાપથી ભિન્ન છુ, પાપને દૂર કરી શકુ આવી ઉચ્ચ ભાવનાથી થોડા દીવસમા પાપની વૃત્તિયો નાશ પામે છે હું દુષ્ટ છુ, એવુ આત્મામા દુષ્ટતાનું આળ ન ચઢાવવુ જોઇએ વસ્તુત આત્મા દુષ્ટ નથી કર્મજ દુષ્ટ છે અને તે કર્મનો આરોપ આત્મા ઉપર કર્યો, દુનિયાની સર્વ વસ્તુનો આરોપ આત્મા ઉપર કર્યો, તેથી તો આત્મા બંધાયો છે માટે હું દુષ્ટ નથી, દુષ્ટ કર્મને હરવા સમર્થ છુ અનેક જીવોએ દુષ્ટકર્મનો નાશ કર્યો હું દુષ્ટ નથી

અને કોઇ આત્માને દુષ્ટ ધારતો નથી. આવી ઉચ્ચ ભાવનાથી હૃદયમાં આર્ત અને રૌદ્રધ્યાન ઉત્પન્ન થતું નથી, મૈત્રીભાવનાની વૃદ્ધિ થાય છે, અને આત્મા પોતાનું નિર્દોષ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. હું વ્યભિચારી નથી. વસ્તુતઃ નિશ્ચયથી અન્ય પણ વ્યભિચારી નથી. આવી શુદ્ધ નિશ્ચયનયની ઉચ્ચભાવનાથી વ્યવહાર દૃષ્ટિથી જોતાં જે જે દોષો લાગ્યા હોય છે, તે ટળી જાય છે. આ વાક્યને અજમાવી જુવો એટલે ખાત્રી થશે. અન્ય પણ વસ્તુતઃ વ્યભિચારી નથી, આવી શુદ્ધનયભાવનાથી વ્યભિચારીયોપર થતો દ્વેષ અટકશે, અને પોતાના હૃદયમાં દ્વેષ ન જાગવાથી હૃદય નિર્મળ રહેશે. આવી ભાવના સન્તજન પામી શકે છે. બાળજીવો તેમાં પ્રવેશ કરી શકતા નથી, એમ કહેવાય તો પણ નક્કી ખાત્રી રાખશો કે ઉચ્ચભાવના ભાવવાનું સામર્થ્ય સર્વમાં રહ્યું છે. હું કર્મના વશ ન રહી શકું. કર્મનાશ કરવાનું સામર્થ્ય મારામાં રહેલું છે. આત્માની શક્તિ હું પ્રગટાવી શકું. કર્મ કરે તે થાય એવો કોઇ અપેક્ષાએ નિયમ છે. આત્મા કર્મનો નાશ સહજમાં કરી શકે છે. નઠારાં કર્મ ટાળીને સારાં કર્મ કરવાનું સામર્થ્ય પણ મારામાં રહ્યું છે. ધનાદિકના અભાવે હું ગરીબ છું, એમ ભલે લોક કહે, પણ આત્માના ગુણો તો આત્મામાં રહેલા છે, તેની અપેક્ષાએ હું ગરીબ નથી. સર્વ મનુષ્યો પરમાત્મા થઇ શકે. આત્મામાં પરમાત્મપણું રહ્યું છે. નઠારી વૃત્તિયોની ભાવનાથી આત્મા નીચ થઈ શકે છે; અને પરમાત્મા છું, અનન્ત શક્તિમય છું ઇત્યાદિ ઉચ્ચવૃત્તિ- યોની ભાવનાથી આત્મા પરમાત્મા થઈ શકે છે. શુભાશુભ અવતારો પણ શુભાશુભ વૃત્તિયોનું પરિણામ છે, માટે ક્ષણે ક્ષણે ઉચ્ચભાવના ધારવી. વસ્તુતઃ આત્મા અસખ્ય પ્રદેશમય નિર્મળ છે, તો તેને નીચ ચિંતવવાનો શો હક ? આત્માનું ખરૂં સ્વરૂપ મૂકીને તેમાં કાળનું આળ ચઢાવીને આ- ત્માને તેવો ભાવ્યાથી કર્મની વૃદ્ધિ થાય છે. ઉચ્ચભાવનાની અપેક્ષાએ ઉચ્ચભાવના તમને અવશ્ય ઉચ્ચ કરશે. ઘરની અંદર દીવો હોય, કોઇ ઘરને ઉચ્ચ કહે, નીચ કહે, નાનું કહે, મોટું કહે, તેથી દીવો તેવો થઇ શકતો નથી. તેવીજ રીતે શરીરરૂપ ઘરની અંદર રહેલ આત્મા દીપક સમાન છે. શરીરને કોઇ ગમે તે કહે તેથી આત્મા હું એમ છું, એવી નીચભાવના ભાવવી નહીં, દુનીયા મને જે જે કહે છે તે હું નથી, એમ ઉચ્ચ ભાવના ભાવવી. દુનિયાના વ્યવહાર વિચારોની લજ્જા–ભય અને કીર્તિ વગેરેને દૂર મૂકી, આત્માની પરમાત્મસત્તા વિચારવી. ભાવના જેવી તેવુંજ ફળ ધારો. આનંદની વાનગી ઉચ્ચભાવનાથી મળશે.

———

# શ્રી સ્થાપનાચાર્યથી થતા ફાયદા.

સાધુ અને સાધ્વી દરેક સ્થાપનાચાર્ય રાખે છે ગુરૂ વિરહમ્મિ ઠવણા ગુરૂના વિરહમા સ્થાપનાચાર્ય રાખવા જોઇએ ચન્દનકની જાતિ સમુદ્રમા થાય છે હાલ એડનની પાસેથી નીકળે છે ચન્દનકના આવર્ત બે પ્રકારના હોય છે **વામઆવર્ત** અને **દક્ષિણાવર્ત**; તેમા **વામાવર્તવાળા** તો ઘણા દેખ વામા આવે છે **દક્ષિણાવર્તવાળાનો** મહિમા ઘણો બતાવ્યો છે અને તે ક્વચિત્ મળી આવે છે **વામાવર્તચન્દનક** મેળવી મુનિવર્ગ તેને પ્રતિષ્ઠામા મૂકે છે સ્થાપનાચાર્યની મન્ત્રથી પ્રતિષ્ઠા કરવામા આવે છે અને તેથી તેની અન્દર સ્થાપના બુદ્ધિના રહસ્યનો ચમત્કાર રહે છે સ્થાપનાચાર્ય રાખ વાની પરંપરા ઘણી જૂની છે **અનુયોગદ્વારસૂત્રના મૂળપાઠથી** સ્થાપ નાચાર્ય રાખવાની સિદ્ધિ થાય છે માટીના પૂતળામા દ્રોણની બુદ્ધિ ધા રણ કરી દ્રોણની તન્મયપણે પૂજા કરનાર ભિલ્લને જેમ વિદ્યાની સિદ્ધિ થઈ તેમ શ્રી સદ્ગુરૂની ચન્દન આદિમા સ્થાપના કરી ધર્મક્રિયા કરવાથી પણ તેવા પ્રકારનું ઉત્તમફળ થઇ શકે છે અને તે સબધી પૂર્વાચાર્યોમા ભદ્રબાહુ સ્વામીએ **સ્થાપના કુલક કલ્પ** બનાવ્યો છે તેમા સારૂ વિવેચન કર્યું છે તેમજ એકસોને આઠ ગ્રથ બનાવનાર પ્રમાણવક્તા શ્રી યશોવિજ યજી ઉપાધ્યાયજીએ સ્થાપનાની સજ્ઝાય રચી છે તે નીચે મુજબ છે

## સજ્ઝાય.

**પૂર્વે નવમાથી ઉધરી, જિમ ભાખે શ્રી ભદ્રબાહુરે.**<br>
**થાપના કલ્પ અમે કહ્યું, તિમ સાભળજો સવિસાહુરે, તિમ.**<br>
**પરમગુરૂ વયણડે ચિત્ત દીજે રે, મન તો શિવ સુરલતા ફલ**<br>
**લીજે રે ટેક.**

**લાલ વરણ જેહ થાપના, માહે રેખા શામ તે જોઇ રે.**<br>
**આયુજ્ઞાન બહુ સુખ દિયે, તેતો નીલકંઠ સમ હોય. તિમ. ૨.**<br>
**પિત્તવરણ જે થાપના, માહે દીસે બિંદુ તે શ્વેતરે.**<br>
**તેહ પખાલી પાઇયે, સવિરોગ વિલયનો હેતરે. સ ૩.**<br>
**શ્વેત વરણ જે થાપના, માહે પીતબિંદુ તસ હોય રે,**<br>
**નયન રોગ છાટે ટળે, પીતા ટળે શૂળ શરીર રે. પી. ૪.**<br>
**નીલ વરણ જે થાપના, માહે પીતબિંદુ તે સારરે,**<br>
**તેહ પખાલી પાઇએ, હોય અહિવિષનો ઉતારરે. હોય. ૫.**

ટળે વિશુચિકા રોગ જે, ઘૃતલાભ દિયે ઘૃતવન્નરે;
રક્ત વરણ પાસે રહ્યો, મોહે માનવી કેરાં મન્નરે. મોહે. ૬.
શુદ્ધ શ્વેત જે થાપના, માંહે દિસે રાતી રેખરે;
દંડ થકી વિષ ઉતરે, વળી સિજે કાર્ય અશેષરે. વ૦ ૭.
અર્ધરક્ત જે થાપના, વળી અર્ધરક્ત પરિપુષ્ટરે;
તેહ પખાલી છાંટિયે, હરે અક્ષિરોગને કુષ્ટરે. હ. ૮.
જંબુ વર્ણ જે થાપના, માંહે સર્વ વર્ણના બિંદુરે;
સર્વ સિદ્ધિ તેહથી હોવે, મોહે નરનારીના વૃન્દરે. મો. ૯.
જાતિ પુષ્પ સમ થાપના, સુતવંશ વધારે તેહરે;
મયૂ-પિચ્છ થાપના, વાંછિત દિયે નવિ સંદેહરે. વાં. ૧૦.
સિદ્ધિ કરે ભય અપહરે, પારદ સમ બિંદુ તે શ્યામરે;
મૂષક સમ જે થાપના, તે ટાળે અહિવિષ ઠામરે. તે. ૧૧
એક આવર્તે બળ દીયે, બિહુ આવર્તે સુખ ભંગરે;
ત્રિહુ આવર્તે માન દે, ચિહુ આવર્તે નહિ રંગરે. ચિ. ૧૨.
પંચ આવર્તે ભય હરે, છ આવર્તે દ્યે રોગરે;
સાત આવર્તે સુખ કરે, વળી ટાળે સઘળા રોગરે. વ. ૧૩.
વિષમાવર્તે સુખ ભલું, સમ આવર્તે ફળહીનરે;
ધર્મનાશ હોય એહથી, એમ ભાખે તત્ત્વ પ્રવીણરે. ઈમ. ૧૪.
જેહ વસ્તુમાં થાપીએ, દક્ષિણ આવર્ત તેહરે;
તે અખુટ સઘળું હોયે, કહે વાચક જશ ગુણ ગેહરે. કહે. ૧૫.

શ્રીભદ્રબાહુસ્વામી નવમાપૂર્વમાંથી ઉદ્ધરીને સ્થાપનાનું માહાત્મ્ય કહે છે. શ્રીભદ્રબાહુ સ્વામી શ્રુતકેવલી છે. અને તેમનાં વચન પ્રામાણિક ગણાય છે. સ્થાપના જો લાલવર્ણવાળી હોય છે તો તે બહુ સુખ આપે છે. લાલવર્ણ સ્થાપનામાં શ્યામરેખાઓ હોય છે, તો તે આયુષ્ય જ્ઞાન અને બહુ સુખ દેનારી થાય છે. પીળાવર્ણની સ્થાપના હોય અને તેની અંદર શ્વેત-બિંદુ હોય છે એવી સ્થાપનાનો જળથી પખાલ કરી પાવામાં આવે છે તો પૂર્વે રોગનો નાશ કરનારી થાય છે. શ્વેત એટલે ધોળા વર્ણવાળી સ્થાપના હોય છે અને તેમાં પીળા બિંદુઓ હોય છે તો તે સ્થાપનાના જળછંટકાવથી ચક્ષુના રોગ ટળે છે, સારી ચક્ષુઓ બને છે: અને તેનો પખાલ કરી પીતાં શળ વિગેરે રોગો પણ ટળે છે. નીલવર્ણવાળી સ્થાપના હોય અને તેની અંદર પીળા બિંદુઓ પડ્યા હોય છે તો તેની સ્થાપનાને પખાલી પીવાથી સર્પ વિષનો નાશ થાય છે. ઘૃત વર્ણવાળી સ્થાપનાથી ઘી વગેરેનો લાભ થાય

છે લાલ વર્ણવાળી સ્થાપનાથી મનુષ્યોના મન મોહ પામે છે એવો, સ્થાપ નામા ગુણ રહ્યો છે શુદ્ધ શ્વેત સ્થાપનામા રાતી રેખા હોય છે તો તેનાથી સર્પ ડંખ વિષ ઉતરે છે અને સપૂર્ણ કાર્યની સિદ્ધિ થાય છે અર્ધરક્તસ્થાપના પખાલી જળ જો આખે છાટવામા આવે છે તો આખના રોગો નાશ પામે છે અને તેથી કોઢરોગનો પણ નાશ થાય છે જો સુઆના વર્ણવાળી સ્થાપના હોય અને તેની અદર સર્વ પ્રકારના બિંદુઓ હોય છે તો સર્વ કાર્યની સિદ્ધિ થાય છે અને તેવી સ્થાપના જેની પાસે હોય છે તેના ઉપર સર્વનો મોહ થાય છે સર્વ લોક વશ થાય છે જાઇના પુષ્પ સમાન સ્થાપના હોય છે તો તે સુતવશની વૃદ્ધિ કરે છે અને મયુરના પિચ્છ સમાન સ્થાપના હોય છે તે વાચ્છિત ફળને આપે છે, એમા જરામાત્રપણ સદેહ નથી જે સ્થાપના પારદસમાન હોય છે અને તેની અદર કાળા બિંદુઓ પડેલા હોય છે તે સર્વ કાર્યનીસિદ્ધિ કરે છે અને ભયનો નાશ કરે છે જે સ્થાપના મૂષકસમાન હોય છે તે સર્પના વિષ ટાળે છે એક આવર્તની સ્થાપના રાખવાથી બળની પુષ્ટિ થાય છે, બે આવર્તથી સુખનો ભગ થાય છે ત્રણ આવર્તવાળા સ્થાપનાચાર્યથી માન વધે છે અને ચાર આવર્તથી રગ રહેતો નથી પાચ આવર્તવાળા સ્થાપનાચાર્ય ભયનો નાશ કરે છે ૭ આવર્તવાળા સ્થાપનાચાર્ય રોગ થવામા નિમિત્ત કારણરૂપે થાય છે સાત આવર્તથી સુખ મળે છે અને સઘળા રોગ ટાળે છે એક, ત્રણ, પાચ, સાત આદિ આવર્ત વિષમ આવત કહેવાય છે, વિષમાવર્ત સ્થાપનાચાર્યથી અસત સુખ થાય છે સમ આવર્ત બે, ચાર, ૭, આઠ આદિ કહેવાય છે તેથી ફળની હીનતા થાય છે દક્ષિણાવર્ત સ્થાપનાચાર્ય તો કોઇક ઠેમણે હોય છે તે સ્થાપનાચાર્ય જે વસ્તુમા સ્થાપન કરવામા આવે છે તે વસ્તુ અખૂટ થાય છે એમ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે સ્થાપનાચાર્યને ગુરૂ તરીકે માનવામા આવે છે, અને એવી ગુરૂબુદ્ધિથી સ્થાપનાચાર્ય સમક્ષ સર્વ ક્રિયાઓ થઇ શકે છે સ્થાપનાચાર્યની સમક્ષ કરેલી ક્રિયાઓ પ્રતિમાની પેઠે આત્મસમ્મુખ કરી શકે છે સ્થાપનાચાર્યનો મુખ્ય ઉ શ જાણવામા આવે તો પ્રમત્ત દશાથી આત્માનો બચાવ કરી શકાય છે સ્થાપનાચાર્યમા પૂજ્ય બુદ્ધિ હોવાથી લાભનીજ પ્રાપ્તિ થાય છે જે લોકોએ સ્થાપનાચાર્ય સમક્ષ ક્રિયા કરી ધર્મનો લાભ લીધો છે, તેઓ સ્થાપનાચાર્યનું મહત્વ જાણી શકે છે સ્થાપનાચાર્યથી લાભ થવાનો સભવ છે, પણ હાનિ થવાનો સભવ નથી સ્થાપનાચાર્યથી હૃદયની શુદ્ધિ થાય છે સ્થાપનાચાર્યના મુખ્ય ઉદેશથી ભવ્ય જીવોને સ્થાપનાચાર્યથી જોઇએ તેવો લાભ મળી શકે નહી એ સ્વાભાવિક છે સ્થાપનાચાર્યનું જ્ઞાન લેઈ જે લોકો સ્થાપના

ચાર્યને માને છે તે ઉત્તરોત્તર ઉન્નતિ માર્ગમાં પ્રવેશ કરે છે, શ્રદ્ધાળુ જીવો સ્થાપનાચાર્ય દ્વારા ભક્તિ માર્ગમાં પ્રવેશ કરે છે, સકળ ક્રિયાનું મૂળ શ્રદ્ધા છે. શ્રદ્ધાથી મન ધર્મક્રિયામાં સંશયરહિતપણે પ્રવેશ કરે છે. સ્થાપનાચાર્યથી વિશેષ અન્ય ફાયદાઓ પણ થાય છે. સ્થાપનાચાર્ય નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણની શુદ્ધિ થવામાં સ્થાપનાચાર્યરૂપ નિમિત્ત કારણની જરૂરીયાત છે. સાધુઓ અને સાધ્વીઓ સવારમા અને ત્રણ વાગ્યાના આશરે એમ બે વખત સ્થાપનાચાર્યની પ્રતિલેખના કરે છે, તેથી જ્ઞાન દર્શન અને ચારિત્રની શુદ્ધતા થાય છે, સ્થાપનાચાર્યથી સંબંધી વિશેષ હકીકત ગુરૂ ગમથી જાણવી જોઇએ. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## જ્ઞાની શુભ અને અશુભ સંયોગોના પ્રસંગોમાં અલિપ્ત રહે છે.

સર્વ જીવોને પુણ્ય અને પાપના ઉદયથી સાનુકૂળ અને પ્રતિકૂળ સંયોગોનો પ્રસંગ થાય છે. શુભસયોગોમાં આત્મા શુભમનોદ્રવ્યકારણથી હર્ષ ધારણ કરે છે. અને અશુભ સંયોગોમાં અશુભમનોદ્રવ્યકારણથી ખેદ ચિંતા ધારણ કરે છે. સાનુકૂળ સંયોગોમાં આત્મા રાગ કરે છે અને પ્રતિકૂળ સંયોગોમાં આત્મા દ્વેષ ધારણ કરે છે આવી રાગ અને દ્વેષની દશામાં આસક્ત રહેનાર આત્મા ઉચ્ચજીવન કરી શકતો નથી. નવતત્ત્વોનું તથા ષડ્ દ્રવ્યનું જ્ઞાન સહેલાઇથી થઇ શકે છે, નવતત્ત્વની શ્રદ્ધા થઈ શકે છે, પણ રાગદ્વેષને જીતવાની આત્મશક્તિ કોઇ વિરલા ધારણ કરે છે. રાગદ્વેષને જીતવા તેજ ચારિત્રકોટી કહેવાય છે. ચારિત્રકોટી પ્રાપ્ત કરવાથી અનંતાનંદ થાય છે. સદ્વર્તનનો પણ ચારિત્રમાં સમાવેશ થાય છે. રાગ અને દ્વેષ જિતવાથી જિનેશ્વરો પુજ્ય ગણાયા છે. આપણે પણ તે સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ છીએ.

## સુખ દુઃખમાં સમભાવ.

**સુખ દુઃખ વાદળ છાયા પેરે ક્ષણમા આવે જાય**—આ વાક્યનો પરમાર્થ એ છે કે બાહ્યસુખ અને દુઃખ સદાકાળ રહેતાં નથી. ઘડીમાં સુખ થાય છે અને ઘડીમાં દુઃખ થાય છે, ઘડીમાં કીર્તિ થાય છે, ઘડીમાં અપકીર્તિ થાય છે, ઘડીમાં લક્ષ્મી મળે છે ત્યારે બીજી ઘડીમાં નાશ પામે છે, પુત્રજન્મે છે ત્યારે સુખ થાય છે અને પુત્ર મરવાથી દુઃખ થાય છે. આવી રીતે સુખના અને દુઃખના હેતુઓથી મનમાં સુખ અને દુઃખ પ્રગટે છે, આ ઉપરથી નિશ્ચય સમજાય છે કે સુખ અને દુઃખના હેતુઓની મનમાં સારી અને ખોટી અસર થાય છે અને તેથી સુખ દુઃખ થાય છે. મનમાં સારી

અગર ખોટી અસર ન થાય તો સમભાવની સ્થિતિ પ્રાપ્ત થાય છે જ્ઞાનિ પુરૂષો મનમા જ્ઞાનબળથી સારી અગર ખોટી અસર થવા દેતા નથી આત્મજ્ઞાનના ઉપયોગથી વિવેકદૃષ્ટિ સત્યમાર્ગનેજ દેખાડે છે જ્ઞાનીપુરૂષના કોઈ ગુણ ગાય છે તોપણ તેમને કઈ સારૂ લાગતું નથી, કારણકે તે સમજે છે ક ગુણ ગાવાથી અન્યને લાભ મળે છે એમા મારૂ કઈ જતું આવતું નથી તેમજ કોઈ નિદા કરે, આળ ચઢાવે, છાપામા અસત્ય છપાવે, તોપણ સમજે છે કે, અન્યકૃત નિદાથી મારૂ કઈ જતું આવતું નથી જે જીવ નિદા કરે છે, લખે છે, છપાવે છે, તેને પોતાના કૃત્યનું ફળ ભોગવવુ પડે છે તેથી ઉલટા જ્ઞાનિ પુરૂષો નિદકના ઉપર પણ દયાની દૃષ્ટિથી જુએ છે, આવી

**સુખની વેળા કરતા દુખની વેળામા જ્ઞાની વિશેષત. સાવધાન રહે છે.**

વિવેક દૃષ્ટિથી જ્ઞાનિપુરૂષો દુખનો સમયપણ ઉત્સવ સમાન ગણે છે છાયામા સવ જીવો શાતિથી રહે છે પણ તાપના પ્રસગમા શાતિ રહેવી મુસ્કેલ છે સુખમા ચિત્ત શાતિમા રહે એ બનવા યોગ્ય છે પણ દુખમા ચિત્ત શાતિ રહેવી મુસ્કેલ છે જ્ઞાનિપુરૂષો સુખના પ્રસગ કરતા દુખના કાળમા વિશેષત આત્મદશામા જાગ્રત્ રહી ધૈર્યધારણ કરી સમભાવ રાખે છે ખરાબ સયોગોના વચ્ચમા જ્ઞાની ઉભો રહી અન્તરથી નિર્લેપ રહે છે નહિ ભડકનારા ઘોડા તથા વૃષભો રણમેદાનમા તોપોના અવાજેથી ભડકતા નથી તેમ જ્ઞાનિ પુરૂષ પણ દુખના સમયમા ગભરાતો નથી જ્ઞાની સમભાવથી અશાતાના ઉદયોની પેલીપાર જાય છે, દુખના સમયમા તે વિશેષત આત્મદશામા જાગ્રત રહે છે, તેના મુખની પ્રસન્નતા એક સરખી કાયમ રહે છે જ્ઞાની એમ સમજે છે કે બાહ્યના સુખ દુખના સયોગોમા મારાપણું કઇ નથી અહવૃત્તિની ભાવનાનો નાશ કરવો પુન પુન તે મનમા આત્મભાવના જારી રાખી તેના દુસસ્કારો રોપે છે, દુખના પ્રસગમા જ્ઞાની વિશેષત વૈરાગી-ત્યાગી બને છે, કારણકે જ્યારે રોગ, શોક, વિયોગ, અપકીર્તિ, અને અનાભ વગેરે કુસયોગો દેખે છે ત્યારે તે લડવૈયાની પેઠે ધૈર્ય ધારણ કરે છે અને તેને સમભાવથી ભાગવીને જીતી લે છે તેના મનમા બાહ્યના શુભાશુભ સયોગો અમર કરી શક્તા નથી દુખના સમયમા જ્ઞાનિના આત્માનું જ્ઞાન રક્ષણ કરે છે અને નવા કર્મ બાધવા દેતું નથી બાહ્યદૃષ્ટિવાળાજીવો જ્ઞાનિને દુખ પડતું દેખે છે પણ જ્ઞાની તો તેને હીસાબમા ગણતો નથી સુખના સયોગો કરતા દરેક પ્રાણીને દુખના સયોગો જીદગીમા વિશેષ હોય છે સારા વિચારો કરતા દરેક પ્રાણી નઠારા વિચારો ઘણા કરે છે, આ સર્વનું કારણ મન છે મન બન્ને સ્થિતિમા અજાગ્રુ રહે તો સમભાવ ચારિત્રથી સાક્ષાત્ આનંદનો ભોક્તા

**જ્ઞાની પુરૂષ દુઃખમાં પણ આત્માનો આનંદ ભોગવે છે.**

આત્મા બને છે, આત્મજ્ઞાન અને ચારિત્રની અનંતશક્તિથી આત્મા ચિંતા શોક-વગેરેને ક્ષણમાં જીતી લે છે. આવા સત્પુરૂષો જલપંકજવત્ સંસારથી ન્યારા રહી શકે છે. જ્ઞાની પુરૂષ ભિક્ષા માગે છે પણ તે અન્તરથી માગતો નથી. કારણ કે તે શરીરના નિભાવ માટે ભિક્ષા માગે છે પણ આત્માના આનંદ માટે ભિક્ષા માગતો નથી. જ્ઞાની પુરૂષની કોઇ મશ્કરી લખે, છપાવે તોપણ તેની તેને અસર થતી નથી. જ્ઞાની શરીરથી રોગી હોય તોપણ અન્તરથી તે નિરોગી રહી આત્માનંદ ભોગવે છે. ઘર બળી જાય તોપણ તેના મનમાં જરામાત્ર શોકની અસર થતી નથી. જ્ઞાનિમુનિવર્યનું કોઇ માન કરે તોપણ તેને હર્ષ થતો નથી, કોઇ અપમાન કરે તો પણ તેને શોક થતો નથી. જ્ઞાનિને પ્રમાદાવસ્થામાં સુખ દુઃખના સંયોગો જીતવા કઠીન લાગે છે પણ જ્ઞાનની પરિપક્વ અવસ્થા થતાં બાહ્ય શુભાશુભ સંયોગોને જીતી આત્માનંદ ભોગવે છે. જ્ઞાની પોતાના આત્માવિના અન્યત્ર અહંમમત્વ બુદ્ધિ ધારણ કરતો નથી. ગજસુકુમાલ અને મેતાર્ય મુનિના શરીરે મહા પીડા થઇ તોપણ આત્મસ્વરૂપમાં લીન હતા તેથી તેમને શરીરની પીડા અસર કરી શકી નહિ. કોઇ મનુષ્યને કાંટો વાગ્યો હોય છે ત્યારે તેનો કાંટો કાઢનાર પુરૂષ કાંટો વાગનારને કાંટો કાઢતાં દુઃખ ન થાય તે માટે કહે છે કે, હે ભાઇ અમુક ઝાડ ઉપર જો શું થાય છે. ત્યારે તેનું ચિત્ત દૃશ્ય પદાર્થની સાથે લીન થાય છે કે પેલો કાંટો કાઢનાર કાંટો કાઢે છે છતાં તેને વેદના માલુમ પડતી નથી અને દુઃખ ઓછું થાય છે. તેવી રીતે જ્ઞાની પુરૂષ આત્મસ્વરૂપમાં લીન એવો થઇ જાય છે કે તેને બાહ્યનાં દુઃખ પડે છે, વેઠે છે; છતાં અન્તરથી ભિન્ન રહે છે અને તે આત્મ સ્વરૂપમાં લીન થએલો હોવાથી આત્મસુખની ખુમારીમાં હોય છે. યોગિ જ્ઞાનીને કોઇ અલ્પ સામર્થ્યવાળા કહે, લખે, છપાવે તોપણ યોગિ જ્ઞાનિ પુરૂષને તેની કંઇ અસર થાય નહિ જ્ઞાનીને તથા યોગિને કોઇ મૂર્ખ કહે તો તેથી તે મૂર્ખ બની જતા નથી, જ્ઞાનીને કોઇ જ્ઞાની કહે તેથી કંઇ જ્ઞાનિને વિશેષ લાગતું નથી. આ પ્રમાણે જ્ઞાની પુરૂષ ચારિત્ર અંગીકાર કરી રાગદ્વેષના વિકારોને જીતે છે અને જીતવા પ્રયત્ન કરે છે, કોઇ વખત પાછો પડે છે તોપણ પુનઃ ચારિત્રની સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. અને કરે છેજ.

**પરમાં ઈષ્ટપણું અને અનિષ્ટપણું માનવાથી રાગદ્વેષ થાય છે.**

આત્માના સ્વરૂપવિનાની સર્વ ભાવનાઓ પદાર્થોપર છે તેમાં ઇષ્ટપણું અને ખરાબ પદાર્થોમાં અનિષ્ટપણું માનવાથી અનુક્રમે રાગદ્વેષ ઉત્પન્ન થાય

છે જ્ઞાનીને પરવસ્તુમા ઇષ્ટ અને અનિષ્ટબુદ્ધિ રહેતી નથી તેથી તેને પર વસ્તુઓ એક સરખી સમાન ભાસે છે પરવસ્તુમા શત્રુ અને મિત્રપણાની બુદ્ધિ રહેતી નથી વસ્તુત પરવસ્તુ તે આત્માની નથી આત્મા સર્વથી ભિન્ન છે **સચ્ચિદાનન્દ સ્વરૂપમય છે,** આત્માજ ખરાબ વિચારોથી દુ ખી થાય છે અને શુભ વિચારોથી સુખી થાય છે આત્માજ અજ્ઞાનથી પરવસ્તુમા ઇષ્ટા નિષ્ટપણુ ક પે છે અને આત્માજ જ્ઞાન અને ચારિત્રબળથી પરવસ્તુમા ઇષ્ટાનિષ્ટપણું કલ્પનો નથી, જ્ઞાની સન્તપુરૂષોને મોહક પદાર્થો જેટલી મો હની અસર કરી શકતા નથી તેના કરતા અજ્ઞાનીઓને અનત ગણી મોહની અસર કરે છે **જ્ઞાની જ્ઞાનમગન ર્‌હેરે પાપ મેલ મળધોય, ઉદાસીન કરણી કરેરે, હર્ષ શોક નવિહોય.** જ્ઞાની જ્ઞાનમા મહાકાળ મગ્ન રહી પાપ મેલને ધોઇ નાખે છે, પ્રારબ્ધ કર્મના યોગે કાયાદિક ક્રિયાઓ કરે છે પણ તેમા હર્ષ શોક ધારણ કરતો નથી આવી જ્ઞાનિની દશા પ્રાપ્ત કરવા યોગ્ય છે ધર્મધુરધર, ધર્મશાસ્ત્ર યોજક, તથા પ્રરૂપક વ્રતપાલક આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ વિશેષત તત્ત્વજ્ઞાનના અભ્યાસી હોય છે સર્વ ગૃહસ્થના કરતા જ્ઞાન ચારિત્ર આનદ આદિ સદ્ગુણો પ્રાપ્ત કરે છે તેથી તેઓ ભવ્યજનોના સબધમા આવે છે, છતા અન્તરથી ન્યારા રહી ઉપકાર કરી શકે છે, આવા

**આચાર્ય ઉપાધ્યાય અને સાધુઓ જ્ઞાનદશાથી નિર્લેપ રહી શકે છે.**

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ જ્ઞાનદશાથી આશ્રવના એટલે કર્મના હેતુ ઓને પણ કર્મ નાશ થાય તેવા રૂપે પરિણમાવે છે જનસસર્ગ શિક્ષણ આહારાદિક ક્રિયાઓ કરે છે છતા જ્ઞાનદશાથી નિર્લેપ રહી શકે છે

ગૃહસ્થો કરતા આચાર્ય વગેરે વિશેષત સમભાવની સ્થિતિ જ્ઞાનદશાથી જાળવી શકે છે અને ઉપાધિના સયોગોમા પણ નિરૂપાધિદશા અ તરથી ભોગવે છે આત્મજ્ઞાન પામેલા આચાર્ય, ઉપાધ્યાય, અને મુનિવરની વિ શેષત જ્ઞાન અને ચારિત્ર દશા રહી શકે છે તેજ કારણથી પરમાત્મા સર્વજ્ઞ શ્રી વીરભગવાને આચાર્યનેજ પોતાના ધર્મ શાસનના ઉપરી બનાવ્યા છે અને ગૃહસ્થને ભક્ત બનાવ્યા છે ગૃહસ્થો પણ જ્ઞાનદશા પામી દેશ થકી ચારિત્રની બારવ્રત રૂપ દશા પ્રાપ્ત કરી શકે છે અને કર્મનો નાશ કરવા પ્રયત્ન કરે છે સાધુમાર્ગ અને ગૃહસ્થના બે માર્ગ શ્રીવીરભગવાને કેવલ જ્ઞાનથી પાડ્યા છે તે યથાયોગ્ય આત્મોન્નતિના માર્ગ છે જેને જેવી યોગ્યતા હોય તેવા માર્ગમા તે રહી શકે છે

## જ્ઞાનિની દશા પ્રાપ્ત કરી શકાય છે.

આત્મજ્ઞાનથી જ્ઞાનિની દશા પ્રાપ્ત કરી શકાય છે આત્મા અનત

શક્તિનો ધણી છે. તેનાથી સર્વે બની શકે છે. જે વસ્તુને ઉદ્દેશી પ્રયત્ન કરે છે તેને તે પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાન એ આત્માનો મૂળ ગુણ છે. ત્યારે તેને પોતે પ્રગટાવી શકે એમાં કંઇ આશ્ચર્ય નથી. આત્મજ્ઞાનમાં રમણતા કરવાથી પ્રતિદિન જ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ વૃદ્ધિ પામે છે. અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને અનેકાંત જિનાગમ જ્ઞાન માટે સદ્‌ગુરૂની જરૂર છે. સામગ્રીની પ્રાપ્તિ થતાં આત્મજ્ઞાનરૂપ કાર્યની સિદ્ધિ થાય છે. સાધુઓના સમાગમથી જ્ઞાનિની દશા પ્રાપ્ત થાય છે. જ્ઞાનિની દશા માટે પૂર્ણ શ્રદ્ધા, પ્રેમ ભક્તિ અને સત્સમાગમની આવશ્યકતા શાસ્ત્રમાં સ્વીકારેલી છે, તેથી ભવ્ય પુરૂષો તેજ માર્ગે વળી આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આનંદજીવન ક્ષણે ક્ષણે ગાળે છે. આત્મજ્ઞાનિ પુરૂષોની અનુમાનથી બુદ્ધિઅનુસાર પરીક્ષા થઈ શકે છે. પોતાની મેળે શાસ્ત્ર વાંચતાં જે આત્મ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી તેની પ્રાપ્તિ સંતસાધુઓના સમાગમથી ક્ષણમાં થાય છે.

## મનુષ્યજન્મમાં સારમાં સાર બાહ્ય સુખ દુઃખમાં સમભાવ દશા.

જૈન સિદ્ધાંતનો ગુરૂગમ દ્વારા પૂર્ણ અભ્યાસ કરવાથી તત્ત્વજ્ઞાનીપણું પ્રાપ્ત થાય છે. ઈંગ્લીશ વગેરે ભાષા જ્ઞાનથી કંઈ તત્ત્વજ્ઞાન વા આત્મજ્ઞાન થતું નથી માટે જિનાગમ વાંચી સાંભળી અધિકાર પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરી અંતે આત્માની સમભાવ દશા સારા ખોટા પ્રસંગોમાં જાળવવી. પુત્ર, શિષ્ય, ધન, કીર્તિ, સત્તા, અને વૈભવ આદિથી આત્માનું વસ્તુતઃ કંઇ હિત થતું નથી. આત્મજ્ઞાન પામી આત્માના શુદ્ધ સ્વભાવમાં રહેવું એજ જીવનનો સાર છે. શ્રી વીર ભગવાન્ કે જેમને ગૃહસ્થાવાસમાં ચોસઠ ઇન્દ્રો પૂજતા તેમણે સમભાવ ચારિત્ર પ્રાપ્ત કર્યું. શ્રી વીર પ્રભુ પોતાને કોઇ પૂજે, અને કીર્તિ કરે તો બાહ્ય સુખમાં આત્મત્વ માનતા નહોતા, અનેક પ્રકારના ઉપસર્ગ થતાં, આત્માનો સમભાવ સ્વભાવ છોડતા નહિ, આવી આત્મદશા પ્રાપ્ત કરી સર્વજ્ઞ થઇ સિદ્ધ પરમાત્મા થયા. તેમણે અનેક ભવથી આરંભેલી આત્મજ્ઞાન દશાને સત્તાવીસમા ભવમાં પૂર્ણ કરી. અર્થાત્ સર્વજ્ઞ થયા. આપણે પણ પ્રભુના પગલે ચાલી આત્મજ્ઞાન અને સમભાવ દશાને માટે ક્ષણે ક્ષણે ભાવના કરવી. આત્મબળથી થએલી દૃઢ આત્મભાવના અંતે સમભાવની કોટીનો અનંત આનંદ પ્રાપ્ત કરાવે છે. શાળાના વિભાગોની પેઠે આવી આત્મજ્ઞાનની સમભાવ દશામાં હળવે હળવે પ્રવેશ થાય છે, પ્રમાદ દશાથી પાછું પડવું થાય છે અને અપ્રમત્ત દશાથી ચઢવું થાય છે. સર્વ મનુષ્યો આમ સ્વરૂપ બિંદુરૂપ લક્ષ્યને એકાગ્રરૂપ બાણથી વિંધવા પ્રયત્ન કરે છે તેમાં કેટલાક પાસ થાય છે અને કેટલાક નપાસ

થાય છે પણ તેથી હિંમત હારવી નહિ પ્રતિદિન આત્મજ્ઞાનની સમભાવ દશા પ્રાપ્ત કરવા અભ્યાસમા જોડવુ આવી ક્રિયા કરનાર શુક્લ પક્ષીયો છે અને આવી ક્રિયામા નહિ જોડાનાર કૃષ્ણ પક્ષીયો છે સમભાવના મહેલ ઉપર ચઢવા માટે એક લાખ પગથીયાની કલ્પના કરો કોઇ પાયમા પગ વીયે છે, કોઇ હજારમા, કોઇ દશ હજારમા અને કોઇ લાખમા પગથીયે છે, કોઇ સમભાવના મહેલમા છે, કોઇ પગથીયે ચઢે છે, અને ચઢીને પડે છે, આગળના પગથીયે ચઢેલા નીચેના પગથીયે રહેનારની નિંદા કરે છે, અને નીચ ગણે છે નીચા પગથીયાવાળા આગળના પગથીયા ઉપર ચઢેલાને ઉચ્ચ ગણે છે, વસ્તુત જ્યારથી જાગ્યા ત્યારથી ચઢનાર સર્વ પગથીયા ઉપર છે માટે પડનારની નિંદા નહિ કરતા પગથીયાથી પડતા આત્માઓને પ્રેમ આપી આગળ ચલાવવા જોઇએ, પણ પડનારની નિંદા-દ્વેષના કરવી નહિ દ્રવ્ય દયા કરતા આત્માની આવી ભાવ દયામા અનંત ગુણ પરોપકાર સમાયો છે આત્મજ્ઞાનની દૃષ્ટિથી સમભાવ રૂપ મહેલના પગથીયા ઉપર પગ મૂકનારે ચઢતા ચઢતા ઈષ્ટાનિષ્ટ સંયોગ રૂપ બે દિશાઓમા લક્ષ્ય દેવુ નહિ આગળને આગળ ચાલ્યા જવુ તે માટે કહે છે કે,

સ્વસ્થ ચિત્ત ચાલવુ ત્યા, મોહઘાટી ભેદવી,
ઘાટ અવઘટ ઉતરીને, આત્મસત્તા વેદવી
જીવડા જાગીનેરે જોગીડા, ચાલજે નિજ દેશમા. જીવડા. ૧
ચિત્ત નિજ ઉપયોગમાહિ, રાત્રી દીવસ ચાલજે,
પામી પ્રેમે દેશ ત્હારો, નિજસ્વરૂપે મ્હાલજે. જીવડા. ૨
સારી આલમ દેખજે તુ, જ્યોતિ જ્યોત મિલાવજે,
ભૂલી જગનુ ભાન વાલ્હમ, તારી ધ્રુવની પાવજે. જીવડા. ૩
અલખ અરૂપિ આતમા તુ, જોઇલાને જગાડજે,
બુદ્ધિસાગર તેજના પાછળ, ભાનુને તુ ભાળજે. જીવડા. ૪

સમભાવ અથવા આત્મસ્વરૂપ મૂળ ધન દશામા અનુભવજ્ઞાનરૂપ યોગિઓ માર્ગે સ્વસ્થ ચિત્તે ચાલવુ છે, મોહઘાટી ભેદીને અવઘટઘાટ, રત્નાટ ઉતરવાનો છે આત્મસ્વરૂપમા રમી આત્મસ્વરૂપ વેદવાનુ છે હે આત્મન્! પોતાના શુદ્ધ સ્વભાવનો ઉપયોગ રાખી રાત્રી દીવસ ચાલજે મગ્ન થઇ સર્વ જગતના જ્ઞાતા દૃષ્ટા થા સિદ્ધસ્થાનમા સિદ્ધોની સાથે સિદ્ધતાનો અનુભવ કરજે અજ્ઞાન ભાવે જગતનું જે ભાન થાય છે તેનો સંહાર્ કરી પામી ભૂલી જજે, અર્થાત્ દૂર કરજે ધ્રુવના તારાની પેઠે અખંડ સ્થિરત્વ પ્રાપ્ત કરજે અરૂપ, અને અજરરૂપ એવા હે આત્મન્! તુ તારા સજાતિય આત્માઓને

સમભાવરૂપ શિવ મહેલના પગથીયાઓ ઉપર ચઢવા માટે જગાડજે. તરણાની પાછળ સૂર્ય રહ્યો હોય તેમ અજ્ઞાનરૂપ તરણું તેનાથી આત્મરૂપ સૂર્ય આચ્છાદિત થએલો છે તેને. હે ભવ્ય! અજ્ઞાનરૂપ તરણું દુર કરી પ્રાપ્ત કરજે, આત્મજ્ઞાનથી ત્હારૂં દર્શન થતાં સારા ખોટા સંયોગોથી ત્હારૂં કંઇ બગડનાર નથી, ત્હારા મૂળ સ્વરૂપમાં રહેવાની સ્થિતિ મેળવી શકીશ, આત્મશક્તિનો વિશ્વાસ રાખ, સારા અને ખોટા સંયોગોમાં સમભાવ રાખવાની ટેવ પાડજે તેથી તું જીવનમુક્ત થઇ અનંત આનંદનો ભોક્તા થઇશ.

---

## तपागच्छ विजय शाखामां अग्रगण्य संवेगी श्री सत्यविजय पन्यासनुं जीवन चरित्र.

મહાત્મા પુરૂષોના ચરિત્રથી અનેક પ્રકારનું જ્ઞાન થાય છે અને તેમના સદ્વર્તનનો લાભ પણ વાચકવૃન્દને થાય છે. પંડિત શ્રી જિનહર્ષ મુનિરાજે શ્રી સત્યવિજયજીનું નિર્વાણ બનાવ્યું છે તેના આધારે આ લેખ લખવામાં આવે છે.

**દેશ ગામ, અને જન્મ.**

શ્રી સત્યવિજયજીનો જન્મ દેશ માળવા હતો. સપાદલક્ષના નામે તે દેશ ઓળખાય છે. માળવામાં લાડલું નામનું ગામ હતું. તે સમયમાં ત્યાં વ્યાપાર સારો ચાલતો હતો. ગૃહસ્થ વણિક લોકો વસતા હતા. ત્યાં એક વીરચંદ નામે શેઠ વસતા હતા. તેમનું દુગડ ગોત્ર હતું. તેમના આચાર વિચાર સારા હતા. અને તેમની જૈન ધર્મ ઉપર શ્રદ્ધા સારી હતી. તેમની માતુશ્રી વીરમદે હતાં. તેમનામાં અનેક સદ્ગુણોએ વાસ કર્યો હતો. પત્નીના ધર્મોનું સારી પેઠે પાલન કરતાં હતાં. સર્વની સાથે પ્રેમથી સંભાષણ કરતાં હતાં. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જીર્ણોદ્ધાર, જ્ઞાન અને

**સાત ક્ષેત્રમાં દાન આપવું.**

ચૈત્ય; એ સાત ક્ષેત્રનું યથાશક્તિ ધનથી પોષણ કરતાં હતાં. દાન આપવા ઉપર સારી રૂચિ હતી. વ્યાપારથી આજીવિકા કરીને સંતોષમાં જીવન નિર્ગમન કરતાં હતાં. અનુક્રમ દેવગુરૂ ધર્મની આરાધના કરતાં તેમને એક ભાગ્યવંત પુત્ર થયો. તેનું શિવરાજ નામ પાડયું. બાલક પુત્ર

**શિવરાજ પુત્ર જન્મ.**

ઉપર મા બાપનો અત્યંત પ્રેમ થયો તેનાં લક્ષણ સારાં હતાં. ધર્મ ઉપર પ્રેમ સહેજે થવા લાગ્યો. ધર્મ ક્રિયાઓમાં વિશેષતઃ રૂચિ થવા લાગી. એક દિવસ

**મુનિનો સત્સમાગમ.**

ત્યાં એક મુનીશ્વર પધાર્યા તેમના દર્શનથી શિવરાજના હૃદયનાં ધર્મની ઉંડી અસર થઈ. કહ્યું છે કેઃ—

श्लोक

**साधूना दर्शनं पुण्यं, तीर्थभूता हि साधवः**
**तीर्थः फलति कालेन सद्यः साधुसमागमः ॥ १ ॥**

સાધુઓના દર્શનથી પુણ્ય થાય છે સાધુઓ જગમ તીર્થ રૂપ છે, સ્થાવર તીર્થની સેવા તો પરભવમા ફળ આપે છે અને સાધુઓનો સમાગમ તો ત્વરિત ફળ આપે છે મુનિના ઉપદેશની અસર શિવરાજના હૃદયમા વિદ્યુત્ ધ્રવ થઇ વૈરાગ્યે હૃદયમા વાસ કર્યો સાસારિક પદાર્થોની ક્ષણિકતા સ્પષ્ટ ભાસવા લાગી માતા પિતા, અને સગા વ્હાલા એક ભવના સબધી છે, પરભવમા કોઈ સાથે આવનાર નથી શરીરો વારવાર વસ્ત્રોની પેઠે બદલવા પડે છે એમ નિશ્ચય થયો સસારમા વાસ અનાદિકાળથી કર્યો, પણ સસારનો પાર આવ્યો નહીં ધર્મ છે તેજ સાર છે સાધુ માર્ગ આદરવાથી મુક્તિ મળે છે એમ નિશ્ચય થયો માતા અને પિતાની પાસે આવી દીક્ષા લેવાની રજા માગી જનની અને જનકે પુત્રને અનેક પ્રકારે સમજાવ્યો પણ શિવરાજનો દીક્ષા લેવાનો નિશ્ચય દૃઢજ રહ્યો માતાએ પરણાવવા ઘણો આગ્રહ કર્યો સાધુના વ્રત પાલવા કઠીણ છે, મોહનો પરાજય કરવો મુસ્કેલ છે, સસારમા રહી ધર્મ કરવાની કોશીશ કરી પણ સર્વે પ્રાપચિક કોશીશો વ્યર્થ થઈ, માતા અને પિતાએ અતે અશ્રુપૂર્ણનયને દીક્ષા લેવાની રજા આપી અને કહ્યુ કે હે શિવરાજ પુત્ર ! તુ માબાપનુ કહ્યુ માનતો હોય તો અમારી સમ્મતિત લુકામા દીક્ષા લેતો બહુ સારૂ શિવરાજને પૂર્વ સાધુ મળ્યા હતા તેના પ્રતાપથી તેમને જ્ઞાન થયુ હતુ તેથી કહ્યુ કે લુકા ગચ્છના આચાર્યને તેડાવશો નહિ કારણ કે હુ તેમની પાસે દીક્ષા લેનાર નથી

**જનની જનકને દીક્ષા માટે પ્રાર્થના.**

સુવિહિત અને શુદ્ધ સમાચારી જેમા છે અને જેમા જીનરાજની મૂર્તિ માનવામા આવે છે એવા વીર ભગવાનની અવિચ્છિન્ન પટ્ટપરપરામા આવેલા સુવિહિત મુનિ ગુરૂની પાસે દીક્ષા અગીકાર કરવાનો છુ, તે માટે હે માતા આજ્ઞા આપો શિવરાજની બુદ્ધિ તપગચ્છમા દીક્ષા લેવાની હતી માતાએ પુત્રનુ મન સ્થિર જોઇ શ્રી વિજયસિહ સૂરીન્દ્રને તેડાવવા વિચાર કર્યો વીરચદની સલાહ લેઇ, ગામના શ્રાવક સઘને પુછી, ગચ્છપતિ સૂરિને આનદથી તેડાવવા વિજ્ઞપ્તિ કરી સૂરિરાજ પણ લાભનુ કારણુ જાણી વિહાર કરતા પ્રવેશમહોત્સવપૂર્વક ત્યા આવ્યા સઘમા આનદ થયો હજારો મનુષ્યો ધર્મ દેશના સાભળી નિશ્ચલ મનવાળા થઈ ધર્મ સાધન કરવા લાગ્યા, લુકા મતની શ્રદ્ધાવાળાઓ પણ

**શ્રી વિજયસિહ સૂરિને તેડાવના વિજ્ઞપ્તિ.આવાગમન.**

પૂર્વની ખરી શ્રદ્ધામાં જોડાઇ મૂર્તિને માનવા લાગ્યા. દીક્ષા મહોત્સવની તૈયારીઓ થવા લાગી. અષ્ટાન્હિકા મહોત્સવ શરૂ

**દીક્ષા મહોત્સવ.**

થયો. શ્રી વિજયસિંહ સૂરીશ્વરે શિવરાજને ક્ષણિક પદાર્થોનું સ્વરૂપ સમજાવ્યું. હે ભવ્ય શિવરાજ, અનંતભવ પરિભ્રમણ કરતાં મહા પુણ્યયોગે સત્ય તત્ત્વનું ભાન થાય છે. આત્મામાં અનંત સુખ ભર્યું છે છતાં જીવ મોહથી જડ વસ્તુમાં સુખની ભ્રાંતિથી રાચે માચે છે, સ્યાદ્વાદ દર્શનપૂર્વક આત્માનુ

**ગુરૂનો ઉપદેશ.**

સ્વરૂપ જ્ઞાનદર્શન ચારિત્રરૂપ છે. ષડ્દ્રવ્યમાં રમણતા કરવાથી પુદ્ગલ સંગથી છૂટાય છે. શ્રી વીતરાગ પ્રભુના ઉપદેશ પ્રમાણે કર્મથી છૂટવાને સાધુમાર્ગ શ્રેષ્ટ છે; કારણ કે સાધુ થવાથી આશ્રવનો ત્યાગ થાય છે. આત્મા બાહ્ય વસ્તુઓને પોતાની નથી માનતો ત્યારે તે વખતે નિર્મમત્વ ભાવવાળો થાય છે, છકાયના જીવોની દયા પણ ચારિત્ર લેવાથી બને છે. તે ભવમાં મુક્તિ પામનાર તથા ત્રણ જ્ઞાન સહિત એવા તીર્થંકરો પણ ચારિત્ર અંગીકાર કરે છે. ઈત્યાદિ ઉપદેશ સાંભળી શિવરાજ કહેવા લાગ્યા કે હે ગુરૂરાજ! મ્હને આ અસાર સંસારમાંથી તારો—સદ્ગુરૂ વિના જગત્માં કોઈ તારનાર નથી આ-

**શિવરાજની પ્રાર્થના.**

પનુંજ મ્હને શરણ થાઓ. કૃપા કરીને દીક્ષા આપી મુક્તિમાર્ગ સમ્મુખ કરો. આ પ્રમાણે વિનતિ કરી ઘેર આવ્યા. સાત આઠ વરઘોડા કહાઢયા, સર્વ ગામ જમાડયું, સ્નાન કરી વસ્ત્ર આભૂષણ પહેરી ઘોડા ઉપર શિવરાજ ચઢયા, અનેક પ્રકારનાં વાજિંત્ર વાગવા લાગ્યાં, વરઘોડો ગાજતે વાજતે ગુરૂ પાસે આવ્યો. માતાની ચક્ષુમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. માતાએ ગુરૂને કહ્યુ કે હે ગુરૂરાજ! આપની દેશનાથી મને તથા મારા પતિ તથા પુત્રને ધર્મ ઉપર પૂર્ણ રાગ થયો છે. મારા પુત્ર રત્નને હું આપને સોંપું છું. મારા હૃદયનો હાર છે, મારો પ્રાણ છે, તેને આપશ્રી પુત્રની પેઠે સાચવશો. આપના ખોળામાં અર્પ્યો છે માટે એને મીઠી વાણીથી હિતશિક્ષા આપશો.

**દીક્ષા.**

ન્હાના બાળક ઉપર કદી રીસ કરશો નહીં. એની બાલ્યાવસ્થા છે માટે તપ કરવાની ઉગ્રવૃત્તિ નિવારજો. અને સારી રીતે સારસંભાર કરશો. મારા પુત્રના અવગુણ તરફ દૃષ્ટિ કરશો નહીં. થોડું કહેવામાં ઘણું સમજી લેશો. ચૌદ વર્ષની ઉમરે શુભ વાર તથા વેળામાં શ્રી વિજયસિંહ સૂરિએ શિવરાજને દિક્ષા

**સત્યવિજય.**

આપી **સત્યવિજય** નામ પાડયું. સાધુના વેષે ન્હાના મુનિવર્ય વૈરાગ્યની મૂર્તિ જાણે સાક્ષાત્ હોય નહિ ?

તેમ શોભના લાગ્યા–ગુરૂમુખે જ્ઞાન શિખવા લાગ્યા વ્યાકરણ, શાસ્ત્ર તથા ન્યાય શાસ્ત્ર, સૂત્રો, ટીકાઓ, ચૂર્ણી, ભાષ્ય, અને નિર્યુક્તિ,

અભ્યાસ.

આદિના સારી પેઠે અભ્યાસ કરવા લાગ્યા કિક્રૂ‌ક્રિયા કરવા લાગ્યા, પંચમહાવ્રત સારી પેઠે પાળવા લાગ્યા પંચમ આરાના યતિયો પ્રમાદી થવા લાગ્યા મૂળવ્રતમા પણ દોષ લગાડવા લાગ્યા ત્યારે સત્યવિજયજીના મનમા વિચાર થયો

## શ્રી વિજયસિંહ આચાર્યજીના શિષ્ય સત્યવિજયજીએ ક્રિયોદ્ધાર કર્યો.

દુહા મૂળ નિર્વાણ ગ્રન્થ

શ્રી આચારજ પૂછીને, કરૂં ક્રિયા ઉદ્ધાર,
નિજ આતમ સાધન કરૂ, બહુને હોય ઉપકાર,
શ્રી ગુરૂ ચરણ નમી કરી, કરજોડી તિનારેરે,
અનુમતિ જો મુજને દીયો, તો કરૂં ક્રિયા ઉદ્ધારેરે. ૧
કાલ પ્રમાણે ખપ કરૂ, દીપી હુલ કર્મ દલેનારે,
તપ કરૂ આળસ મુકીને, માનવ ભવનો ફલ લેનારે. ૨
ગુણવંત ગુરૂ હરખિયે કહે, યોગ્ય જાણીને સુવિચારેરે,
જિમ સુખ થાએ તિમ કરો, નિજ મંગલ કરો અવતારેરે. ૩
ધર્મમાર્ગ દીપાવવા, પાંગરીયા મુનિ એકાકીરે,
વિચરે ભારંડની પરે, શુદ્ધ સંયમસુ દિલ ધાકારે. ૪

એક દીવસ શ્રી સત્યવિજયજીએ શ્રી વિજયસિંહસૂરિને કહ્યુ કે આપની આજ્ઞા હોય તો હું ક્રિયોદ્ધાર કરૂં દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવ પ્રમાણે સંયમ પાળુ ગી આચાર્યે કહ્યુ કે—જેમ સુખ થાય તેમ કરો (જહા સુખ્ખ દેવાણુ પિયા) પોતાનો અવતાર સફળ કરો આ પ્રમાણે કહ્યુ ત્યારે ધર્મમાર્ગ દીપાવવા શ્રી સત્યવિજયજીએ એકાકીપણે વિહાર કર્યો અને ઉદેપુરમા આવી ચોમાસુ કર્યું ઘણા લોકોને પ્રતિબોધ આપી ધર્મમા સ્થિર કર્યા છટ્ઠ છટ્ઠનું ઉગ્રતપ કરવા લાગ્યા, મેવાડમા વિચરીને મારવાડ દેશમા વિહાર કર્યો મારવાડ દેશમા ઘણા લોકોને જૈન ધર્મમા સ્થિર કર્યા મેડતા ગામમા કે જ્યા શ્રી આનંદઘનજી પણ પ્રસંગે રહેતા હતા અને જ્યા તેમની દેરી છે ત્યા આવી ચોમાસુ કર્યુ ત્યાથી વિહાર કરતા કરતા અનેક ભવ્યજીવોને પ્રતિબોધતા નાગોરમા આવી ચોમાસુ કર્યુ ત્યા અનેક મનુષ્યોને ધર્મ પમાડી વિહાર કરતા જોધપુરમા આવી

શિષ્ય હતા, તેમનુ જીવન નિર્મળ ચારિત્રથી મહાન થયુ

**સારાંશ.** તેમનુ નામ સવેગી વિજયશાખાના મુનિવરોમા આદ્ય પુરૂષ તરીકે અમર થયુ તેમના શિષ્ય કપૂરવિજય થયા શિથિલાચારમા પડીને રહેતા નિર્મળ આચારને ધારણ કર્યો તેનો ધડો હાલ લેવા યોગ્ય છે અપ્રમત્તદશાથી તેઓ ઘણું કરી શક્યા, તેમની વૈરાગ્ય દશા હૃદયમા ધારણ કરવા યોગ્ય છે ચૌદ વર્ષની ઉમરે દીક્ષા લીધી સર્વ આયુષ્ય બ્હાસી વર્ષનું હતું, તે ઉપરથી સિદ્ધ થાય છે કે તેમણે અડસઠ વર્ષ પર્યંત સયમ માર્ગનુ પરિપાલન કર્યુ શ્રી વિજયસિંહ સૂરિએ કઈ સાલમા દીક્ષા આપી તે નિર્વાણ ગ્રથ ઉપરથી સિદ્ધ થતું નથી પણ ૧૭૨૯ ની સાલમા પન્યાસપદ લીધુ તે વખતમા **વિજયપ્રભ સુરીશ્વર** હતા ત્યારે સિદ્ધ થાય છે કે ૧૭૨૯ ની સાલ પહેલા દીક્ષા લીધી હોય દીક્ષાની સાલ અને મૃત્યુની સાલનો અ પરાસા વગેરેથી નિર્ણય કરવાનો બાકી રહે છે આચાર્યોની પરપરામા ચારિત્ર માર્ગમા સાધુઓ શિથિલ થાય છે ત્યારે ક્રિયોદ્ધાર થાય છે શ્રી સત્યવિજયજીના પહેલા શ્રી આનંદવિમલસૂરિએ પણ ક્રિયોદ્ધાર કર્યો હતો શ્રી સત્યવિજય નિર્વાણ જોતા તેમણે ક્રિયોદ્ધાર કર્યો તે વાત સાબીત થાય છે સત્તરની સાલમા ૧૭૩૮ કે ૩૯ સુધી શ્રી વિનયવિજયજી વિદ્યમાન હતા તે પણ પન્યાસના સમકાલીન હતા પણ વિનયવિજયજી ઉપાધ્યાયે ક્રિયોદ્ધાર કર્યો નથી એમ તેમના ગ્રથોથી જણાઈ આવે છે શ્રી સત્યવિજયજીના સમકાલીન શ્રી યશોવિજયજી થયા તે શ્રી ઉપાધ્યાયજીએ ૧૭૪૫ ની સાલમા ડભોઇ સ્વર્ગગમન કર્યું તેમણે પણ ક્રિયોદ્ધાર સબધી કઇ હકીકત જણાવી હોય એમ જણાતું નથી પણ પન્યાસજીએ ક્રિયોદ્ધાર કર્યો એ વાત તો નિર્વાણ૦ સિદ્ધ થાય છે તેમની ક્રિયોદ્ધારની ઇચ્છા તેમના સમકાલીન પડિતોને માન્ય હતી કે નહિ તેનો નિર્ણય કરવો હજી બાકી રહે છે સવેગી માર્ગમા શ્રી સત્યવિજયજી પ્રથમ થયા તેમનાથી શિથિલાચાર નાશ પામ્યો તે પણ આજ્ઞા તો આચાર્યની માનતા હતા શ્રી સત્યવિજયજી પણ વિજયસિંહ સૂરિ બાદ વિજયપ્રભ સૂરિની આજ્ઞામા હતા

નિર્વાણના કર્તા શ્રી જિનહર્ષ મહા વિદ્વાન્ હતા નિર્વાણ ગ્રથની સાલ

સત્યવિજય ગુરૂ ગાવતાએ, થાએ હર્ષ અપાર,
કર્યો ગુરૂએ સદાએ, શ્રી સઘને જયકાર. ૧
સત્તર છપ્પન્ન વત્સરે એ, મહા સુદી દસમી પ્રમાણ,
નિર્વાણ પન્યાસનો એ થયો, જિન હર્ષ સુજાણ. ૨

કરવાની ટેવ પાડવી જોઇએ, પ્રથમ ન્હાના ન્હાના ઉપકાર કરતાં શીખવું જોઇએ, ઉપકાર કરવાની ટેવ પાડવાથી પશ્ચાત્ સહેજે ઉપકાર કરવાનું વલણ થાય છે. પ્રત્યેક મનુષ્યને અન્ન, વસ્ત્ર, દવા, અને જ્ઞાન આદિથી ઉપકાર કરવો જોઇએ. જે મહાત્માઓએ પોતાનું જીવન ઉપકારમાંજ હોમ્યું છે તેના નામની દીવાલીઓ હાલ પ્રવર્તે છે અને જ્યાં ત્યાં તેમના અક્ષર દેહ જીવતા દેખાય છે. ખરેખર ઉપકારીજ પૂજ્ય ગણાય છે. શ્રી સિદ્ધ ભગવાન્ને પરમેષ્ઠિમાં પ્રથમ ન ગણ્યા અને અરિહંતને ગણ્યા તેનું કારણ પણ એ છે કે અરિહંતે જીવોના જ્ઞાનચક્ષુ ઉઘાડી સિદ્ધને બતાવ્યા છે. માટે ઉપકારની અપેક્ષાએ તે પ્રથમ પૂજાય છે. ઉપકાર કરનારનાં દેહ પૂજાય છે. તેની જન્મભૂમિ પૂજાય છે. ઉપકારીના શરીરની રાખ પણ પૂજાય છે. જગત્માં ઉપકારીજ પૂજાય છે. જે મનુષ્યો સ્વાર્થાંધ બની અન્યના ઉપર ઉપકાર કરતા નથી તે અંતે બહુ પશ્ચાત્તાપ પામે છે. તેમનું જીવન ઉચ્ચ થતું નથી. તીર્થંકરો કેવળજ્ઞાન પામીને પણ જગત્ના જીવોને તારવા માટે ઉપદેશ આપે છે. અહો કેવી તેમની ઉપકારદૃષ્ટિ! ઉપકારદૃષ્ટિવાળો પુરૂષ મનના શુભ વિચારથી ઉચ્ચ સુખમય જીવન કરે છે. મનનાં પાપોને તે ધોઈ નાંખે છે. મનની ઉજ્વલતા કરે છે. મનને સદ્ગુણોથી વાસિત કરી ઉત્તમ પરમાત્મ દશા સન્મુખ કરી અન્યના માટે દૃષ્ટાંતભૂત થાય છે. જ્યારે મનુષ્યના હૃદયમાં પરોપકાર કરવાની વૃત્તિ આવે છે ત્યારે અન્ય ગુણો પણ સ્વયમેવ આવે છે. પરોપકારી પુરૂષ કલ્પવૃક્ષાદિથી પણ અધિક છે. અન્યના દુર્ગુણોનો નાશ કરવો હોય તો ફક્ત સદ્ગુણદૃષ્ટિ ધારણ કરી પરોપકારજ કરો. પરોપકારી સર્વ વર્ણમાં શ્રેષ્ઠતા ભોગવે છે. સ્વાર્થના માટે તો આખું જગત્ સડે છે પણ જે પરોપકાર તરફ લક્ષ રાખે છે તેને ધન્ય છે. પરોપકારીનું ક્ષણ ક્ષણનું જીવન જે જાય છે તેનું મૂલ્ય થઈ શકતું નથી. મનુષ્યથી અન્યના ભલામાં જે જે કરવામાં આવે છે તે પરોપકારમાં સમાઇ જાય છે. આ સારો છે અને આ ખોટો છે એમ પરોપકાર કરતી વખતે જોવાનું નથી. ખોટા મનુષ્યને પણ સારો કરવો એ પરોપકાર છે, તો ખોટાને ખરાબ જાણી તેનું ભલું ન કરવું તે પરોપકાર શી રીતે ગણાય? કોઇના ઉપર ઉપકાર કરવામાં આવ્યો હશે અને કોઇ વખત ઉપકાર કરનાર અધમ સ્થિતિમાં આવ્યો હશે તો તે મનુષ્યો ગમે તે વખતમાં સહાય કરી ઉચ્ચ કરશે. આંબાનું ફળ વાવ્યાથી કેરીજ મળશે, સારૂં કરવાથી અંતે શુભ ફળ મળશે. ઉપકારનું ફળ દોષરૂપ કોઇ બાબતમાં આવે તો તેથી પશ્ચાત્તાપ કરશો નહિ. ગુણના ભાઇ દોષ. દુનિયામાં કેટલાક પુરૂષો ઉપકાર કરનારના સામા થાય છે, તેથી કંઇ ઉપકારનું ફળ

નટ થતું નથી ઉપકારનું ફળ તો પરભવમા મળ્યા વિના રહેતું નથી. કેટ લાક જીવો ઉપકાર કરતા કંઇ વિઘ્ન આવે છે તો ઉપકાર સામુ જોતા નથી ઉત્તમ પુરૂષો પ્રાણાતે પણ ઉપકાર કરી છૂટે છે મન, વાણી, કાયા, ધન, અને સત્તાથી પરનું ભલુ કરવુ તેમાજ શ્રેષ્ટત્વ સ્વીકારે છે ગાડી, વાડી, લાડી, તાડી, અને મોજમજામા મશગુલ થઈ જે પરનું ભલુ કરતા નથી, અને પરનું ભલું કરવા દયા પણ જરા લાવતા નથી એવા જીવોની અધમ સ્થિતિ જોઈ તેમના ઉપર કરૂણા આવે છે તે જીવોનું કોઈ પણ રીતે ભલું થાઓ તેમનો આત્મા શુભ સસ્કારથી વાસિત થઈ પરોપકારમા જોડાઓ, ઉત્તરોત્તર ધર્મ દાનાદિક ઉત્તમ પરોપકારની શક્તિયો પ્રાપ્ત થાઓ

## શ્રી સવેગી સત્યવિજય પન્યાસના શિષ્ય મુનિ શ્રી કપૂરવિજયજીનું જીવનચરિત્ર.

ગુજર્જરદેશ પાટણ.

જબુદ્વીપના ભરતક્ષેત્રમા ગુર્જ્જરદેશ છે ગુર્જ્જરદેશમા જૈનધર્મની પ્રવૃત્તિ વિશેષત દેખાય છે અન્ય દેશો કરતા ગુ ર્જ્જરદેશમા જૈનધર્મના સાધુઓ વિશેષત સપ્રતિ વિગેરે છે જિનમદિર શ્રેણિથી ગુર્જ્જરદેશ સુન્દર શોભી રહ્યો છે, ગુર્જ્જરદેશમા પાટણનગર છે વનરાજચાવડાએ અણહિલ ભરવાડના નામથી સ ૮૦૨ ની સાલમા અણહિલપાટણ વસાવ્યુ છે, ત્યા જૈનધર્મી કુમારપાળ રાજા તથા હેમચદ્રસૂરિ થયા છે સત્તરસેની સાલમા વર્ણન કરનાર કવિ ત્યા એકસોને આઠ પૌષ્જિન પ્રાસાદ હતા એમ કહે છે પચાસરા પાર્શ્વનાથ ચિતામણિ પાર્શ્વનાથ વગેરે પ્રસિદ્ધ મદિરો છે ત્યાના શ્રાદ્ધવર્ગો સત્તર પ્રકારની પૂજા પૂર્ણ ભક્તિથી જિનરાજની કરે છે અને ત્યા સુપાત્રમા દાન અર્પતા યાચકવર્ગની આશાઓ પૂર્ણ કરનારા ગૃહસ્થો ત્યા વસતા હતા ખરેખર પાટણ પુણ્યનું સ્થળ લેખાય છે પાટણની પાસે નજીક વાગરોડ ગામ છે રાજાની પાસે જેમ યુવરાજ શોભે તેમ પાટણનગરની

જન્મ ગામ વાગરોડ.

પાસે વાગરોડ ગામ શોભે છે ત્યા સર્વ શ્રેષ્ઠિવર્ગ શિ રોમણી ભીમજીશાહ વસતા હતા, તે પોરવાડ વશના હતા તેમને રાજ્યવર્ગ પણ માન આપતા હતા ભીમજી શેઠની કુળવતી સતીરા નામની સ્ત્રી હતી, સાસારિક સુખ ભોગવતા એક પુત્ર થયો બારમા દીવસે તેનું નામ કહા નજી પાડ્યુ બાલ્યાવસ્થામા કહાનજીના જનની જનક મરણ પામ્યા, ત્યારે

**કહાનજી પુત્ર.** કહાનજી પાટણ ફુવાને ત્યાં રહેવા ગયા; ત્યાં વ્યાવહારિક વિદ્યાનો અભ્યાસ કર્યો.

કહાનજીની વય ચતુર્દશ વર્ષની થઈ ત્યારે તે સમયે તેમને સદ્‌ગુરૂનો સમાગમ થયો. કહાનજી અવસર પામી સદ્‌ગુરૂ પાસે

**સદ્‌ગુરૂ સમાગમ.** ગયો. યથોચિતસ્થાને બેઠો. શ્રી સદ્‌ગુરૂ પણ યોગ્ય જાણી ઉપદેશ આપવા લાગ્યા. હે ભવ્યજીવ! ચોરાશી લક્ષ જીવયોનિ પરિભ્રમણ કરતાં મનુષ્ય જન્મની પ્રાપ્તિ દુર્લભ છે. એકેન્દ્રિયાદિક અવતારમાં જરા માત્ર પણ સુખ નથી. મનુષ્ય-

**સદ્‌ગુરૂનો ઉપદેશ.** પણું પામ્યા છતાં આર્યદેશમાં જન્મ પામવો દુર્લભ છે, તેમાં પણ ઉત્તમ કૂળ પામવું દુર્લભ છે. ઉત્તમ કુળમાં ઉપન્યા છતાં પણ નિરોગત્વ પામવું દુર્લભ છે. તેમાં પણ પંચેન્દ્રિય પટુતા પામવી પણ દુર્લભ છે. તેમાં સદ્‌ગુરૂનો સંયોગ થવો દુર્લભ છે. સદ્‌ગુરૂનો સંયોગ થતાં પણ સિદ્ધાંતનું સાંભળવું દુર્લભ છે. કારણ કે સદ્‌ગુરૂની વાણી સાંભળતાં તેરકાઠીયા વિઘ્ન કરે છે. સિદ્ધાંત શ્રવણ કર્યા બાદ તત્ત્વોની શ્રદ્ધા થવી દુર્લભ છે. વીતરાગ કથિત તત્ત્વની શ્રદ્ધા થતાં પણ વિરતિપણું પામવું દુર્લભ છે. કંચન કામિનીના મોહે જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે. જડ વસ્તુ ઉપરથી મોહ ઉતર્યા વિના કર્મનો નાશ થતો નથી. મનુષ્ય ધારે તો સંસાર સમુદ્રની પેલી પાર ઉતરી શકે છે. આયુષ્ય ક્ષણે ક્ષણે નાશ પામે છે. માટે જ્યાં સુધી શરીરાદિક સામગ્રીની સગવડતા છે ત્યાં સુધી આત્માની પરમાત્મ દશા પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ. ઈત્યાદિ સદ્‌ગુરૂની દેશના સાંભળી કહાનજીના મનમાં વૈરાગ્ય પ્રગટ્યો, અને

**દીક્ષાની તીવ્રેચ્છા.** સંસાર વિષ સમાન ભાસવા લાગ્યો. મૃત્યુ બાદ કોઈ સાથે આવનાર નથી, ત્યારે શા માટે સંસારની વસ્તુઓ માટે આયુષ્ય નિષ્ફળ ગાળવું? ખરેખર અસાર સંસારનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રમાણે વિચારીને ગુરૂને કહેવા લાગ્યા કે હે ગુરૂજી! હવે મને દીક્ષા આપી કૃતાર્થ કરો. શ્રી સદ્‌ગુરૂ કહેવા લાગ્યા કે—હે ભવ્ય! સંયમ પાળવું મહા દુર્લભ છે. યુવાવસ્થામાં કામને જીતવો એ કંઈ સામાન્ય કાર્ય નથી. શ્રી સદ્‌ગુરૂની તરવારની ધાર પ્રમાણે આજ્ઞાઓ પાળવી જોઇયે. સર્વ શરીરાદિકની પ્રવૃત્તિ યતનાથી કરવી જોઇએ. અનેક પ્રકારના પરિસહ સહન કરવા પડે છે. માટે હે ભવ્ય! દીક્ષા પરિપૂર્ણ વૈરાગ્ય કરીને લેવી જોઇએ. દીક્ષા લીધા બાદ સદાકાળ ચારિત્રમાં સ્થિર રહેવું જોઇએ. સ્વચ્છંદ મતિનો ત્યાગ કરવો પડશે. જો તમારે સંયમની તીવ્રેચ્છા હોય તો સ્વજનની અનુમતિ લે-

ઇને દીક્ષા અંગીકાર કરો કહાનજી આ પ્રમાણે ગુરૂની વાણી સાભળી ઘેર આવ્યા સ્વજનને સર્વ વાત કહી અને સસારની અસારતા જણાવી દીક્ષાનો ભાવ જણાવ્યો અનેક પ્રકારના દૃષ્ટાંતથી સ્વજનને બોધ કર્યો, અને અનુમતિ લેઇ ગુરૂની પાસે આવ્યા, ગુરૂએ પણ યોગ્ય જાણી

**દીક્ષા. કપૂરવિજયજી નામ પાડયુ.** ચતુર્વિધ સઘની સમક્ષ સ ૧૭૨૦ સત્તરસેવીસના માગશર સુદીમા વિધિપૂર્વક દીક્ષા આપી, વાસખેપ કરી કપૂરવિજયજી નામ પાડયુ

શ્રી કપૂરવિજયજી મહારાજ પચમહાવ્રતનુ સમ્યગ્રીતે પાલન કરવા લાગ્યા ગુરુસાથે પાટણથી અન્યત્ર વિહાર કર્યો ગુરુની પાસે આવશ્યક આદિક સૂત્રોનો અભ્યાસ કરવા લાગ્યા શ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞાથી પન્યાસપદ યોગ્ય સમયે ગ્રહણ કર્યું સવત્ ૧૭૫૭ ના પોષ માસમા તેમના ગુરૂ સત્યવિજય પન્યાસનુ નિર્વાણ થયુ તેમના પટ્ટધર શ્રી કપૂરવિજયજી થયા વઢીયાર, મારવાડ, ગુજરાત, સોરઠ, રાજનગર, (અમદાવાદ), રાધનપુર, સાચોર, માંડી, રોજત, વડનગર, વિગેરે સ્થળે ચોમાસા કર્યા તેમના વૃદ્ધિવિજયગણિ તથા ક્ષમાવિજય પન્યાસ એમ બે શિષ્યો થયા વૃદ્ધાવસ્થામા પાટણમા ચોમાસા થયા અને ત્યા ઉપધાન માલારોપણ અને જિનપ્રતિષ્ઠા વિગેરે અનેક કૃત્યો કરાવ્યા

સવત્ ૧૭૭૫ ના શ્રાવણ કૃષ્ણપક્ષ ચતુર્દશી ભદ્રવાર પુષ્યવિજય મૂહુર્તમા શ્રી કપૂરવિજયજીનુ સ્વર્ગગમન થયુ ભક્ત શ્રાવક તથા શ્રાવિકાઓએ નવખડ માડવી તૈયાર કરી અને તેમા ઉક્ત મુનિવરના શરીરને પધરાવ્યુ સઘ ગાજતે વાજતે ચૌટા વચ્ચો વચ્ચ થઇ નિકળ્યો સોના અને રૂપાનાણું પુષ્કળ ઉછાળ્યુ જય જય નન્દા જય જયભદ્રાનો આઘોષ થવા લાગ્યો ગામની બહાર દાહકસ્થળે શિબિકા ઉતારી અને ચન્દન વગેરેના કાષ્ઠથી શરીરને અગ્નિ સસ્કાર કર્યો

એરયુમની પાસે ત્રીજી તેમની થઇ ઉક્ત મુનિમહારાજ સ્વભાવે શાન્ત હતા તેમની પાટે ક્ષમાવિજયજી બિરાજ્યા આ મુનિરાજે કોઇ પુસ્તક બનાવ્યુ હોય તેમ જણાતું નથી આગમસાર ગ્રથના કરનાર મુનિ દેવચદજી તથા કપૂરવિજયજીને ઘણો સબધ હતો તેમનુ ચરિત્ર, સવત્ ૧૭૭૮ ની સાલમા વડનગરમા ચોમાસુ કરી, વિજયાદશમી શનિવારને દિવસે પડિત જીનવિજયજીએ રચ્યુ છે સર્વ મળીને કપૂરવિજયજીનો દિક્ષા પર્યાય ૫૫ વર્ષનો હતો પૂર્વના મુનિઓ વિશેષ આયુષ્યવાળા હતા હાલના મુનિઓએ આવા ઉત્તમ મુનિવરોનું અનુકરણ કરવુ જોઇએ

---

# અમદાવાદવાળા શા. અમૃતલાલ કેશવલાલનું મૃત્યુ.

શા. અમૃતલાલ કેશવલાલ અમદાવાદ નિશાપોળના રહીશ એક ઓશવાળ જૈનયુવક હતા, તે અધ્યાત્મ મંડળના સભાસદ હતા. તેમના બાપના બાપ વાડીલાલભાઇ હાલ હયાત છે. ભાઇ અમૃતલાલે સં. ૧૯૬૫ ના કારતક શુદી બારસના રોજે સાંજરે શરીરનો ત્યાગ કર્યો, તે પહેલાં હું તેમની પાસે ગયો હતો. તે સમયે તેમને ભાન હતું. આત્મિક ઉપદેશ સંભળાવ્યો. તેની શ્રદ્ધા બહુ સારી હતી. ચાર શરણ કરાવ્યાં. જ્ઞાન પૂજાવ્યું. આત્મામાંજ લક્ષ રાખવું. દુનિયાની સર્વ વસ્તુઓમાં મમત્વભાવ રાખવો નહીં. આત્મા વિના સર્વે પરવસ્તુઓ છે. જે જે વેદના થાય છે તે તે ભોગવ્યા વિના છૂટકો નથી. અંતે તેના મુખમાંથી છેલ્લા શબ્દો નીકળ્યા "આત્મા વિના કોઇ વસ્તુ મ્હારી નથી. ધર્મ તેજ સાર છે. સર્વ જીવોને હું ખમાવું છું." આટલું કહ્યા બાદ હું ઉપાશ્રયે આવ્યો. પશ્ચાત્ તેમનું અંતે મૃત્યુ થયું.

ભાઇ અમૃતલાલને બાલ્યાવસ્થાથી મ્હારો સમાગમ હતો. જૈનધર્મપર તેની પૂર્ણ શ્રદ્ધા હતી. પ્રભુપૂજા, સામાયક, અને પ્રતિક્રમણ, વગેરે ક્રિયાઓ ધર્મની કરતો હતો. વ્યાખ્યાન સાંભળતો હતો. સ્વભાવે શાંત હતો. ક્રોધ કદી થતો હતો તો પાછળથી પશ્ચાત્તાપ કરતો હતો, જૈનધર્મ વિના અન્ય દેવાદિકમાં તે મિથ્યાત્વ માનતો હતો. જૈનધર્મ સંબંધી અત્યંત રાગ હતો. જૈનધર્મનાં ભાષણોમાં ભાગ લેતો હતો અને ભાષણો પણ આપતો હતો. આ શિષ્ય ખરેખર આત્મગુણની અભિલાષાવાળો હતો. દયા—દાન, અને પરોપકાર, આદિ સદ્ગુણો કેટલાક અંશે ત્હેનામાં સારી રીતે ખીલ્યા હતા. કોઇ કોઇ પ્રસંગે તે મ્હારા ઉપર પત્ર લખતો હતો. ત્હેના પત્ર ઉપરથી તેની ધર્મ પ્રતિ કેટલી તીવ્ર જિજ્ઞાસા હતી. તે વાંચકો જાણશે અને તેથી તેઓ ધર્મ માર્ગ વળશે એમ જાણી તેના પત્રો તથા પ્રત્યુત્તર પત્રો અત્ર એક બે ટાંકવામાં આવે છે.

### મુ. રીદરોલ.

પરમપૂજ્ય ગુરૂ મહારાજ શ્રી બુદ્ધિસાગરજી વગેરે. યોગ્ય શ્રી અમદાવાદથી લેખક સેવક અમૃત કેશવલાલની ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી. વિ. આપનો પ્રથમનો બોધમય પત્ર વાંચ્યો. આનંદ પામ્યો. ધર્મસાધન સંબંધી આપે વિશેષે કરી લખ્યું પણ હું બહુ ઉપાધિકારક વ્યાપારાદિકમાં ગુંથાયો છું, ખરેખર સંસારમાં આવી ઉપાધિ પહેલાં હું દેખતો નહતો. ખરેખર સંસારમાં રહી ધર્મ સાધન બરાબર થતું નથી તેથીજ તીર્થંકરોએ

અમારનો ત્યાગ કર્યો છે સાંસારિક ઉપાધિ છોડવા વારંવાર મનમાં વિચાર પ્રગટે છે પણ હું શું કરૂં સંયોગો પ્રતિકૂળ લાગે છે મ્હારા મન પ્રમાણે ધર્મનું આરાધન થતું નથી તોપણ સામાયકની આપે પ્રતિજ્ઞા આપી છે તેથી ધર્મના કેટલાક તત્ત્વો વાચું છું, મનન કરૂં છું, પ્રભુપૂજા કરૂં છું, પણ વારંવાર આજીવિકા અર્થે થતા વ્યાપારોની ચિંતા ઘેરી લે છે આપના બોધપત્રથી ઘણી શાંતિ રહે છે, અને રાગનો નાશ થાય છે માટે પત્ર લખતા રહેશો મારી સ્થિતિના આપ જાણકાર છો તેથી ઉપદેશ વડે કંઇ પણ ધર્મનો ઉપકાર કરશો

લિ. આપનો બાળ અમૃત.

## પ્રત્યુત્તર.

શ્રી. રીદરોલ. લિ. બુદ્ધિસાગર.

શ્રી અમદાવાદ તત્ર જીજ્ઞાસુ શ્રાવક શા અમૃતલાલ કેશવલાલ યોગ્ય ધર્મ લાભ વિશેષ, તમારા પત્રથી તમારી કેટલીક આન્તરિક જીજ્ઞાસા જાણી બાહ્ય ઉપાધિના સંયોગોમાં આત્મત્વ બુદ્ધિ ન માનતાં આત્મામાંજ આત્મત્વ બુદ્ધિ સ્વીકારવી જોઇએ વ્યાપારાદિ પ્રસંગે પણ વિશેષત. તેમાં નકામા વિકલ્પ સંકલ્પ કરવા ન જોઇએ બાહ્ય વ્યાપારાદિને માટે જેટલી કાળજી છે તેના કરતાં અનંત ઘણી કાળજી ધર્મ વ્યાપાર માટે રાખવાની જરૂર છે પરભવ જાતાં બાહ્ય ઠાઠમાઠની સર્વ ઉપાધિ કંઈ પણ સાથે આવનાર નથી જેનું કાળજુ ઠેકાણે ન હોય તે મૂર્ખ ગધેડો જેમ સિંહના સપાટામાં આવી ગયો તેમ કાળરૂપ સિંહના સપાટામાં આવે છે બાહ્યની ઉપાધિ ખોટી છે એમ તીર્થંકરોએ જણાવ્યું છે અને તેઓએ પણ તેનો ત્યાગ કરી આત્મધ્યાન કર્યું હતું તેમનાથી વિશેષ પુરાવાની જરૂર જણાતી નથી ભવ્ય જીજ્ઞાસુ ! પર વસ્તુમાં પોતાનાપણું કંઇજ નથી શા માટે પર વસ્તુને પોતાની માનવી જોઇએ ? શ્રી તીર્થંકરોએ કહેલો જૈન ધર્મ અમૂલ્ય ચિંતામણિ રત્ન કરતાં પણ અધિક છે તેનું આરાધન જો નહિ કરવામાં આવે તો અંતે માખીની પેઠે હાથ ઘસવા પડશે જૈન ધર્મ વિના અન્ય ધર્મમાં આવી રીતે સ્પષ્ટ સત્ય સ્વરૂપ સમજાવ્યું નથી જૈન ધર્મનો મુખ્ય ઉદ્દેશ અષ્ટકર્મનો નાશ કરીને આત્માની પરમાત્મ સ્થિતિ કરવી તેજ છે અનંત દુઃખની પરંપરાનો ત્યાગ કરાવી અનંત સુખ પ્રાપ્ત કરાવવું એજ મુખ્ય ઉદ્દેશ છે તે ક્યારે આદર્યો ગણાય કે જ્યારે આત્મા, વીતરાગના વચન નક્કી માની લે હાડોહાડ, શ્રી વીતરાગના વાક્ય મોસરા વ્યાપે, ત્યારેજ કંઇક ધર્મ માર્ગ તરફ વળવાનો વખત આવે. જ્ઞાન અને શ્રદ્ધા

વિનાની જે ઉપરની ગાડરીયા પ્રવાહના જેવી ધર્મ પ્રવૃત્તિ છે તેથી કંઈ ગુણસ્થાનકનાં પગથીયાંપર ત્વરિત ચઢી શકાતું નથી. માટે વિશેષતઃ ગુરૂ સમ્મુખ વા તેમના અભાવે પરોક્ષમાં પણ ધર્મનાં પુસ્તકો વાંચી મનન કરી હૃદયમાં ઉતારશો.

જે જે અંશે તમારી ધર્મ ભાવના છે તે તે અંશે તમે ધર્મીજ છો પણ મનુષ્ય જીવન ક્ષણિક છે માટે ધર્મના દૃઢ સંસ્કારો એવા તો પાડવા જોઇએ કે પરભવમાં અનાયાસે ધર્મ ઉપરજ રૂચિ થાય. જે લોકોને અત્રે ધર્મ ઉપર રૂચિ થાય તેમને પરભવમાં ધર્મના ઉપર રૂચિ સહેજે થતી નથી જે લોકો અત્રે સાધુઓ ઉપર અરૂચિ ધરાવે છે સાધુઓને હલકા ગણે છે તેમના એવા અશુભ સંસ્કારોને લીધે પરભવમાં સાધુ ઉપર સહેજે પ્રેમ થતો નથી. તેથી ધર્મની પ્રાપ્તિ થતી નથી. તેમજ સાધુઓને હલકા ગણવાના સંસ્કારો પરભવમાં ઉદય આવવાથી સાધુપણું લેઇ શકાતું નથી. ધર્મ સંબંધી જે જે કારણો ઉપર આત્મા અરૂચિ ધારણ કરે છે તે તે વસ્તુઓની પ્રાપ્તિ પરભવમાં સહજે થતી નથી. કેટલાક એમ માને છે. કે હાલમાં સાધુઓમાં સંપ નથી. સાધુઓ થઇને પણ મન મુંડાવતા નથી. માટે હાલના કાળમાં ઘરમાં રહીને ધર્મનું સાધન કરવું જોઇએ. આવાં વાક્યો બોલનાર ચોવીસ તીર્થંકરની આશાતના કરે છે. પ્રથમથીજ ભગવાન્ કહે છે કે પંચમા આરામાં પંચ વિષ ભેગાં થવાનાં, તેમાં લોકોની ધર્મ બુદ્ધિ ન્યૂન થવાની, અને ઓછી ભાવના થવાની એમ ભગવાને સૂત્રમાં કહ્યું છે. એકવીશ હજાર વર્ષ પર્યંત સાધુસાધ્વીઓ આરાધક થવાનો, તો આજથીજ આવા ખરાબ વિચાર કરવાથી તેના સંસ્કારો હૃદયમાં ખરાબ બીજની પેઠે વાવવાથી, અતે ફળ પણ ખરાબ આવશે એમાં જરા માત્ર પણ સંશય નથી. જૈનના સર્વ સાધુઓ કંઈ એવા હોતા નથી. તેમાં પણ પાંચ આંગળીઓની પેઠે તરતમતા ઘણી છે. માટે આત્મજ્ઞાની ગીતાર્થ સદ્ગુરૂના વચનોપર વિશ્વાસ રાખી ગાડરીઆ પ્રવાહમાં તણાતા લોકોની કહેણીપરથી સાધુ વર્ગ તરફ અરૂચિ ધારણ કરવી નહીં. ઉપાધિ રહિત સાધુ વર્ગ જે કંઇ આત્મહિત કરી શકે છે તે ગૃહસ્થાવાસમાં શી રીતે બની શકે. આ વાક્ય જે અનુભવીઓ છે તેને યથાર્થ સમજાશે. અજ્ઞ લોકો ગાડરીયા પ્રવાહને લીધે સમ્યગ્ધર્મને પણ અસમ્યક્પણે ભજે તેથી સમ્યગ્ધર્મના કોઇ પણ હેતુઓ તરફ કદી પણ અરૂચિ ધારણ કરવી નહીં. ધર્મના પ્રત્યેક હેતુઓનું સૂક્ષ્મ બુદ્ધિથી અવલોકન કરતાં એમ લાગે છે કે **અસંખ્યયોગે** મુક્તિ થઇ શકે છે. હે ભવ્ય! સાંસારિક સત્તાના લક્ષ્મીના અને વિદ્યાના અગ્રગણ્યોને દેખી ધાર્મિક મહત્તા

તરફ અરુચિ ધારણ કરીશ નહિ ધર્મઆરાધક જીવ, બાહ્યની સંપત્તિ સત્તા રહિત હોય તોપણ તે મહાન્ છે કેવલી ભગવાનની દૃષ્ટિમા તે મોટામા મોટો છે બાહ્ય લક્ષ્મી અને સત્તાની ઉપાધિથી પુષ્ટ બનેલા જીવો તો કેવલી ભગવાનની દૃષ્ટિમા કસાઇના ઘરના બકરાની પેઠે દયાપાત્ર દેખાય છે કેવલીભગવાનની દૃષ્ટિમા જે સત્ય છે તેજ સત્યનો હું તો શ્વાસોશ્વાસ ઉપાસક છુ તે વિના અન્યની ત્રણ કાળમા ઇચ્છા નથી હાલમા તો જિનાગમોના આધારે કેવલીની દૃષ્ટિનો નિર્ણય થાય છે અને તેથી જિનાગમોની પૂર્ણ શ્રદ્ધા કરવી જોઇએ જે જીવો શંકાવાળા છે તેઓ જો જ્ઞાનિગીતાર્થ ગુરૂ સમ્મુખ સત્યગ્રંથોના પ્રશ્ન કરે તો તેમની યોગ્યતા પ્રમાણે કેટલુક સમજી શકે પોતાની સ્થૂલબુદ્ધિના લીધે કંઇક સૂક્ષ્મ તત્ત્વ ન સમજાય તો તે સબધી વધુ પ્રયાસ કરવો, પોતાની બુદ્ધિનો વાક કાઢવો પણ જિનાગમોમા તો પૂર્ણ શ્રદ્ધાની ભાવનાથી પરભવમા સમકિતની પ્રાપ્તિ સહેજે થાય છે જ્ઞાનિગીતાર્થ ગુરૂના ચરણકમળ સેવીને ધર્મની વિશેષત આરાધના કરવી જોઇએ ધર્મના જે જે હેતુઓ છે તે તે તત્પેક્ષાએ સત્ય છે ધર્મના કોઈ પણ હેતુઓનું કોઈ પણ કાળે ખડન કરવુ નહિ સર્વ જીવો પોતપોતાની યોગ્યતા પ્રમાણે તરતમ યોગે હેતુઓને અગીકાર કરે છે વ્યાવહારિક ધર્મ હેતુઓને જે જે જીવો આદરે છે તે તે અશે તે જીવો તરી જાય છે ધર્મ હેતુઓની ખૂબી બતાવીને બાળ જીવોને ધર્મમા સ્થિર કરવા ગુરૂઓ અનેકાતદેશના આપે છે વ્યવહાર માર્ગમા વર્તન રાખી મનમા આત્માનું ધ્યાન ધરવુ જે જે અશે તું જૈનતત્ત્વનું જ્ઞાન કરીશ તે તે અશે ધ્યાન કરી શકીશ, કારણ કે જ્ઞાનવિના ધ્યાન હોતું નથી સદ્ગ્રથોનુ વિશે પત વાચન રાખજે, પ્રભુપૂજા આદિ ધર્મ ક્રિયાની રૂચિને વધારી ઉપાદાન ધર્મ પ્રકટ કરવા ઉદ્યમ કરજે નાસ્તિક મિત્રોની સગતિથી ભગવાનના એક વચન પર પણ અશ્રદ્ધા ધારણ કરીશ નહીં કેવલીભગવાનના કરતા કોઈ તેવુ સત્ય પ્રરૂપનાર નથી માટે મતાતરોની ધટાટોપસ્થિતિ દેખી સ્વધર્મથી ભ્રષ્ટ થવુ નહીં જૈન ધર્મની શ્રદ્ધા ચોલમજીઠના રગ જેવી હૃદયમા ધારણ કરજે જે જે શકાઓ થાય તે પુછીને નિર્ણય કરજે ઉપાધિ માર્ગમાથી છૂટવાની તીવ્રેચ્છા રાખજે દુ ખ અને સુખમા સમભાવ રાખજે દુનિયાના બોલવા ઉપર લક્ષ આપીશ નહિ પરભવમા અંતે ધર્મજ સાથે આવશે આયુષ્યનો ભરોસો નથી અને તો શરીર છોડવુ પડશે ત્યારે શા માટે અમરપણું કલ્પવુ જોઇએ? મ્હારૂં ત્હારૂં પરિહરીને આત્મામાજ આત્મભાવના રાખજે દરેક કાર્યો કરતી વખતે પણ અતરથી ધર્મની

ભાવના રાખજે. ધર્મનું જીવન ગાળવા પ્રતિદિન ઉદ્યમ કરજે. વિશેષ શું. ધર્મ વિના અન્યમાં કંઈ નથી? સાધ્યબિંદુ આત્માની પરમાત્મ દશાજ કલ્પજે. ભજન સંગ્રહ વાંચી કંઈક વિશેષ ઉંડો ઉતરી નિવૃત્તિ તરફ લક્ષ રાખજે.

## પત્ર બીજો.

મુ. મેહસાણા. લિ. મુનિ બુદ્ધિસાગર.

શ્રી અમદાવાદ તત્ર જિજ્ઞાસુ શ્રાવક ભાઈ શા. અમૃતલાલ કેશવલાલ યોગ્ય ધર્મલાભ. વિશેષ તમારો પત્ર આવ્યો તે પહોંચ્યો. વાંચી બીના જાણી. જૈનધર્મનાં તત્ત્વોની અપૂર્વ ખૂબીયો વિચારતાં માલુમ પડે છે એમ વાંચી ખુશી થાઉં છું. જેમ જેમ શ્રી મહાવીરનાં તત્ત્વોને વાંચશો, મનન કરશો, તેમ તેમ વિશેષ વિશેષ અનુભવ થયા કરશે. જો કર્મગ્રંથાદિ સૂક્ષ્મગ્રંથોનો અભ્યાસ કરવા માંડશો તો મહાવીર સ્વામી સર્વજ્ઞ હતા, એમના વિના આવું કર્મનું સૂક્ષ્મસ્વરૂપ કોઈ બતાવી શકે નહિ. એમ એમ અવલોકતાં પરિપૂર્ણ નિશ્ચય રુચિ પ્રગટે અને તેથી આત્મા નિશ્ચય સમ્યક્ત્વ પામે. આત્માની અપૂર્વ શક્તિયોનું કર્માવરણ યોગે આચ્છાદન થયું છે. જેમ જેમ કર્માવરણ ખસે છે ત્યારે તે તે પ્રકારની લબ્ધિયો પ્રગટ થાય છે. એમાં શું આશ્ચર્ય છે? આત્મમાં જે ગુણો છે તે સર્વ પ્રગટ થાય છે. **અસત્પદાર્થની** ઉત્પત્તિ થતી નથી. આત્માના અનંત જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવા માટે જડવસ્તુમાંથી ચિત્તવૃત્તિ પાછી ખેંચી લેઇ આત્મસમ્મુખતા ભજવી જોઈએ. અનંત જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિથીજ પરમાત્મદશા કહેવાય છે. જ્યારે ત્યારે પણ પરમાત્મદશા પ્રાપ્ત કર્યા વિના મુક્તિ નથી તો, હવે કેમ પ્રમાદ કરવો જોઇએ? હે ભવ્ય! સર્વસંગ ત્યાગ દશારૂપ ઉત્તમ ચારિત્રની કોટીમાં પ્રવેશ કરવા કંઇ પણ કર્યા વિના છૂટકો નથી. પ્રમાદમાં ને પ્રમાદમાં આયુષ્ય ગયું તો અંતે કંઇ પણ સાથે આવનાર નથી અને પરભવમાં ખરાબ અવતાર આવશે. હજી ચેતવાનો સમય છે. જ્યાં સુધી શ્વાસોશ્વાસ વહે છે ત્યાં સુધી તમે આત્માને ઉચ્ચ બનાવી શકશો. પશ્ચાત્ તમારા હાથમાં કંઈ નથી. જેટલું ચેતાય તેટલું ચેતી લ્યો. સંયોગ તેનો વિયોગ છે. જે જે દૃશ્ય વસ્તુઓને દેખી ખુશ થાઓ છો તેનાથી તમારે જુદું પડવું પડશે. જડવસ્તુઓ ત્રણ કાળમાં કોઈની થઇ નથી અને થવાની નથી. આજીવિકા માટે પણ સંકોચ વૃત્તિથી ઉદર નિર્વાહ કરી આત્માર્થી પુરૂષો બાહ્યમાં વિશેષ પ્રવૃત્તિ કરતા નથી. કઇ વસ્તુનો લોભ! કઇ વસ્તુનો મમત્વભાવ!!! ખરેખર તત્ત્વને વિચારે તો ક્ષણિક વસ્તુઓનો સ્વપ્નવત્ અસત્ સંબંધ લાગે છે, તેમાં જ્ઞાની કેમ બંધાય? અલબત બંધાય નહીં. પાપના કાર્યોમાંથી ચિત્ત-

વૃત્તિ વિરમાવાથી આશ્રવ ( કર્મ ) ના હેતુઓથી, આત્મા બધાતો નથી વિશેષ શુ કહેવુ લખવુ સમ્યગ્દષ્ટિનો ક્ષણે ક્ષણે ઉપયોગ રાખી પરવસ્તુને પોતાની નહી માનો અને પરવસ્તુની પ્રીતિ હરશો તો આત્મામા પ્રીતિ લાગશે વૈરાગ્ય, ત્યાગ, ભક્તિ, વિનય, અને પ્રત્યાખ્યાન આદિથી આત્માની ઉચ્ચદશા કરવા સતાકાળ અતરથી પ્રવૃત્તિ કરીશ તો તુંજ ત્હારા આત્માનો જિન થશે, તારક થશે, ખરેખર અતરમા સુખ છે, બાહ્યમા દુ ખ છે અતરના ઉપયોગમા રહો

## जैन कोने कहेवो ?

જીનની આજ્ઞા પાળનારને જૈન કહે છે તીર્થંકરના કહેલા તત્ત્વ ઉપર જેને શ્રદ્ધા નથી તે જૈન નથી કેટલાક જૈન એવુએ નામ ધરાવે છે પણ જૈન ધર્મની શ્રદ્ધાથી વિમુખ હોય છે કપોલ કલ્પિત ધર્મમા દાખલ થાય છે, તેવા જૈનો ફક્ત નામનાજ સમજવા તીર્થંકરના કહેલા તત્ત્વને જાણી તેની જે શ્રદ્ધા કરે છે, ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલે છે, તેજ ખરેખરો જૈન છે જૈન કુળમા જન્મ થયો પણ જૈન ધર્મનું જ્ઞાન કર્યું નહિ તો તે માતાને પેટ આવીને ખરેખર મનુષ્ય જન્મ હારે છે જે જૈનો ઓઘથી જૈન ધર્મ અમારો છે એમ માની જિનાગમોનુ શ્રવણ કરતા નથી તેવા ભોળા જૈનોને અન્ય વિદ્વાનો ભરમાવી શકે છે, માટે જૈન તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવુ જોઇએ કેટલાક જૈન ધર્મના લેખ લખે પણ મનમા જૈન ધર્મની શ્રદ્ધા ન હોય તો તેવા કપટી નામધારી જૈનોથી જૈન ધર્મની શી રીતે ઉન્નતિ થાય ? હાલના સમયમા ઇંગ્રીશ ભાષાના અભ્યાસીઓ કેટલાક જૈન ધર્મ જાણતા નથી, તેથી નાસ્તિકમતના સપાટામા આવી જાય છે હાલમા દરેક ધર્મવાળાઓ પોતપોતાના તત્ત્વોનો પ્રકાશ કરવા લાગ્યા છે ત્યારે તેવા સમયમા ધનના લોલુપી ધર્મને વેચી ખાનારા કેટલાક જૈનો ફક્ત ઉધ્યા કરે છે જૈન વકીલ થયા પણ જૈન ધર્મનુ જ્ઞાન ન મેળવ્યુ તો તેવા વકીલપણાથી જૈનપણું શી રીતે વધે ? બી આઇ ઈ ના ખિતાબ મળ્યા પણ જૈન તત્ત્વનું જ્ઞાન થયુ નહિ તેમજ શ્રદ્ધા ન થઇ તો સી આઇ ઇ નો ઈલકાબ ધારવાથી શુ થયુ ? ત્રણ ચાર મીલોના માલીક થયા પણ જૈન તત્ત્વનુ જ્ઞાન ન મેળવ્યુ અને જૈન ધર્મની શ્રદ્ધા ન થઇ તો તેવા જૈનોથી જૈન ધર્મની અને પોતાની ઉન્નતિ શી રીતે થવાની? માસ્તર થયા, ગ્રેજ્યુએટ થયા પણ જૈન તત્ત્વજ્ઞાન ન મેળવ્યુ તો તેવા માસ્તરોથી જૈન ધર્મની શી રીતે ઉન્નતિ થવાની ? નવકારશીના લાડવા જમના છે પણ જૈન ધર્મની શ્રદ્ધા

તો મનમાં નથી, એવા પેટભરૂ જૈનોના જન્મથી પણ શું ? જૈન તત્ત્વનું જ્ઞાન તથા શ્રદ્ધા થવાથી જૈન ધર્મની ઉન્નતિ થાય છે. આત્માની ઉન્નતિ કરવી હોય તો પ્રથમ જૈન તત્ત્વનું જ્ઞાન કરવું જોઇએ. ગુરૂઓની પાસે જૈન તત્ત્વનું જ્ઞાન કરવું જોઇએ. અન્યમતવાળાઓ જેવા કે આર્ય સમાજીઓ વગેરે પોતાનો ધર્મ વધારવા અનેક પ્રકારના પ્રયત્ન કરે છે ત્યારે સત્ય ધર્મના ઝુંડા તળે રહેનાર જૈનો બીલકુલ જૈન ધર્મનું જ્ઞાન કરે નહિ અને જૈન ધર્મની ઉન્નતિ કરવા પ્રયત્ન કરે નહીં તે કેટલું શરમ ભરેલું છે?

પહેલાં જૈનિયો એમ બુમો પાડતા હતા કે જૈન ધર્મનાં પુસ્તકો છપાવ્યાં નથી તેથી અમે શું વાંચીએ ? શું પુછીએ ? પણ હવે જૈનોનાં પુસ્તક હજારો છપાવેલાં મળે છે, છતાં પુછતાં માલુમ પડે છે કે કોઇ ભાગ્યેજ એક બે પુસ્તક વાંચીને સમજતા હશે. નાટક ચેટકનાં પુસ્તક પ્રેમથી વાંચે છે. હોટલમાં અભક્ષ્ય ભક્ષણ કરે છે! કિંતુ ધર્મનું પુસ્તક ખરીદવા વાંચવા કંઇ પણ જોઇએ તે પ્રમાણમાં વધારો થતો નથી. હવે કંઇ જૈન ધર્મ જે સમજે છે તેના મનમાં જાગ્રતિ આવી છે. તે પણ કઢીના ઉભરાની પેઠે સમજાય છે. હાલમાં જૈન તત્ત્વજ્ઞાન માટે જૈનશાળાઓ દ્વારા શિક્ષણ અપાય છે પણ તે આપનારા ગુરૂઓ નહિ હોવાથી તે ભાડુતી જ્ઞાન બરાબર હૃદયમાં અસર કરી શકતું નથી. જો માસ્તર જૈન ધર્મી હોય છે તો કંઈ છોકરાઓ જૈન ધર્મની શ્રદ્ધાવાળા થાય છે. જૈન કોન્ફરન્સ પણ જૈન ધર્મની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે પણ જોઇએ તેવી પ્રારંભ સ્થિતિ દેખાતી નથી.

જૈન ધર્મની કોન્ફરન્સ ભરવામાં આવે છે પણ જૈન તત્ત્વજ્ઞાન શું છે તે સંબંધી તો કંઈ કહેવામાં આવતું નથી. જૈન શ્રાવકો ભેગા થાય છે અને કહે છે કે અમે જૈન ધર્મનો વાવટો ફરકાવીએ. તેમનો ઉત્સાહ સારો છે, પણ પોતેજ ઉન્નતિના અજાણ હોવાથી અન્યની ઉન્નતિ શી રીતે કરી શકે ? પરમ પ્રભુ વીતરાગના નામની જય બોલાવી જ્યાં શ્રાવકો જૂતાં બૂટ પહેરી સંઘ તરીકે કહેવાતી કોન્ફરન્સમાં પ્રારંભમાંજ અવિનયનું ઉદ્ધત પગલું દેખાડે તેઓ આગળ ઉપર શું કરી શકે ? મોટાં મોટાં ખર્ચ કરવાં, જય જિનેંન્દ્રિના ઠેકાણે હીપ હીપ હુરરેના પોકારો પાડવા, રાત્રીમાં ચા પાર્ટીઓ કરવી, અને અન્ય ધર્મીઓને દેખાડવું કે જૈનો ફક્ત ઉપરથીજ સર્વે આચારોને માનનારા છે; આવી તેમની સ્થિતિના લીધે જૈન ધર્મની શી રીતે ઉન્નતિ થાય? કોન્ફરન્સ કંઈ નથી કરતી એમ તો કહેવાય જ નહીં. તેના પ્રતાપે જૈનોમાં કંઈ સારી જાગ્રતિ આવી છે પણ જૈન તત્ત્વજ્ઞાન માટે જોઇએ તેવો પ્રયાસ થવો જોઇએ. કોન્ફરન્સનો પ્રમુખ

જૈન ધર્મનો પરિપૂર્ણ જ્ઞાતા થઇ શકે કે જેથી જૈન તત્વ જ્ઞાનનો ફેલાવો થાય પણ આતો તેથી ઉલટુ દેખાય છે અનેકાન્ત તત્વ શુ છે એનું સ્વરૂપ સમજે નહીં એવા પૈસાના માલીકોથી શુ ત્રણ કાળમા જૈનની ઉ ન્નતિ થઈ શકે ? કેટલાક કહે છે કે બારીસ્ટર વા કોઇ ઇગ્લીશ વિશેષ જાણે તેને કોન્ફરન્સનો પ્રમુખ કરવો જોઇએ પણ સમજવાનું કે જે બારીસ્ટરો જૈન ધમનું નાન પામ્યા નથી, જૈન ધર્મપર શ્રદ્ધા નથી જેમનો આચાર ધર્મથી ઉલટો છે, વર્તણે પણ તેવા હોય તે જૈન ધર્મની ઉન્નતિના માટે પ્રમુખપદ શી રીતે શોભાવી શકે ? આત્મભોગી મનુષ્યો ધર્મનો ઉદ્ધાર કરી શકે છે જે જે ધર્મમા મહાત્માઓ થયા છે તેની પાસે કઇ સત્તા કે લક્ષ્મી નહોતી, પણ ત્યાગ, વૈરાગ્ય અને આત્મભોગથી હજારો મનુ ષ્યોને ધર્મના રસ્તે વાળી શકયા સત્તા વા લક્ષ્મીવાળાઓનો અનાદર કરવો એવુ તો કઇ કહેવાનુ કે સમજવાનું નથી કિંતુ જેની જેની યોગ્યતા હોય તેજ કાર્યને માટે તે લાયક થઈ શકે છે કોન્ફરન્સના મડપ ઉપર ચઢી ભાષણ આપનારે પ્રથમ તો જૈનધમનું સારી રીતે જ્ઞાન મેળવવુ જોઇએ સાત વ્યસનથી દૂર રહેવુ જોઇએ, માન અને કીર્તિનો અધ્યાસ દૂર કરવો જોઇએ જે જે ભાષણો આપવા તે જૈન ધર્મની રીતીએ આપવા જોઇએ, જૈનધમની પૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ, કહેણી પ્રમાણે રહેણી રાખવી જો ઇએ આ પ્રમાણે ભાષણકારો ખરા હ્રદયથી પ્રયત્ન કરે તો કોન્ફરન્સની સૂ યની પેઠે પ્રતિદિન વૃદ્ધિ થતી જાય કોઈની તોડી તૂટે નહિ કોન્ફર સભા હ જારો રૂપૈયાના ભેટામા ખર્ચ થાય છે તે શા માટે કરવા જોઇએ ? પ્રથ મના જૈનો દરેક તીર્થના ઠેકાણે વા સઘયાત્રામા વા ગામમા પણ એક ઝાઝમ અને ગાદીના ખર્ચ ઠાઠ વિના હજારો ભેગા થઇ શકતા હતા હાલ તો સાહેબની ખુરશી પ્રમાણે ખુરશી જોઇએ પણ સાહેબના જેવા ક્યા ગુણ છે ? ધોતીયા પહેરનારને શુ ભોયપર બેસતા હરકત આવે છે ! નકામો કેમ પૈસો ખર્ચવો જોઇએ ? ઠાલી દમામ કેમ રાખવો જોઇએ ? જૈન ધર્મના સા ધુઓ જુઓ કેવી સ્થિતિમા છે વિહાર કરે છે ત્યારે સર્વસામાન પોતે ઉચકે છે તેથી શુ તે હીન થઈ ગયા ? પોતાના ગુરૂઓનું આટલુ વર્તન ધ્યાનમા રાખી જૈનશ્રાવકો માનદશા ભૂલી કોન્ફર સ ભરે તો અન્યને અનુકરણીય થઈ પડે અન્યકોમ જેમ કરે તેમ કરવુ જોઇએ આવી વિચારશક્તિ વિનાની અ નુકરણીય ટેવ પશ્ચાત્તાપ પાત્ર બનાવે છે અને અને સનકાળ એક સરખી સ્થિતિમા રહેવાતું નથી આર્યસમાજીઓ તેમજ થીઓસોફીસ્ટો પોતાના ધ ર્મને વધારવા અનેક પ્રકારના પ્રયત્ન કરે છે ત્યારે જૈનો કેમ ઉંઘતા હશે ?

પહેલાં જૈનોની રીતિને અન્યલોક અનુસરતા હતા. હાલ વિપરીત દેખવામાં આવે છે. પણ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. તમારો વિજય તમારા હાથમાં છે. બાલ્યાવસ્થામાંથી તમારા છોકરાઓને જૈનગુરૂઓ પાસે જ્ઞાન અપાવો, કોન્ફરન્સની દિશા જુદા રૂપમાં મૂકવી જોઇએ. લાખો રૂપૈયા નકામા ખર્ચાય છે તે ન ખર્ચતાં જૈનધર્મના જ્ઞાન માટે તેનો વ્યય કરો. જૈનધર્મનું પોતે જ્ઞાન સંપાદન કરો. જૈનધર્મ સંબંધી ભાષણ આપવું હોય તો પ્રથમ જૈનધર્મનું જ્ઞાન સંપાદન કરો. જૈનધર્મ સંબંધી લેખ વા પુસ્તકો લખવાં હોય તો જૈનધર્મનાં પુસ્તકો વાંચો. સર્વ પોતાના અધિકાર પ્રમાણે ધર્મમાં પ્રયત્ન કરો. તમો જૈનધર્મને બરાબર સમજશો તો તમારા રૂંવે રૂંવે ધર્માભિમાન પ્રગટશે અને તેથી સર્વ ધર્મ પન્થોની આગળ વધી જૈનધર્મનો વાવટો ફરકાવશો. પોતે જૈનતત્ત્વ શું છે તે સૂક્ષ્મપણે જાણતા નથી તો અન્યની શી રીતે ઉન્નતિ કરવાના હતા? આજે કંઇ લખવામાં આવે છે તે શિખામણરૂપ છે. તેમાં કોઇની લાગણી દુઃખાવાનો હેતુ નથી. શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડનું વચન સંભારો. તે કહે છે કે જૈનો પોતાના ધર્મ માટે બરાબર લક્ષ રાખતા નથી. પોતાના ધર્મના જૂના લેખો તથા પ્રાચીન શાસ્ત્રોનો ઉદ્ધાર કરવો જોઇએ, જૈન ધર્મ પાળનારાઓ વધે તેવા ઉપાયો લેવા જોઇએ. જૈન ધર્મ પાળનારા વધારે થાય તેવા ઉપાયો યોજવામાં આવશે તો તેથી ધર્મની લાગણી લેખે આવશે, કોન્ફરન્સ વા મંડળો વા અન્ય કોઇપણ સભાઓ હાલ છે અને જે જે કંઇ ધાર્મિક કાર્યો જે જે અંશે કરે છે તે તે અંશે તે ધન્યવાદને પાત્ર છે. પણ જૈન તત્ત્વનું જ્ઞાન પોતે કરે તો અન્યને જૈનતત્ત્વ સારી રીતે સમજાવી શકે. જૈન વિદ્યાર્થિઓને ઇંગ્લીશ ભણવામાં સહાયભૂત જૈન બોર્ડિંગો કેટલેક ઠેકાણે થઇ છે પણ ત્યાં જૈનતત્ત્વનું જ્ઞાન સારી રીતે આપવામાં આવે છે એવું સંતોષકારક પરિણામ દેખવામાં આવતું નથી. તેનું કારણ એ છે કે તેના આગેવાનો જૈનતત્ત્વજ્ઞાનથી પ્રાયઃ પરિપૂર્ણ કેળવાયલા નથી, વ્યાવહારિક કેળવણીથી કેળવાયલા કરતાં ધાર્મિક કેળવણીથી કેળવાયલા જૈનો, ધર્મની ઉન્નતિ માટે સારૂં કાર્ય કરી શકે. ધાર્મિકજ્ઞાન પુરેપુરૂં પામ્યા વિના ઇંગ્લીશ કેળવણી ફક્ત લેઇ કેળવાયલા બન્યા હોય તે ધર્મમાં શું સમજી શકે? ધાર્મિક તત્ત્વજ્ઞાન વિના સર્વ પ્રકારની વિદ્યા આ ભવપર્યંત સુખકારી છે. શ્રી વીરપ્રભુનાં કહેલાં તત્ત્વ જાણે ત્યારે જ ખરેખરો જૈન કહેવાય. ખરેખર એક જૈનથી જેટલી જૈન ધર્મની ઉન્નતિ થાય છે તેટલી નામધારી હજારો જૈનોથી કંઇ પણ થતું નથી. કેટલાક શેઠીયા તો પ્રભુની

નાઇ દીવસ પૂજા કરવી અને પર્યુષણમા એક દિવસ સભાને કચરી વચમા આવીને વ્યાખ્યાન વ્યવહાર સાચવે છે એવા જ્યા આગેવાન ગણાતા હોય એવી કોમની ઉન્નતિ સ્વપ્નમા પણ શી રીતે થઇ શકે? જ્ઞાની પુરૂષ એક પણ સારો પણ હજારોનુ ટોળુ શુ કરી શકે? ઘણા શેઠીયાઓ ફક્ત પો તાની વાહવાહને માટે કંઇ ખર્ચે પણ જ્યા સુધી જૈનતત્ત્વજ્ઞાન જાણી આ ત્માનું હિત કર્યું નથી ત્યા સુધી તે જૈનોન્નતિ શી રીતે કરી શકે? જે વગમા સાધુઓ વ્યવહારક્રિયાના ગચ્છના ભેદોની લડાલડીમા પોતાનું જીવન પૂર્ણ કરે અને શેઠીઆઓની વાહવાહ ગાતા હોય તેવાઓથી જૈનોની શી ઉન્નતિ થાય? અન્યધર્મના કેવા કેવા ભેદો છે તેના કરતા જૈનતત્ત્વ અમુક અંશે ઉત્તમ છે એવુ તત્ત્વ જે ન જાણતા હોય તેવા સાધુઓ ભલે સા માન્ય કથાઓ વાચી બાલરંજન કરે, પણ તેઓથી જૈનતત્ત્વોનો ફેલાવો થઇ શકવાનો નથી જ્યારે શ્રીમહાવીરદેવે કહેલા નવ તત્ત્વ વગેરેની ઘે રોઘેર ચર્ચા થવા માંડશે અને કર્મગ્રથ આદિ સૂક્ષ્મ ગ્રથોની ચર્ચા થઇ રહેશે જૈનતત્ત્વના ગ્રથો સબધી મોટી મોટી સભાઓ ભરી વ્યાખ્યાન વાચવામા આવશે, અ ય પ થવાળાઓને પણ જૈનતત્ત્વજ્ઞાન સમજાવવામા આવશે ત્યારે ખરા જૈનો પ્રગટી નીકળશે જૈનતત્ત્વજ્ઞાનનો શાસ્ત્રાધારે વિધિપુર સર ફેલાવો કરનારા તીર્થંકર પદવી પ્રાપ્ત કરે છે, જ્યારે જાપાનની પેઠે કેળવાયલો વર્ગ મોહમાયા ત્યાગી, આત્મભોગી બની, ધાર્મિક જ્ઞાન લેઈ, અને સાધુ થઇ ઉપદેશ દેવા પ્રયત્ન કરશે ત્યારે જૈનતત્ત્વનો ફેલાવો થશે મહાવીરના પગલે ચાલ નાર જૈનો ક્યારે કહેવાશે કે જ્યારે તે રાત્રી દીવસ મહાવીરના સિદ્ધાંતોનું શ્રવણ મનન કર્યા કરશે

જૈન ધમના ઉદ્ધારકો જ્યારે ત્યારે પણ યુગપ્રધાન તરીકે સાધુઓ થ વાના છે યુગપ્રધાનો સાધુના વેષે થયા અને થશે માટે કેળવાયેલો વર્ગ મોહનો ત્યાગ કરી સાધુવ્રત અગીકાર કરે તો ઘણા લોકોને પ્રતિબોધ આપી જૈન કરી શકે વાતો લાબી લાબી કરવી છે, બણગા ફુકવા છે પણ કર વાનું કંઇ નથી એવી સ્થિતિવાળો મનુષ્ય પોતાનું વા અન્યનું ભલુ કરી શકતો નથી જમાનાને અનુસરી જૈન ધમ વિજયવત રહે તે માટે ચાપતા ઉપાયો લેવાની જરૂર છે હાલ કેટલેક અશે જૈનવર્ગ જાગ્રત થયો છે પણ હજી બરાબર જાગ્રત થયો નથી બાલ્યાવસ્થામાથી દરેકને જૈનધર્મનું જ્ઞાન આપ વાની ખાસ આવશ્યકતા છે, રણક્ષેત્રમા મરણીયો થઇ લડે તે જયલક્ષ્મી વરે છે તેની પેઠે પૂર્વાચાર્યો પ્રયત્ન કરતા હતા તેવી રીતે હાલ પણ પ્રયત્ન કરવાની જરૂર છે શ્રાવક કરતા સાધુ અનતગણું આત્મહિત કરી શકે છે ભગવતી

સૂત્રમાં કહેલું છે કે, શ્રીજૈનશાસન શ્રી સાધુઓથી રહેવાનું છે, સાધુઓજ જગત્‌ના ઉદ્ધારક છે. ગૃહસ્થવર્ગ તો સદાકાળ ભક્તજ રહે છે, કેટલાક ધર્મમાં ગૃહસ્થ ગુરૂઓ હોય છે પણ જૈનધર્મમાં તો સાધુઓજ ગુરૂઓ હોઇ શકે છે. શ્રીવીરપ્રભુના સૂત્રોના અનુસારે જૈન કહેવાય છે. શ્રીવીરપ્રભુનાં સૂત્રોથી જેની શ્રદ્ધા વિરૂદ્ધ હોય એવાથી જૈનોન્નતિ થઇ શકતી નથી. જૈનો! જો તમે તમારા ધર્મની જાહોજલાલી કરવા ધારતા હો તો અવશ્ય જૈનતત્ત્વની કેળવણી લેશો. જૈનોની ઉન્નતિના નીચે પ્રમાણે ઉપાયો મ્હારી બુદ્ધિમાં ભાસે છે તેનો અન્યને બોધ થવા માટે અત્ર જણાવવામાં આવે છે.

૧. જૈનધર્મના પ્રાચીન ગ્રંથોને લખાવીને તથા છપાવીને ઉદ્ધાર કરવો જોઇએ.

૨. કાશીની જૈનસંસ્કૃત પાઠશાળાની પેઠે મોટી ચાર જૈનસંસ્કૃત પાઠશાળાઓ થવી જોઇએ. તેમજ અમદાવાદની જૈન બોર્ડીંગ જેવી બોર્ડીંગો ધર્મની કેળવણી શુભ-અપાય તેવી થવી જોઇએ.

૩. આખા હિંદુસ્તાનમાં વસતા જૈનોને વ્યવહારિક કેળવણીની સાથે એકક્રમથી એકભાષામાં જૈન તત્ત્વજ્ઞાન મળવું જોઇએ, અને તે માટે પુસ્તકો તથા જૈન શિક્ષકો તૈયાર કરવા જોઇએ.

૪. પ્રાચીન જૈનશિલાલેખો અને પ્રાચીન જૈનધર્મને સાબીત કરનારા અનેક પુરાવાનો સંગ્રહ કરી એનું પુસ્તક રચવું જોઇએ.

૫. આચાર્યો, ઉપાધ્યાઓ, સાધુઓ અને સાધ્વીઓની ઉન્નતિ માટે તેમની વૈયાવચ્ચ થવી જોઇએ. તેમને ભણાવવામાં ધનનો વ્યય કરવો જોઇએ.

૬. જમાનાના અનુસારે જૈનપુસ્તકો કેટલાંક નવાં રચાવાં જોઇએ.

૭. જૈનધર્મનો ફેલાવો કેવી રીતે કરવો તેના વિચાર માટે એક સાધુઓનું મંડળ ભરાવું જોઇએ અને તેમની આજ્ઞાનુસારે શ્રાવકોએ પ્રવૃત્તિ કરવી જોઇએ.

૮. જૈનતત્ત્વોસંબંધી અન્ય ધર્મીઓ આક્ષેપ કરે તે માટે **વાદિમંડલ સ્થાપવું જોઇએ** કે તે પ્રસંગે પ્રસંગે આક્ષેપના જવાબ આપતું રહે.

૯. જૈન યોગજ્ઞાન, અને મંત્રજ્ઞાન, વગેરેના અભ્યાસકો સાધુઓ થઇ શકે એવા ઉપાયો ઘડવા જોઇએ.

૧૦. ધાર્મિક કેળવણી લેનારને અમુક અમુક જાતની ડીગ્રીઓ આપવી-જોઇએ.

૧૧. અન્યધર્મ પાળનારાઓને જૈનધર્મી બનાવવા માટે ઉપાયો લેવા જોઇએ. અને તે સંબંધીઓનું એક મોટું મંડલ સ્થાપવું જોઇએ.

૧૨ સાત ક્ષેત્રમાંથી હાલ કયા ક્ષેત્રને વધારે ઉત્તેજન આપવુ તે સબધીનો નિર્ણય કરવો જોઇએ

૧૩ જૈનધર્મીઓની સખ્યા વધે છે કે ઘટે છે, તથા જૈનધર્મનો ઉપદેશ કેવી રીતે આપનો તે સબધી વાર્ષિક સભા ભેગી કરવાની જરૂર છે, જૈનધર્મની ધુસરીના ધરનાર આચાર્યોએ તથા ઉપાધ્યાયોએ તથા સાધુઓએ જ્યા ત્યા વિચરી ઉપદેશ દેવો, અને તેમા કયા ગામમા કયા સાધુની જરૂર છે તેની ચોમામા પહેલા નિમણૂક કરવી જોઇએ

૧૪ જૈનધર્મીઓની સખ્યા વધારવા માટે અન્ય જે જે ઉપાયો ધ્યાનમા આવે તે યોજવા જોઇએ, અને ગરીબ જૈનોને મદદ કરવી જોઇએ ઇત્યાદિ ઉપાયો ધ્યાનમા આવે છે આ સબધી કેટલુક કાર્ય કોન્ફરન્સ તરફથી આરભાયુ છે પણ શ્રાવકના વર્ગમા શ્રાવકો માટે આગેવાનો છે તે જો જૈન ધર્મનું જ્ઞાન લે તો તેમની દૃષ્ટિમા ફેરફાર થાય, અને કઈ વિચાર કરી શકે જૈનધર્મના આગેવાનો તે ખરેખર આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓજ છે જૈનધર્મ પાળનાર પૈસાદાર વર્ગ તો ભક્ત વર્ગ ગણાય છે તે તો શ્રાવકના યોગ્ય કાર્યમા આગેવાન ગણાય વ્યવહારથી અને નિશ્ચયથી જે ઉત્તમ કાર્ય કરે છે તે જૈન કહેવાય છે માટે જો આ લેખ વાચવાથી લાગણી થાય તો ચેતો ! ચેતો ! જૈનતત્ત્વજ્ઞાન થયા વિના સમકિત થવાનું નથી માટે સર્વ પ્રકારના અભ્યાસો ટાળીને જૈનધર્મનું જ્ઞાન સપાદન કરો જૈનતત્ત્વજ્ઞાન પામી સ્વ અને પરનું હિત તમે કરી શકશો સકુચિત દૃષ્ટિ ત્યાગીને વિસ્તૃત દૃષ્ટિ કરવાની જરૂર છે જૈનધર્મની ઉન્નતિ માટે માસિક, પાક્ષિક અને સાપ્તાહિકની પણ જરૂર છે, પણ પત્રના પ્રગટ કર્તાઓ સત્યગ્રાહી તથા જૈન તત્ત્વજ્ઞ હોવા જોઇએ જૈનધર્મ સબધી પત્રના કાઢનારાઓ કેટલાક આજીવિકા માટે ધધો લેઇ બેઠેલા હોય છે તેથી ગમે તેની વાહ વાહ ગાઈ ઉદરપૂર્તિ કરે છે કેટલાક તો જૈનતત્ત્વજ્ઞાન શુ છે તેનો બરાબર વિચાર કરી શકતા નથી અને જૈનતત્ત્વના પરિપૂર્ણ અભ્યાસના અભાવે આડુ અવળુ લખાણ કરી સારાને ખોટુ કહે છે અને ખોટાને સત્ય કહે છે, પરસ્પર કોમમા લડાઇ કરાવે છે માટે જૈનધર્મ સબધી પત્ર કાઢનારા પ્રથમ તો જૈનતત્ત્વજ્ઞાની, સત્યવક્તા, પ્રમાણિક, સમયજ્ઞ, જૈનધર્માભિમાની, પ્રતિક્રમણ કરનાર અને જૈનધર્મની ક્રિયાઓમા શ્રદ્ધાવાળા હોવા જોઇએ કહેણી જેવી રહેણી રાખનારા રહેવા જોઇએ આ પ્રમાણે ચારે તરફથી જૈનતત્ત્વજ્ઞાન ફેલાવવાના સાધનો જો થશે તો અલ્પ સમયમા જૈનધર્મનો ફેલાવો થશે આની પૂર્વોક્ત જણાવેલી વ્યાખ્યા પ્રમાણે જે ચાલે છે તે ખરેખરા જૈનો જાણવા એવા જૈનો પ્રગટ થાઓ

# શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની રુબરુ લક્ષ્મીવિલાસ પેલેસમાં આપેલું ભાષણ.

**(આત્મજ્ઞાન, સમાનભાવ, કેળવણી, દુર્ગુણોનો ત્યાગ, સંપ, રાજા પ્રજાના ધર્મ, નીતિ, બાળલગ્ન અને વૃદ્ધલગ્નનો અટકાવ, ધાર્મિક ઉન્નતિ, સાધુધર્મ, આચાર, ધર્મગુરૂઓ ઘણું કરી શકે.)**

વિદ્દ્રત્ન, તત્ત્વ જીજ્ઞાસુ મહારાજા સાહેબ તથા સભ્યજનો,

આજે શ્રીમંત મહારાજા સાહેબના આમંત્રણથી "આત્મોન્નતિ" સંબંધી મ્હારા વિચાર જણાવું છું.

આત્માની ઉન્નતિને 'આત્મોન્નતિ' કહે છે. જ્ઞાની પુરૂષો આત્માની શોધ કરે છે. આત્મા શરીરની અંદર રહ્યો છે, અને તે સૂર્યની પેઠે સર્વ પદાર્થોનો પ્રકાશ કરે છે. આત્મા અનાદિ કાળથી છે, અને તે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન છે. અનંત આત્મા શ્રી તીર્થંકરોએ કહેલા છે. તેમજ આત્મા સંબંધી વેદાંત, મીમાંસા, જૈમિનેય, સાંખ્ય, અને વૈશેષિક વગેરે દર્શનો વિવેચન કરે છે. આત્માની ઉન્નતિ જ્ઞાન અને શુભ આચારથી થઈ શકે છે, અને નઠારા વિચારો તથા નઠારા આચારોથી અવનતિ થાય છે. આત્માની નાસ્તિકતા જડવાદીઓ કહે છે અને તેઓ પૃથ્વી તત્ત્વ, જળ તત્ત્વ, વાયુ તત્ત્વ, અગ્નિ તત્ત્વ, અને આકાશ તત્ત્વ, એ પંચભૂતના સયોગે ચૈતન્ય માને છે; પણ પંચભૂત થકી આત્મા ભિન્ન છે એમ હાલ જડવાદીઓમાં પણ કેટલાક માનતા થયા છે. અને ઇંગ્લંડ અમેરિકા વગેરે દેશોમાં પણ ચૈતન્યવાદ પ્રસર્યો છે. પંચભૂત થકી આત્મા ભિન્ન છે એમ કેવળજ્ઞાનથી સર્વજ્ઞોએ કહેલું છે અને તે સિદ્ધાંતોથી સિદ્ધ થાય છે. આવો સિદ્ધાંત છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર સ્વામી કે જે આજથી ૨૪૩૫ વર્ષ પર વિદ્યમાન હતા તેમણે કહેલો છે અને તેમના પેહેલાં અઢીસો વર્ષ ઉપર શ્રીપાર્શ્વનાથ તીર્થંકર થયા હતા તેમણે પણ કહેલો છે અને તેમના પહેલાં શ્રી નેમિનાથ ભગવાન્ અને તેમના પહેલાં શ્રી મુનિસુવ્રતસ્વામી અને એમ પાછળ જતાં છેવટ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામી થયા. તેઓએ પણ કેવળજ્ઞાનથી એક સરખો ઉપદેશ કહ્યો છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં હાલ સુધી લોકો જડવાદને માનતા હતા પણ 'મેસમેરીઝમ', ભૂતાવાહન' ક્રિયાથી તે લોકો જડથી ચૈતન્ય તત્ત્વ ભિન્ન છે એમ સ્વીકારવા લાગ્યા અને હાલ ચૈતન્ય તત્ત્વનો સિદ્ધાંત વિશેષતઃ ત્યાં પ્રસરતો જાય છે. જ્ઞાન દર્શન, અને ચારિત્ર વગેરે ગુણો આત્મામાં રહેલા

છે અને તે કર્માવરણો દૂર થતા ખીલે છે બીજા પ્રાણીઓના આત્મા કરતા મનુષ્યનો આત્મા ઉચ્ચ ગણાય છે, કેમકે તેની શક્તિઓ એકેંદ્રિયાદિ જીવો કરતા વિશેષ ખીલેલી છે માટે ઉત્તમ સામગ્રી પામી ઉન્નતિ કરવા વિશેષત પ્રયત્ન કરવો જોઇએ આવો પ્રયત્ન સાધવા માટે બે રસ્તા છે ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મ ગૃહસ્થીઓએ ગૃહવાસમા રહીને એક બીજાને સમાનભાવથી જોવા જોઇએ કેટલાક જીવો પુણ્યથી સુખી દેખાય છે, અને કેટલાક પાપથી દુખી દેખાય છે પણ આત્મતત્ત્વ તો સર્વમા એક સરખુ રહેલુ છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, વગેરે જાતિઓ જોકે વ્યવહારથી પડેલી છે, તોપણ આત્મદૃષ્ટિથી જોતા સર્વે મનુષ્યોના શરીરમા આત્મતત્ત્વ એક સરખુ વ્યાપી રહેલુ છે દરેક વર્ણે જો આત્માની ઉન્નતિ કરવી હોય તો, નીચ ભાવના દૂર કરવી જોઇએ, અને ઉચ્ચ ભાવના રાખવી જોઇએ આત્મદૃષ્ટિથી જોતા સર્વ જીવ ઉપર સમાન ભાવના રાખવી જોઇએ, કારણકે, આત્મા નિરંજન, નિરાકાર અને જ્યોતિ સ્વરૂપ છે કર્મના યોગથી દરેકની જુદી જુદી સ્થિતિ થએલી છે તોપણ આત્મસત્તા તો દરેક જીવોમા એક સરખી રહેલી છે ગૃહસ્થો સર્વે જીવોને એક સરખા માનીને ધાર્મિક અને વ્યાવહારિક કેળવણી આપીને મનુષ્યોની ઉનતિ કરવા ધારે તો ઉન્નતિ થઇ શકે કેળવણી વિના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની સમજણ પડતી નથી ઉન્નતિના ઉપાયો સુજતા નથી, આર્થિકસ્થિતિ પેદા કરવામા પણ કેળવણી વિના ઉન્નતિ થઈ શકતી નથી, તેમ વ્યવહારના દરેક કાર્યોમા કેળવણી ઉપયોગી છે જાપાન કે જે દેશ ૪૦ વર્ષ પહેલા કઇજ હિસાબમા નહોતો તેણે કેળવણી લીધી, ને રૂશીયા જેવા મોટા રાજ્યપર જીત મેળવી શ્રી ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમા ફરજીયાત કેળવણી દાખલ કરી તે માટે તે નામદારને ધન્યવાદ ઘટે છે તાળાઓ, કુટુબનુ, ગામનુ, દેશનુ, ને સર્વેનુ ભલુ કરવાની ઇચ્છાવાળાએ કુસપનો ત્યાગ કરવો જોઇએ ચોરી, વિશ્વાસઘાત અને વ્યભિચાર વગેરે દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ રક હોય કે રાજા હોય તોપણ આવા સદ્ગુણો વિના ઉન્નતિ થઇ શકે નહિ સસ્કૃત, ગુજરાતી અને ઇગ્લીશ વગેરે ભાષા ભણી અનેક ગ્રથોનો અભ્યાસ કરવામા આવે તો પણ મનને કેળવી નીતિમાન્ નહિ થવાય ત્યા સુધી ઉનતિ થવાની નથી ધર્મવિના નીતિની ઉત્પતિ થઇ શકતી નથી અને નીતિ વિનાની કેળવણી લુખી છે સદ્ગુણોથી આત્માની ઉન્નતિ થઇ શકે છે એમ તીર્થકરો કહે છે દરેક ધર્મવાળાઓ ખડન મડનમા નહિ ઉતરતા આવા સદ્ગુણો ધારણ કરે તો આત્માની ઉન્નતિ થવામા કઈ હરકત જણાતી નથી આત્મોન્નતિ કરવામા ગુણ ગ્રહણ કરવાની દૃષ્ટિ રા

ખવી જોઇએ. અને દરેક પરસ્પરના ગુણો ગ્રહણ કરવા જોઇએ. ગુણ ગ્રહણ કરવાની દૃષ્ટિથી સર્વ ધર્મોમાંથી સાર ખેંચી શકાય છે. સમભાવથી આત્માની ઉન્નતિ થઇ શકે છે. બુદ્ધ હોય, શ્વેતાંબર હોય, દિગંબર હોય, વેદાંતી હોય વા મુસલમાન હોય પણ જો સમભાવ આવે ને રાગદ્વેષ ટળે તો તેની મુક્તિ થઇ શકે છે. હિંદની અવનતિ ધર્મના ઝગડાથી થઈ છે. માટે ભિન્ન ભિન્ન ધર્મીઓએ પણ સંપીને વર્તવું જોઇએ. બીજામાં રહેલા સારા સદ્ગુણો લેવા જોઇએ. જો સંપીને વર્તવામાં આવે તો ક્લેશ, ઇર્ષ્યા અને મારામારી દૂર થાય. શરીરના દરેક અંગો સંપીને વર્તે છે તો સુખી રહે છે પણ પરસ્પર કુસંપ કરી રહે તો શરીર નભી શકે નહીં. આ દૃષ્ટાંતથી સંપીને રહેવાનો ફાયદો આપણને માલમ પડે છે. દરેક ધર્મના ધર્મગુરૂઓ સાપેક્ષ બુદ્ધિ રાખી વર્તે તો ધર્મના ઝગડાઓ દૂર થઇ શકે અને તેથી ગૃહસ્થોમાં સંપ થઇ શકે. આવી સાપેક્ષ બુદ્ધિ શ્રીમહાવીરસ્વામીએ સ્યાદવાદ રૂપે પ્રરૂપી છે. શ્રી મહાવીર સ્વામીના વખતમાં કેટલાક મતવાળા આત્મા માનતા હતા. ત્યારે બૌદ્ધો કે જે તે વખતે ઉત્પન્ન થયા હતા તે આત્માને ક્ષણિક એટલે અ-નિત્ય માનતા હતા. આ બે દર્શનોવાળા વચ્ચે મતભેદ કુસંપ વર્તતો હતો. તે વખતે શ્રી મહાવીર સ્વામીએ કેવળજ્ઞાનથી દરેકના મતની નયનોની અપેક્ષાએ સત્યતા સમજાવી હતી. તેવીજ રીતે હાલના જમાનામાં અપેક્ષા સમજાવવામાં આવે તો ધર્મના ઝગડાઓ કમી થઈ દેશોન્નતિ–ધર્મોન્નતિ થાય. જુના મતવાળાઓ કેળવાએલાઓને ધિક્કારે છે, અને કેળવાએલાઓ જુના મત-વાળાને ધિક્કારે છે. આમ એક બીજાની વચ્ચે ક્લેશ થાય તો કોઈ પણ પ્રકારની ઉન્નતિ થઇ શકે નહીં, માટે બન્ને વિચારવાળાઓ પરસ્પર એક બીજાનું સત્ય ગ્રહણ કરે તો બન્નેની ઉન્નતિ થઇ શકે, તેમજ વ્યવહારમાં ઉન્નતિ ક્રમમાં જોડાતાં પ્રજાએ રાજાની આજ્ઞા પાળવી જોઇએ, તેમ રાજાએ પણ પ્રજાના વિચારોને માન આપવું જોઇએ. આમ રાજા પ્રજા પરસ્પર સંપથી વર્તે તો શીઘ્ર ઉન્નતિ થઇ શકે. દોષ દૃષ્ટિનો આત્મોન્નતિ કરવા માટે નાશ કરવો જોઇએ. જેમ માતા પોતાના નાના બાળકનું મળ ધોઇને સાફ કરે છે તેમ ગુણી પુરૂષોએ અન્ય જનોના દોષોનો માતૃદૃષ્ટિથી નાશ કરવો જોઇએ. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે શુદ્ધ વિચારોથી મનુષ્ય શુદ્ધ થઇ શકે છે અને અશુદ્ધ વિચારોથી મનુષ્ય અશુદ્ધ થઇ શકે છે. માટે જ્યાં ત્યાંથી શુદ્ધ વિચારો ગ્રહણ કરવા જોઇએ. નીતિ શાસ્ત્રમાં વર્ણવેલા ગુણો ભિન્ન ભિન્ન દેશવાળા ધારણ કરે અને પાપની વૃત્તિઓને દૂર કરે તો તેઓની ઉન્નતિ થઇ શકે. બ્રહ્મચર્યનું રક્ષણ કરવામાં આવે તો તે પણ ઉન્નતિનું મોટું સાધન છે. તેને માટે

નાની વયના લગ્ન બંધ થવા જોઇએ કન્યા ને વરની ઉમરમા તફાવત હોવો જોઇએ કુમારપાળ રાજાના રાસમા પુરૂષની પ્રાય ૨૫ અને સ્ત્રીની ૧૬ વર્ષની ઉમ્મર પાણિ ગ્રહણુ માટે કહેલી છે તેવી રીતના લગ્નથી પ્રજા ઉત્પન્ન થાય તે ઘણીજ બળવાન્ થવાનો સભવ છે અને બળવાન્ પ્રજા અનેક પ્રકારની ઉન્નતિ સારી રીતે કરી શકે માટે નાની ઉમરના લગ્ન અટકાવવા જોઇએ તેમજ વૃદ્ધ ઉમ્મરના પુરૂષો લગ્ન કરે છે, તેથી કેટલાક પ્રસગે અનીતિ અને તેથી નઠારી પ્રજા ઉત્પન્ન થવાનો સભવ છે માટે તેનો પણુ ત્યાગ કરવો જોઇએ સ્ત્રી વર્ગને સારી સસ્કારવાળી કેળવણી આપવી જોઇએ તેથી પણુ ઉન્નતિનો માર્ગ સરળ થાય છે, કારણુ કે માતા શુદ્ધ હોવાથી પ્રજા પણુ સારી થઇ શકે જમાનાને અનુસરી હુન્નર કળા, અને વેપાર વગેરેથી પોતાની ઉન્નતિ કરવા ધારે તો દરેક મનુષ્ય કરી શકે, એવો ગૃહસ્થનો વ્યવહાર ધર્મ છે

## ધાર્મિક ઉન્નતિ.

હવે ધાર્મિક ઉન્નતિ સબધી હુ કહુ છુ

દરેક મનુષ્યે હૃદયમાથી ક્રોધ, લોભ, મોહ, મત્સર, અને કામ વગેરે દુર્ગુણોને દૂર કરવા જોઇએ બહારથી ટીલા ટપકા કરવામાં આવે પણુ અતરમા જો સદ્ગુણુ ન હોય તો પોતાના આત્માની ઉન્નતિ શી રીતે થઇ શકે? શ્રી મહાવીર સ્વામીની આજ્ઞા છે કે મનુષ્યો સદ્ગુણોથી મુક્તિ મેળવી શકે છે નીચ જાતી વા ઉચ્ચ આદિ ભેદોની મારામારીમા નહિ પડતા સરળતા ધારણુ કરીને એટલે રાગદ્વેષને તજીને આર્યપણું ધારણુ કરે છે તે મુક્તિ મેળવી શકે છે દુર્ગુણુનો ત્યાગ કરવામા તથા સદ્ગુણો મેળવવામા દુ ખ પડે તોપણુ તેથી પાછુ હઠવુ જોઇએ નહીં શ્રી મહાવીર સ્વામીએ આત્મોન્નતિ કરવા માટે અપાર દુ ખ સહન કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તેમના દષ્ટાતથી હુ સર્વને સદ્ગુણો મેળવતા કદાપિ દુ ખ વેઠવુ પડે તો પણુ તેથી પાછા નહીં હઠતા સદ્ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાનો આગ્રહ કરૂં છુ મનથી પુણ્ય અને પાપ બધાય છે, માટે મનને વશ કરવા પ્રયત્ન કરવો જોઇએ વિદ્વાન્ થઇ અનેક પ્રકારના ભાષણુ આપવામા આવે વા અમુક પથી સબધી શ્રદ્ધા કરવામા આવે તોપણુ દયા, ક્ષમા, વિવેક, સહનશીલતા, વૈરાગ્ય, અને ધ્યાન આદિ ગુણોવિના આત્માની પરમાત્મ અવસ્થા થતી નથી અમુક **પથવાળાને ત્યા મુક્તિ રજીસ્ટર આપેલી છે એમ નથી,** પણુ સવ મતવાળા જો સમ્યક્ત્વપૂર્વક આવા સદ્ગુણો ધારણુ કરી લાગેલા કર્મોનો નાશ કરે તો મુક્તિ મેળવી શકે ગયો હોય તોપણુ ઉપર કહેલા

સદ્ગુણો પ્રાપ્ત કરવામાં નહીં આવે ત્યાં સુધી મુક્તિ થઇ શકશે નહીં. મુખથી રામ રામ કહેવામાં આવે અથવા અલ્લા અલ્લા કહેવામાં આવે, હરિ હરિ કહેવામાં આવે અને અરિહંત કહેવામાં આવે, પણ જ્યાં સુધી મનને વશ કરી સદ્ગુણો મેળવી જ્ઞાન ધ્યાનથી અંતઃકરણ શુદ્ધ કરી કર્મો ખપાવવામાં આવશે નહીં, ત્યાં સુધી આત્મોન્નતિ થઇ મુક્તિ મળી શકશે નહીં. જીંદગી ઘણી અમૂલ્ય છે, તેથી જીંદગીનો એક શ્વાસોશ્વાસ પણ નકામો કાઢવો જોઇએ નહીં. મેં તમારા આગળ વિચારો દર્શાવ્યા છે. તેનો સારાસાર વિચાર કરી તેમાંથી જે સારા વિચારો તમોને લાગે તે ગ્રહણ કરશો; નહિ તો મ્હારો ને તમારો બન્નેનો વખત નકામો જશે માટે જીંદગીનો સદુપયોગ કરશો.

## સાધુ વિષે.

શ્રી મહાવીર સ્વામીએ સાધુ અને સાધ્વી એ બે વર્ગની સ્થાપના કરી છે. જીવની હિંસા કરવી નહિ, જુઠું બોલવું નહિ, ચોરી કરવી નહિ, બ્રહ્મચર્ય પાળવું, પૈસો વગેરે કોઇ જાતનું ધન રાખવું નહિ, અને રાત્રે ખાવું નહિ. આવી છ મહાપ્રતિજ્ઞા પાળવાની તેમણે આજ્ઞા કરી છે, તેમજ તેઓએ સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રનું જ્ઞાન મેળવી દેશ, કાળ ઓળખી ગામોગામ ફરી સર્વ ગૃહસ્થોને ઉપદેશ આપી તેમના આત્માની ઉન્નતિ કરવી એમ ફરમાવ્યું છે. સાધુ મહારાજાઓ, પુરૂષો તથા સ્ત્રીઓને યોગ્ય વખતે ઉપદેશ આપે છે. સાધ્વીઓ સ્ત્રી વર્ગને ઉપદેશ આપી શકે છે. વિધવા સ્ત્રી વગેરેને પોતાના તથા પરના ઉપકારને માટે આવો સાધ્વી માર્ગ ગ્રહણ કરવો બહુ લાભકારી છે. હાલમાં જૈનોના શ્વેતાંબર સાધુ ૨૫૦ તથા સાધ્વી ૧૨૦૦ ના આશરે છે. સ્થાનકવાશીઓમાં સાધુ તથા સાધ્વીની સંખ્યા વિશેષ છે, પણ તેઓમાં સંસ્કૃત અભ્યાસી થોડા છે. તેઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરે તો ઘણું કરી શકે. કેળવણીના પ્રતાપે સાધુ તથા સાધ્વીઓ દેશકાળને ઓળખવા લાગ્યા છે, અને તેઓ ઉન્નતિના ક્રમમાં જોડાયા છે. દેશકાળને અનુસરી ભાષણો પણ આપે છે; તેથી મ્હારા વિચાર પ્રમાણે ભવિષ્યમાં થોડાં વર્ષમાં ઉન્નતિ થશે. આખા દેશની અંદર ગુરૂઓથકી જે ઉન્નતિ થાય છે તે રાજાઓથી પણ થતી નથી. ગુરૂ નિઃસ્વાર્થિ થઇ સર્વ જીવોપર દયા રાખનાર હોય છે. સત્ય બોલવાથી તેમના વચનપર વિશ્વાસ આવે છે. ચોરી નથી કરતા તેથી તે પ્રામાણિક ગણાય છે. બ્રહ્મચર્ય પાળવાથી શરીર તંદુરસ્ત રહે છે, અને તેથી સારા વિચારો કરી શકે છે. પૈસો પાસે નહિ રાખવાથી નિઃસ્પૃહી બની સત્ય કહી શકે છે અને વિષયી થઇ શકતા નથી.

બીજા ધર્મના લગભગ ૫૬૦૦૦૦૦ સાધુઓની સંખ્યા હિંદુસ્તાનમાં છે

એમ વર્તમાનપત્રક ઉપરથી સાભળવામા આવ્યુ છે તેઓ જો શાસ્ત્રજ્ઞાન મેળવી સદાચાર ધારણ કરી સદ્બોધ આપે તો હિંદુસ્થાનની ઉન્નતિ જલ્દી થાય

જે પ્રમાણે સાધુઓ સેવકોને સુધારવાને પ્રયત્ન કરે છે તે પ્રમાણે જો સેવકોએ પણ પોતાના ગુરૂઓમા કાઇ ખામી માલુમ પડે તો તે સુધારવા પ્રયત્ન કરવો જ જોઇએ સાધુઓએ માલમશાલા ખાઇને મોહમજામા પડી રહેવાનું નથી, પણ ભક્તોની આત્મોન્નતિ કરવા સાપેક્ષથી ઉપદેશ કરવો જોઇએ

મે મારા જે વિચાર ઉપર મુજબ દર્શાવ્યા છે તેમાથી જે યોગ્ય લાગે તે ગ્રહણ કરશો

ઉપરના આશયનું મુનિશ્રીનું ભાષણ પુરૂ થયા પછી શ્રીમત મહારાજાની આજ્ઞાનુસાર વડોદરા ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ રા નદનાથ કેદારનાથ દીક્ષિતે આભાર માનતા જણાવ્યુ કે મુનિ મહારાજના ઉપદેશથી શ્રીમત મહારાજા સાહેબ ઘણાજ પ્રસન્ન થયા છે અને મહારાજશ્રીએ જે તત્ત્વ નીતિમય ધર્મ અને જન સમાજની સેવા વગેરે ઉપયોગી બાબત વિષે કહ્યુ છે તે ખાસ મનન કરવા લાયક છે ફરીથી હું તેમનો શ્રીમત તરફથી આભાર માનું છુ

---

## "आत्मभावना."

नाण च दसणं चेव, चरित्त च तवो तहा ॥
वीरिअ उवओगोअ, एअ जीवस्स लक्खण ॥ १ ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ છે લક્ષણ તે જેનું તેને આત્મા કહે છે અરૂપી, અકષાયી, અયોગી, અનતજ્ઞાની, ચૈતન્યમય અનન્ત શક્તિમાન્ આત્મા છે

यथा नैर्मल्यशक्तीना, यथा रत्नान्न भिन्नता ॥
ज्ञानदर्शनचारित्र, लक्षणानां तथात्मनः ॥ २ ॥

જેમ રત્નોની નિર્મળ કાન્તિ, રત્નથકી ભિન્ન નથી, તેમ આત્માને વિષે રહેલા એવા જ્ઞાન, દર્શન અને ચારિત્ર, તે આત્મા થકી ભિન્ન નથી જે યોગી પુરૂષોએ આત્માના સુખને અનુભવ્યુ છે તેઓ ઇંદ્ર અને નરેન્દ્રના સુખને તૃણ માન ગણે છે "અધ્યાત્મસાર" નામના ગ્રથમા શ્રીમ મહોપાધ્યાય શ્રીયશોવિજયજીએ કહ્યુ છે કે—

कांताधरसुधास्वादा, द्यूनां यज्जायते सुखं ।
विंदुः पार्श्वे तदध्यात्मशास्त्रास्वादसुखोदधेः ॥ ३ ॥

યુવાન્ પુરૂષોને સ્ત્રીઓના ઓષ્ટના ચુંબન થકી જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખ, અધ્યાત્મ શાસ્ત્રને વિષે તલ્લીન થયેલા એવા જે પુરૂષો, તેના સુખરૂપી સમુદ્રની આગળ બિંદુ માત્ર છે.

વળી કહ્યું છે કે—

अध्यात्मशास्त्रसंभूत, संतोष सुखशालिनः ॥
गणयंति न राजानं, न श्रीदं नापि वासवम् ॥ ४ ॥

અધ્યાત્મશાસ્ત્ર થકી ઉત્પન્ન થયેલો જે સંતોષ તેના સુખને વિષે મગ્ન થયેલા પુરૂષો, તે રાજાને, કુબેર નામનો જે દેવતા તેને, તથા ઇંદ્રને પણ હિસાબમાં ગણતા નથી. અર્થાત્, વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણ કાળના ઈંદ્રો સહિત ત્રણ ભુવનના પ્રાણીઓનું સુખ એકઠું કરીએ, તે સુખ આત્માનું જે સુખ, તેની બરોબરી કરી શકતું નથી. અર્થાત્ આત્માનું સુખ આત્યંતિક છે. આત્માનું સુખ નિત્ય છે. તેનો કોઇ પણ વખતે નાશ થવાનો નથી. જેને પોતાના આત્માના સ્વરૂપની ઓળખાણ નથી, તેઓ પરમાત્માના સ્વરૂપને ઓળખી શકતા નથી; માટે આત્માના સ્વરૂપને જાણવાના જીજ્ઞાસુઓએ પ્રથમ સ્વરૂપને ઓળખવાને માટે તત્ત્વનો નિશ્ચય કરવો જોઇએ. જેણે આત્માનું સ્વરૂપ જાણ્યું નથી, તેની પોતાના આત્મામાં સ્થિતિ નથી તેથી તે શરીર અને શરીરમાં વ્યાપિ રહેલો એવો જે આત્મા, તેને જુદો સમજી શકતો નથી. જ્યાં સુધી દેહ અને આત્મા જુદો છે એવું સમજી શકતો નથી, ત્યાં સુધી આત્માના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. તે માટે મુમુક્ષોએ પહેલાંજ વિવેકથી રૂડી રીતે આત્માનો નિશ્ચય કરવો જોઇએ.

હવે આત્માનાં સ્વરૂપ ત્રણ પ્રકારે વર્ણવે છેઃ—સર્વને વિષે વ્યાપી રહેલો એવો આત્મા જુદા જુદા ત્રણ વિકલ્પો વડે (૧ બહિર્, ૨ અન્તર, અને ૩ પરમ. એમ ત્રણ ભેદે) કહેવામાં આવશે. યથા અધ્યાત્મ ગીતા—બાહિર-અંતર પરમ એ આતમ પરિણતી તીન.

હવે બહિરાત્માનું સ્વરૂપ કહે છેઃ—દેહાદિક આતમ ભ્રમ, બહિરાતમ બહુદિન, દેહ, વાણી, મનને વિષે જે જે આત્મ ભ્રાંતિથી આત્મબુદ્ધિ થાય તે, મોહનિદ્રામાં પડીને દોરાતો ચેતન, બહિરાત્મા કહેવાય છે. તે શરીરવાણી અને મનનેજ આત્મા માનનારા પ્રાણીઓ કદી પણ સસારનો પાર પામી શકતા નથી. અને જ્યાં સુધી બહિરાતમ બુદ્ધિ છે, ત્યાં સુધી તપ જપ ક્રિયા અનુષ્ઠાન યથાયોગ્ય ફળને આપી શકતા નથી.

હવે અન્તર્ આત્માનું સ્વરૂપ કહે છે ઉપર કહેલી શરીરાદિ બાહિરથી વસ્તુઓ છોડીને જે પોતાનાજ આત્મામા આત્મબુદ્ધિ ધારે તેને અતરાત્મા કહે છે

હવે પરમાત્માનું સ્વરૂપ કહે છે, શરીર અને કર્માદિના લેપવિના હોવાથી નિર્લેપી, શરીરાદિકનો સગ નહિ હોવાથી અસગી ભાવ કર્મ રહિત હોવાથી પરમ શુદ્ધ, સિદ્ધિ પદને પામેલા હોવાથી નિષ્પન્ન, અવ્યાબાધ સુખી હોવાથી આનંદમય, વિકલ્પ સકલ્પ રહિત હોવાથી નિર્વિકલ્પ, અનતજ્ઞાન, અનત દર્શન, અને અનત ચારિત્ર, તથા અનત વીર્યરૂપી લક્ષ્મી પામવાથી જે સિદ્ધ થયા તેજ પરમાત્મા કહેવાય છે

ત્યારે હવે પરમાત્માનું સ્વરૂપ ઓળખવાને માટે શુ શુ કરવુ જોઇએ ? તે કહે છે આ શરીર, વાણી, અને મન તે હું નથી સ્ત્રી, ધન, કુટુબ, અને પુત્ર વિગેરે મારા નથી, અને હું તેમનો નથી પાચ ઇદ્રિયોથી ભોગવાતા જે વિષયો તે મારા નથી, કારણ કે બાહિરના વિષયોમાં હું અને મારૂ એવી બુદ્ધિ કરાવનાર રાગ અને દ્વેષ છે અને જે જે અશે આત્મામાથી રાગદ્વેષ છુટા પડશે, તે તે અશે આત્મા સ્થિરતા અનુભવતો જશે અને તે એટલે સુધી કે અગાઉ કોઇ પણ દિવસે નહિ અનુભવેલી એવી શાતિ, પોતાનામાજ અનુભવશે એવી શાતિ અને સ્થિરતા અનુભવતાં, આત્મામાજ અતર આત્મા જણાય છે અને એ અતર આત્મા બાહિર વિષયોથી દૂર થઇ, પરમાત્માની સન્મુખ થઇ, તેનું દર્શન કરવાને યોગ્ય થાય છે માટે જેને પરમાત્માના દર્શનની વા પરમાત્મ પદની જીજ્ઞાસા હોય તેને આ ઉપાય કામે લગાડવાની હું પ્રાર્થના કરૂંછુ શ્રીમદ્ દેવચદ્રજી પણ કહે છે કે-"પ્રીતિ અનતિ પરથકી, જે તોડેહો તે જોડે એહ, પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ" અનાદિ કાળથી શરીર, વાણી અને મન, અને તેમના જે વિષયો, તે પરવસ્તુ છે, માટે તમે તેની સાથે પ્રીતિ તોડો એટલે પરમાત્માની સાથે પ્રીતિ થવાને તમારી યોગ્યતા આવશે અને યોગ્યતા થઇ, પછી જો પરમાત્માની સાથે રાગ કરશો તો ગુણના ઘરરૂપ તમે પોતે પરમાત્મા થઇ જશો

આ અનાદિ કાળથી અવિદ્યાના અભ્યાસમા પડેલો મન, પોતાનું શરીર તેજ આત્મા માનવા રૂપ પડેલી ભૂલ કર્યા પછી, તે ભૂલોની પરપરામા પડતો જાય છે તે આવી રીતે કે જે તે શરીર દેવતાનું હોયતો પોતાને દેવતા માને, માણસનું હોયતો માણસ માને, પશુ પખીનું હોય તો પશુ પખી એમ જાણે, નારકીમા હોય તો હું નારકીછું એમ માને આમ શરીરના પર્યાયરૂપ મનુષ્યાદિ "તે, હું" એમ માનતો ચાલ્યો જાય છે અર્થાત્ ભવો ભવમા ભટકતો ફરે છે

જડનાવિષે આત્મબુદ્ધિવાળા મિથ્યાદષ્ટિઓએ આત્માને છોડી, બીજા વિકલ્પો, અધ્યાત્મમયી શરીરાદિને વિષેજ મુઝાઇ રહી, આ બિચારા આખા વિશ્વને અરે ! ઠગી લીધું છે. પછી પોતાથી ભિન્ન એવા પુત્ર, સ્ત્રી, આદિને પોતાનાંજ માને છે. આ શરીર આત્માથી ભિન્ન છે તો પશુ, પુત્ર, સ્ત્રી, અને ધન, એ તો આત્મા થકી અત્યંત ભિન્ન થયાં. તે છતાં અનાદિકાળથી અવિદ્યાના તાવની ઝુમમાં ને ઝુમમાં હમેશાં એમજ બકી રહ્યો છે કે તે મારાં છે. પછી તે મૂઢ, શરીર પાતળું હોય તો પોતાને પાતળો માને છે, સ્થૂલ હોય તો પોતાને સ્થૂલ માને છે. શરીરમાં આત્મા એવું જે દૃઢ જ્ઞાન, તે દેહધારીઓને શરીર સાથેજ રહેવા દે છે. અર્થાત્ ભવોભવમાં ભટકાવે છે અને "આત્મામાં આત્મા" એવો બોધ, તે દેહધારીઓને શરીરાદિકથી છોડવી, મોક્ષ પ્રાપ્તિ કરાવે છે. અહીં બહિરાત્મ ભાવ છોડી અંતરાત્મા થવાની ભલામણ કરે છે. દેહને વિષેજ આત્મભાવ, તેજ સંસાર સ્થીતિનું બીજ છે. માટે ઇંદ્રિયોને બાહિર ન જવા દેઇ, અંતઃ પ્રવેશ કરવો અને પછી અંતઃપ્રવેશ સહેજ થતાં અંતર આત્મા થવાય.

હવે અંતર આત્માવાળો જીવ પોતાની પૂર્વની બાહ્ય વૃત્તિને સંભારી ખેદ કરે છે. ઇંદ્રિયદ્વારવડે મારા આત્મ તત્ત્વમાંથી ખસી જઇ, આ ઇંદ્રિયોથી જણાતા વિષયોમાં અરે હું ફસાઇ પડયો હતો અને તેજ વિષયોને અત્યાર સુધી અવલંબીને રહેલો હોવાથી ઇંદ્રિયોથી જણાતો એવો તે હું નહિ, એવું મને સમ્યક્ પ્રકારે ખરેખર હમણાં સુધી જણાયું નહિ.

આમ અંતરાત્મા થયા પછી પરમાત્માના પદની કુંચી દેખાડે છે. આ ઉપર કહેલા બાહ્ય વિકલ્પો છોડી દેઇ મનમાં પણ આવતા વિકલ્પોને છોડી દેવા એટલે હું સુખી, દુઃખી ઇત્યાદિ સઘળા વિકલ્પોનો ત્યાગ કરવો. કેવલ અંતર આત્મા થઇ પરમાત્માની ભાવના કરવી, અને ભાવના કરતાં કરતાં અંતર આત્માને પણ છોડી દેવો; આવો અભ્યાસ કરતાં કરતાં પણ થોડાજ વખતમાં આત્માનું સ્વરૂપ પોતામાં પ્રતિ ભાસે છે.

આ જે જે કંઇ દેખાય છે ને તે આત્માથી જુદું છેઃ અને જે જે કંઇ દેખાય છે તે તે ઇંદ્રિય ગોચર છે, અને હું તો ઇંદ્રિઓને અગોચર છું, જ્ઞાનવાન છું. એટલે દેખાઉં એવો નથી; ત્યારે મારાથી જુદા એવા જડ સાથે કેમ બોલું. પરમાં હવે બાહિર વિકલ્પો તજી અંતર વિકલ્પો તજવાને બતાવે છે.

મને કોઇ બોધ કરી શકે, અથવા હું કોઇને બોધ કરૂં કે હું આવો છું, એ તો માત્ર ભ્રાન્તિ છે. કારણ કે હું નિર્વિકલ્પ હોવાથી એવી કોઇ

કલ્પનાથી ગ્રહણ થઇ શકુ નહિ હવે નિર્વિકલ્પ હોવા છતા આત્મ સ્વરૂપ દેખાડવા પ્રયત્ન કરે છે જે પોતે જ્ઞાન, દર્શન, ચારિત્રનેજ ગ્રહણ કરી રહ્યો છે અને પોતાથી જુદા એવા જડ પદાર્થોને ગ્રહણ કરતો નથી તેજ જ્ઞાની નિર્વિકલ્પ હું છુ નર નારી ને નાન્યતર હું નથી તેમ એક, બે કે બહુ હું નથી કારણ કે વેદ અને સખ્યા એ તો દેહને છે આત્મ સ્વરૂપ જાણનાર ને રાગદ્વેષ ક્ષીણ હોવાથી કોઇ શત્રુ મિત્ર હોતા નથી

આજ સુધી મારૂં જે જે પૂર્વે આચરણ હતું, તે સઘળુ, આજે તત્ત્વ જાણ્યા પછી, હવે મને સ્વપ્નવત્ અગર ઇંદ્રજાલ સદૃશ ભાસે છે

આત્માને પરવસ્તુના સમધથી બધ છે, બધ કર્મનો પડે છે, અને તે કર્મ આઠ છે તે નીચે મુજબ, ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુ, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અતરાય એ આઠ કર્મની પ્રકૃતિઓ ૧૫૮ છે તે કર્મનો પ્રતિબધ, સ્થિતિબધ, અનુભાગબધ, અને પ્રદેશબધ એ ચાર પ્રકારે પરવસ્તુના સબધથી બધ પડે છે અને પર વસ્તુના ભેદના અભ્યાસથી મોક્ષ છે બધનનું કારણ પરવસ્તુમા આત્મ ભ્રાન્તિ છે અને મોક્ષનું કારણ સ્વવસ્તુમા સ્વપણું અને પરવસ્તુમા પરપણું જાણવુ, માનવુ અને આચરવુ એજ છે

હવે આત્માનો આમ અનુભવ થયા પછી તેનીજ વારવાર ભાવના કરવાથી થતા ફલને દેખાડે છે આ પ્રમાણે જ્ઞાન દર્શનમય, આત્માનો અ નુભવ થયા પછી "સોહં, સોહં, તેજ હું તેજ હું" એવો વગર અટકે અભ્યાસ કરતા તે શુદ્ધ ચૈતન્યમય આત્માની એવી દૃઢ વાસના થાય છે કે—જેથી આત્મા પરમાત્માની સ્થિતિને પામે છે આત્મ વિભ્રમથી ઉત્પન્ન થએલું દુ ખ આત્મજ્ઞાનથીજ નાશ પામે છે પણ જેને આત્મજ્ઞાન નથી તેવા પુરૂષો તપથી પણ તે દુ ખનો નાશ કરી શકતા નથી

અજ્ઞાની આત્માને સ્ત્રી, પુરૂષ અને નપુસક વેદવાળો જાણે છે, અને જ્ઞાની જ્ઞાન દર્શનમય જાણે છે શરીરે પહેરેલું લુગડું જાડુ, ફાટેલું હોય, લાલ હોય, પીળું હોય, અને પાતળુ હોય તેથી કાંઈ શરીર જાડું પાતળુ કહેવાય નહિ

આ હાલતું ચાલતું એવુ જે જગત્, તે મેરૂ સરખુ સ્થિર જેને લાગે તેમજ મન, વચન, અને કાયાની ક્રિયા વગેરે જેને ભિન્ન લાગે છે તેજ આ નદમય મોક્ષ પામે છે આત્મ સ્વરૂપની ઓળખાણ કરનારાએ પરસગ ત્યાગ કરવો તેને માટે કહે છે, "હોવત મન, તન, ચપલતા, જન કે સગ નિ મિત્ત જનસગી હોવે નહિ તે તે મુનિ જગ મિત્ત" મન, શરીર અને વા

ણીની ચપલતા તે માણસના સંસર્ગથી થાય છે. માટે જ્ઞાની પુરૂષે ચપલતાનું બીજ એવો જે મનુષ્યનો સંસર્ગ, તેનો ત્યાગ કરવો જોઇએ.

જેને આત્માનો નિશ્ચય થાય છે તેને પહેલાં આ જગત ઉન્મત્ત જેવું લાગે છે; પરંતુ આત્મદર્શનની દૃઢ વાસના થયા પછી તે જગત પત્થરની પેઠે ભાસે છે.

આ શરીરાદિથી આત્મા જુદો છે એવું માત્ર બોલવાથી કે સાંભળવાથીજ બંધન મુકાઇ મોક્ષ પામતો નથી, પરતુ જ્યારે ભેદ જ્ઞાનના અભ્યાસથી આત્માનો નિશ્ચય થાય છે, ત્યારેજ મોક્ષ પામે છે.

આ શરીરથી જુદા એવા આત્માની, આત્મા વિષે એવી દૃઢ વાસના કરવી કે-તે સ્વપ્નમાં પણ હું શરીરી છું, કે પોતાને ફરીથી અંગ સંગતિ ન થઇ જાય.

જાતિ અને લિંગ એ બે દેહને આશ્રયી રહ્યાં છે. અને એ દેહ તે જ સંસાર છે, માટે જાતિ અને લિંગનો, પરમાર્થ દૃષ્ટિવાળાએ આગ્રહ કરવો નહિ. જેમ યેલ ભ્રમરના સંગથી ભમરી થાય છે, જેમ વાટ દીવાને પામી પોતે પણ દિવારૂપે બની જાય છે, તેમ આત્મા પોતાથી ભિન્ન એવા સિદ્ધ ભગવાન્‌ની આરાધના કરતાં પોતે પણ સિદ્ધ થઇ જાય છે. આ પ્રમાણે વાણીથી નહિ વર્ણન કરી શકાય એવા પરમાત્માની ભાવના કરતાં કરતાં આત્મા પોતે જ પરમાત્મા રૂપ બને છે અર્થાત્ મોક્ષ લક્ષ્મીને પામે છે.

---

## સિદ્ધ ક્ષેત્ર.

### શ્રી સિદ્ધાચલ તીર્થની યાત્રા.

**શત્રુંજય સમો તીર્થ નહિ, રૂષભ સમો નહિ દેવ;**
**ગૌતમ સરખા ગુરૂ નહિ, વળી વળી વંદુ તેહ.**

નિમિત્તરૂપે ગણતાં પ્રત્યેક તીર્થોનું સેવન યદિ આત્માના ગુણોના પ્રકાશ માટે થાય તો તે અત્યંત ઉપકારી છે. શાસ્ત્રમાં બે પ્રકારનાં તીર્થ કહ્યાં છે. **જંગમ તીર્થ અને સ્થાવર તીર્થ.** પ્રથમ જંગમ તીર્થ તે સાધુ સાધ્વી અને કેવલી વગેરે. સ્થાવર તીર્થ જડ હોય છે. પણ તે ચૈતન્ય શક્તિ ખીલવવા નિમિત્ત રૂપે ઉપકારી હોય છે. જ્યાં જ્યાં તીર્થંકરોનાં, સામાન્ય કેવલીઓનાં અને સાધુઓનાં નિર્વાણાદિ થયાં હોય તે તીર્થ ગણાય છે. આવાં સ્થાવર તીર્થો પર્વત તરીકે ઘણાં છે. તેમાંનું સિદ્ધાચલ ઉત્તમ તીર્થ ગણાય છે. સિદ્ધાચલ ઉપર અનેક જીવો મુક્તિ પામ્યા, તેથી ત્યાં જવું જોઇએ. સર્વે જાય છે માટે આપણે પણ જવું એમ ગાડરીયા પ્રવાહથી જનારા જ્ઞાનશૂન્ય જીવો

સ્થાવર તીર્થોની સેવનાથી વિશેષ ફળ મેળવી શકતા નથી સ્થાવર તીર્થને પૂજવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે આત્માના સદ્ગુણો પ્રાપ્ત કરવા સિદ્ધાચલ ઉપર ઘણા જીવો મુક્તિ પામ્યા ત્યા તેમના આત્માની સાથે લાગેલા શુભ પુદ્ગલો ખર્યા હોય તેનો સ્પર્શ થવાથી શ્રદ્ધાળુ પુરૂષની બુદ્ધિ પ્રાય સુધરે છે તેમજ ત્યા જે જે જીવો મુક્તિ ગયા હોય તે તે જીવોના ચરિત્ર સહેજે સ્મરણમા જ્ઞાનિયોને આવે છે તેથી જ્ઞાનિ પુરૂષો આત્માના ગુણો પ્રતિ ઉપયોગ રાખે છે સિદ્ધાચલ બે પ્રકારે છે **૧ દ્રવ્ય સિદ્ધાચલ** અને બીજો **ભાવ સિદ્ધાચલ,** તેમા દ્રવ્ય સિદ્ધાચલ પર્વત છે જ્ઞાનિયોના પવિત્ર સ્પર્શથી પવિત્ર થએલો ડુગર છે અને **ભાવતીર્થ આત્મા** છે **દ્રવ્યતીર્થ સાપે ક્ષાએ કારણ** છે અને તે આત્માથી ભિ ન છે દ્રવ્ય સિદ્ધાચલ પર્વતથી આત્મા તથા મોક્ષ ભિન્ન છે **દ્રવ્ય સિદ્ધાચલ** પર્વતમા કઇ ચૈત ય ગુણ નથી વા તે કઇ વિનતિનો અર્થ સમજી શકતો નથી પણ તેની પાસ જઇ સ્પર્શ કરી ત્યા મુક્તિ ગએલા જીવોના ગુણોનુ સ્મરણ કરવુ તેજ ફલપ્રદ છે **દ્રવ્ય સિદ્ધાચલ પર્વત**ને એમ કહેવામા આવે કે ‘ તુ મારા પાપનો નાશકર વા તુ મુક્તિ આપ’ આમ કહેવુ તે ભગવા ના સ્થાપના નિક્ષેપાની અપેક્ષા વિના તો અયોગ્ય છે **નિમિત્તરૂપ સિદ્ધાચલ પર્વત**ને સેવવાના મુખ્ય ઉદેશો ખરેખરા જ્યાં સુધી સમજવામા આવ્યા નથી ત્યા સુધી જ્ઞાનવિના ગ્રથી ભેદ થઇ શકે નહીં સિદ્ધાચલ પર્વતનો નિમિત્તરૂપે અપૂર્વ મહિમા શાસ્ત્રમા કહ્યો છે, તે જ્ઞાનિયોને માટે છે અને શ્રદ્ધાળુઓને માટે છે આત્માર્થિ જ્ઞાનિયોજ એ વાક્યને આચારમા મૂકી તેનું ફળ આસ્વાદી શકે કે ઇશ્વર કર્તા વાદિયો જેમ ઇશ્વરને તારવા માટે વિનતિ કરે છે તેમ અજ્ઞ જૈનો સિદ્ધાચલ પર્વતની તેવીજ રીતે અપેક્ષા સમજ્યા વિના વિનતી કરે છે તેથી શુ તેમને સિદ્ધાચલ પર્વત તારી શકે ? સિદ્ધાચલ પર્વતની યાત્રા કરવાનો મુખ્ય ઉદેશ આત્માના ગુણો ખીલવવા માટે છે ત્યારે હવે પ્રશ્ન થશે કે **દ્રવ્ય સિદ્ધાચલ** જે પર્વતરૂપ છે તેની યાત્રા પ્રત્યેક જીવે કી રીતે કરવી તેના ઉત્તરમા કહેવાશે કે ભવ્ય જીવોએ પ્રથમતો સિદ્ધાચલના સ્પર્શનથી શુ મળે છે તથા ત્યા જઇ શુ કરવુ શુ વિચારવુ, શુ બોલવુ, આત્માને લાગતા કર્મ કેવી રીતે અટકાવવા તેનું જ્ઞાન લેવુ જોઇએ, જ્ઞાન વિના ગાડરીયા પ્રવાહમા તણાતા અનત કાળ ગયો માટે સમ્યગ્જ્ઞાન કરવુ જોઇએ શ્રી ઉપદેશ રત્નાકરમા મુનિ સુંદર સૂરિ મહારાજે લખ્યુ છે કે —

**સિદ્ધાચલ પર્વતની યાત્રા કેવી રીતે કરવી.**

पाएण अणंत देउल, जिणपडिमाउ कारियाइ जीवेण,
असमंजसवित्तिए, नहु सिद्धो दंसण लवोवि ॥ १ ॥

પ્રાયઃ આ જીવે અનંત દેરાસરો બનાવ્યાં તેમ અનેક જિનપ્રતિમાઓ ભરાવી તોપણ અસમંજસ વૃત્તિથી દર્શનનો લેશમાત્ર પણ સિદ્ધયો નહિ. આ ગાથાનો અર્થ બરાબર વિચારો. આત્માનું સમ્યગ્જ્ઞાન થયા વિના અસમંજસવૃત્તિ ટળતી નથી, માટે ભવ્ય જીવોએ આત્માનું સમ્યગ્જ્ઞાન કરી નિમિત્ત સિદ્ધાચલની સેવના કરવી જોઇએ, સિદ્ધાચલ પર્વતની અત્રે મુખ્યતાએ સેવના છે. પણ સમજવું કે સેવનનો ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન અર્થ થાય છે, જ્યાં જે અર્થ ઘટે તે અર્થ લેવો.

શ્રાવકો અને શ્રાવિકાઓએ સિદ્ધાચલ પર્વતની યાત્રાએ જતાં વિચાર કરવો કે અન્ય સ્થળે કહેલું પાપ, તીર્થની સેવનાથી છૂટે પણ ત્યાં ફક્ત જવા માત્રથી નહિ. પણ ત્યાં જઈ શુભ આચારો તથા વિચારોથી છૂટે છે એમ ખૂબ લક્ષમાં રાખવું. સિદ્ધાચલ જઇ કોઈ જીવ સાથે કપટ કરવું નહિ. કોઇની સાથે કલેશ કરવો નહિ. કોઇની સાથે કામના વિચારો કરવા નહિ. દેશ જાતિના વિચારોને પરિહરવા. સાધુ અગર સાધ્વીઓની નિંદા કરવી નહિ. પ્રતિદિન સદ્ગુરૂ પાસે સદુપદેશ શ્રવણ કરવો. નકામા બેસી રહેવું નહિ. જ્ઞાનચર્ચામાં જીવન ગાળવું. વૈરાગ્યનાં પુસ્તકો વાંચવાં. અસત્ય બોલવું નહિ. ઇત્યાદિ ગુણોને અવશ્ય ધારણ કરવા જોઇએ. ડુંગર ઉપર ચઢતાં હળવે હળવે ચાલવું જોઇએ. ચાલતાં નકામી કુથલી કરવી જોઇએ નહિ. બનેતો મૌન રહી ગમન કરવું તેજ યોગ્ય છે. બને તો પગે ચાલીનેજ જવું જોઇએ. ડુંગર ઉપર જતાં જિન મંદિરો આવતાં સ્થિરતાથી આત્મા અને જિનરૂપની સમતાના વિચારો કરવા. જીનના જે દોષો ગયા, તેમાંથી હાલ પોતાનામાં કેટલા છે તેનો વિચાર કરવો. એકાંત સ્થળમાં બાર ભાવનાના વિચારો કરવા, જીનપ્રતિમાની પાસે જઇ દુર્ગુણોના નાશ માટે પ્રતિજ્ઞા કરવી, સાચું બોલવાની પ્રતિજ્ઞા કરવી જોઇએ, પાપના વ્યાપારો ત્યાગ કરવા માટે પ્રતિજ્ઞા કરવી જોઇએ. **જીનસ્વરૂપ** થઈ જીનનું આરાધન કરવા સ્થિર ઉપયોગથી ધ્યાન કરવું. ધમંધમા કરવી નહિ, દ્રવ્ય અને ભાવથી પ્રાણાયામ કરવા. દોષોનો નાશ થાય તેમ વિચાર કરવો. મનમાં વિચારવું કે મ્હારામાં કયા કયા દોષો છે તેનો કેવી રીતે નાશ કરવો તે માટે યોગ્ય ધ્યાન કરી દોષોનો સર્વથા નાશ થાય તે માટે શુભ ધ્યાન ધરવું. આત્માના ઉપયોગમાં રહેવું આત્માના ઉપયોગે પૂજા કરે. હાલતાં ચાલતાં અને બેસતાં પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવો. કોઈનું દીલ દુઃખાય તેમ મન, વચન અને કાયાનું વર્તન કરવું

નહિ, સાધુ અને સાધ્વીઓની યથાયોગ્ય ભક્તિ કરવી આત્માનું સ્વરૂપ પ્રગટ કરવામાં ધનનો વ્યય યોગ્યતા પ્રમાણે કરવો શુકપાઠની ટેવ ત્યાગીને છ આવશ્યકનું સ્વરૂપ આચારમાં મૂકવું યોગ્ય સદ્ગુરૂની સેવાદ્વારા જ્ઞાનમાં રમણતા કરવી, ઇત્યાદિ શ્રાવક શ્રાવિકાઓએ યોગ્ય વિધિ હૃદયમાં ધારવી જોઇએ

**સાધુ સાધ્વીઓએ કેવી રીતે સિદ્ધાચલની યાત્રા કરવી.**

સાધુ અને સાધ્વીઓએ યાત્રાનો મુખ્ય ઉદ્દેશ હૃદયમાં ધારવો જોઇએ જીન્હાને વશમાં રાખી વિકાર થાય એવા પદાર્થો ત્યાગવા જોઇએ શ્રુતજ્ઞાનની વૃદ્ધિ થાય તેવી રીતે પ્રવર્તવું જોઇએ આત્માના પરિણામ ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે તેવી શુભ ભાવનાઓ ભાવવી જોઇએ, આહાર પાણી લેતા દોષ લગાડવા નહિ સંયમ નાશ થાય તેવી રીતે તીર્થસ્થાનમાં પડી રહેવું જોઇએ નહીં **સાધુ અને સાધ્વીઓએ પરસ્પર લડવું નહિ, એક બીજાની નિંદા કરવી નહિ** ક્રોધ, માન, માયા અને લોભના વિચારો કરવા નહિ નાત જાતની પંચાતમાં પડવું નહિ સાધુ અને સાધ્વીઓએ પોતાના માટે આહાર કરાવવો નહિ કરતાને અનુમોદવો નહિ સાધુઓએ સ્ત્રીયોનો રાગ થાય તેવી રીતે પરિચય કરવો નહિ નવવિધ બ્રહ્મચર્યની ગુપ્તિ સચવાય તેવા મકાનમાં ઉતરવું જોઇએ પર્વત ઉપર ચઢતા સારા વિચારો કરવા પ્રતિમાની આગળ આત્મભાવના કરવી વા પરમાત્મા અને આત્મામાં શો ભેદ છે તેનો વિચાર કરવો દ્રવ્ય પૂજામાં શ્રાવકોને આદેશ આપવો નહિ ધુપ કર વિલેપન કર-આમ પર-આમ અત્તર પુષ્પ ચઢાવ, આ ઠેકાણે સુધારો આભાગ સજ્જ કરાવો અમુકને રજા આપો આરતી ઉતારો, મંગળદીવો ઉતારો, દેરાસર કરાવો, કિલ્લો કરાવો અને બરછીઓ કરો ઇત્યાદિ આદેશ વચનો વદવા નહિ કારણ કે તેવી રીતે બોલવાથી સાધુ અને સાધ્વીઓને દોષ લાગે છે સાધુ અને સાધ્વીઓએ જીનમુદ્રાનું સ્વરૂપ પોતાના આત્મામાં ઉતારવું જોઇએ ગૃહસ્થની સાથે કલેશ કરવો નહીં ગૃહસ્થના કાર્યમાં પડવું નહિ શ્રાવકના કામમાં માથું મારવું નહિ તીર્થના સ્થાનમાં ગૃદ્ધિ થાય તેવી રીતે રહેવું નહિ ધન સંગ્રહ, વસ્ત્ર સંગ્રહ, અને પાત્ર સંગ્રહ વગેરેનો સંગ્રહ મમતાથી કરવો નહીં સ્ત્રીઓનો સંબંધ થાય તેવી ધર્મશાળામાં રહેવું નહિ બે વખત સમજાય તેવી રીતે આવશ્યકની કરણી કરવી, જ્ઞાનધ્યાનમાં વિશેષત ઉદ્યમ કરવો મ્હારૂં અને ત્હારૂં કરવું નહિ આત્મજ્ઞાનમાટે સત્પુરૂષોની ઉપાસના કરવી દ્રવ્યતીર્થ કરતાં ભાવતીર્થનું વિશેષપણું ઇત્યાદિ સદ્વર્તન રાખી સાધુ અને સાધ્વીઓ જો સિદ્ધાચલની યાત્રા કરે છે તો યાત્રાનું ફળ પામે છે યશોવિજયજી ઉ

પાધ્યાય કહે છે કે **ધામધુમે ધમાધમ ચલી જ્ઞાનમારગ રહ્યા દૂરરે;** આવી રીતે જો ગાડરીયા પ્રવાહની ધામધુમથી યાત્રા કરવામાં આવે તો ત્રણ કાલમાં મુક્તિ થનાર નથી. સ્થાવર તીર્થની પૂજ્યતા જંગમ તીર્થથીજ થએલી છે. જંગમ તીર્થવિના સ્થાવર તીર્થની પૂજ્યતા ત્રણ કાલમાં નથી. ત્યારે હવે વિચારશો કે **સ્થાવર તીર્થ મહાત્માઓના** સ્મરણ માટે, ધ્યાન માટે, અને નિરૂપાધિ દશા માટે ઉપયોગી છે. **ધ્યાન, સ્મરણ, સત્પુરૂષ-સમાગમ,** અને **નિરૂપાધિદશા** માટે જો સ્થાવરતીર્થોનું સેવન કરવામાં આવે તો ખરેખર તેથી અત્યંત લાભ છે. તે વિના ફક્ત ચડવા ઉતરવાથી તો જ્ઞાન શૂન્યતાએ ડોળી ઉપાડનારની પેઠે જીવન નિષ્ફળ જાય. **સ્થાવર સિદ્ધાચલ તીર્થ** છે તે આત્માને **નિમિત્તપણે** પરિણમે છે માટે તે **દ્રવ્યતીર્થ** સાપેક્ષબુદ્ધિથી સાધ્યદૃષ્ટિએ તેની ઉપાસના ઉપયોગી છે. પણ ઉપાદાન કારણને ઉદ્દેશીનેજ તે ફળદાયક છે એમ લક્ષમાં રાખવું. ભાવસિદ્ધાચલ આત્મા છે. સિદ્ધ અને અચલ આત્મા નિશ્ચયનયથી છે. રાગ અને

**ભાવ સિદ્ધાચલ આત્મા છે.**

દ્વેષરૂપ શત્રુનો જય કરનાર આત્મા છે. પણ **આત્મા શત્રુંજય** કહેવાય છે. અસંખ્ય પ્રદેશરૂપ ક્ષેત્રમાંજ સિદ્ધપણું છે માટે **આત્મ સિદ્ધ ક્ષેત્ર** કહેવાય છે. ગિરિ (પર્વતની) પેઠે સ્થિર એવો આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપથી બીરાજે છે માટે આત્મા ગિરિરાજ કહેવાય છે. દ્રવ્ય અને સ્થાવર નિમિત્ત તીર્થો સર્વ આત્માને ઉદ્દેશી થયાં છે માટે નિશ્ચયનથી **આત્મા તીર્થ નાયક** ગણાય છે. મેરૂ પર્વતની પેઠે આત્મા પણ ક્ષાયિકભાવે સ્થિર છે માટે નિશ્ચયનયથી **આત્મા સાશ્વતગિરિ** ગણાય છે.

સર્વ તીર્થોનો રાજા આત્માજ હોવાથી તે **તીર્થરાજ** ગણાય છે. એકેકું ડગલું ભરે, ગિરિસમ્મુખ ઉજમાલ, કોડી સહસ્ર ભવનાં કર્યા, પાપ, ખપે તત્કાલ. આ દુહાનો અર્થ દ્રવ્ય તીર્થમાં ઘટી શકે છે તેવી રીતે ભાવ સિદ્ધાચલરૂપ આત્મમાં પણ ઘટી શકે છે. ક્ષણે ક્ષણે આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગરૂપ ડગલું ભરવાથી કોડીભવનાં કરેલાં પાપનો શુદ્ધ સંવરભાવે નાશ થાય છે. **ભાવશત્રુંજય આત્મા સમાન** કોઇ તીર્થ નથી. છઠ અઠમાદિક કરીને સાતવાર વા બેવાર આદિ શુદ્ધોપયોગના ધ્યાને **આત્મા સિદ્ધાચલની યાત્રા ( સ્વરૂપમાં પ્રવેશ )** કરવામાં આવે તો તે જીવ મુક્તિ અવશ્ય પામે, તેમાં સંદેહ નથી. **આત્મારૂપ ભાવસિદ્ધાચલની** શુદ્ધોપયોગ રમણતાની અપેક્ષાએ નવાણુંવાર યાત્રા કરવામાં આવે તો અવશ્ય જીવ ત્રીજા ભવમાં મુક્તિ જાય. દ્રવ્ય સિદ્ધાચલ અને **ભાવસિદ્ધાચલનો** કારણ

કાર્યભાવ છે, તેથી જ્ઞાનીને અપેક્ષાએ નિમિત્ત અને ઉપાદાન રૂપ તીર્થ સમજાતા વિવાદ રહેતો નથી અજ્ઞાની પણ સમાન આત્મા છે તેથી અપેક્ષા સમજ્યાવિના લડી મરે છે **ચાર હત્યારા પાતકી તે પણ એ ગિરિજાય ભાવે જીનવર ભેટતા મુક્તિ વધુ સુખ પાય.** આ વ્યાખ્યા પણ ભાવ સિદ્ધાચલરૂપ આત્મામા ઘટે છે

**સ્થાવર તીર્થ નિશ્ચય તુ છે, ત્રસ પ્રાણી તુજ દર્શ કરેરી.**
**સ્થાવર તીર્થ પોતે કૌતુક, દર્શન તેહનુ રૂપ વરેરી.**
**શ્રી સિધ્ધાચલ નયણે નિરખી, સિદ્ધાચલ મુજરૂપ લહુરી શ્રી. ૧**
**પાપી અભવી દુરભવી પ્રાણી, દર્શન સ્પર્શન કબુ ન કરેરી**
**શ્રી સિધ્ધાચલ નયણે નિરખી, ભવપાથોધિ ભવ્યતરેરી. શ્રી. ૨**
**તીર્થ તીર્થ કરતો જગ ભટકયો, પણ નહિ આતમ શાન્ત થયોરી.**
**સહજાનન્દએ તીરથ ફરસે, ભવદાવાનલ દૂર ગયોરી. શ્રી. ૩**
**દ્રવ્યભાવથી તીરથ સમજી, પૂજો ધ્યાવો ધ્યાન ધરીરી.**
**સિદ્ધાચલ આદીશ્વર પૂજી, બુદ્ધિસાગર શાન્તિ વરીરી. શ્રી. ૪**

ઇત્યાદિ વચનો દ્રવ્ય સિદ્ધાચલ અને ભાવ સિદ્ધાચલને પણ સિદ્ધ કરે છે નિશ્ચયથી સ્થિર રહેનાર સિદ્ધ પરમાત્મા છે તેના જો ત્રસ પ્રાણી દર્શન કરે તો પોતે પણ સ્થિર થઇ જાય છે અર્થાત્ મુક્તિ સ્થાનમા સ્થિર થાય માટે કૌતુક એ છે કે **સ્થાવર તીર્થ**ના દર્શન કરતા ત્રસ પણ **સ્થિર** થાય. **દર્શન તેહનુ રૂપ વરેરી** એ વાક્ય જણાવે છે કે એમા શુ કૌતુક છે, **સિદ્ધપરમાત્મા સ્થિર** છે માટે **સ્થિર**ના દર્શન કરતા **આત્મા** પણ **ક્ષાયિકભાવ** પામી સ્થિર થાય છે પાપી, અભવી, અને દૂરભવી જીવો દર્શન મોહનીયનો નાશ કરી શક્તો નથી, અભવી જીવો તો કદાપિકાળે દર્શન મોહનીયનો નાશ કરી શકતો નથી તેથી તે જીવો આત્માનુ દર્શન કરી શકતા નથી અને જે ભવ્ય જીવ હોય છે તે દર્શન મોહનીયનો નાશ કરી **આત્મરૂપ સિદ્ધાચલ**નુ દર્શન નિશ્ચયનયની અપેક્ષાએ કરે છે અને સસાર રૂપ સમુદ્ર તરી જાય છે ઉપાદાન આત્મતીર્થને ઓળખ્યા વિના બાહ્યમા ઉપાદાન તીર્થની બુદ્ધિથી ભટકતા આત્મા કદી શાન્ત થયો નહીં, પણ જેમા સહજ (નેચરલ) આનન્દ રહ્યો છે, એવા **ભાવ સિદ્ધાચલ આત્માને** દેખતા જડ વસ્તુમાથી સુખની બુદ્ધિ જતા અને આત્મામાજ સહજાનન્દની બુદ્ધિ થતા, સસાર દાવાનલ દૂર ગયો અર્થાત્ તેથી આત્મા શિત થયો દ્રવ્યથી સિદ્ધાચલ તીર્થ પર્વતરૂપ અને **ભાવથી આત્મારૂપ સિદ્ધાચલ** તીર્થ સમજીને હે ભવ્યજીવો ! તમે આદીશ્વરનું સેવન કરો દ્રવ્યથી આદીશ્વર

ભગવાન્‌ની સ્થાપના અને ભાવથી જ્યારે સમકિત જીવ પામે ત્યારે સમકિતની અપેક્ષાએ આત્માની ઈશ્વિરતાની આદિ કહેવાય છે માટે નિશ્ચયનયથી આત્માજ આદીશ્વર ઠર્યો. એમ દ્રવ્ય કારણ અને ભાવ કાર્ય સાપેક્ષાએ આદીશ્વરની ભાવ પૂજા કરતાં પરમશાંતિ ભવ્યજીવોએ મેળવી છે અને તે અનંત કેવલ જ્ઞાનરૂપ સાગરના સ્થાનભૂત થયા. તેમ જે જીવો દ્રવ્ય અને ભાવ સિદ્ધાચલની સમજીને યાત્રા કરે છે તે પણ **પરમશાંતિ** પામી જન્મ જરા અને મરણનો નાશ કરે છે અને કરશે.

દ્રવ્ય અને ભાવથી **સિદ્ધાચલ-શત્રુંજય** સમજવા માટે પ્રથમ સમ્યગ્‌જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. સમ્યગ્‌જ્ઞાનથી **સમ્યગ્‌દ્દષ્ટિ** પ્રાપ્ત થાય છે, દ્રવ્ય સિદ્ધાચલ તીર્થમાં ભાવસિદ્ધાચલની બુદ્ધિ રાખવી તે **મિથ્યાત્વ** છે અને **ભાવસિદ્ધાચલમાં દ્રવ્યસિદ્ધાચલની** બુદ્ધિ રાખવી તે **મિથ્યાત્વ** છે. **નિમિત્ત તે ઉપાદાન તીર્થ** થતું નથી અને ઉપાદાન તે નિમિત્ત થતું નથી. નિમિત્ત તીર્થ સિદ્ધાચલ પર્વતની યાત્રાનો લાભ જ્ઞાનિને આત્મધ્યાનમાં આવશ્યક છે. સિદ્ધાચલની યાત્રા પાપનો નાશ કરે છે આત્મસન્મુખ દૃષ્ટિ રાખીને જે જીવો યાત્રા કરે છે તે જીવો પરમાત્મપદ પ્રાપ્ત કરે છે. દ્રવ્યતીર્થ અનેક છે અને ભાવતીર્થ આત્મા છે. આત્માની પરમાત્મદશા કરવી તેજ **સાધ્યદૃષ્ટિએ** ભાવતીર્થની પ્રરૂપણા કંઈ દ્રવ્ય તીર્થના નાશ માટે નથી તેમ દ્રવ્યતીર્થની પ્રરૂપણા કંઈ ભાવતીર્થના નાશ માટે નથી. વિશેષાવશ્યકમાં તીર્થ શબ્દ વડે શ્રુતજ્ઞાનનું ગ્રહણ કર્યું છે. તેમજ તેના આધાર ભૂત સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનું પણ ગ્રહણ થાય છે.

**તીર્થ એટલે શ્રુત જ્ઞાન,**

તીર્થના ગમે તેટલા ભેદ પાડો તોપણ તેનો **નિમિત્ત** અને **ઉપાદાન** એ બે તીર્થોમાં સમાવેશ થાય છે. ૧ **નામ તીર્થ** ૨ **સ્થાપના તીર્થ** ૩ **દ્રવ્યતીર્થ** ૪ અને **ભાવતીર્થ** તેમજ સાતનયથી તીર્થનું સ્વરૂપ જાણીને આદરવુ વા નિક્ષેપાથી સિદ્ધાચલનું સ્વરૂપ સમજવું અને સાધ્યદૃષ્ટિ રાખી દર્શન મોહનીયાદિ પ્રકૃતિનો નાશ થાય તેમ પ્રવૃત્તિ કરવી. રાગદ્વેષનો જે જે રીતે નાશ થાય તે તે રીતે તીર્થની સેવના કરવી. ભવ્યજીવો ! તમે દ્રવ્ય અને **ભાવતીર્થને** જ્ઞાનપૂર્વક સમજી **પરમાત્મદશાની સાધ્યતાએ આત્મસ્વરૂપમાં** ઉતરી સહજાનંદની ખુમારી પ્રાપ્ત કરો. શ્રીસિદ્ધાચલ પર્વતનો મહિમા આગમોમાં તથા શત્રુંજય માહાત્મ્યમાં કહ્યો છે. તે સત્ય છે તેની શ્રદ્ધા કરવી. સિદ્ધાચલગિરિની યાત્રા કરવાથી આત્મા પરમાત્મપદ પામે છે.

## ચેતનશક્તિ.

પ્રણમુ શ્રી અરિહંત, જીનેશ્વર મંગલકારી,
મહિમા અપરંપાર, જગતમા જે ઉપકારી,
બ્રહ્મા વિષ્ણુ શિવ શંકર મહાદેવ વિભુ છે,
શબ્દાતીત પણ શબ્દ વાચ્ય જગમાહિ પ્રભુ છે.
પરામા પ્રતિભાસતા ઝટ, વૈખરીથી વર્ણવુ.
ભિન્નાભિન્ન સ્વરૂપનુ હું જ્ઞાન પામુ અભિનવુ. ૧

પ્રારભેલા કાર્યમા વિઘ્ન ન આવે, અને તે સપૂર્ણ થાય, તે હેતુથી પ્રારભમા મગલાચરણ રૂપે જીનેશ્વર દેવની ગ્રથકર્ત્તા સ્તુતિ કરે છે, તે જીનેશ્વર દેવ અર્હદ્ ભગવાનનું નામ જ મગલ સૂચક છે તે કલ્યાણકારી પ્રભુનો મહિમા–માહાત્મ્ય અદ્ભૂત છે તેમનુ સામર્થ્ય કોઇના કલ્પામા આવે તેમ નથી તેઓનુ વર્તન સર્વથા પરને ઉપકાર કરનારૂં જ હતું એવા મહાત્માઓનો જન્મ હમેશા પરોપકાર વાસ્તેજ હોય છે તે ભગવાનને જુદા જુદા નામ આપવામા આવેલા છે, પણ વસ્તુત તે સર્વ નામ જીનેશ્વર દેવને લાગુ પડે છે પોતાના જ્ઞાન દર્શન, ચારિત્ર રૂપ મહેં ગુણોને પ્રકટ કરનારા હોવાથી તે બ્રહ્મા (વિધાતા) છે, અથવા બ્રહ્મ–પરમતત્ત્વનું જેમણે મપૂર્ણ જ્ઞાન મેળવ્યુ છે, તે બ્રહ્મા કહેવાય કેવળ જ્ઞાનના બળ વડે તે આ જગતના સર્વ જ્ઞેય પદાર્થોને જાણે છે તે વિષ્ણુ છે તે પરમ કલ્યાણ સ્વરૂપ છે, માટે શિવ નામથી સ્તવાય છે ત્રણ ભુવનનું કલ્યાણ કરવાથી તે શકર છે त्वं शङ्करोऽसि भुवनत्रयशंकरत्वात् ॥ રાગ અને દ્વેષરૂપ બે મોટા દુર્જય મલ્લોને તે પ્રભુએ જીત્યા છે, માટે તે મહાદેવ કહેવાય છે અને તે પોતાના જ્ઞાનવડે સર્વવ્યાપી હોવાથી વિભુપદને યોગ્ય થયા છે આવી રીતે તેમના અનેક ગુણો અને કર્મો વડે જુદા જુદા નામથી તેમની સ્તુતિ થતા છતા તે એકજ છે તે વળી શબ્દાતીત છે તે પ્રભુ શબ્દની પેલી પાર છે, એટલે શબ્દથી તેમનું વર્ણન થઇ શકે તેમ નથી

વાણીથી પર કયમ કરી તેનું વર્ણન કરશે વાણી?

કેવળ શબ્દની પેલીપાર છે એટલુ જ નહિ પણ તે પ્રભુ મનનો પણ વિષય નથી यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ત્યા વાણી અને મન પણ પ્હોચી શકતા નથી, પણ પાછા ફરે છે જો કે આ રીતે તે પ્રભુ શબ્દ મનની પેલી પાર છે, છતા શબ્દ વાચ્ય છે આપણો આ જગતનો વ્યવહાર શબ્દ વડેજ થાય છે, માટે શબ્દ વડે તેમનું જેટલુ વર્ણન થઇ શકે તેટલું કરવા ગ્રન્થકર્તાની અભિલાષા છે

જો કે આપણા હાલના જ્ઞાન પ્રમાણે આપણને એક જ પ્રકારની વાણીના ઉપયોગનું જ્ઞાન છે, છતાં યોગીઓ જણાવે છે કે વાણી ચાર પ્રકારની છે. તેનાં નામ=**પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી છે.**

વૈખરી વાણીમાં નિરંતર રમનારા આપણને આ બાબતો સ્વપ્ન તુલ્ય ભાસે છે, પણ તે બાબતનો જેઓએ અભ્યાસ કર્યો છે તેવા પુરૂષોને આ બાબતનું જ્ઞાન હસ્તામલકવત્ છે આત્મસ્વરૂપનું સંપૂર્ણ ભાન પરા વાણીનો ઉપયોગ થનારી અવસ્થામાં થઇ શકે છે. ગ્રન્થ કર્તા પણ પરાવાણીમાં પ્રતિભાસતા જણાતા પદાર્થોને આ વૈખરી વાણી દ્વારા પ્રકટ કરવાને અભિલષે છે. જે ઉચ્ચ અનુભવો યોગની જુદી જુદી સ્થિતિમાં થાય તે આ વૈખરી વાણી દ્વારા કદાપિ પણ સંપૂર્ણ રીતે દર્શાવી શકાય નહિ, કારણ કે તે અનુભવો દર્શાવવાને આ વૈખરી વાણીમાં પુરતા શબ્દો નથી. છતાં પણ ગ્રન્થકર્તા લોકોના ઉપર ઉપકાર કરવાને તે સ્વરૂપની ઝાંખી વૈખરી વાણી દ્વારા કરાવવા પ્રયત્નશીળ થાય છે. આમ કરવાને એક બીજો પણ હેતુ સમાયલો છે, તે હેતુ આત્મા અને જડ વસ્તુ વચ્ચેના ભેદનું જ્ઞાન પામવાનો છે. કારણ કે તે સ્વપર ભેદનું જ્ઞાન થતાં બીજી કોઇ પણ વસ્તુની જરૂર રહેતી નથી.

**નિજરૂપા નિજ વસ્તુ હે, પરરૂપા પરવસ્ત.**
**જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યું સમસ્ત.**

માટે આત્મા અને જડ પદાર્થોને કેવા પ્રકારનો સંબંધ છે, તેનું જ્ઞાન પમાય તે માટે અને આત્માની–ચૈતન્યની શક્તિ કેટલી છે, તેનો ખ્યાલ આપવા માટે આ ગ્રન્થ લખવાની પ્રવૃત્તિ થઇ લાગે છે.

## મૂળ.

**અનેક ભાષા શબ્દ નામથી તું કહેવાતો.**
**પણ નહિ શબ્દ સ્વરૂપ શબ્દથી ભિન્ન પમાતો.**
**ભાષા પુદ્ગલ સ્કન્ધ તેહથી અરૂપ ભાસે**
**અચિન્ત્ય ચેતન શક્તિ ચેતના સર્વ પ્રકાશે.**
**શબ્દ સંજ્ઞા જ્ઞાન હેતુ છે, શ્રુત સંજ્ઞા દેવતા.**
**'ણમો બંભી લીવી ભગવતી' જોગીઓ બહુ સેવતા.**

આત્મા એક છે, છતાં તેને જુદા જુદા ધર્મવાળા જુદાં જુદાં નામ આપે છે. જુદી જુદી ભાષાઓમાં તેનાં વિવિધ નામ આપણી દૃષ્ટિએ પડે છે; તે સર્વ શબ્દો એકઠા કરીએ, છતાં આત્મતત્ત્વનું ભાન તે શબ્દોથી

થઇ શકે નહિ કારણ કે આત્મા શબ્દ સ્વરૂપી નથી જે શબ્દ સ્વરૂપી હોય તેનો ખ્યાલ શબ્દ દ્વારા પામી શકાય, પણ આત્માતો શબ્દથી ભિન્ન છે, માટે શબ્દ દ્વારા તેનું જ્ઞાન આપણે મેળવી શકીએ નહિ

ઉપર જણાવ્યા પ્રમાણે તે શબ્દાતીત છે ભાષા પરમાણુસ્કંધરૂપથી બનેલી હોય છે તે પરમાણુઓ પણ પુદ્ગલના–જડ પદાર્થના બનેલા છે તેથીજ ગ્રંથકર્તા લખે છે કે ભાષા એ પુદ્ગલના સ્કંધરૂપ છે, અને પુદ્ગલ રૂપી છે તેથી ભાષા પણ રૂપી છે, અને આત્મા તો કેવળ અરૂપી છે, તેથી તે આત્મા ભાષાના પુદ્ગલથી ભિન્ન છે શબ્દ જડ છે અને રૂપી છે, આત્મા ચેતન છે અને અરૂપી છે, તેથી આત્મા શબ્દોની પેલીપાર રહેલો છે તે આત્માની–ચેતનની શક્તિ એવી છે કે જેનું આપણે પરિપૂર્ણ ચિંતન કરી શકીએ નહિ આપણી બુદ્ધિથી તે ચેતનનું સામર્થ્ય કલ્પી શકાય તેમ નથી યોગીઓ ધ્યાનમા મગ્ન થાય છે, ત્યારે પણ તે ચેતન શક્તિના સામર્થ્યની કાંઇક ઝાંખી કરી શકે છે, પણ તેનું ખરૂ સામર્થ્ય તો તેઓનાથી પણ કેવલજ્ઞાનવિના અજ્ઞાન રહે છે સર્વ સ્થને ચેતનાને આવિર્ભાવ કરનાર–પ્રકાશ કરનાર તે ચૈતન્ય શક્તિ છે, આ જગતમા પ્રવૃત્તિ થાય છે તે સર્વનું કારણ તે ચેતના છે

ઉપર જણાવ્યા પ્રમાણે આત્મા શબ્દની પેલીપાર છે એ બાબતતો સત્ય છે, પણ આ જગતમા જ્ઞાન મેળવવાનો મુખ્ય આધાર શબ્દો છે આ જગતનો સઘળો વ્યવહાર શબ્દથી ચાલે છે તે શબ્દો અક્ષરો મારફતે લખવામા આવે કે કેવળ મુખથી બોલવામા આવે, પણ શબ્દો વિના કાંઇ પણ વ્યાપાર એક ક્ષણવાર પણ ચાલતો નથી માટે તે શબ્દો જ્ઞાનના હેતુ છે પ્રાચીન મહાત્માઓ મુનિયો પોતાને થયેલા આત્મિક અનુભવનો લાભ બીજા મનુષ્યોને મળે તે માટે પુસ્તકો લખતા ગયા છે, અને હાલ પણ અનેક ગ્રન્થો રચાય છે, લખાય છે, અને પ્રકટ થાય છે આ સર્વ જ્ઞાન આપવાના સાધનો છે પુસ્તકો પણ શબ્દના બનેલા છે માટે શબ્દ એ જ્ઞાન પામવાનું અને આપવાનું ઉત્તમોત્તમ સાધન છે શ્રુતજ્ઞાનને દેવીની ઉપમા આપવામા આવેલી છે વાગ્દેવી, સરસ્વતી એ સર્વ શ્રુતદેવીના અપર પર્યાયો છે જેટલા અક્ષરો છે, જેટલી લીપીઓ છે તે સર્વ દ્રવ્ય શ્રુત જ્ઞાન અપેક્ષાએ કહી શકાય છે સામાન્ય રીતે ધર્મશાસ્ત્રોને શ્રુત જ્ઞાનનું નામ આપવામા આવેલુ છે પ્રતિક્રમણ કરતી વખતે આપણે શ્રુતદેવીની સ્તુતિ કરીએ છીએ અને "णमो बम्भिलिविए બ્રાહ્મીલિપિ બ્રાહ્મી લિપિને નમસ્કાર થાઓ, એવો પાઠ ભગવતી સૂત્રમા છે, તે પણ

શ્રુત દેવતાની સ્તુતિ કરવાને બોધ આપે છે. અને યોગી પુરૂષોનું જ્ઞાન પ્રાપ્તિ નિમિત્તે વિવિધ પ્રકારે તે સરસ્વતી દેવીનું ધ્યાન કરવાથી હૃદય નિર્મળ થાય છે, અને હૃદય નિર્મળ થતાં આત્મજ્યોતિનો પ્રકાશ થાય છે. અને સહજમાં જ્ઞાન પ્રાપ્ત થાય છે; માટે ગ્રન્થકર્તા પ્રથમ શ્લોકમાં અરિહંત ભગવાનને નમસ્કાર કરી બીજા શ્લોકમાં સરસ્વતી દેવી–શ્રુતદેવીની સ્તુતિ કરે છે.

---

## ॥ મૂળ. ॥

હંસગામિની સરસ્વતી, ઘટ ઘટમાં વ્યાપી,
પરા પશ્યંતી ધ્યાને, મનમાં મુનિએ થાપી,
અન્તરમાં ઉદ્યોત, સદા તેનાથી થાવે,
શબ્દ સૃષ્ટિનું બીજ, યોગીના મનમા ભાવે,
આદ્ય શક્તિ બ્રહ્મની છે, જગતમાં જયજય કરી,
બુદ્ધિસાગર બીજ મંત્રે, સરસ્વતી ઘટમાં વરી.

સરસ્વતી દેવીનું લૌકિક વાહન હંસ ગણાય છે, માટે તેને અત્રે હંસ ગામિની કહેવામાં આવેલી છે. હંસ એટલે આત્મા, તેને પ્રાપ્ત થનારી વાણી તેને હંસ ગામિની કહે છે. હંસનો અર્થ આત્મા પણ થાય છે તે અપેક્ષાએ હંસપદ–આત્મપદ પ્રાપ્ત કરી આપનારી તે સરસ્વતી દેવી છે. તે સરસ્વતી દેવીરૂપ શ્રુતજ્ઞાન ઘટઘટમાં–દરેક પુરૂપના હૃદયમાં વ્યાપી રહેલું છે. તે આત્માની જ્ઞાન ઋદ્ધિને યોગી લોકો પરાધ્યાન અથવા પશ્યન્તીનું ધ્યાન કરતાં મનમાં સ્થાપન કરે છે. તે જ્ઞાનઋદ્ધિવડે હૃદયમાં સદા પ્રકાશ થાય છે. અંધારામાં જોવાને દીપક સાધન છે, ચંદ્ર પણ સાધન છે, ચંદ્ર કરતાં પણ સૂર્ય એ વિશેષ ઉત્તમ સાધન છે. પણ જો દીપક, ચંદ્ર, સૂર્ય વગેરે સાધનો હોય, પણ ચક્ષુ ન હોય તો માણસ શું કરી શકે અથવા શું દેખી શકે? માટે ચક્ષુ એ જ્ઞાન મેળવવાનું સારૂં સાધન છે. પણ માણસને ચક્ષુ હોય, છતાં તેનું મન ભ્રમિત હોય તો વસ્તુ પાસે છતાં તે જોઇ શકે નહિ. ચક્ષુ કે શ્રોત્ર અથવા બીજી કોઇ પણ ઇંદ્રિય દ્વારા જે અનુભવ થાય, તેનું જ્ઞાન થવાને મન કારણ છે. પણ તે મન પણ જડ છે, તેને પ્રકાશનાર આત્માનું જ્ઞાન સ્વરૂપ છે. જો આત્માનું જ્ઞાનસ્વરૂપ ન હોય તો કેવળ જડમન પણ શું કરી શકે? માટે તે આત્માની જ્ઞાન શક્તિવડે હૃદયમાં પ્રકાશ થાય છે, અને સર્વ વસ્તુઓનું જ્ઞાન આપણને થાય છે. જગતમાં જેટલા શબ્દો છે,

જેટલા અક્ષરો છે, જેટલી લિપિઓ છે, તે સર્વનું બીજ જ્ઞાનશક્તિ છે, અને તેથી તે જ્ઞાનશક્તિ યોગીઓને બહુ રૂચે છે કારણ કે યોગીઓનો પરમ ઉદ્દેશ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો હોય છે તો પછી આત્માની તે જ્ઞાનશક્તિ ઉપર તેમની રૂચિ થાય એ સ્વાભાવિક છે અને જેની જ્ઞાન તરફ રૂચિ થાય તે ખરી રીતે યોગ માર્ગનો અધિકારી છે બાકી તે અજ્ઞાની પુરૂષ હઠયોગ માર્ગનો આશ્રય કરે, પણ જેને સહજ સમાધિ અથવા રાજયોગ કહે છે, તેને વાસ્તે જ્ઞાનસિવાય એક પણ પગનું ભરી શકાય તેમ નથી જ્ઞાનઋદ્ધિ તે પરમાત્માની પ્રથમ શક્તિ છે આત્માના બધા સ્વરૂપોમા જ્ઞાનસ્વરૂપ ઉત્કૃષ્ટ છે, તે જ્ઞાનશક્તિજ આ જગતમા જયવતી વર્તે છે સર્વ ધર્મોનો અથવા આત્મધર્મનો ખરો ઉદ્દેશજ આત્માનું અવરાઇ ગયેલું જ્ઞાન પ્રકટ કરવાનો છે, અને ધર્મશાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા માર્ગો પણ તે આવરણ દૂર કરવાને વાસ્તે છે

આ છપ્પયમા લખેલો બીજ મંત્ર ૐકાર અથવા પ્રણવાક્ષર છે આ આત્મામા રહેલી જ્ઞાનઋદ્ધિ જે હાલ તિરોહિત છે, તેને પ્રકટ કરવાને સર્વ પુરૂષોએ ઉદ્યમ કરવો જોઇએ ઉદ્યમથી સર્વ બાબતો સિદ્ધ થાય છે તો આ કામ પણ અવશ્ય સિદ્ધ થશે સતત ઉદ્યમની અને તે સાથે તે બાબતને યોગ્ય સાધનો મેળવવાની જરૂર છે યોગ્ય સાધનો અને ઉદ્યમનો સમાગમ થતા સર્વ દુષ્કર કાર્યો સુકર થઇ જાય છે

મૂળ

ચેતનની શક્તિ છે, સરસ્વતી શ્રુત વાણી,
ક્ષયોપશમના ભાવે જ્ઞાનીની શક્તિ જાણી.
ત્રણભુવન પ્રખ્યાત સદા સુખસાગર દેતી,
જ્ઞાતા જ્ઞેય વિચાર સારમા લહબદ રહેતી.
શ્રુતવાણીને સેવીએ દિલ અનુભવ સુખડા આપતી,
બુદ્ધિસાગર સરસ્વતી ઝટ ભ્રાંતિ દુઃખડા કાપતી. ૩

શ્રુત વાણીરૂપી સરસ્વતી એ ચેતનની-આત્માની શક્તિ છે સર્વ પ્રકારની જ્ઞાનઋદ્ધિ એ આત્માની સ્વાભાવિક શક્તિ છે આપણને જે કાઇ જ્ઞાન થાય છે તે સર્વ આત્મામા રહેલી જ્ઞાનશક્તિને લીધે થાય છે પ્રકાશ એ જેમ સૂર્યનો સ્વાભાવિક ધર્મ છે, તેમ જ્ઞાન એ પણ આત્માનો સ્વાભાવિક ધર્મ છે પણ જ્ઞાનને આવરણ કરનાર જ્ઞાનાવરણીય કર્મથી તેની જ્ઞાનઋદ્ધિ આચ્છાદિત થયેલી છે જેવી રીતે તેજસ્વી સૂર્યના પ્રકાશને પ્રકટ થવામા

વાદળાં વિઘ્નરૂપ નીવડે છે, તેમ આ કર્મ પુદ્‌ગલો આત્માના જ્ઞાનપ્રકાશને પ્રકટ કરવામાં બાધ કરે છે. પણ વાદળ નાશ પામતાં સૂર્ય દેખાય છે, તેમ આ જ્ઞાનને આવરણ કરનારાં કર્મ પુદ્‌ગલોનો ક્ષયોપશમ થતાં આત્માનું અવરાયેલું જ્ઞાન પ્રકાશમાં આવે છે, અને તેના બળ વડેજ માણસ આ જગતના પદાર્થોનું જ્ઞાન મેળવી શકે છે. જેમ જેમ તે કર્મ પુદ્‌ગલોનો વધારે ક્ષયોપશમ, તેમ તેમ વિશેષ જ્ઞાન પ્રકટતું જાય છે. અને જ્યારે જ્ઞાનને આવરણ કરનારાં સર્વ કર્મ પુદ્‌ગલો ક્ષય પામે છે, ત્યારે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. માટે જ્ઞાનીની શક્તિનો આધાર કર્મના ક્ષયોપશમ ઉપર રહેલો છે. જ્ઞાનીની શક્તિઓ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, તેમજ ઉર્ધ્વતા અધઃ અને તીર્ચ્છા લોકમાં સુવિદિત છે. તેમને જણાવવાને ઢોલ વગાડવાની જરૂર પડતી નથી. તેઓ પોતાની મેળેજ પ્રકાશ પામે છે, અને તે જ્ઞાનવડે મનુષ્ય નિરંતર સુખસાગરમાં ન્હાય છે. જ્ઞાની પુરૂપ નિરંતર આનંદમાં રહે છે. અજ્ઞાન એજ દુઃખનું કારણ છે. તે જ્ઞાનીની શક્તિ નિરંતર ઉત્તમ પ્રકારના વિચાર કરવામાં મગ્ન રહે છે. જાણનાર કોણ અને જાણવા યોગ્ય પદાર્થ શું છે, એટલે ચેતન અને જડનો વિચાર કરવામાંજ જ્ઞાનીની શક્તિ વપરાય છે. પ્રારબ્ધ કર્મવશાત્ આવી પડેલાં કાર્યો જ્ઞાની પણ કરે, છતાં તેનું સાધ્યબિન્દુ નિરંતર ચેતન અને જડનો વિવેક કરી ચેતનની સાથે પોતાની એકતા કરવાનું છે તે એકતા તો છે, પણ તેને અનુભવવામાં તે નિરંતર મચ્યો રહે છે.

કોઇ પણ પ્રકારનું જ્ઞાન તે શ્રુતજ્ઞાન એવો સામાન્ય અર્થ થાય છે. પણ ધર્મ તે શબ્દ મુખ્યત્વે કરીને ધર્મશાસ્રોને લાગુ પડે છે, તે ધર્મશાસ્ત્રોમાં લખેલી વાણીનું નિરંતર સેવન કરવું, હૃદયમાં તેનું રટન કરવું, અને તે વાણીમાં વર્ણવેલા બોધ પ્રમાણે આચરણ રાખવાં. જ્ઞાની પુરૂષોએ તે વાણીમાં પોતાનો અનુભવ દર્શાવ્યો છે. માટે તેનું મનન આપણને અનુભવ રૂપ સુખ આપે છે. અનુભવીઓને કેવું સુખ થતું હશે, તેનો તે અનુભવ લીધા વિના, શાસ્ત્રવચનને લીધે, આપણને સહજમાં ખ્યાલ આવે છે. તે શ્રુતવાણીરૂપી સરસ્વતી સર્વ પ્રકારની ભ્રાન્તિ—સંશયો છેદી નાંખી વસ્તુનું યથાર્થ સ્વરૂપ આપણી સમ્મુખ રજુ કરે છે; અને અજ્ઞાન એજ ઉપર જણાવ્યા પ્રમાણે દુઃખનું કારણ હોવાથી અજ્ઞાન દૂર થતાં દુઃખ પણ દૂર નાશે છે, એમ ગ્રન્થ કર્ત્તા ખુલ્લા શબ્દોમાં જણાવે છે.

**આત્મ શક્તિની સેવા સુખડાં સહુ કરનારી,**
**આત્મશક્તિની સેવા દુઃખડાં સહુ હરનારી,**

આત્મશક્તિનો વ્યક્તિભાવ યોગાષ્ટક સાધે,
આત્મ શક્તિનો વ્યક્તિભાવ છે ગુરૂ આરાધે,
આત્મ શક્તિની આગળે, સહુ દેવતા પાણી ભરે,
બુદ્ધિસાગર આત્મ વ્યક્તિ પામતા સંપદ્ વરે. ૪

આત્માની શક્તિ અનંત છે શબ્દથી તે કહી શકાય તેમ નથી તે શક્તિનો અનુભવ કરનારા પણ શબ્દોમા સંપૂર્ણપણે તે કહી શક્યા નથી, અને કદાપિ ભવિષ્યમા પણ કોઇ તે કહી શકવા સમર્થ થશે નહિ. તે શક્તિ અપરિમિત છે, અને મનુષ્યવાચા તે દર્શાવવાને પુરતું બળ ધરાવતી નથી તે આત્માની શક્તિની જો ઉપાસના કરવામા આવે તો તે ઉપાસના સર્વ પ્રકારના સુખ આપે છે આત્મા સ્વભાવેજ આનંદમય હોવાથી, તેની શક્તિની ઉપાસના આપણને આનંદ–પરમ સુખ પ્રાપ્ત કરાવી આપે, તેમાં આશ્ચર્ય શું ! તે તો સ્વાભાવિક ક્રિયા છે, અને ખરૂં સુખ દુ:ખરહિત હોવાથી, તેજ ઉપાસના સર્વ પ્રકારના દુ:ખોનો સંહાર કરે છે આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ ત્રિવિધતાપ આત્મ શક્તિની ઉપાસનાથી સહેજ ટળે છે, અને પરમશાંતિ અને આનંદનો અનુભવ થાય છે પણ હવે જે ઉપાસનાથી આવો અકથ્ય લાભ તેના ભક્તોને મળે છે, તે ઉપાસના શી રીતે કરવી તે પ્રશ્ન વાચકના મનમા ખડો થાય એ સ્વાભાવિક છે, તો તેનો ખુલાસો ગ્રન્થકારજ આપે છે આત્મશક્તિ જે હાલ તિરોહિત અ પ્રકટ છે, તેને પ્રકટ કરવાનો ઉત્તમોત્તમ માર્ગ યોગ અને તેના આઠ અંગ છે અને તેની સાથે સદ્ગુરૂની ભક્તિ એ પણ ઉત્તમ સાધન છે યોગના આઠ અંગ અને ગુરૂભક્તિ આત્મોપાસનાના પ્રબળ અને ઉત્કૃષ્ટ સાધનો છે શ્રુતવાણીનું આરાધન ગુરૂથી થાય છે, અને ગુરૂની આરાધનાથી શ્રુત જ્ઞાન પ્રકટ થાય છે, તેથી આત્મા પોતાની શક્તિઓ પ્રકટ કરી શકે છે

## સદ્ગુણ દ્દષ્ટિની ખીલવણી.

સદ્ગુણદૃષ્ટિ જેમ જેમ ખીલે છે તેમ તેમ દોષદૃષ્ટિનો પરિહાર થતો જાય છે સદ્ગુણ દૃષ્ટિની ટેવ પાડવાથી પ્રત્યેક આત્માઓની ધોળી બાજુ દેખાય છે પરમા પરમાણુ સમાન પણ જો સદ્ગુણ હોય છે તો સદ્ગુણદૃષ્ટિ ધારકના મનમા પર્વત સમાન ભાસે છે પશુ પખીમાં પણ કેટલાક સદ્ગુણો દેખવામા આવે છે, ત્યારે મનુષ્યજન્મમા કેમ સદ્ગુણો ન હોય ? અતગત્ત મનુષ્યોમા સદ્ગુણો હોય છે કિંતુ મનુષ્યો વિપરીત દૃષ્ટિથી દેખે છે તેથી

ગુણો પણ દુર્ગુણોરૂપ ભાસે છે. અમુક જૂઠો છે, અમુક વિશ્વાસઘાતી છે, અમુક સાધુ ઢોંગી છે, આવી નકામી કુથલી કરવાથી સામા મનુષ્ય જેવા પોતાને કંઇ પણ શુભ ફળ પ્રાપ્ત થતું નથી. ત્યારે શામાટે મનુષ્યોની કાળી બાજુ તરફ દેખવું જોઇએ ? ગમે તે ધર્મનો મનુષ્ય હોય, ગમે તે દેશનો મનુષ્ય હોય તોપણ તેનામાં રહેલા સદ્ગુણો તરફ દેખવું જોઇએ. તમો અન્યના ગુણોનેજ દેખશો, અને દોષોનો પ્રકાશ ન કરશો તો અન્ય પણ તમારા સદ્ગુણો પ્રતિ દૃષ્ટિ દેશે. "જેવા આઘાત તેવા પ્રત્યાઘાત" આ નિયમ સકલ વિશ્વમાં વ્યાપી રહેલો અનુભવમાં આવે છે. કોઇનું તમે અશુભ ચિંતવતા હશો ત્યારે સામો મનુષ્ય પણ તમારૂં અશુભ ચિંતવશેજ. તમો કોઇને સદ્ગુણ દૃષ્ટિથી દેખશો ત્યારે તે પણ દેખશે. સદ્ગુણદૃષ્ટિથી દેખવાથી બે ફાયદા થાય છે. પ્રથમ દરેકના સદ્ગુણોજ દૃષ્ટિમાં આવે છે, દ્વિતીયલાભ એ છે કે અન્યની નિંદા થતી નથી અને તેથી વેરઝેરની પરંપરા વૃદ્ધિ પામતી નથી.

જ્યાં સુધી જગતના સર્વ જીવો પરમાત્મા સમાન છે, એવી દૃષ્ટિથી તમો વર્તતા નથી ત્યાં સુધી તમને કોઇ પરમાત્મદૃષ્ટિથી દેખવાનું નથી. જ્યાં સુધી તમો અન્ય મનુષ્યોને નીચ ભાવનાથી દેખો છો તાવત્ તમોને અન્ય મનુષ્યો નીચ દૃષ્ટિથી દેખશે એમાં કંઇ પણ આશ્ચર્ય નથી. તમારામાં રહેલા સદ્ગુણોને સર્વ લોક જાણે એવી તમારા હૃદયમાં ઇચ્છા છે, પણ જ્યાં સુધી તમે અન્યના સદ્ગુણોને ગાતા નથી ત્યાં સુધી તમારા સદ્ગુણોની અસર અન્ય ઉપર થવાની નથી. જ્યાં સુધી તમો સર્વના દૂષણો કાઢી પોતે દોષરહિત બનવા ઇચ્છો છો ત્યાં સુધી જગતના જીવો પણ તમારામાં અનેક દૂષણો કાઢી તમને ખરાબ દૃષ્ટિથી જોવાના. તમને કોઇ નીચ દોષદૃષ્ટિથી જુએ તે માટે અન્યને તમે સદ્ગુણ દૃષ્ટિથી જુઓ. એમ કરવાના કરતાં ઉત્તમ સરલ ઉચ્ચ ધર્મ એ છે કે પ્રત્યેક આત્માને સંગ્રહનયસત્તાથી સિદ્ધ સમાન ભાવો, પ્રત્યેક આત્મામાં જે કંઇ સદ્ગુણો હોય તેનું સ્મરણ કરો, પોતાના આત્માને પણ સદ્ગુણ દૃષ્ટિથી દેખો, જે જે સત્તાએ આત્મામાં ગુણો રહેલા છે તે ગુણોનું સ્વરૂપ વિચારતાં, ગાતાં તમો તે ગુણોને પ્રગટ કરી શકશો. આત્માને જો ઉચ્ચ ભાવથી દેખશો, આત્માને દેવ માનશો, આત્મામાં સર્વ છે એમ શ્રદ્ધાથી સંતોષ ધારશો તો તમો ઉચ્ચ પદને પ્રાપ્ત કરી શકશો. તમારા આત્મામાં જે જે સદ્ગુણો ખીલ્યા હોય તેને વિશેષતઃ ખીલવવા પ્રયત્ન કરો. સ્વઆત્માને સિદ્ધસમાન દૃષ્ટિથી દેખશો તો આત્મામાં અનંત ગુણ ખીલશે. આત્મા પોતાને સદ્ગુણ દૃષ્ટિદેખે તો પોતાનું શુદ્ધ સ્વરૂપ પોતાના ઉપયોગમાં રાખી શકે અને તેથી શુદ્ધ સંસ્કારોને પ્રગટાવી શકે અને તેના યોગે અંતે પરમાત્મા બને.

મનુષ્યો એમ સમજે છે કે અમે અન્યના દૂષણો જોઇએ છીએ, અને વદીએ છીએ, તેમ તેમ અમારૂં ગૌરવ વૃદ્ધિ પામે છે પણ આ તેમની ભૂલ છે, કારણ કે અનાદિકાળથી દોષદૃષ્ટિ વડે દેખવાથી આત્મા ઉચ્ચ થઇ શક્યો નથી જે જે દુર્ગુણોનું હૃદયમા ચિંતવન થાય છે, તેનાથી મનોવર્ગણા ખરાબ બને છે માટે અશુભ વિચાર કરવાને જરા માત્ર પણ પ્રયત્ન કરવો યોગ્ય નથી

જે મનુષ્યો અન્યના દૂષણો સનાકાળ દેખે છે અને તદ્દ્વારા નિંદા કરે છે તેઓનો આત્મા ખરેખર પ્રેમ, દયા, અને કારૂણ્યભાવના વિચારથી હજારો ગાઉ દૂર રહે છે પોતાનામા જેમ ક્રોધાદિક દોષો રહેલા છે, તેની નિંદા કોઈ કરે તો આપણા મનની કઇક લાગણી દુખાય છે તે પ્રમાણે અન્યની નિંદા કરતા અન્યની પણ લાગણી દુખાય છે કેટલાક એમ કહે છે કે અન્યના દોષોને પ્રગટ કરવાથી દુનિયામા તે હલકો પડે છે તેથી તે દોષોનો ત્યાગ કરે છે આમ પણ કહેવુ ખરેખર જૂઠુ છે 'ખાડો ખોદે તે પડે' એ ન્યાયથી વિચારતા માલૂમ પડે છે કે અન્યને હલકો પાડતા પોતાને હલકાઇપણું પ્રાપ્ત થાય છે અન્યના દોષો ઉઘાડા પાડતા પોતાના દોષો પણ સામો ઉઘાડે છે પરિણામ એ આવે છે કે અતે એક બીજાને તેઓ શત્રુ બુદ્ધિથી દેખે છે પરસ્પર એક બીજાને મારી નાખવા વિચારો ચલાવે છે માટે અન્યમા અનેક દોષો હોય પણ તેની નિંદા કરવી નહીં શ્રી વીરપ્રભુ સર્વજ્ઞ હતા લાખો મનુષ્યોમા લાખો દોષો રહેલા એક કાળમા જાણતા હતા, પણ કોઇ વખત કોઇને કહ્યુ નથી કે ત્હારામા આવા ખરાબ દુર્ગુણો છે ઉપદેશ પણ એવી શૈલીથી આપતા હના કે સર્વ મનુષ્યો પોતાના સદ્‌ગુણોને ઓળખી શકે

કોઇ પણ ક્ષેત્રમા, કોઇ પણ કાળમા દોષદૃષ્ટિથી આત્માની ઉન્નતિ થઇ નથી અને થવાની નથી દોષદૃષ્ટિથી દેખનારા પુરૂષો સમ્યક્ત્વરત્નને પ્રાપ્ત કરી શકતા નથી આત્માને ખરેખર દોષદૃષ્ટિ શ્રાપ સમાન છે આત્માની નીચદશામા દોષદૃષ્ટિએ જેટલુ ખરાબ કર્યું છે તેટલુ કોઇએ ખરાબ કર્યું નથી આત્માની ઉચ્ચ દશારૂપ વલ્લિનો નાશ કરવા માટે દોષદૃષ્ટિ એ કટાર સમાન છે

હે દોષદૃષ્ટિ! તું નીચ છે તોપણ હું ત્હને દયાથી કહું છુ કે, હવે તું મ્હારા આત્મામાથી દૂર થા હે દોષદૃષ્ટિ! હું તારા ઉપર ક્રોધ કરતો નથી તેમ રાગ પણ કરતો નથી, ત્હારાથી હું આત્મા ભિન્ન છુ, એમ હું દૃઢ સંકલ્પથી સ્વીકારૂં છુ, સર્વ જીવોનું હવે હું સદ્‌ગુણ દૃષ્ટિથી બલું

કરીશ. માનવ બંધુઓમાં અનેક પ્રકારના ગુણો છે પણ તે સદ્‌ગુણ દૃષ્ટિ વિના અંધારામાં પડયા હતા. હવે તે સર્વ દેખાય છે. મનુષ્યવર્ગ એકદમ કંઇ સર્વગુણી બની શકતો નથી. ધીમે ધીમે સર્વમાં તરતમયોગે ગુણો ખીલે છે. કોઇ વખત લેખક, શ્રોતા અને વાચકોના આત્માઓ પણ એવી સ્થિતિમાં હશે કે તે જો દુર્ગુણોનું સાક્ષાત્‌રૂપ દેખાય તો શું મનમાં વિચારે ! ! ! ઉત્તમ મહાત્માઓની કૃપાથી અભ્યાસના બળયોગે દુર્ગુણોનો નાશ થતો જાય છે. પરભવમાં જે દોષોનું આસક્તિ પૂર્વક સેવન કરવામાં આવ્યું છે, તે દોષો હાલ પણ અન્ય ગુણ ખીલ્યા છતાં જતા નથી. કેટલીક વખત પાછા શાંત થઇને હૃદયને વિકારી બનાવે છે, કેટલીક વખત મનમાં કામ ક્રોધાદિક દુર્ગુણો ઉત્પન્ન થઇને એવું અકૃત્ય કરાવે છે કે પશુના કરતાં પણ નીચકોટીનો આત્મા ગણાય. ક્ષણમાં જ્ઞાન અને વૈરાગ્યની જાગૃતિ થતાં નદીનું પુર જેમ ઉતરે છે વા વીંછીનું વિષ જેમ ઉતરે છે, તેમ કામાદિક વિકારો પણ ઉતરે છે અર્થાત્ નાશ પામે છે. મોટા મોટા ત્યાગી અને યોગિયોના મનમાં પણ અનેક વિષય વિકારોરૂપ દોષો પ્રગટે છે. પણ પુનઃ અભ્યાસના બળથી તે શમે છે. દોષોનાં વેગ કરતાં અભ્યાસબળ અલ્પ હોય તો દોષોનું જોર વધે છે અને ત્યાગી વૈરાગીની પ્રતિષ્ઠાની પણ ધૂળધાણી કરી દે છે. આથી લોકોના જાણવામાં આવતાં કહે છે કે, 'તપસી ગયા લપસી.' પણ મનુષ્યો વિચાર કરશે તો માલમ પડશે કે જો તમે તેના ઠેકાણે હો તો તમે દોષોના વેગમાં કેવી રીતે તણાઓ છો તે માલુમ પડી શકે. બંધુઓ ! વિચારશો તો માલુમ પડશે કે પ્રત્યેક મનુષ્યો આત્માના સહજ આનંદના ભોગ માટે દુર્ગુ-ણોનો નાશ કરવા સંકલ્પ ભૂમિરણમાં ઉભા રહી લડવૈયાની પેઠે ઉભા રહી યુદ્ધ કરે છે. કોઈ વખત જીતે છે, કોઇ વખત હારે છે. હારવાથી તે દોષ-પાત્ર નિંદવા લાયક ઠરતા નથી. પાછળ તેના તે મનુષ્યો દોષોનું જોર ઓછું થતાં કર્મરાજાની સાથે યુદ્ધ કરવાના. કર્મરાજાની સાથે લડતાં જે હારે તેની તો ઉલટી જાપાનીઝ સ્ત્રીઓની પેઠે સારવાર કરવી જોઇએ-તેમને મદદ કરવી જોઇએ. પણ 'પડયા ઉપર પાટુ'ની પેઠે તેમની નિંદા કર-વાથી તમો કંઈ પણ ફાયદો પ્રાપ્ત કરી શકશો નહિ.

દાખલા તરીકે—સમજો કે કોઈ મનુષ્યે દારૂ પીવાની પ્રતિજ્ઞા કરી કે હું હવે દારૂપાન નહિ કરૂં. કેટલાક વખત સુધી દારૂપાન તેણે કર્યુ નહિ. કોઇ વખત મોહનું જોર વિશેષ થવાથી તેણે દારૂપાન કરનારાઓ કહેવા લાગ્યા કે અરે તેં પચ્ચખાણ ભાંગ્યાં માટે તું મોટો પાપી બન્યો. બંધુઓ ! વિચારો કે, પોતે તો દારૂથી જરા માત્ર હઠયા નથી. દારૂપાન ખુબ કરે છે. પેલા

પુરૂષે પ્રતિજ્ઞા ભાગી તેથી ઉલટો દારૂ પીનારા જે સર્વ હતા તેથી પણ વધારે ખરાબ થઇ ગયો દારૂ પીનારાઓએ તેને પોતાની જ્ઞાતિ બહાર કર્યો

આવી રીતે જ્યા દોષીનો ઉદ્ધાર કરવા કરતા તેનુ વિશેષત પુરૂ કરવુ એવી દોષદૃષ્ટિ હોય છે ત્યા જગતનું ભલુ શી રીતે થઇ શકે ? જે આત્મા, પોતે દોષદૃષ્ટિનો ત્યાગ કરે છે અને સદ્ગુણદૃષ્ટિ ધારણ કરે છે તે પોતે તરી શકે છે અને અન્યને પણ તારી શકે છે સદ્ગુણ દૃષ્ટિથી દેખનાર સ્વ અને પરજીવોની દયા પાળી શકે છે, સર્વથા તે સર્વ પાપનો નાશ કરી શકે છે સમ્યક્ત્વને પ્રાપ્ત કરી મોક્ષપદ મેળવી શકે છે સદ્ગુણ દૃષ્ટિથી દેખનાર સૂર્યની પેઠે જ્યા ત્યા પ્રકાશ કરી જગદુદ્ધારક બને છે જે જે મહાત્માઓ થઇ ગયા, થાય છે અને થશે તે સર્વ સદ્ગુણ દૃષ્ટિધારક સમજવા.

જ્યારે તમારામા સદ્ગુણ દૃષ્ટિની વૃત્તિ ખીલે ત્યારે તમારે જાણવુ કે, હવે હું આત્મ સમ્મુખ જઇ શકીશ અને પરમાત્મપદ પ્રાપ્ત કરી શકીશ કોઇ પણ પુરૂષ વા સ્ત્રીની વાત ચાલતા અમુકમા દુર્ગુણ છે એવી વાણી બોલશો નહિ ફક્ત તમને સદ્ગુણ જે જે દેખાય તે કહેશો સદ્ગુણ દૃષ્ટિને પ્રેમથી ઇચ્છજો હજારો સકટ આવતા છતા પણ સદ્ગુણ દૃષ્ટિ છોડશો નહિ તમારી નિંદા સાભળો વા તમારૂ કોઇ ખરાબ કરે, સકટમા આવી પડો તોપણ કોઇના અવગુણ દોષોને પ્રગટ કરશો નહીં ફક્ત તે સમયે એક પણ ગુણ હોય તે કહેશો-સ્મરશો પ્રથમ તો તમને ઠીક પડશે નહીં, અરૂચિ થશે, અન્યનું દૂષણ પ્રગટ કરવુ-લુચ્ચાના પ્રતિ લુચ્ચા થવુ એ ન્યાય ઠીક લાગશે પણ અતે સદ્ગુણ દૃષ્ટિને આગ્રહપૂર્વક સેવન કરશો તો માલૂમ પડશે કે જે કાઇ આનદ છે તે ખરેખર સદ્ગુણ દૃષ્ટિમાં છે આવી સદ્ગુણ દૃષ્ટિ સર્વ મનુષ્યો પ્રાપ્ત કરો

---

## ઉમસમાં વાંસદાના રાણાને આપેલો ઉપદેશ.

જે વિદ્વાનો જૈનોના શાસ્ત્ર વાચે છે તેઓને નિષ્પક્ષપાત દૃષ્ટિના યોગે માલુમ પડે છે કે જૈન ધર્મ સર્વ ધર્મ કરતા પ્રાચીન છે જૈન ધર્મ અનાદિકાળનો છે એમ તેના અભ્યાસકોને માલુમ પડ્યા વિના રહેશે નહિ સર્વ દુર્ગુણોનો નાશ કરી આત્માના સર્વ સદ્ગુણો પ્રગટાવવા તેજ જૈન ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે જૈન ધર્મ એમજ કહે છે કે હે ભવ્ય જીવો! સર્વ કર્મનો ક્ષય કરીને મુક્તિપદ પ્રાપ્ત કરો જૈન ધર્મમા કર્મનું જેવુ સૂક્ષ્મ સ્વરૂપ છે

તેવું કોઈ પણ અન્ય ધર્મમાં નથી. અષ્ટાદશ દોષરહિત દેવ, પંચ મહાવ્રત ધારી સુગુરૂ, અને દયા આદિ ગુણથી યુક્ત ધર્મ. આ ત્રણ તત્ત્વનું બહુ સૂક્ષ્મ સ્વરૂપ છે. જેમ જેમ એ ત્રણ તત્ત્વનો વિશેષ વિચાર કરવામાં આવે છે તેમ તેમ નવો નવો અનુભવ પ્રાપ્ત થતો જાય છે. જૈન દર્શનમાં દયાનું સ્વરૂપ જેવું બતાવ્યું છે તેવું અન્યત્ર દેખવામાં આવતું નથી. યજ્ઞ યાગાદિકમાં પશુઓનો વધ કરી ધર્મ માનરાઓને જૈન ધર્મ શીખામણ આપીને કહે છે કે યજ્ઞાદિકમાં પશુ હોમવાથી કોઇ પણ જાતનો ફાયદો થતો નથી. જો યજ્ઞમાં હોમેલાં પશુઓ સ્વર્ગે જતાં હોય તો તમારા પુત્રોને કેમ હોમતા નથી ? દયાના આચારો અને વિચારોમાં હાલના સમયમાં પણ જૈન અગ્રગણ્ય પદ ભોગવે છે. જૈન ધર્મ એમ કહે છે કે પરમાત્માઓ અનંત છે. જે જે જીવો કર્મનો નાશ કરે છે તે તે પરમાત્માઓ થાય છે. આત્મા તેજ પરમાત્મા થાય છે, પણ તે પરમાત્મા જગતનો બનાવનાર નથી. જગત્ બનાવવાનું ઇશ્વરને કંઇ પણ પ્રયોજન નથી. રાગ દ્વેષરહિત પરમાત્મા છે, તે જો જગત્ બનાવવાની ઉપાધિમાં પડે તો તેનું ઇશ્વરપણું ચાલ્યું જાય. જે જે આત્માઓ કર્મનો નાશ કરીને પરમાત્મા થાય છે તે મુક્તિમાં જાય છે, ત્યાંથી તે કોઇ વખત પાછા આવતા નથી. જેને કર્મ લાગ્યાં છે તેજ સંસારમાં પરિભ્રમણ કરે છે. કર્મરહિત થએલા પરમાત્મા સંસારમાં અવતરતા નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને વા સાધુ થઇને અનંત સુખમય એવું પરમાત્મપદ પ્રાપ્ત કરવાનું છે. ગૃહસ્થાશ્રમમાં રહેનારે બાર વ્રત અંગીકાર કરવાં જોઇએ, એમ જૈન ધર્મ જણાવે છે. ગૃહસ્થાશ્રમમાં રાજા, શેઠ અને વ્યાપારી વગેરેનો સમાવેશ થાય છે. રાજાએ પોતાની રૈયતનું પાલન કરવું જોઇએ, પ્રજાને ન્યાય આપવો જોઇએ, પોતાના પુત્ર સમાન પ્રજાને ગણવી જોઇએ, એમ જૈન ધર્મ જણાવે છે. રાજાએ હાજી હા કરનારા સ્વાર્થી મંત્રીઓને ન રાખવા જોઇએ, સ્વાર્થી અને મંત્રી કારભારીઓ રાજાઓ તથા રૈયતનું ભલું કરી શકતા નથી. જે અન્યનું ભલું કરી શકતો નથી તે પોતાનું પણ શી રીતે ભલું કરી શકે ? પ્રધાનોએ રાજાઓને સત્ય માર્ગ બતાવવો જોઇએ. પ્રથમના સમયમાં રાજાઓ સાધુઓનો ધર્મોપદેશ સાંભળતા હતા તેથી ધર્મમાં કુશળ થતા હતા. રાજા ધર્મી હોવાથી પ્રજા ઉપર પણ સારી છાપ પડતી હતી. સાધુઓ કંચન અને સ્ત્રીના ત્યાગી હોવાથી તેમજ સાંસારીક સ્વાર્થ નહિ હોવાથી રાજાઓને સત્ય શિક્ષા આપતા હતા તેની અસર પણ રાજાઓને સારી થતી હતી. હાલ તો રાજાઓની પાસે ઘણા ભાગે સજ્જન પુરૂષો હોતા નથી તેથી તેઓની મતિ સુધરતી નથી.

માસ અને દારૂપાન કરવાથી આત્મા પાપકર્મથી મલિન બને છે જૈનધર્મ ફરમાવે છે કે જે રાજાઓ માસભક્ષણ અને દારૂપાન કરતા નથી તેઓ પ્રજાને પણ સુધારી શકે છે દારૂપાનમા મસ્ત બની ગએલા ઠાકોરો, રાજાઓ પોતાની બુદ્ધિને સુધારી શકતા નથી જે જે જૈનધર્મી, સૂર્યવશી વા ચદ્રવશી વા ગમે તે વશના અપ્રતિરૂપ અને કુમારપાળ વગેરે રાજાઓ થઇ ગયા તેઓએ પોતાની બુદ્ધિ સુધારીને પ્રજાની ઉન્નતિ સારી રીતે કરેલી છે રાજા, ઠાકોર, શેઠ વા બાદશાહ ગમે તે હોય પણ જે પોતાના આચરણ ઉત્તમ રાખી શકતો નથી, તે કોઇ પણ રીતે જગતનું કલ્યાણ કરવા સમર્થ થતો નથી જે જે પુરૂષો આચાર વિચારથી ઉત્તમ રહે છે તેજ જગતમા અન્ય ઉપર સારી અસર કરી શકે છે હિંદુસ્તાના મનુષ્યો આર્ય ગણાય છે તેનું કારણ એ છે કે હિંદુસ્તાનમા શ્રીતીર્થંકરો અને મોટા મોટા મુનિવરો ઉત્પન થયા છે હાલ આર્ય દેશના મનુષ્યો આર્યના ગુણો છોડીને હિસા, દારૂપાન, નાસ્તિકતા વગેરે અનાર્યોના દોષોને અગીકાર કરે છે ત્યારે હવે આ આર્યોને અનાર્ય કેમ ન કહી શકાય ? પાશ્ચિમાત્ય યુરોપ વગેરે દેશના રહેવાશીઓ માસાહાર અને દારૂપાનનો ત્યાગ કરવા લાગ્યા છે ત્યારે આર્યો ઉલટા અનાર્ય થતા જાય છે પરદેશીઓમા જે જે સુમ્પ, પ્રેમ, ભ્રાતૃભાવ, ઉદ્યમ વગેરે ગુણો છે તેનું ગ્રહણ કરવુ જોઇએ પણ તેના ગુણોનું અનુકરણ ન કરતા તેમના જેવો વેશ પહેરવો, ખ્રીસ્તી થઇ જવુ, તેમના સર્વ આચરણ સારા છે એમ અધપણાથી માની પોતાના ધર્મના આચારો અને વિચારોને જે દેશવટો આપે છે તેઓ અનેકધા પાપકર્મ ગ્રહણ કરે છે

હિંદુસ્તાન ધર્મને માટે પ્રખ્યાત છે હિંદુસ્તાનમા જૈન ધર્મ દયાની લાગણીથી પૂર્વે અત્યત શાંતિ પાથરી હતી અને હાલ પણ પાથરે છે જૈન સાધુઓ ગામેગામ ફરીને કોઇ જીવોને મારવા નહિ એવો દયાનો ઉપદેશ આપે છે જે મનુષ્ય કીડી અને પશુ પખીઓને મારવા માટે તૈયાર થાય છે તે મનુષ્યોને પણ મારી નાખે તેમાં શુ આશ્ચર્ય ! જૈન ધર્મ પાળનારાઓમા આવી ઉત્તમ દશા હોવાને લીધે તેઓ દેશ પરદેશના મનુષ્યોમા પશુ પખી વગેરે પ્રાણી માત્રમા ભેદ રાખ્યા સિવાય દયાની લાગણીથી સર્વ જીવોનું ભલુ વાચ્છે છે જ્યારે આવી દયા હોય છે ત્યારે રાજવિરુદ્ધ પ્રજા કેમ ચાલી શકે ? રાજા અને પ્રજા એક બીજાનુ બુરૂ કેમ કરી શકે ? ખરેખર જૈન ધર્મ, જગતના સર્વ મનુષ્યો માટે છે જૈન ધર્મમા ન્યાત જાતનો ભેદ નથી નીતિના સર્વ ગુણોનો સમાવેશ જૈન ધર્મમા થાય છે હિંદુ ધર્મમા પણ તુલસીદાસ વગેરે ભક્તો દયાને માટે ઉચ્ચ વિચારો ધરાવે છે અને કહે છે કે—

પુસ્તક વાંચી સદ્ગુણોને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનો અને દુર્ગુણોનો નાશ કરવા પ્રયત્ન કરશે તો ખરૂં ક્ષત્રિયપણું પ્રકટ થશે-વીરપણું પ્રકટ થશે. ખરેખર તેજ ધર્મ યોદ્ધા છે કે જેણે કર્મનો નાશ કર્યો.

## जीर्ण लेखना आधारे ऐतिहासिक विषय.

શ્રી વીરથી ૨૯૧ વર્ષે સંપ્રતિ રાજા થયો તેણે જિનપ્રાસાદ અનેક કરાવ્યાં.
શ્રી વીરથી ૪૫૩ વર્ષે ગર્દભ ભિલ્લ રાજાનો શિર છેદ કરનાર કાલિકાચાર્ય થયા.
શ્રી વીરથી ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય રાજા થયો. તે સમયમાં સિદ્ધસેન દિવાકર, કલ્યાણ મંદિર, સમ્મતિતર્ક વગેરેના કર્ત્તા થયા.

વિ. સં. ૧૦૮ પૌષધશાળાની સ્થાપના થઇ.
વિ. ૫૮૫ યાકિનીસૂનુ હરિભદ્રસૂરિયે ૧૪૪૪ ગ્રંથ બનાવ્યા.
વિ. સં. ૮૦૦ બપ્પભટ્ટ સૂરિનો જન્મ. ૮૫૦ સ્વર્ગ. તેમણે આમ રાજાને પ્રતિબોધ્યો.
વિ. ૧૦૧ શ્રીવજ્ર સ્વામી સહાયથી જાવડશાએ શત્રુંજયનો ઉદ્ધાર કર્યો.
વિ. ૧૪૩૯ નાણાવટી ગોઇંદે તારંગામાં અજિત બિંબ સ્થાપના કરી.
વિ. ૧૦૧૧ સત્યપુરમાં મહમદગીજની સુલતાનના ઉપસર્ગથી વીરપ્રભુ બિંબ ચલિત થયું.
વિ. ૧૦૮૮ વિમલવસહી સ્થાપન. પિત્તલમય બિંબ સ્થાપના.
વિ. ૧૨૭૩ લૂણિગવસહિક્ સુવટા બિંબ સ્થાપના.
વિ. ૮૦૨ વનરાજે પાટણની સ્થાપના સૂરિમંત્રથી શિલગુણી સૂરિ પાસે કરાવી.
વિ. ૧૧૮૬ શ્રીદેવસૂરિના વચનથી સિદ્ધરાજે આદિનાથ પ્રાસાદ ૭૫ આંગુલ પ્રમાણ પ્રતિમા સ્થાપના.
વિ. ૧૧૬૬ હેમચંદ્રનું સૂરિપદ. ૧૧૯૯ કુમારપાળ ગાદીએ બેઠા.
વિ. ૧૧૯૮ સિદ્ધરાજે સિદ્ધપુરમાં રૂદ્રમાલ કરાવ્યો.
વિ. ૧૧૯૯ ફલોધીમાં પ્રાસાદ બિંબની સ્થાપના. પાઠાંતરે બારસેંને ચાર વર્ષે.
વિ. ૧૨૯૮ વસ્તુપાળ સ્વર્ગગમન પશ્ચાત્ દશ વર્ષે તેજપાળ સ્વર્ગગમન.
વિ. સં. ૫૨૩ કાલિકાચાર્યે ચોથનું પર્યુષણાપર્વ કર્યું
વિ. ૧૧૫૯ પૂર્ણિમા પક્ષની સ્થાપના.
વિ. ૧૨૫૦ આગમ પક્ષની સ્થાપના.

વિ. ૧૧૬૯ આચવિયામતની ચાપાનેરમા સ્થાપના પાઠાતરે ૧૨૧૪
વિ ૧૨૨૬ સાર્દ્ધપૂર્ણિમા પક્ષની સ્થાપના
વિ ૧૧૦૯ ઝરાવલી તીર્થ સ્થાપના
વિ ૧૨૮૫ શ્રીતપાગચ્છની સ્થાપના થઇ-જગચ્ચદ્ર સુરિને તપા એવુ બિરુદ મળ્યુ
શ્રીવીરથી ૬૦૮ વર્ષે દિગબર મતની ઉત્પત્તિ થઇ
વિ ૧૦૨૮ ભોજ રાજાના સમયમા ધનપાલ થયો
વિ ૧૦૮૦ શ્રી જાવાલીઆમા શ્રી બુદ્ધિસાગર સૂરિએ બુદ્ધિસાગર વ્યાકરણ બનાવ્યુ
વિ ૧૩૭૭ મા ગુજરાતમા દુકાળ પડ્યો બીમાશાહે દાન દીધુ
વિ ૧૩૩૨ દેવપુર પેથડ અને તેના પુત્રે ઝાઝણે શત્રુજય અને ગિરનારમા એકધ્વજાનુ આરોપણ કર્યુ
વિ ૧૧૮૪ સિદ્ધરાજના પ્રધાન સજ્જને પાચ કરોડ બટોતેર લાખ દ્રવ્યથી શ્રી ગિરનાર ઉપર પ્રાસાદ કરાવ્યો
વિ ૧૩૫૬ કર્ણદેવના પ્રધાન માધવે ગુર્જર દેશમા બાદશાહની સેનાનો પ્રવેશ કરાવ્યો-પાટણમા
સ ૧૪૮૮ અખાત્રીજ દિવસે રાણપુરમા દેરૂ થયુ
સ ૧૧૮૧ પોસ સુદી દશમે ફલોધી પાર્શ્વનાથ પ્રગટ્યા
વિ ૮૭૭ શ્રી વિજાપુર ગામ અજમેરના વિસલદેવે વસાવ્યુ
વિ ૧૩૨૭ વર્ષે માગવામા દેવેન્દ્ર સૂરિએ સ્વર્ગગમન કર્યુ
પ્રાય સવત ૧૩૦૦ ની સાલમા વિજાપુરમા વિદ્યાનદ સૂરિએ વિદ્યાનદ વ્યાકરણ બનાવ્યુ

શ્રીસિદ્ધરાજના સમયમા હેમચદ્રે સિદ્ધહેમ વ્યાકરણ બનાવ્યુ

સ ૧૪૮૮ શ્રી સોમસુંદર સૂરિ દેવલોક પામ્યા
સ ૧૪૭૮ વડનગરમા મુનિસુંદર સૂરિનું સૂરિપદ શા દેવરાજે ધામધુમથી કર્યુ તેમણે પોતાના ગુરુપર ૧૦૮ હાથનો વિજ્ઞપ્તિ પત્ર લખ્યો ૧૫૦૩ મા દેવલોક ગયા
સ ૧૫૦૮ જિનપ્રતિમા ઉત્થાપક લુપકમત નીકળ્યો
સ ૧૪૮૬ લક્ષ્મીસાગરને પડિત પદ કેટલાક પડિતપદને પન્યાસપદવી પણ કહે છે, કેટલાક પન્યાસ પદને પ્રજ્ઞાંગ પદવી પણ કહે છે, પન્યાસ પદવી ક્યારથી શરૂ થઇ તેની પૂર્ણ શોધ થવાની જ

૩૨ છે. પંડિત પદવીજ જો પન્યાસપદવી તરીકે ઠરતી હોય તો તે પન્નરમા સૈકાથી શરૂ થઇ છે એમ પટ્ટાવલીઓના આધારે કહી શકાય છે. તે પહેલાં જણાતી નથી.

સં. ૧૫૦૧ શ્રીહેમવિમલ સૂરિએ ક્રિયાનો ઉદ્ધાર કર્યો.

સં. ૧૫૬૨ વા ૬૬ ના લગભગ કડુઆમત નીકળ્યો. તેણે સાધુ ગુરૂની ઉથાપના કરી.

સં. ૧૫૭૦ ની સાલમાં લુંકામતમાંથી બીજો મત નીકળ્યો.

સં. ૧૫૭૨ ની સાલમાં નાગોરી તપામાંહિથી ઉપાધ્યાય પાર્શ્વચંદ્રે પાયચંદ મત કાઢ્યો.

સં. ૧૫૮૨ માં આણંદવિમળ સૂરિએ ક્રિયોદ્ધાર કર્યો. સૂરિ વડનગરમાં ગયા, ત્યાં અઠમના પારણે, નાગરણે રાખનો પિંડ વહેરાવ્યો તે વહોર્યો, અને પાણીમાં અડવાલી પી ગયા. પાછો અઠ્ઠમ કર્યો તેથી નાગર લોક વગેરે પણ તેમના પ્રભાવથી જૈન થયા. સં. ૧૫૯૬ ચૈત્ર સુદી ૭ સ્વર્ગગમન અમદાવાદમાં.

શ્રી વિજયદાન સૂરિના ઉપદેશથી ગંધારીયા શાહરામજી અને અમદાવાદ-વાસી સંઘવી કુંવરજી પ્રમુખે સિદ્ધાચળમાં ચોમુખ અષ્ટાપદાદિક દેહેરાં બનાવ્યાં

સં. ૧૬૧૦ માં સિરોહીમાં હીરવિજયજીને સૂરિપદ મળ્યું.

સં. ૧૬૪૯ શ્રી હીરવિજય સૂરિના કહેવાથી અમદાવાદમાં ધર્મસાગર ઉપાધ્યાયે પાંચ બોલનો મિચ્છામિ દુક્કડં દીધો.

સં. ૧૬૫૨ વર્ષે ગામ ઉનામાં ભાદરવા શુદી એકાદશીના દીવસે શ્રી હીર-વિજય સૂરિ સ્વર્ગે પધાર્યા. શ્રી હીરવિજય સૂરિના વખતમાં રાજસૂરગચ્છ નીકળ્યો.

૧૬૪૬ પોસ શુદી ૧૩ વાર શુક્ર શ્રી પાટણમાં શ્રીહીરવિજય સૂરિએ બાર બોલની પ્રરૂપણા કરી.

(૧) પરપક્ષીને કોઇએ આકરૂં વચન ન કહેવું. (૨) પરપક્ષીકૃત ધર્મ કાર્ય સર્વથા વખાણવા લાયક નથી એમ કોઇએ ન કહેવું. (૩) તપાગચ્છ નાયકને પુછ્યા વિના કોઇએ નવી પ્રરૂપણા કરવી નહીં. (૪) દિગંબરી ચૈત્ય, કેવલ શ્રાવક પ્રતિષ્ઠિત ચૈત્ય, દ્રવ્યલિંગીને દ્રવ્યે બનેલાં ચૈત્ય એ ત્રણ ચૈત્યવિના બીજા સઘળા ચૈત્ય વાંદવા—પૂજવા યોગ્ય જાણવા. એ વાતની શંકા ન કરવી. (૫) નવકારશી કરતાં સગાંના સંબંધે કદાચિત્ પરપક્ષીને જમાડતાં સાધર્મ્ય વાત્સલ્ય ફોક ન થાય. (૬) શાસ્ત્રોક્ત સાત નિન્હવ સર્વ વિસંવાદીને નિન્હવ, એક એ ટાળી બીજા કોઇને નિન્હવ ન કહેવા.

(૭) પરપક્ષી સાથે ચર્ચા ઉદીરણા ન કરવી પરપક્ષી કોઇ ઉદીરણા કરે તો શાસ્ત્રાધારે ઉત્તર દેવો પણ કલેશ વધે તેમ ન કરવુ (૮) શ્રી વિજયદાન સૂરિએ બહુ જન સમક્ષ વિસનગરમા ઉત્સૂત્ર કુદ્દાલ ગ્રથ અને તેમાનો અર્થ કોઈ અન્ય ગ્રથોમા આણ્યો હોય તે અપ્રમાણ જાણવો (૯) સ્વપક્ષી યોગ્યના અભાવે પરપક્ષી સાથે યાત્રા કરતા યાત્રા ફોક ન થાય (૧૦) પૂર્વાચાર્યના વખતમા પરપક્ષી કૃત સ્તોત્ર સ્તુતિયો વગેરે કહેવાતી હોય તેની કોઇએ નિવારણા કરવી નહીં

સ ૧૬૭૨ મા વિજયસેન સૂરિ સ્વર્ગે ગયા

શ્રી વિજયદેવ સૂરિના વખતમા અણસૂર ગચ્છ નીકળ્યો તેમના વખતમા રાજસાગરજીએ શાતિદાસ શેઠને માટે મ ત્રારાધના કરી અને તેના પ્રતાપથી શાતિદાસ શેઠ બાદશાહના માનવતા થયા શાતિદાસ શેઠે અમદાવાદમા વિજયદેવસૂરિનું ચોમાસુ કરાવ્યુ અને ચોમાસાને પારણે સૂરિજીને શાતિદાસ શેઠે વિનતિ કરી કે રાજસાગરને ઉપાધ્યાય પદવી આપો સૂરિએ નકારો કર્યો તેથી ઘણો વાદ થયો ત્યારે શાતિદાસે પોતાના હાથે વાસખેપ નાખીને રાજસાગરને આચાર્ય પદવી આપી ત્યારથી સાગરગચ્છ નીકળ્યો સવત્ ૧૬૮૦ લગભગમા શાતિદાસ શેઠે અમદાવાદમા સાગરગચ્છનો ઉપાશ્રય બનાવ્યો ખભાત, વડોદરા, સુરત, ડભોઈ, સાણદ, પાટણ વગેરે ઘણે ઠેકાણે સાગરગચ્છના ઉપાશ્રય જોવામા આવે છે

સ ૧૬૮૨ વિજયદેવ સૂરિએ પોતાની પાટે શ્રી વિજયસિંહ સૂરિને થાપ્યા સવેગી પટ્ટાવલીના આધારે તે વખતમા થનાર પન્યાસ સત્યવિજયજી મેદપાટ દેશના છે એમ નીકળે છે પણ યતિવર્ગની પટ્ટાવલીના આધારે તે ગધારના શાતિદાસ શ્રાવક હતા અને તેમણે દીક્ષા લીધી એમ જોવામા આવે છે શ્રી વિજયસિંહ સૂરિ ૧૭૦૯ મા કાળ ધર્મ પામ્યા શ્રી વિજયસિંહ સૂરિ અને વિજયપ્રભ સૂરિના વખતમા યશોવિજયજી તથા શ્રીવિનયવિજયજી વિદ્યમાન હતા યતિની પટ્ટાવલી જોતા શ્રી યશોવિજયજીએ કાથીયા કર્યા હતા પણ પાછળથી ત્યા ગયા હતા એમ જણાઇ આવે છે વિજયપ્રભ સૂરિને શ્રી સત્યવિજય ગણીએ ન વાદ્યા અને આમા પડી કાથીયા વસ્ત્ર ધારણ કર્યા એમ યતિની બૃહત્ પ ાવલીમા જોવામા આવે છે, પણ તે ઉપર સત્યવિજયજીનું નિર્વાણ જોતા નિશ્ચય રહેતો નથી સત્યવિજયજીના નિર્વાણમા યશોવિજયજી સબધી કઇ પણ પીતવસ્ત્ર કર્યા એમ જણાવ્યુ નથી

વિ ૧૭૨૦ ની સાલમા શ્રી સત્યવિજયજીના નિર્વાણ આધારે તેઓ શ્રીએ ક્રિયોદ્ધાર કર્યો એમ જણાય છે વિજયપ્રભ સૂરિ રાદેર ગામમા

આવ્યા. સંઘના આગ્રહથી યશોવિજય ગણીને કાથીયાં ઉતરાવી ઉપાધ્યાય પદવી આપી ગચ્છમાં લીધા. તેમજ વિનયવિજયજી સાગર ગચ્છમાં ગયા હતા. તેમને પણ ઉપાધ્યાય પદવી આપી ગચ્છમાં લીધા એમ યતિની પટ્ટાવલીમાં લખ્યું છે, પણ તે વિચારવા યોગ્ય છે. કોઇ પ્રમાણિક ગ્રંથોમાં હજી તે બાબતનું કંઈ જોવામા આવતું નથી. દસમત સ્તવનમાં **મેંતો મત કરી પડતોરે મુકયો** એવું વાકય આવે છે પણ આ બાબતનો હજી કોઈ રીતે નિર્ણય થાય તેવા પુરાવા મળતા નથી. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે પીતવસ્ત્ર ધારણ કર્યા હતાં કે કેમ તેનો કોઇ વિદ્વાન મુનિવર ખુલાસો કરશે અને સત્ય બ્હાર લાવશે તો અજવાળું પડશે આ સંબંધમાં ઘણી ચર્ચા થઇ શકે તેમ છે, પણ બન્ને તરફનું પૂર્ણ જોયા વિના મત આપી શકાય તેમ નથી.

વિજયપ્રભ સુરિના વખતમાં નયવિમળે પોતાનો મત સ્થાપવા સૂરિપદ પોતે ધરાવીને વિમલમત કાઢયો. આ વાત પણ યતિની પટ્ટાવલીમાં છે. ખરૂં શું છે તે હજી તપાસવું જોઇએ, કારણકે નયવિમળસૂરિ મહા વિદ્વાન્ હતા, તેમનું નિર્વાણ સંબંધીનું વર્ણન હાથમાં આવે તો સત્ય તારવી શકાય.

આ વૃદ્ધ પટ્ટાવલી ૧૮૮૧ ની સાલમાં લખાઇ છે, તે સમયના આચાર્યોની હકીકતો ઘણીખરી બહાર આવવાથી સત્ય જણાશે.

---

## જૈન ધર્મના સિદ્ધાન્તોનો અભ્યાસ તથા તેઓનું શ્રવણ.

શ્રી સર્વજ્ઞ મહાવીરસ્વામી કથિત ધર્મની આરાધના કરવાથી ભવ્યજીવો આત્માની પરમાત્મદશા પ્રાપ્ત કરે છે. જૈન ધર્મની આરાધના કરવા માટે શ્રી વીર પ્રભુના કહેલા સિદ્ધાંતોનું શ્રવણ કરવું જોઇએ. મનુષ્યો શ્રી વીર પ્રભુનાં તત્ત્વો સાંભળે તો તેમના હૃદયમાં એક જાતનો નવીન વિચાર પેદા થાય. કેટલાક જૈન શ્રાવકના કુળમાં ઉત્પન્ન થઇને પણ જૈન સિદ્ધાન્તોનું શ્રવણ કરતા નથી તેથી તેઓની આસ્તિકતા વધતી નથી. જે મનુષ્યો શ્રીવીર પ્રભુનાં કથિત તત્ત્વો સાંભળે છે તેઓ શ્રીવીર પ્રભુની સર્વજ્ઞતા તથા ઉત્તમતા સંબંધી પૂજ્ય અભિપ્રાય બાંધી શકે છે. જે લોકો તીર્થંકરોની નિન્દા કરે છે અને જૈન ધર્મ સંબધી શ્રદ્ધા રાખતા નથી તેઓ જો જૈન સિદ્ધાન્તોનું શ્રવણ કરે તો ખરેખર તેઓના હૃદયમાં સારી અસર થઈ શકે. જૈન ધર્મતત્ત્વોને બરાબર સમજવામાં આવે તો મનુષ્યોના હૃદયમાં

જ્ઞાનનો પ્રકાશ જાગ્રત થાય જૈન ધર્મ અપૂર્વ અને અનાદિ કાળથી ચાલતો આવેલો એવો ધર્મ છે અનેક તીર્થંકરો ભૂતકાળમા થયા અને થશે, તે સર્વ જૈન ધર્મનો ઉપદેશ આપે છે જેઓ જૈન ધર્મના તત્ત્વોનો ગુરૂગમ પૂર્વક અભ્યાસ કરે છે તેઓ જૈન ધર્મની ઉત્તમતા સબધી મુક્ત કંઠે આ ઘોષ કરે છે હાલમા જૈન સાધુઓમા વિદ્યાનો ફેલાવો થતો જાય છે ઘણા સાધુઓ સૂત્રો વાચી શ્રાવકોને સભળાવે છે પણ દિલગીરીની વાત છે કે લોકો સિદ્ધાંત શ્રવણનો બરાબર લાભ લેતા નથી જો સિદ્ધાતનું શ્રવણ કરવામા આવે તો મનુષ્યોનું જીવન ઉચ્ચ થયા વિના રહે નહીં

જ્યારે યુરોપ વગેરે દેશોમા જૈન ધર્મ તત્ત્વોનો તે તે દેશના પ્રોફેસરો અભ્યાસ કરે છે, અનેક પ્રકારની ચર્ચા ચલાવે છે ત્યારે આપણા જૈન બાધવો જૈન સિદ્ધાતોનુ બરાબર શ્રવણ પણ કરી શકતા નથી ગુરૂની પાસે જૈન સિદ્ધાન્તોનું શ્રવણ કરવાથી ગુરૂગમપૂર્વક જૈન તત્ત્વજ્ઞાન મળવાથી, આત્માની પરિણતિ સુધરે છે-મલીન વિચારોનો નાશ થાય છે અને જૈન ધર્મની શ્રદ્ધા પ્રતિદિન વૃદ્ધિ પામે છે

હાલના વખતમા પિસ્તાલીશ આગમો છે આગમો એ રત્નના ભડાર છે, તત્ત્વજ્ઞાનના ખજાના છે તેમાથી જેટના બને તેટલા આગમોનું શ્રવણ કરવા પ્રયત્ન કરવો જોઇએ આ દુષમ કાળમા જિનાગમનો આધાર છે સુવિહિત પૂર્વાચાર્યોના ગ્રથોનું પણ શ્રવણ કરવાથી શ્રુતજ્ઞાનની વૃદ્ધિ થાય છે જે લોકો નાટક વગેરેમા જઇ ફક્ત એક ઘડીના આનદની ખાતર નકામો વખત ગુમાવે છે અને જૈન ધર્મતત્ત્વોનું શ્રવણ કરવાને જોઇએ તેટલો સમય ગાળતા નથી તેઓએ સમજવુ જોઇએ કે, આ ભવમા અને પરભવમા જિનાગમનું શ્રવણ તેજ હિતકારી છે મારા આત્માનો ઉદ્ધાર તેથીજ થવાનો છે, એમ ખાસ લક્ષમા રાખવુ જોઇએ

સાધુ અને સાધ્વીઓએ જિનાજ્ઞા વિધિપૂર્વક સૂત્રોનું વાચન કરવુ જોઇએ અને શ્રાવકોએ જિનાજ્ઞા વિધિપૂર્વક શ્રવણ કરવુ જોઇએ સિદ્ધાન્તોના વાચનમા મન લાગવાથી મન બીજે ઠેકાણે પરિભ્રમણ કરતુ નથી સિદ્ધાન્તોનું વાચન કરતા આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો નાશ થાય છે અને ધર્મધ્યાનની વૃદ્ધિ થાય છે સાધુઓ અને સાધ્વીઓ જેમ જેમ સિદ્ધાન્તોના વાચનમા લીન બને છે તેમ તેમ નવુ નવુ શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરે છે, અને દુનિયાની ખટપટને ભૂલી જાય છે, તેમજ ચરિત્રમા પણ સ્થિર થાય છે, મનમા શુભ અધ્યવસાયની ધારા વૃદ્ધિ પામતી જાય છે, ચાર પ્રકારની વિકથાનો પણ નાશ થાય છે સાધુઓ અને સાધ્વીઓને સિદ્ધાન્ત વાચન શ્રવણનું

મોટું આલંબન છે. સિદ્ધાન્તના વાચનથી અનેક પ્રકારની શંકાઓનો નાશ થાય છે અને અન્ય લોકોને બોધ આપવામાં સુગમતા થાય છે. સિદ્ધાન્ત વાણી રૂપ ગંગા નદીમાં સ્નાન કરવાથી અનંત ભવની કર્મરૂપ મલિનતાનો નાશ થાય છે. પ્રથમના સમયમાં જૈન સિદ્ધાન્તોનું શ્રવણ વાચન સારી રીતે ચાલતું હતું તેથી તે વખતમાં જૈન ધર્મનો ફેલાવો સારી રીતે થયો હતો. હાલમાં સુભાગ્યે પુસ્તકો છપાઇને ઘણાં બહાર પડે છે પણ જોઇએ તે પ્રમાણમાં વાંચન શ્રવણ થતું નથી. બાળજીવોને રૂચિ થાય એવાં કથાનાં પુસ્તકો પણ ઘણાં છપાઇને બહાર પડયાં છે, અને હજી ઘણાં બહાર પડતાં જાય છે. સુજ્ઞ જૈનોએ પુસ્તકોને રખડતાં મૂકી તેઓની કોઇ પણ રીતે આશાતના કરવી નહીં. કારણ કે પુસ્તકોની આશાતના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

જૈનાગમોનું રહસ્ય જાણ્યાવિના ખરા જૈન થવાતું નથી. જે ખરા જૈનો છે તે જૈનાગમોનું પ્રભુની પેઠે માન કરે છે. જૈનાગમો ઉપર પરમ પ્રેમ-ભક્તિ ઉત્પન્ન થયા વિના હૃદયમાં જ્ઞાનનો ખરો પ્રકાશ પડી શકતો નથી. જૈનાગમોનું શ્રવણ કરનારા ભવ્ય જીવોને ધન્યવાદ ઘટે છે. અનંત ભવપરિ-ભ્રમણ કરતાં કોઈ વખત જિનવાણી શ્રવણનો લાભ પ્રાપ્ત થાય છે. જૈના-ગમોને સાંભળતાં ધર્મની શ્રદ્ધા થાય છે અને જૈન ધર્મની શ્રદ્ધા થયા બાદ ચારિત્રની પ્રાપ્ત થાય છે.

જૈનાગમોમાં સર્વ પ્રકારનું જ્ઞાન છે. જેને જેટલી બુદ્ધિ હોય છે તે પ્રમાણે તે ગ્રહણ કરી શકે છે. ગુરૂગમનપૂર્વક પુસ્તકો સાંભળવાથી ઘણા ફાયદાઓ થાય છે. સૂત્રો પર લખાયલી ટીકાઓ, ચૂર્ણિ વગેરેના આધારે મૂળ સૂત્રોના આશય સારી રીતે સમજાય છે પૂર્વાચાર્યોના ગ્રન્થોના અનુસારે મૂળ સૂત્રનો અર્થ બરાબર સમજી શકાય છે.

ગુરૂઓ શિષ્યોને યોગ્યતાના અનુસારે સૂત્રોનું જ્ઞાન આપે છે. આ સબંધમાં ઘણું ગુપ્ત રહસ્ય છે. અમુક અવસ્થા થતાં શિષ્યોની બુદ્ધિનો વિકાશ થતાં અમુક સૂત્ર શિખવવામાં આવે છે, તેનો જો અનુભવ કરવામાં આવે તો સત્ય ભાસ્યા વિના રહે નહિ. જ્ઞાનપૂર્વક યોગાદિની ક્રિયા કરવાથી બહુ ફાયદો થાય છે. સૂત્રોને શુદ્ધ કરી સારા કાગળો ઉપર લખાવવામાં વા યોગ્ય લાગે તે છપાવવામાં આવે તો ભવિષ્યના મનુષ્યોને ઘણો લાભ મળી શકે અને સૂત્રોનું સંરક્ષણ પણ થાય.

હાલમાં જ્ઞાનનો જમાનો વધતો જાય છે તેથી જૈન પુસ્તકોની મહત્તા અંકાવાનો વખત નજીક આવી લાગ્યો છે. પરદેશી પ્રજાનું લક્ષ પણ જૈન

પુસ્તકો પર લાગ્યુ છે, અનેક વિદ્વાનો જૈન ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા છે અને જૈન ધર્મની પ્રાચીનતા સ્વીકારવા લાગ્યા છે બૌદ્ધ ધર્મથી જૈન ધર્મ જુદો છે એમ હવે નક્કી થયું છે

જૈન ધર્મ સબધી અન્ય ધર્મના લેખકોએ જે જે ભૂલો કરી છે તેનો ઉતારો આપવાનો હવે વખત આવી લાગ્યો છે જૈન વિદ્વાનો પણ હવે સામા ઉત્તરો આપી જૈન ધર્મની સેવા બજાવવા તૈયાર થયા છે જૈન સિદ્ધાન્તોનું જેમ જેમ શ્રવણ-વાચન કરનારાઓને ઉત્તેજન આપવામાં આવશે તેમ તેમ જૈન સિદ્ધાન્તોનો ફેલાવો વધતો જશે

ધનાઢ્ય શ્રાવકોએ જ્ઞાનરૂપ ચક્ષુ ઉઘાડવા માટે પોતાના ધનનો સદુપયોગ કરવો જોઇએ જેઓ સાધુઓ તથા સાધ્વીઓને જૈન સિદ્ધાન્તો ભણવા ગણવામા સહાય કરે છે તેઓ અનન્તગણું ફળ પ્રાપ્ત કરે છે જૈન સિદ્ધાન્તોનો ફેલાવો કરનાર સાધુઓ છે, માટે સાધુઓને સહાય આપવાથી સર્વ પ્રકારે જૈન ધર્મની ઉન્નતિ થાય છે સાધુઓ અને સાધ્વીઓએ અવશ્ય જૈન સિદ્ધાન્તોનું વાચન કરવુ અને પ્રમાદ દશા ટાળી જૈન ધર્મનો ઉદ્ધાર કરવા કટીબદ્ધ થવુ કે જેથી અન્તે અનંત સુખમય પરમાત્મપદ પ્રાપ્ત કરી શકાય

## दीलनु दर्द टाळी शकाय छे.

કોઈનું માથુ દુખે છે તો તેનો નાશ ઔષધથી થાય છે તેમજ કોઇના પેટમા દુખે છે તો તેનો પણ ઉપાય છે આખના રોગો ટાળવાને માટે ઘણા દાક્તરો અનેક ઉપાયો કરી વિજય પામ્યા છે અને પામે છે તેમજ પામશે જગતમા જેટલા રોગો છે તેટલાને નાશ કરવાના ઉપાયો શોધાય છે અને તેમા ઘણે અશે વિજય મળે છે ત્રિદોષજ્વર, સન્નિપાત (પ્લેગ)નો રોગ હિંદુસ્થાનમા શ્રી મુનિ સુંદરસૂરિ મહારાજના વખતમા પન્નરમા સૈકામાં હતો તેના પણ પૂર્વે તથા હાલ ઔષધો, મત્રો વગેરે ઉપાયો શોધાય છે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે દરેક રોગના ઔષધો તથા તેને નાશ કરવાના ઉપાયો જગતમા ઘણા હોય છે, પણ જ્ઞાનચક્ષુ ખીલ્યા વિના તે જણાતા નથી જે જે મનુષ્યો જે જે કાર્યોને માટે ઉદ્યમ કરે છે તે તે કાયાના ઉપાયોને તે શોધી કહાડે છે બાહ્ય શરીરના રોગોને નિવારવા માટે જેમ ઔષધો છે તેમ મનમા થતા રાગ, દ્વેષ, ઈર્ષ્યા, અને ચિન્તા આદિ રોગોનો નાશ કરનાર પણ ઔષધો છે બાહ્ય શરીર નિરોગી અને મજ

ખુત હોય છે તોપણ તેવો મનુષ્ય મનના રોગથી પીડાય છે અને ટાંટીયા ઘસે છે. હાય, હાય કરતો જ્યાં ત્યાં ભટક્યા કરે છે તેવા મનુષ્યને પુછીએ કે કેમ સુખી છો કે ? ત્યારે તે કહેશે કે ભાઇ સુખ નથી. અરે હું તો બળું છું. કોઇ લક્ષાધિપતિ શેઠીયાને પુછો કે કેમ હાલ તમને આનંદ વર્તે છે ? ત્યારે કહેશે કે ભાઇ આનંદનાં સ્વપ્ન પણ આવતાં નથી. મારા ઘેર પુત્ર નથી, અરેરે મારી લક્ષ્મી કોણ ખાશે ? અન્ય સગાંઓ મારી લક્ષ્મીના વારસ બને તે હું ઇચ્છતો નથી. અરે ! હવે શું કરૂં ? ક્યાં જાઉં ? ઘણાં ઔષધો તથા ઘણા મંત્ર કર્યા પણ હજી કંઇ થયું નથી. ઘરમાં સ્ત્રી હાયવરાળ કરે છે, સુખે ખાતી પણ નથી. ક્યાં જાઉં, કોને કહું ? અરેરે ! હવે શું થશે. આ પ્રમાણે બાહ્યથી નિરોગી છતાં દુઃખની અગ્નિને શબ્દધૂમાડાથી જણાવે છે. ફલાણા ગાડીમાં બેસનારા શેઠિયા કે જેની ઉમર વીશ વર્ષની લગભગ છે, જેના શરીરે ગૌરતા વ્યાપી રહે છે, ઘોડાઓને મારી ગાડીને ધમધમ દોડાવે છે, પત્થરને પાટુ મારે તો પત્થરને તોડી નાખે તેવી તેની શક્તિ છે, લાખો રૂપૈયાનું ધન છે, હજારો સેવકો આજીજી કરે છે, આંખે ચશ્માં ઘાલી દેખતાં છતાં પણ ભભકામાં અંજાવા ઠાઠ સજે છે, તેને પુછીએ કે કેમ ભાઇ ! ખાવાનું તો સારી રીતે મળે છે ને ? ત્યારે કહેશે કે એમાં શું પુછવું ! ખુબ પાન ચાવો છો, ત્યારે કહેશે કે અમારે શી ખોટ છે ? પણ તેનાં મનનાં દુઃખો તપાસીએ તો માલુમ પડશે કે તેને મહાન્ ઇલ્કાબની ઇચ્છાઓએ ઘેર્યો હોય છે. સરકારમાં સી. આઇ. ઇ., રાવ., સર, નાઇટ, આદિની પદવીઓ મેળવવા સરકારને હજારો રૂપૈયાની સખાવત કરવી કે કેમ તેના વિચારમાં પડ્યો છે. મ્હારી જ્ઞાતિ મને કેવો કહેશે ? તેની ચિંતામાં ખુબ નિમગ્ન થાય છે; મુખ્ય અમલદારોની કેવી રીતે પ્રસન્નતા મેળવવી તેના સંબંધી અનેક ચિન્તાઓ કરે છે. હજારો રૂપૈયાની લક્ષ્મીના ભોગે પદવીનાં પુચ્છો હવે મળશે કે કેમ તેનો વિશ્વાસ નહીં આવવાથી લક્ષ્મી ઓછી થવાની ચિન્તા કરે છે. શી રીતે માનની ભિક્ષા માગુ તેની રીત શિખીને તે મોટાઓનું મન મેળવવા અનેક પ્રકારની આજીજી કરે છે. પદવીની ભિક્ષા મળતાં પોતાના મનમાં ફુલાય છે. જ્ઞાતિ, કોમ અને ધર્મીઓના ભલા માટે ઉપર ઉપરથી આપ્યું ન આપ્યું જેવું કહી છબરડો વાળે છે. જ્યાં ત્યાં માનની ઇચ્છાઓ માટે દોડે છે, પદવી વગેરેની ઇચ્છાઓમાં વિઘ્ન આવે છે તો ખાનગીમાં ઢોલીઆમાં પડીને અનેક ચિન્તાઓ કરે છે. ઉંઘવા મહેનત કરે છે તો પુરી ઉંઘ પણ આવતી નથી. તેથી તેની તબીયત બગડવાથી ડાક્તરોનાં ખીસ્સાં તર થાય છે. આ બધાનું કારણ મનમાં થતી ફોગટ

ચિન્તાઓજ જણાય છે અમુક શેઠને પુછીએ કે કેમ શેઠ ! ખુશીમા છોને ? ત્યારે કહેશે કે ખુશી ક્યાથી લાવીએ। શેઠને મનમા રોગ થવાથી ખુશી જણાતા નથી તેના મનનો રોગ તપાસતા માલુમ પડે છે કે તેને બધાની લક્ષ્મીને પડાવીને પોતાને હોઇયા કરવાનો વિચાર થયો છે બીજાઓના ભાગ કેવી રીતે પોતાને લેઈ લેવા તેની બાબતમા ધવલશેઠની માફક અનેક જાતની ચિન્તાઓને કરે છે ભાઇઓને કેવી રીતે સમજાવી પોતાની નેમ પુરી પાડવી તેના વિચારમા તે રાત્રી દીવસ ઉંઘતો પણ નથી, અનેક તર્કટો ઉભા કરવાના વિચારોમા પગ ઘસતા છતા પણ નિન્દ્રાદેવી આવતી નથી, પોતાના કાર્યમા વિઘ્નો આવતા તે કપાળે હાથ દેઇ ગરીબ જેવો બની અનેક જાતનો શોક કરે છે આવી તેના મનના રોગની સ્થિતિમા તેને સુખનુ સ્વપ્ન પણ ક્યાથી આવી શકે ? ઘરમા વાજું વગાડી ગાયનોને લવ કારતા યુવાનને પુછીએ કે કેમ મહેરબાન તમે બહુ સુખી દેખાઓ છો ? ત્યારે તે કહેશે કે યાર અમે તો બહુ સુખશબ્દ માત્ર સાભળીએ છીએ તેના હૃદયના રોગને તપાસતા માલુમ પડશે કે તે અનેક પ્રકારના ધધા ઓને શોધવા રાત્રી દીવસ અનેક જણાઓની સાથે વાતોના ગપાટા માર્યા કરે છે આગળ પાછળના સયોગોનો વિચાર કરી ગરીબ જેવુ મુખ કરી દે છે ઘડીમા જાણે બધુ પ્રાપ્ત થયુ હોય તેવો મુખનો ચ્હેરો કરે છે, ઘડીમા હાય કરી નિસાસા નાખે છે, ઘડીમા અનેક મનુષ્યોને અન્ય બ્હાને પોતાના સ્વાર્થની વાત પુછે છે ઘડીમા જાણે તેના મનમા કાઇ હોયજ નહીં એવો સ્વજનો આગળ દેખાવ કર્યા કરે છે, પણ એકાતમા બેસતા પાછા તેના તેજ ચિંતાના વિચારો તેને ઘેરી લે છે કલાકો ને કલાકો તેમા પસાર કરે છે કોઇ શિખામણ આપે કે તું ઘણી ચિંતા કરીશ તો ગાડો થઇ જઇશ ત્યારે કહે છે કે અમને ચિંતા શુ કરનાર છે પણ હૃદયમા જાણે છે કે હું જે કરૂં છુ તેની અન્યોને ખબર પડે છે ત્યારે વળી વિચારે છે કે મારી વાત મેં અમુક મનુષ્યોની આગળ કહી હતી અને આ પુરૂષે શી રીતે જાણી તે વખતે પોતાના સબધીઓનો વ્હેમ કરશે વળી તેમાથી અન્ય ચિંતાઓ પ્રગટવાની એમ તે ચિંતાઓના વિચારોને રાત્રી દીવસ કર્યા કરે છે અને અતે શરીરમા પણ રોગો પ્રગટાવે છે આ સર્વેનું કારણ મનમા થતી અનેક આશાઓ છે, અને તેજ ર્દ છે અમુક શેઠને પુછીએ કે કેમ શેઠ ! આનદ છેને ? ત્યારે શેઠ કહેશે કે ભાઇ આનદના કોઇ ઠેકાણે ઝાડ નથી કે જેથી આનન્દ પ્રાપ્ત કરી શકીએ તે શેઠના મનના રોગો તપાસતા માલુમ પડે છે કે, તેનો એકનો એક પુત્ર છે અને તે મૂર્ખ છે, અનેક પ્રકારના

વ્યસનોમાં સપડાયો છે, વેશ્યાઓનાં ઘર ભરે છે, ઘરના ખૂણા ખાલી કરે છે, દારૂના ખાટલા ચડાવે છે, બૈરીને મારે છે, સટ્ટાઓ કરી લક્ષ્મીનો નાશ કરે છે, પોતાનું કહ્યું તે પુત્ર માનતો નથી, પિતાની શિખામણને વિષ જેવી ગણે છે, પોતાના સામું બોલે છે, કાંણી ઘોડી ને કરડકણીની પેઠે વૃત્તિ ધારણ કરે છે. સાધુઓ પાસે જવાનો ઉપદેશ આપતાં પિતાને ધિક્કારે છે. આથી પિતાના મનમાં શરીરે નિરોગી છતાં અનેક પ્રકારની ચિન્તાઓ ઉઠે છે. એક પ્રકારનો શોક શમતાં અન્ય શોક મનમાં દાખલ થાય છે. આથી પિતાનું મુખ રાંક જેવું દેખાય છે. અનેક પ્રકારના શોકથી તે હૃદયમાં ને હૃદયમાં બળે છે. મનમાં વિચારે છે કે પુત્રજ ન થયો હોત તો સારૂં. વળી પરમેશ્વર પાસે અજ્ઞાનપણાથી માગણી કરે છે કે હે પરમેશ્વર! મ્હને કોઇ વખત પુત્ર આપીશ નહીં. શેઠની આવી દુઃખની સ્થિતિનું કારણ તપાસીએ તો તેમના મનમાં થતા શોકનુંજ નામ આપવું પડશે.

ખુરશીપર લમણે હાથ દેઇ બેસનાર પેલા જુવાનીઆને પુછીએ કે કેમ ભાઇ! આનંદમાં છોને? ત્યારે તે ઉપરથી લોકોને આનંદ બતાવવા કહેશે કે અમારે સદા આનન્દ છે. પણ તેના હૃદયમાં ઉતરી તપાસ કરીએ છીએ તો અનેક પ્રકારની વાસનાઓથી તેનું ચિત્ત જલવિહીન માછલાની પેઠે દુઃખથી ટળવળે છે, અમુક સ્ત્રીની સુંદરતાથી તેને મેળવવાના અનેક પ્રકારના ઉપાયોને મનમાં ગોઠવે છે, તે સ્ત્રીનો સંબંધ થવા માટે રાત્રી અને દિવસ અનેક પ્રકારની ઝંખનાઓ કરે છે, કોઇ પણ બાબતમાં તેનું ચિત્ત લાગતું નથી, અપકીર્તિનો ભય લાગે છે, મરણનો ભય લાગે છે તોપણ તે ખાનગીમાં કાગળો મંગાવે છે અને પાછા લખે છે. ઉપરથી કોઇ પણ ન જાણે તેવો ડોળ કરે છે, કદાપિ કોઈ જાણે એવો વહેમ લાગે છે તો તેને પણ ફસાવવા પ્રયત્ન કરે છે, પોતાની લક્ષ્મીનો ખાનગીમાં વ્યય કરે છે. ઉપરથી એવો ડોળ કરે છે કે જાણે તે બાબતમાં કંઇ પણ જાણતો નથી. મનમાં વારંવાર કામના વિચારોથી બળ્યા કરે છે. આવી તેની સ્થિતિને દેખતાં તેના રોગ માટે ઉત્તમ પુરૂષોને દયા ઉપજે છે. રાજ્ય, લક્ષ્મી, સત્તા, વૈભવ, નોકરી, પદવી, મોટાઇ, કીર્તિ, આહાર, વિહાર અને વિષય સુખો વગેરે બાબતોની ચિન્તાઓ રૂપ ચિતાઓ રાત્રીદીવસ જે મનુષ્યોના મનમાં સળગ્યા કરે છે તેને ક્યાંથી સુખ હોય; અલબત ન હોય. મનમાં થતી ચિન્તા અને શોકની અસર શરીરપર પણ થયા વિના રહેતી નથી.

મનુષ્યોના મનમાં ભય નામનો રોગ હોય છે તેથી મનુષ્યે નિરોગી છતાં પણ સુખથી પરાઙ્મુખ રહે છે. રાજ્યભય, દેશભય, કીર્તિભય, અપકી-

તિભય, દેવભય, અકસ્માતભય, રોગભય, અને મરણભય આદિ અનેક પ્રકારના ભયથી મનમા અનેક પ્રકારની ચિન્તાઓ પ્રગટે છે રાજ્યથી વિરૂદ્ધ એઇ જાતનું કાર્ય કરનારાઓને સરકાર તરફથી પકડાવવાનો અને સજા પામવાનો ઘણો ભય રહે છે રાજ્યવિરૂદ્ધ કાર્ય છુપાવવાને અનેક પ્રકારના પ્રપચો ગોઠવવાની ફ્રુજતા હૃદયે ચિન્તાઓ કરવી પડે છે તે ચિન્તાઓનો હૃદયમા એવો તો સજ્જડ અસર પડે છે કે તેથી ઉંઘમા પણ ભયના સ્વપ્નો આવે છે ઉંઘમા પણ જરામાત્ર નિરાત વળતી નથી અમુક પ્રકારની ઝાતિવાળા અમલદારને પુછો કે તમે આનદમા છો? જો કે તેના મનમા આનદ ન હોય તોપણુ તે આનદમા છે એવુ જણાવવા ડોકુ ધુણાવે છે અને હાસ્ય વદનની પ્રતિનકલ કરે છે પણ જો તેના હૃદયની તપાસ કરવામા આવે છે તો તેણે લોકો પાસેથી જે લાચો લીધી હોય છે તેથી તે બહાર પડશે તો ખરાબ થવાનો ભય રાખે છે લાચો તેના પ્રતિપક્ષીઓ ન પકડી પાડે તે માટે અનેક પ્રકારની કુયુક્તિઓ કેળવે છે દુખદ પ્રસગે સામાન્ય નોકરની દાઢીમા હાથ ઘાલતો માનુમ પડે છે આ શુ મનનો રોગ નથી? અનમત તે મનનો રોગ છે પોતાની સર્વત્ર કીર્તિ પ્રસરેલી છે, એવા એક આબરૂદાર પુરૂષને પોતાની કીર્તિનો નાશ થાય તેવા પ્રસગે મનમા અત્યત કીર્તિભય ઉત્પન્ન થાય છે, તેની ઉપરની પ્રસન્નતા વેશ્યાના સન્માન જેવી દેખાય છે કોઇ મુનિરાજ જગતમા બ્રહ્મચર્યથી પ્રસિદ્ધ છે તેના ઉપર તેના પ્રતિપક્ષી મનુષ્યો ભ્રષ્ટપણાનો જ્યારે આરોપ મૂકે છે ત્યારે તેઓ પોતાનુ બ્રહ્મચર્ય લોકોને અખડિત જણાવવા કીર્તિભયના લીધે સાક્ષીઓ બતાવે છે, લોકોની આગળ પોતાનું ખરૂ સ્વરૂપ જણાવવા અનેક પ્રકારના પુરાવા હાજર કરે છે, અનેક પ્રકારની ચિન્તા કરે છે, બરાબર ઉંઘ પણ લઇ શકતા નથી, શરીરે પણ દુર્બલ પડી જાય છે જેમ જેમ જગતની આગળ પોતાના બ્રહ્મચર્યની વાત જણાવે છે તેમ તેમ જગત્ પણ મુનિની આવી પ્રવૃત્તિના લીધે શકામા પડે છે અને પોતાનો હેતુ બરાબર પાર પડેલો ન જોઇ અત્યત શોકાતુર બને છે વિચારો કે નિર્દોષી એવા મુનિવરને પણ મનમા કીર્તિના ભયનો કેવો રોગ લાગુ પડી તેમના જીવની ખરાબ દશા કરે છે રાજા, શેઠ, અને સાધુ વગેરે પોતાની અપકીર્તિના ભયથી રાત્રી અને દિવસ મનમા બળ્યા કરે છે, તે ઠેઠ મૃત્યુપર્યંતની અવસ્થાને પામે છે બધુઓ! વિચારો કે મનમાં ઉત્પન્ન થતા અપકીર્તિભયરોગથી કેવા કેવા પ્રકારના દુખ થાય છે અહો! આ જગતમા શરીરના રોગો કરતા મનના રોગોની કેટલી બધી પ્રબળતા છે! અહો દેવતાનો ભય પણ મનુષ્યોના મનમા અનેક પ્રકારની ફ્રુજરીઓને

ઉત્પન્ન કરે છે. કેટલાક મનુષ્યો ભૂત, પ્રેત, પિશાચ, ચૂડેલ, અને જન વગેરેના ભયથી રાત્રીમાં કંપી ઉઠે છે, કેટલાક તો રાત્રીમાં ભયના ઠેકાણેથી પસાર થતાં ભયના લીધે ઉચ્ચાસ્વરે કંઈ ગાયન લલકારતા, પગ પછાડતા અને ધોકા પછાડતા માલુમ પડે છે. કદાપિ તેમ છતાં દેવ ભયથી બીએ છે અને તેના મનમાં થતી ભયની અસરથી તાવ વગેરે રોગના ભોગ થઇ પડે છે. આવા અનેક પ્રકારના દેવ ભયથી મનુષ્યોના મનમાં ચિન્તા, શોક આદિ રોગોનો પ્રવેશ થતાં ઝાંઝવાના જળની પેઠે સુખની પણ આશા બંધાય છે. અર્થાત્ તેવા મનના રોગીઓ સુખથી દૂરને દૂર રહે છે. મનુષ્યોના મનમાં અકસ્માત્ વિજળી વગેરેનો ભયરોગ રહેલો છે, જેથી તેની છાતી અનાદિ કાળની ભય સંજ્ઞાને લીધે ધડકે છે તેથી ને બાહ્યથી નિરોગી છતાં અન્તરમાં રોગી રહે છે. મનુષ્યોના મનમાં અનેક પ્રકારના રોગનો ભય ઉત્પન્ન થાય છે, પ્લેગ આદિ રોગો નજીકના પ્રદેશોમાં સાંભળતાં મનમાં ભય નામના રોગથી કંપારી છૂટે છે અને મનમાં તત્સંબંધી અનેક પ્રકારની ચિન્તાઓ ઉત્પન્ન થતાં ચિત્તની સ્થિરતા રહેતી નથી અને તેથી આનન્દના પ્રદેશથી દૂર રહેવાય છે. આ પ્રમાણે મનમાં રોગ થતાં મનની ખરાબ દશા થાય છે, તેમજ મનુષ્યોના મનમાં અમુક વખતે મરણ થશે એવા મૃત્યુ-ભયથી શરીરમાં કંપારી છૂટે છે. અરે! શું થશે? ક્યાં જઇશ? વગેરે શોકની લાગણીઓ ચારે તરફથી ઘેરી લે છે, તેનું મન ઠેકાણે રહેતું નથી, મૃત્યુ-ભયથી થરથર કંપે છે, મૃત્યુના સમાન કોઇ ભય નથી. આ પ્રમાણે મનમાં ઉત્પન્ન થતા ભય રોગના દર્દથી આત્મિક તેમજ પૌદ્‌ગલિક એ બે પ્રકારમાંનું કોઇ સુખ અનુભવાતું નથી અને ભય રોગની અસરથી શરીરની નિર્બળતા વૃદ્ધિ પામે છે અને શરીરના અમુક રોગો પણ પ્રગટી નીકળે છે. માટે મનમાં ઉત્પન્ન થતા ભય રોગનું ઔષધ કરવાની જરૂર છે.

મનમાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના વિચારોની શ્રેણિયો વારંવાર પ્રગટયાથી ખરી શાન્તિનો અનુભવ થતો નથી. આત્માનો ખરો આનન્દ મેળવવા માટે બાહ્યના જે જે વિચારો કરવામાં આવે છે તે ખરા ઉપાય તરીકે સિદ્ધ થતા નથી. અમુક ચૈત્ર પોતાના શત્રુઓનો નાશ કરવા અનેક પ્રકારના ઉપાયોમાં ગુંથાય છે, રાત્રી અને દીવસમાં અનેક પ્રકારના પ્રપંચો ઉભા કરે છે તોપણ તે દીલના દર્દમાં ઘસડાય છે, તેનું શરીરબળ ઘટે છે, ચિન્તા કરવાથી તેનું શરીર સુકાઇ જાય છે. આ પ્રમાણે ચૈત્ર પ્રતિદિન દિલના દર્દોનો વધારો કરે છે અને તેમજ શારીરિક દર્દોનો પણ વધારો કરે છે અને અન્તે તે મરીને અશુભ અવતાર ધારણ કરે છે.

વિવેકી મનુષ્યો બરાબર વિવેકદૃષ્ટિથી વિચાર કરશે તો માલુમ પડશે કે શરીરના દર્દ કરતા દીલના દર્દ ટાળવા મહા મુશ્કેલ છે

દીલના દર્દ ટાળવા માટે અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા છે અધ્યાત્મ જ્ઞાનને વેદધર્મ માનનારાઓ આત્મવિદ્યા કહે છે અધ્યાત્મજ્ઞાનથી આત્મા અને જડ વસ્તુની ભિન્નતા પરખાય છે અને તેથી મનમા થતા રાગ અને દ્વેષને ટાળવાની અનેક યુક્તિઓ સુઝી આવે છે જે જે પ્રસગે અમુક અ મુક કારણોને લેઇને અમુક અમુક જાતની ચિન્તાઓ ઉઠે છે, તેને અમુક અમુક સયમશક્તિથી ટાળવાનું કાર્ય સહેલુ થઇ જાય છે અનેક વખતે આ પ્રમાણે આવી પડતા કર્મના ઉદયોમા આત્માની સહનશીલતા ખપમા આવે છે અને રાગદ્વેષના વિચારોના તરગો શમી જાય છે ધારો કે કોઈ મનુષ્યના ઉપર એકદમ અનેક જાતની ઉપાધિ પડી તે જ્ઞાની હોય તો વિચારે કે ઉપાધિયોનું આવાગમન કર્મના ઉદયથી આવી ઉપાધિયો આવી પડી છે, તે સહન કર્યા વિના છુટકો નથી આત્મજ્ઞાનના બળવડે સર્વ પ્રકારની ઉપા ધિયોને વેદયા વિના છુટકો થવાનો નથી, મનમા અનેક પ્રકારની ચિન્તાઓ કર્યાથી કઈ વળે તેમ નથી ઉપાધિઓ ક્ષણિક છે સદાકાળ કોઇને એક સરખી ઉપાધિ રહેતી નથી અને રહેવાની નથી જે ઉપાધિઓ આવી છે તે જવાની છે માટે મારે ડરવાની જરા માત્ર પણ જરૂર નથી મ્હારે ઉ પાધિઓની સામે સમભાવથી ઉભા રહેવુ જોઇએ જગતમા સર્વ જીવોને કર્મના વશથી ઉપાધિઓ ભોગવવી પડે છે ઉપાધિ કઇ આત્માનો મૂળ ધર્મ નથી આ પ્રમાણે વિચારબળથી તે કર્મની ઉપાધિયો સામે ઉભો રહી યુદ્ધ કરે છે અને મનમા ચિન્તાનું દર્દ કરતો નથી

કોઇ લક્ષાધિપતિ શ્રેષ્ઠિવર્ય હોય, ધર્મશીલ હોય દયાળુ હોય, અને દાતાર હોય તેના ઉપર કર્મના ઉદયથી આફત આવી પડી હોય, પોતાની વ્યાવહારિક મનાયલી પ્રતિષ્ટાને હાનિ પહોચી હોય તેવા પ્રસગે તે શેઠ જો જ્ઞાની હોય તો વિચાર કરે કે, હે ચેતન! ત્હારે જરા માત્ર પણ શોક કરવો જો ઇતો નથી ત્હારા ગુણોનો કાઇ નાશ થયો નથી કર્મ પ્રમાણે લક્ષ્મીનુ ગમ નાગમન રહે છે, પાપકર્મનો ઉદય થતા લક્ષ્મી જતી રહે છે તેથી કઇ શોક કરવાનું જરા માત્ર પ્રયોજન જણાતું નથી બાહ્યલક્ષ્મી અસ્થિર છે કોઇની પાસે સદાકાળ રહી નથી અને રહેવાની નથી સ્વપ્નમા ભાસેલા પદાર્થો જેવી લક્ષ્મી અને માન પ્રતિષ્ટા છે લક્ષ્મી અને માનપ્રતિષ્ટા એ કઇ વસ્તુત: આત્માનો ધર્મ નથી માટે હે આત્મન્! તુ ત્હારા સ્વભાવમા રમણતા કર, બાહ્યના પદાર્થો જાય તો શુ? અને આવે તોપણ શુ? બાહ્ય

પદાર્થોમાં હું અને મ્હારૂં કલ્પવાથી દુઃખના ખાડામાં ઉતરવું પડે છે. મ્હારો આત્મા, સર્વ જડ વસ્તુઓથી ભિન્ન છે. તો હવે જડ લક્ષ્મી કીર્તિ આદિ માટે શોક કેમ કરવો જોઇએ ? અલબત કદી ન કરવો જોઇએ. જગત્માં મોટા પુરૂષોને દુઃખો નડે છે, તેમ મ્હને પણ કર્મના ઉદયથી દુઃખ પડે તે સમભાવથી ભોગવી લેવું જોઇએ અને આત્માના આનન્દને પ્રાપ્ત કરવો જોઇએ, એમ જ્ઞાની શેઠ વિચાર કરે છે. દુઃખની વેળામાં જરા માત્ર પણ ગભરાતા નથી. અનેક પ્રકારના દુઃખો સામું આત્મજ્ઞાનબળથી યુદ્ધ કરી શકાય છે.

મુનિવરો કે જે આત્મવિદ્યાના અભ્યાસીઓ છે તેઓ પણ આત્મધ્યાનથી દીલમાં ઉત્પન્ન થતાં અનેક દર્દોનો નાશ કરે છે. મનમાં રાગ અને દ્વેષના વિચારો ઉત્પન્ન કરવા તેજ દીલનું દર્દ કહેવાય છે. મનમાં ઉત્પન્ન થનાર રાગ અને દ્વેષને ટાળવા માટે જ્ઞાન, ધ્યાન આદિ અનેક ઉપાયો છે અને તેથી દીલનાં દર્દ ટળે છે. અનેક આત્માઓ દીલનાં દર્દ ટાળીને મુક્તિ ગયા, અને જાય છે. ભવિષ્યકાળમાં પણ અનેક આત્માઓ દીલનાં દર્દ ટાળીને મુક્તિ જશે. આત્મધર્મનું એટલે બધું બળ છે કે તે દીલના દર્દ ટાળી શકે છે. આત્માના બળ વડે મનમાં ઉત્પન્ન થતા રાગદ્વેષનાં દર્દોને ટાળી શકાય છે. આત્માની અનંતિ શક્તિ ખીલવવાના ઉપાયોને આદરવા જોઇએ કે જેથી મનના રોગ ટળે અને સહજ સુખને ભોગવી શકાય.

---

## सद्गुणोने प्राप्त करवा जोइए.

---

જગત્માં સદ્ગુણોની પ્રાપ્તિ કરવી જોઇએ. દુર્ગુણો તો કાંકરાની પેઠે પગલે પગલે જ્યાં ત્યાં દેખાય છે. અમુકનામાં અમુક દુર્ગુણ છે, અમુક લુચ્ચો છે, અમુક કપટી છે ઇત્યાદિ વિચારોમાં જો મન દોરાઇ જાય તો પછી દુર્ગુણોમાંજ મનનો વ્યાપાર વધતો જાય છે અને તેથી આત્મા પરભવમાં પડતો જાય છે અને તેથી કાકદૃષ્ટિની પેઠે પશ્ચાત દરેકના દોષો જોવાનોજ અભ્યાસ પડે છે અને તેમજ દરેકના દોષો વદવાનો અભ્યાસ વૃદ્ધિ પામે છે. આથી પોતાનામાં રહેલા દુર્ગુણોનો નાશ થતો નથી અને અન્યમાં રહેલા સદ્ગુણો જોવાની ટેવ વધતી નથી. તેથી કેટલીક વખત મોટા મોટા પુરૂષોની સંગતિ કરવાનો ભાવ થતો નથી. એટલાથીજ નહીં પણ કોઇ મનુષ્ય કોઈ સાધુની પ્રશંસા કરે તો તુર્ત સામો મનુષ્ય સાધુમાં રહેલા

મહાનતપાલન આદિ સદ્‌ગુણોને પડતા મૂકી તેના દોષોને બોલવા મંડી પડે છે ચાલણી જેમ દાણાને જવા દે છે અને કાકરાને પોતાનામા ધારણ કરે છે તેમ દુર્ગુણોને દેખનારાઓ અન્યોમા રહેલા સદ્‌ગુણોને પોતાની દષ્ટિમાથી કાઢી નાખે છે અને દુર્ગુણોને દેખી તેને હૃદયમા ધારણ કરે છે સુગરીના માળાવડે કેટલાક ગામડીયા ઘી ગળે છે સુગરીના માળામાથી ઘી હેઠળ ચાલ્યુ જાય છે અને મેલ સર્વ માળામા રહે છે આ પ્રમાણે કેટલાક મનુષ્યો સાધુ વગેરેમા રહેલા સદ્‌ગુણોને તો દષ્ટિમા ધારતા નથી પણ કોઈ તેમનામા દોષ રહેલો હોય છે તો તેને પોતાની દષ્ટિમા ધારી રાખે છે અને તેથી તેઓને દોષ જોવાનો પ્યાર વધતો જાય છે ગમે તે સાધુઓની પાસે જાય છે તો દોષદષ્ટિને આગળ કરીને જાય છે તેથી સાધુઓમા તેઓની માન્યતા પ્રમાણે તેઓને દોષો નજરે પડે છે, અને સાધુઓમા રહેલા સદ્‌ગુણોને તેઓ દેખી શકતા નથી પોતાની દોષદષ્ટિ સાધુઓના સદ્‌ગુણો પણ પ્રાયેણ દુર્ગુણોરૂપે તેમના હૃદયમા અવભાસે છે કેટલાકને તો પોતાની માન્યતા પ્રમાણે ચાલવાની વૃત્તિ થઇ હોય છે તેથી તેઓ પોતાની માન્યતા પ્રમાણે સાધુઓની ક્રિયા ન દેખે તો પછી સાધુ ખરી ક્રિયા કરતો હોય તોપણ તેઓના સદ્‌ગુણો તરફ પૂજ્યભાવ ધારણ કરતા નથી અને તેઓ તેવી દષ્ટિના યોગે સાધુઓના સમાગમમા આવીને કઇ ઉત્તમ લાભ મેળવવાને શક્તિમાન્ થતા નથી કેટલાક તો એક સાધુમા કોઇ જાતનો દોષ દેખે છે તો પશ્ચાત્ સર્વ સાધુઓ ખરાબ હોય છે એવી અધમ દષ્ટિને ધારણ કરીને સાધુઓમા રહેલા અનેક સદ્‌ગુણોને દેખી શકતા નથી અને તે તે સદ્‌ગુણોને મેળવી શકતા પણ નથી કેટલાક પોતાની મરજી પ્રમાણે સાધુઓ વર્તે ત્યા સુધી તો તેઓના ગુણો ગાયા કરે છે અમારા ગુરૂ ઉત્તમ છે, જ્ઞાની છે એમ બોલ્યા કરે છે પણ કદાપિ સાધુ ગુરૂવર્ય, તેવાઓને શિક્ષા કરે છે, અને તેઓની મરજી સાચવતા નથી તો તેઓ સાધુ–ગુરૂની નિન્દા કરવા મંડી જાય છે અને કહે છે કે અમે તો તેમની પાસે કઇ દેખ્યુ નહીં એમની પાસે જવામાં કાંઈ પણ સાર નથી એમ દોષદષ્ટિને આગળ કરીને ગમે તેમ બોલ્યા કરે છે આવા સદ્‌ગુણ દષ્ટિવિનાના પુરૂષો ગમે ત્યા જાય છે પણ તેઓના મનમા સદ્‌ગુણો જોવાની ટેવના અભાવે ગમે તે દોષ ખોળી લાવે છે પ્રથમ કેટલાક ગુણો મેળવ્યા હોય છે પણ પશ્ચાત્ દોષદષ્ટિની વૃદ્ધિથી દુર્ગુણો વધતા જાય છે અને સદ્‌ગુણો ઘટતા જાય છે

કોઇ વખત કોઇ મનુષ્યો અમુક ગુરૂને પોતાના પ્રાણ કરતા અધિક

પ્રિય માને છે અને તેઓના ગુણોજ તેમની આંખે દેખાય છે, પણ પશ્ચાત્
કોઇ જાતના પક્ષમાં પડી જવાથી પોતાના માનેલા ગુરૂના વિરૂદ્ધ પક્ષમાં
ભળવાથી પૂર્વના ગુરૂપર શ્રદ્ધા રહેતી નથી અને પૂર્વના ગુરૂના દોષો તેની
દોષદૃષ્ટિની આગળ ખડા થાય છે અને સદ્ગુણદૃષ્ટિથી સદ્ગુણો જોવાની
ટેવને વધારતા નથી. કોઇ વખત કોઇ પક્ષ તરફ અરૂચિ થઇ જાય છે તો
પશ્ચાત્ તે તરફની સદ્ગુણ દૃષ્ટિનો બિલકુલ નાશ થાય છે. આવી દૃષ્ટિ-
વાળા મનુષ્યો અન્ય મનુષ્યોના સમાગમમાં આવે છે પણ દરેકમાં રહેલા
થોડા ઘણા સદ્ગુણો દેખી શકવાને ભાગ્યશાળી બની શકતા નથી.

સાધુ ગુરૂમાં રહેલા સદ્ગુણો દેખવાને પ્રથમ પોતાની દૃષ્ટિને નિર્મળ
કરવી જોઇએ. ઘુવડ છતી આંખે પણ પોતાની દૃષ્ટિના દોષે સૂર્યને દેખવાને
સમર્થ થતો નથી; તેમજ કેટલાક પુરૂષો સાધુઓની પાસે જાય છે, પણ
પોતાની દોષદૃષ્ટિના લીધે સાધુઓના ગુણો દેખવાને સમર્થ થતા નથી. આ-
રીસામાં મલીનતા હોય તો અન્ય પદાર્થનું તેમાં પ્રતિબિંબ પડી શકતું નથી.
તે પ્રમાણે પોતાની દૃષ્ટિ મલીન હોય તો અન્યોના સદ્ગુણોનો પોતાની
દૃષ્ટિમાં ભાસ નથી, તેમાં સાધુઓનો દોષ નથી પણ પોતાની દૃષ્ટિનો દોષ
છે. વીતરાગ થયાવિના કોઇ પણ બિલકુલ નિર્દોષ થતો નથી, માટે દરેક વ્યક્તિ-
માં સદ્ગુણો અને દુર્ગુણો બન્ને હોય છે; પણ આપણે તો હંસની દૃષ્ટિ
ધારણ કરીને દુર્ગુણો તરફ અલક્ષ રાખી સદ્ગુણોનું બહુમાન કરવું જોઇએ.
શ્રી મહાવીર સ્વામીના સમવસરણમાં આવેલા પાખંડીઓ શ્રી વીરપ્રભુથી બોધ
ન પામ્યા તેનું ખરૂં કારણ તપાસીએ તો માલુમ પડશે કે પાખંડીઓમાં
દોષદૃષ્ટિનું જોર હતું અને સદ્ગુણ જોવાની શક્તિ ખીલી નહોતી અને
મિથ્યાત્વ દશાનું જોર હતું તેથી શ્રી વીરપ્રભુમાં પાખંડીઓની શ્રદ્ધા ઠરી નહીં.
તે પ્રમાણે હાલ પણ જૈનશાસ્ત્રોના જ્ઞાનના અભાવે કેટલાક મનુષ્યો જ્યાં ત્યાં
દુર્ગુણોને પોતાની દોષદૃષ્ટિના પ્રતાપે ખોળવા મંડી જાય છે. આવા પુરૂષોને
સદ્ગુણો પણ દુર્ગુણોરૂપ દેખાય તો તેમા કંઈ પણ આશ્ચર્ય નથી. અનાદિ
કાળથી દોષદૃષ્ટિથી આપણે સદ્ગુણોને પ્રકટ કરવા સમર્થ થયા નથી અને
ભવિષ્યમાં પણ જો આપણે પોતાની સદ્ગુણ દૃષ્ટિને ન ખીલવશું તો કાગ-
ડાની પેઠે પોતાના આત્માની નીચ દશા થશે. આ બાબતનો દીર્ઘદૃષ્ટિથી
વિચાર કરવામાં આવે તો સદ્ગુણદૃષ્ટિવિના સાધુ અગર શ્રાવકપણું પ્રાપ્ત
થઇ શકતું નથી એમ અનુભવ આવ્યા વિના રહેશે નહીં. અને તેમજ
દોષદૃષ્ટિનો ત્યાગ કરીને સદ્ગુણદૃષ્ટિ ધારણ કરવી જોઇએ, એમ નિશ્ચય
થયાવિના રહેશે નહીં. પોતાની ભૂલ જ્યારે પોતાને દેખાય છે ત્યારે મનુષ્ય

પારકા દોષ જોવાની ટેવપર પ્રેમભાવ ધારણ કરી શકતો નથી તે એમ જાણે છે કે મનુષ્યોમા દોષ તો કર્મના યોગે છે જેવા મારામા દોષ છે તેવા અ યમા દોષ છે કોઇનામા વિશેષ ગુણ અને અલ્પદોષ હોય છે અને કોઈનામા અલ્પગુણ ને વિશેષ દુર્ગુણો હોય છે આપણે તો કોઈના પણ સદ્ગુણો તરફ પ્રેમપૂર્વક લક્ષ આપવુ જોઇએ એમ પોતાના માટે મનુષ્ય વિવેકદષ્ટિથી નિશ્ચય કરે છે ગમે તેના સદ્ગુણોને દેખીને પોતાના આત્મામા રહેલા તેવા પ્રકારના સદ્ગુણોને પ્રકટ કરવા જોઇએ આવી સદ્ગુણ દષ્ટિ ધારણ કરનાર, સાધુઓ, શ્રાવકો તથા અન્યોમા પણ રહેલા માર્ગાનુસારિપણાના સદ્ગુણો દેખવાને શક્તિમાન્ થાય છે, અને તેથી તેના હૃદયમા પણ સદ્ગુણોના સસ્કાર પડે છે અને તેથી પરભવમા પણ તે નિમિત્ત પામીને સદ્ગુણોને ત્વરિત પ્રગટાવે છે સદ્ગુણદષ્ટિ પ્રકટાવવાની ઇચ્છાવાળાએ ક્રોધ, ઈર્ષ્યા, અભિમાન, અને સ્વાર્થ વગેરે દોષોનો નાશ કરવા ઉદ્યમ કરવો જોઇએ જ્યારે હૃદયમા ક્રોધ પ્રકટે છે ત્યારે સદ્ગુણદષ્ટિ તો પાતાળમા વા આકાશમા ચાલી જાય છે ક્રોધના ઉદયે સામાના ગુણો જોવા ઉપયોગ રહેતો નથી તેમજ મનુષ્યોના મનમા જ્યારે ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે ત્યારે સામા મનુષ્યના અછતા દોષો જોવામા આવે છે અને બોલવામા આવે છે તેમજ ઇર્ષ્યાના જોરે સામા મનુષ્ય ઉપર કલકો મૂકવાના પ્રપચો પણ ઘડવામા આવે છે, તે વખતે સામા મનુષ્યના ગુણો જોવાની દષ્ટિને દરિયામા હાકી કાઢવામા આવે છે તે વખતે બને તેટલા દોષાનો આરોપ પ્રતિપક્ષીપર મૂકવાની પ્રવૃત્તિ સ્વપ્નમા પણ પોતાનું કાર્ય કર્યા કરે છે મનુષ્યોના હૃદયમા અભિમાન પ્રકટે છે ત્યારે પોતાની મહત્તા આગળ અન્યની મહત્તા દેખી અગર સાભળી શકાતી નથી અને તેથી પોતાની મોટાઇ કરવા અને સામાની હલકાઈ કરવા બને તેટલી કપટજાળ રચવાનો પ્રસગ પડે છે સામો મનુષ્ય સર્વની દષ્ટિમા હલકો દેખાય એવા ચાપતા ઉપાયો લેવામા અને અ યોને સમજાવવામા દોષ ટિના તાબે થઇ અકાર્ય, ઘાત, અને આળ વગેરે પાપ કરવામા મનુષ્ય જરા માત્ર આચકો ખાતો નથી, તેમજ અભિમાન પ્રસગે સામામા રહેલા સદ્ગુણો દેખવાની બિનકૂર દષ્ટિ રહેતી નથી સામાને હલકો પાડવાનો વિચાર્થી બનીને પોતાની સર્વ શક્તિનો તેમા ઉપયોગ કરવો પડે છે આવા વખતે અભિમાનના ઉદયે સદ્ગુણ દષ્ટિને સાતમા દ્વીપે વિદાય કરવી પડે છે મનુષ્યો સ્વાર્થના દોષથી સદ્ગુણ દષ્ટિને પોતાના હૃદયમાથી રજા આપે છે પોતાના સ્વાર્થ આગળ સામા મનુષ્યોના સદ્ગુણોને જોવાની ઇચ્છા થતી નથી स्वार्थं साधयामि येन

केन प्रकारेण–ગમે તે પ્રકારે હું સ્વાર્થ સાધું આમ તેના હૃદયમાં સ્વાર્થની હોળી સળગ્યા કરે છે અને તેમાં સદ્‌ગુણદૃષ્ટિને બાળીને ભસ્મ કરે છે. સ્વાર્થી પોતાના સ્વાર્થના લીધે સામા મનુષ્યોના ઉપર અનેક પ્રકારનાં કાવતરાં કરે છે. મનુષ્યોને મારીને તે હાથ પણ ધોતો નથી. સ્વાર્થી મનુષ્યના હૃદયમાં સદ્‌ગુણદૃષ્ટિ રહી શકતી નથી. માટે સદ્‌ગુણદૃષ્ટિ ધારણ કરવાની ઇચ્છાવાળાએ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. પોતાની કીર્તિ, પોતાનો યશ, પોતાની પ્રતિષ્ઠા અને સત્તા, વગેરેમાં સૂક્ષ્મપણે સ્વાર્થ વસ્યા કરે છે, તેનું નિરીક્ષણ કરીને સ્વાર્થદૃષ્ટિને હૃદયમાંથી ભૂતની પેઠે હાંકી કાઢવી જોઇએ. કદાગ્રહી મનુષ્ય પણ સદ્‌ગુણદૃષ્ટિ ધારણ કરવાને શક્તિમાન થતો નથી. પોતાને કોઈ જાતનો પક્ષપાત હોય તો પશ્ચાત્ સામા મનુષ્યનો એક ગુણ પણ પોતાના હૃદયમાં ભાસતો નથી. સામા પુરુષમાં રહેલા સેંકડો સદ્‌ગુણો પણ કદાગ્રહના લીધે બિલકુલ જણાતા નથી, કારણ કે તેવા પ્રસંગે દોષદૃષ્ટિનું જોર અતિશય વૃદ્ધિ પામે છે, માટે સદ્‌ગુણદૃષ્ટિની ઇચ્છાવાળાએ કદાગ્રહનો ત્યાગ કરવો જોઇએ.

કદાગ્રહી મનુષ્યો અન્યોનાં શુભાચરણોને પણ અશુભ રૂપે નિહાળે છે. કદાગ્રહી પોતે જે પક્ષ અંગીકાર કર્યો હોય તેની પુષ્ટિ કરે છે અને અન્ય મનુષ્યોમાં ઘણા ગુણો હોય તોપણ તે સદ્‌ગુણો સામે દેખી શકતો નથી. કદાગ્રહનો ત્યાગ કર્યા વિના આગમોના આધારે સદ્‌ગુણો ગ્રહણ કરી શકાતા નથી. સદ્‌ગુણોને પ્રાપ્ત કરવામાં ક્રોધ પણ વિઘ્નકર્તા છે. મનુષ્યો ક્રોધને વશ થઇને પોતાનામાં સર્વસ્વ કલ્પી લે છે અને અન્યોમાં જે જે સદ્‌ગુણો હોય છે તેને તેઓ દેખી શકતા નથી. ક્રોધીના હૃદયમાં વૈર વાળવાની ભાવના વસ્યા કરે છે. ક્રોધીએ જે જે શત્રુઓ કલ્પ્યા હોય છે તેના સાનુકૂળ સાધનોમાં તેને ગુણો ભાસ્યા કરે છે. જે મનુષ્ય કોઇનો ભમાવ્યો તુર્ત ભમી જાય છે, જેની પાસે જાય છે તેના જેવો થઇ જાય છે તેવો મનુષ્ય પણ સદ્‌ગુણોને હૃદયથી પારખી શકતો નથી. તેથી તે સદ્‌ગુણોને ધારવામાં સમર્થ બનતો નથી. જે મનુષ્ય બીજાઓના ઉપર આળ ચઢાવવાની વૃત્તિને ધારણ કરે છે તેના હૃદયમાં અનેક પ્રકારના કુવિચારો આવે છે અને કુવિચારોથી તેનું મન ઘેરાયલું હોય છે તેથી તે સદ્‌ગુણોના ઉપર પ્રેમ ધારણ કરી શકતો નથી. જે મનુષ્યના હૃદયમાં અહંકાર પ્રકટ્યો હોય છે તે પણ અન્ય મનુષ્યોમાં રહેલા સદ્‌ગુણોને ગ્રહણ કરવા સમર્થ થતો નથી. અહંકારી મનુષ્ય, અન્ય મનુષ્યોની મહત્તાને સહન કરી શકતો નથી, અહંકારી મનુષ્યના મનમાં અન્યોની હલકાઈ કરવાના વિચારો પ્રવાહ પેઠે

વણા કરે છે અહંકારી મનુષ્ય પ્રાય અન્યના ગુણોને પણ પોતાની લઘુતા થાય તે માટે સહન કરી શકતો નથી કપટી મનુષ્ય પણ કપટના વિચારોના પ્રવાહમા તણાય છે અને તે મનમા શુ વિચારે છે તે જણાતું નથી કપટી અન્યોના સદ્ગુણોને દુર્ગુણો તરીકે વર્ણવી શકે છે જે મનુષ્યનું હૃદય શુદ્ધ થાય છે તે શાસ્ત્રાધારે સદ્ગુણો ગ્રહણ કરવાને યોગ્ય બને છે પોતાના આત્મામા સદ્ગુણોની વૃદ્ધિ કરવાને માટે સદ્ગુણ દૃષ્ટિ ધારણ કરવી જોઇએ ઘણા મનુષ્યો સદ્ગુણોની ઇચ્છા કરે છે અને મનમા વિચારે છે કે ક્યારે અમો સદ્ગુણોને પ્રાપ્ત કરીશુ સદ્ગુણો પ્રાપ્ત કરવાની ઇચ્છા થવી એ પણ દુર્લભ છે અને સદ્ગુણોના માર્ગોને ગ્રહણ કરવા એ પણ દુર્લભ કાર્ય છે

મનુષ્ય માનમાં હાલમા કોઇનામા એકના સદ્ગુણોજ હોતા નથી દુર્ગુણો પણ હોય છે કોઇના સદ્ગુણોનું નિરીક્ષણ કરીશુ અને તેની અનુમોદના કરીશુ તો સદ્ગુણોને લેઇ શકીશુ કોઇના દુર્ગુણોપ્રતિ દેખવામા આવશે અને તેના દુર્ગુણોને ભાળીશુ તો દુર્ગુણો વિના અન્યફળ અપેક્ષાએ દેખી શકાશે નહીં

આગમોના આધારે સદ્ગુણો અને દુર્ગુણોનું સ્વરૂપ વિચારવુ જોઇએ પોતાની મતિકલ્પના પ્રમાણે સદ્ગુણો અને દુર્ગુણોનું લક્ષણ ન બાધવુ જોઇએ આગમના રચનાર સર્વજ્ઞ હતા માટે સર્વજ્ઞદૃષ્ટિના આધારે સદ્ગુણો અને દુર્ગુણોનું સ્વરૂપ સમજવામા આવે તો મહાન્ લાભ પ્રાપ્ત થઇ શકે છે સદ્ગુણો ઉચ્ચ ગુણ સ્થાનકની ભૂમિ પ્રાપ્ત કરીને વિશેષત ખીલે છે અશુભ પરિણામ ટળે અને શુભ-શુદ્ધ પરિણામની વૃદ્ધિ થાય તેમ વર્તવુ જોઇએ

આશ્રવના પરિણામ તથા આશ્રવના હેતુઓ ટળે અને સંવરના પરિણામ તથા સંવરના હેતુઓનો સ્વીકાર થાય તે તે પ્રકારે પ્રયત્ન કરવો જોઇએ આત્મામા અનેક ગુણો રહ્યા છે ગુણોને આચ્છાદન કરનાર આવરણોને ટાળવામા આવે તો સ્વયમેવ તત્ તત્ સદ્ગુણો પ્રકટી નીકળે છે કીર્તિ અને પ્રતિષ્ઠાની બુદ્ધિનો ત્યાગ કરીને આત્માના સ્વાભાવિક ગુણોનો આવિર્ભાવ થાય તે તે માર્ગોને અવલંબવા જોઇએ

કોઇ મનુષ્ય અમુક દેશકાલાદિને અનુસરીને અમુકને ગુણ ના હોય તોએ ગુણ કહે છે દાખલા તરીકે કેટલાક અનાર્ય લોકો પોતાના ફકીરીવાજ પ્રમાણે ઘણા પ્રાણીઓને પર્વ દીવસે મારવાની શ્રદ્ધાને ગુણ કહે છે પણ જૈન ધર્મના આધારે વિચારતા તે અવગુણજ છે તેમજ કેટલાક ધર્મવાળા

કન્યાને પરણાવવામાં મહાન્ ધર્મલાભ સમજે છે, ત્યારે જૈન સિદ્ધાન્તો તેનો અસ્વીકાર કરે છે. પોતાના ધર્મની ઉન્નતિ માટે અન્ય મનુષ્યોનો સંહાર કરવામાં કેટલાક અનાર્ય લોકો ધર્મ માને છે, પણ જૈનાગમો તો તેને અધર્મ કહે છે. કેટલાક લોકો પશુયજ્ઞ કરવામાં ધર્મ માને છે પણ પશુનો યજ્ઞમાં ઘાત કરવો તે અધર્મ છે એમ જૈનાગમો પ્રતિપાદન કરે છે. દેશકાળના અનુસારે તે તે દેશના મનુષ્યોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ભિન્ન ભિન્ન ગુણ અને અવગુણની કલ્પના કરી હોય છે. માટે આપણે તો સર્વજ્ઞ કથિત આગમોના આધારે સદ્‌ગુણો અને દુર્ગુણોનું સ્વરૂપ સમજવું જોઇએ.

**જ્ઞાન, દર્શન** અને **ચારિત્ર** એજ આત્માના સ્વાભાવિક મુખ્ય ગુણો છે. તેથી સિદ્ધાન્તોમાં કહ્યું છે કે **જ્ઞાનદર્શનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ** જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ મોક્ષનો માર્ગ છે. જ્ઞાનના પાંચ ભેદ છે, અને એકાવન પણ ભેદ થાય છે. જ્ઞાનના ભેદોને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. દર્શન ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. સોળ કષાય અને નવ નોકષાય એમ ચારિત્ર મોહનીયની પચ્ચીશ પ્રકૃતિયોનો નાશ કરવો જોઇએ. પચ્ચીશ પ્રકૃતિયોને ટાળી ચારિત્ર ગુણ પ્રાપ્ત કરવો જોઇએ. આત્માર્થી મનુષ્યે વિચારવું જોઇએ કે મારામાંથી ચારિત્ર મોહનીયની પચ્ચીશ પ્રકૃતિમાંથી કઇ કઇ પ્રકૃતિઓ મંદ પડી અને હજી કઇ કઇ પ્રકૃતિઓની પ્રબળતા વર્તે છે. ચારિત્ર મોહનીય હઠાવ્યા વિના શ્રાવકના તથા સાધુના ગુણો ખીલી શકતા નથી. જે જે અંશે ચારિત્ર મોહનીયની પ્રકૃતિયોને હઠાવવામાં આવે છે તે તે અંશે ગુણો પ્રકટે છે. જે મનુષ્યો પોતાના આત્માના વર્તન તરફ દૃષ્ટિ દે છે તેઓને સદ્‌ગુણો પ્રાપ્ત કરવાની કુંચી મળે છે. મનમાં જે જે વિચારો આવે તે યોગ્ય છે કે અયોગ્ય છે એનો પૂર્ણ ખ્યાલ કરવો જોઇએ. જે મનુષ્યો મનમાં ગમે તે વિચારો કરવાની ટેવ પાડે છે. હું સારૂં વિચારૂં કે નઠારૂં વિચારૂં છું ? મારા વિચારોથી મને અને દુનિયાને શો લાભ થવાનો છે ? મારા વિચારો શાન્તિને દેનારા છે કે અશાન્તિના દેનારા છે ? તે બાબતનો સૂત્રાનુસારે જે વિવેક દૃષ્ટિપૂર્વક વિચાર કરે છે તે સદ્‌ગુણોને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. પોતાનામાં રહેલા ગુણો અને દોષોને જે ભિન્ન ભિન્ન દેખી શકે છે તે મનુષ્ય સદ્‌ગુણોનો અધિકારી બની શકે છે.

સદ્‌ગુણોની જગતમાં કિમ્મત નથી. સદ્‌ગુણો ગગનમાં ચઢીને ગાજે છે. સૂર્યના કિરણોની પેઠે સદ્‌ગુણોનો પ્રકાશ સર્વત્ર પ્રસરે છે. પોતાના માટે

દુનિયા શુ કહેશે ! દુનિયામા મારી વાહ વાહ થાય છે કે નહીં તે તરફ લક્ષ આપવુ નહિ પોતાનામા સદ્ગુણો કેવી રીતે ખીલી શકે તે તરફ સદા કાળ લક્ષ આપવુ

જે જે મનુષ્યોની સગતિ કરવાથી પ્રતિદિન સદ્ગુણોનો વધારો થાય તે તે મનુષ્યોની સગતિ કરવી જોઇએ સાધુ મહાત્માની સગતિ કરવાથી અનેક સદ્ગુણો પ્રકટે છે શ્રદ્ધાળુ મધ્યસ્થ શ્રાવકોની સગતિ કરવાથી પણ અનેક પ્રકારના સદ્ગુણો ખીલી શકે છે દુર્જનોની સગતિથી સજ્જનના ગુણો પણ ટળી જાય છે જેટલા વિદ્વાન હોય તેટલામા સર્વ પ્રકારના ગુણોજ હોય એવો નિયમ નથી અને જેટલા ભાષાજ્ઞાનમા અવિદ્વાન્ હોય તેટલામા દુર્ગુણો હોય એવો નિયમ નથી ક્રોધ, માન, માયા અને લોભ આદિ કષાયો જેમ પાતળા પડે છે તેમ તેમ ગુણો ખીલતા જાય છે

---

## जगत्कर्तृत्त्ववाद चर्चा.

---

જગત્કર્તૃત્ત્વવાદી—પ્રભુએ જગતની રચના જીવોના ઉપગાર માટે બનાવી છે જીવોની પાસે ધર્મ કરાવી અનત સુખ પામવા માટે બનાવી છે

જૈન—ધર્મ કરાવી જીવોને અનતસુખ આપવુ તે પરોપકાર છે એ તો ઠીક, પરતુ જે જીવો પાપકૃત્ય કરીને નર્કમા ગયા તેઓના ઉપર પ્રભુએ શો ઉપકાર કર્યો ? એ જીવને દુ ખી કરવાથી પ્રભુ શુ પરોપકારી ઠરવાનો ? ના, નહીં ઠરવાનો

કર્તૃત્ત્વવાદી—એમને નર્કમાથી કહાડીને સ્વર્ગમા લઇ જશે

જૈન—ઠીક, તો તેમને નર્કમા શા કારણથી જવા દીધા ?

કર્તૃત્ત્વવાદી—પ્રભુ જે કાંઈ જીવની પાસે પાપ પુણ્ય કરાવે છે તે કાંઇ જીવને આધીન નથી પ્રભુ તો જે ઇચ્છે છે તે કરી શકે છે જેમ બાજીગર લાકડાની પુતળીને ચાહે તેમ નચાવી શકે છે, પરતુ તેમાનું પુતળીને કંઈ પણ આધીન નથી

જૈન—જ્યારે જીવને કંઇ આધીન નથી ત્યારે સારા ખોટાનું ફળ પણ જીવને થવુ નહીં જોઇએ જેમ કોઇ સરદાર કોઈ નોકરને કહે કે તું અમુક કામ કર, પછી નોકર તે કામ કરે ને તેનું પરિણામ સારૂં અગર ખરાબ થાય તો તે સરદાર નોકરને શુ દંડ દેઇ શકે છે ? ના, કાંઇ પણ દંડ દેઇ શકતો નથી તેવીજ રીતે ઇશ્વરની આજ્ઞાથી જ્યારે જીવે પાપ પુણ્ય કર્યા

તો તેનું ફળ જીવને થવું જોઇએ નહીં. અને તેથી જીવને ખરાબ ગતિ પણ થવી જોઇએ નહીં. જો પાપપુણ્ય જીવે કર્યા તેનાં ફળ ઇશ્વર ભોગવનારો થશે અને કદી ઇશ્વરને નિરાંત વળવાની નહીં; અને જીવને ખરાબ ગતિ કદી પણ થવી જોઇએ નહીં.

**કર્તૃત્ત્વવાદી**—જીવે કરેલાં પાપપુણ્યને અનુસારે પ્રભુ જીવોને દંડ આપે છે તે કારણથી ઇશ્વર અદોષિત ઠરે છે. જે જેવું કરે તેને તેવું ફળ મળે છે.

**જૈન**—આ તમારા કહેવા ઉપરથીજ સંસાર તથા જીવ તેમજ પુણ્ય પાપ અનાદિ ઠરે છે. વળી ઇશ્વર કર્તા નથી તે પણ સિદ્ધ થાય છે. વળી જીવને જે કંઈ આ ભવમાં સુખદુઃખ થાય છે તે પૂર્વે જન્મનાં કરેલાં સુકૃત દુષ્કૃતથી થાય છે, એમ ઉત્તરોત્તર જન્મથકી સુખદુઃખ ભોગવવું થાય છે. એમ કરતાં સંસાર તથા જીવ પુણ્ય, પાપ, બંધ, અને મોક્ષનું અનાદિપણું સિદ્ધ થાય છે. હવે વિચાર કરો કે જગત્‌કર્તા ઇશ્વર કેવી રીતે ઠરે, વળી કર્મ છે તે ઇશ્વરથી સ્વતંત્ર છે કે પરતંત્ર છે? જો કર્મ સ્વતંત્ર હોય તો જગત્‌કર્તા ઇશ્વર કેમ થાય? અને જો કર્મ પરતંત્ર હોય તો (પરાધીન હોય તો) ઇશ્વરને આ જગત્‌ની ઉપાધિ વળગે છે. માટે ઇશ્વર જગત્‌કર્તા નથી અને જગત્ અનાદિ છે એ વાત સિદ્ધ છે.

## કર્તૃત્ત્વવાદી તરફથી પૂર્વપક્ષ.

હવે અન્ય દર્શનીયોએ જેવી રીતે જગતનો કર્તા ઇશ્વર માન્યો છે, તે દેખાડીએ છીએ. જગત્‌નું મૂળ ઉપાદાન કારણ ઇશ્વર છે. એક ઇશ્વર અને બીજી સામગ્રી એ બે પદાર્થ અનાદિ છે. પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુ, આ ચારના પરમાણુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન. આ નવ વસ્તુ નિત્ય છે અને अनादि છે. કોઇની પણ બનાવેલી નથી. તે જગત્‌કર્તા નીચે મુજબ સિદ્ધ ઠરે છે.

उपजाति छंद.

कर्तास्ति कश्चिज्जगतः सचैकः स सर्वगः. स स्ववशः स नित्यः ।
इमा कुहेवाकविडम्बनाः स्युः तेषां न येषामनुशासकस्त्वम् ॥

**અર્થઃ**—આ જગત્ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી દેખાય છે. આ ચરાચર જગતનો રચનાર કોઇ પણ પુરૂષવિશેષ છે. પૃથ્વી, પર્વત, અને સમુદ્ર કાર્યરૂપ હોવાથી તેનું કારણ કાંઈ પણ હોવું જોઇએ. કારણ કે જે જે કાર્ય છે તે કારણ વિના ઉત્પન્ન થઇ શકતાં નથી. જેમકે ઘટ, પટ, દંડ, આગ-

ગાડી તેમ આ જગત્ કાર્ય દેખાય છે, માટે તેનો કારણભૂત ઇશ્વર અવશ્ય માનવો જોઇએ

૨ વળી ઇશ્વર છે તે એક છે જો ઘણા પ્રભુ હોય તો એક કાર્ય કરવામા સવની જુદી જુદી બુદ્ધિ થઈ જાય, ત્યારે કાર્ય ઉત્પન્ન થઇ શકે નહિ માટે એક ઇશ્વર માનવો જોઇએ તેથી કોઇ ઇશ્વર પોતાની ઇચ્છાથી ચાર પગવાળા મનુષ્ય બનાવે, બીજો ઇશ્વર છ પગવાળા મનુષ્ય બનાવે, ત્રીજો આઠ પગવાળા મનુષ્ય બનાવે વળી કોઇ આખના ઠેકાણે કાન બનાવે, વળી કોઇ કાનના ઠેકાણે આખ બનાવે, તો એક સરખા મનુષ્ય બની શકે નહીં માટે એકજ ઇશ્વર હોવો જોઇએ

૩ ઇશ્વર સર્વવ્યાપી છે જો સર્વવ્યાપી ન હોય તો ત્રણ ભુવનને एककालावच्छेदेन એકી વખતે શી રીતે બનાવી શકે? એક કાળમા સર્વને બનાવી શકે નહિ જેમ કુભાર જે ઠેકાણે હોય છે તે ઠેકાણે કુભ બનાવી શકે છે પરતુ દેશાવરમા કુભ બનાવી શકતો નથી

૪ તથા ઇશ્વર સર્વજ્ઞ છે સર્વજ્ઞ ન હોય તો સર્વ કાર્યોનું ઉપાદાન કારણ જાણી શકે નહિ અને ઉપાદાન કારણ જો ન જાણી શકે તો આ વિચિત્ર પ્રકારનું જગત્ શી રીતે બનાવી શકે?

૫ ઇશ્વર પોતાને વશ છે પોતાની ઇચ્છાથી સર્વને સુખ દુખ આપે છે ઇશ્વર વિના સર્વને સુખ દુખ આપવા કોઇ સમર્થ નથી અને જો ઇશ્વરને પરતત્ર માનીએ તો મુખ્ય કર્તા ઇશ્વર ન રહે

૬ ઇશ્વર નિત્ય છે જો અનિત્ય હોય તો તેને એટલે ઇશ્વરને બનાવવાવાળો બીજો ઇશ્વર માનવો જોઇએ વળી તેને બનાવનાર બીજો એમ માનતા અનવસ્થા દૂષણ આવે, માટે ઇશ્વર નિત્ય કહીએ છીએ

## જૈની તરફથી उत्तर पक्षः जगत् कर्तृत्ववाद खडन.

જૈન—પ્રથમ અનુમાન તમોએ કર્યું તે ખોટુ છે આ અનુમાનથી વ્યાપ્તિ ગ્રહણ થતું નથી વળી તમો કહો કે ઇશ્વર જગત્કર્તા શરીરવાળો છે કે શરીરરહિત છે? વળી તમો કહો કે અમારી પેઠે શરીરવાળો છે કે પિશાચાદિની પેઠે અદશ્ય શરીરી છે? પ્રથમ પક્ષ માનશો તો પ્રત્યક્ષ બાધ આવે છે બીજો પક્ષ માનશો તો ઇશ્વર દેખાતો નથી, તે ઇશ્વરના માહાત્મ્યથી કે અમારા કમનશીબથી? હવે પ્રથમ પક્ષ માનશો કે ઇશ્વરના માહાત્મ્યથી ઇશ્વર દેખાતો નથી તો તેમા કોઈ પણ પ્રમાણ નથી બીજા પક્ષમા સદેહની નિવૃત્તિ નહિ થાય કેમકે ઇશ્વર છે કે નહિ એવો સંશય રહ્યા કરશે વળી

ઇશ્વરને શરીરરહિત માનશો તો કોઇ પણ કર્મ કરવાને સમર્થ નહિ થાય. જેમ આકાશ અશરીરી હોવાને લીધે તેનાથી જેમ કાંઈ પણ કાર્ય થતું નથી તેમ ઇશ્વરથી પણ થવાનું નથી. आकाश नित्य, व्यापक અને अक्रिय છે તો તે अकर्त्ता છે, તેમ ઇશ્વર પણ अकर्त्ता છે. વળી તમે ઇશ્વરને એક માનો છો તે પણ ખોટું છે. એક મધપૂડો બનાવવામાં સર્વ માખીઓ એક મતે થઇ મધપૂડો બનાવે છે તો ઇશ્વર પરમાત્મા, નિર્વિકાર, નિરૂપાધિક, જ્યોતિઃ સ્વરૂપોનો કેમ એકમત નહિ થાય ? સર્વ પરમાત્માઓનો એક મત થવામાં કાંઇ પણ બાધ દેખાતો નથી. કારણ કે સર્વ સર્વજ્ઞ છે. શું તમો ઇશ્વરોને કીડા કીડી કરતાં પણ અજ્ઞાની ધારો છો કે જેથી તેમનો એક મત થતો નથી ?

**પૂર્વ પક્ષ**—ઘણી માખીઓ ભેગી થઇ એક મધપૂડો બનાવે છે તે પણ ઇશ્વરના વ્યાપારથી મધપૂડો બને છે.

**ઉત્તર પક્ષ**—ત્યારે તો ખાવું, પીવું, ચોરી, પરસ્ત્રીગમન કરવું, જૂઠું બોલવું, અને હિંસા કરવી, ઇત્યાદિક સર્વ કામ ઇશ્વરના વ્યાપારથી બને છે એમ માનવું જોઇએ અને સર્વ જીવ અકર્તા સિદ્ધ થશે ત્યારે પુણ્ય પાપનું ફળ કોને થવાનું ?

**પૂર્વ પક્ષ**—કુંભાર, લુહાર અને ચોર ઇત્યાદિ સર્વ સ્વતંત્રતાથી (સ્વાધિનતાથી) પોતપોતાનું કાર્ય કરે છે.

**ઉત્તર પક્ષ**—ત્યારે બિચારી માખીઓએ શું અપરાધ કર્યો કે તેને સ્વાધીનપણું કહેતા નથી ? વળી અનંત ઇશ્વર માનવામાં આવે તો એક જગત્ બનાવવામાં વિવાદ થઇ જાય, તો તે વિવાદને કોણ દૂર કરે ? વળી એક ઇશ્વરને દેખી બીજો ઇશ્વર અદેખાઇ કરે કે તું મારા તુલ્ય કેમ છે ? આ તમારૂં માનવુ પણ અજ્ઞાન છે. કેમકે ઇશ્વર કે સિદ્ધ બુદ્ધ પરમાત્માઓ સર્વ સર્વજ્ઞ છે. તો સર્વજ્ઞનું જ્ઞાન એક સરખું થયું અને તેથી એક સરખું જ્ઞાન થવું જોઇએ. વળી ઇશ્વરો ( પરમાત્માઓ ) પવિત્ર છે. અદેખાઇ દોષ રહિત છે, તેથી તેમને ઝઘડા સંભવતા નથી. જે ઝઘડો કરે તેનામાં ઇશ્વરપણું હોય નહિ. માટે ઇશ્વર અનંત માનવામાં કોઇ પણ પ્રકારનું દૂષણ નથી. સર્વ જીવો કર્મથકી રહિત થાય છે, ત્યારે પરમાત્મપદ પામે છે અને અક્રિય થાય છે. પાછા અહીં આવતા નથી. માટે પરમાત્માઓ કે જે અક્રિય છે તેને જગત્ બનાવવાનુ કોઇ પણ કારણ નથી.

૩. તમોએ કહ્યું કે ઇશ્વર सर्वव्यापक છે તે પણ યુક્તિયુક્ત નથી. અમો પૂછીએ છીએ કે ઈશ્વર सर्वव्यापक જ્ઞાનથી છે કે શરીરથી છે ? જો શરીરથી સર્વવ્યાપક ઇશ્વર માનશો તો સર્વ જગાએ ઇશ્વરનું શરીર

સમાઇ ગયુ બીજા પદાર્થોને રહેવા માટે જગ્યા પણ મળવાની નહિ, માટે ઇશ્વિર શરીરે કરી સર્વવ્યાપક ઠરતો નથી જ્ઞાને કરી સર્વવ્યાપક માનશો તે સિદ્ધ સાધ્ય નથી વેદોમા પણ શરીરવાળો માનેલો છે સનાતન વેદધર્મ વાળા વેદના આધારે ઇશ્વિરને સાકાર માને છે

૪ તમારો માનેલો ઇશ્વિર સર્વજ્ઞ પણ ઠરતો નથી, કેમકે જો સર્વજ્ઞ હોત તો જગતકર્તાનું ખડન કરવાવાળા એમણે કેમ ઉત્પન્ન કર્યા ? વળી કહેશો કે જન્માતરમા ઉપાર્જન કરેલા શુભાશુભ કર્મના અનુસારથી ફળ આપે છે, તો ઇશ્વિર સ્વતત્ર સ્વાધીન ઠરતો નથી કેમકે કર્મ વિના ઇશ્વિર ફળ આપવાને સમર્થ નથી ત્યારે ઇશ્વિરને આધીન કાઈ પણ રહ્યુ નહિ. જેવા કર્મ કર્યા હશે તેવા ફળ મળશે વળી એકાતથકી ઇશ્વિર જગત્કર્તા નિત્ય માનશો તો તે નવા નવા જગત્ રચ્યા કરશે કારણ કે જગતને રચવાનો સ્વભાવ ઇશ્વિરમા નિત્ય છે વળી કહેશો કે જગતને બનાવવાનો સ્વભાવ ઇશ્વિરમા નથી ત્યારે તો કોઇ પણ વખત જગતને ઇશ્વિર રચી શકે નહિ વળી જીવોને રચવાનો સ્વભાવ એકાત નિત્ય માનશો તો સર્વદા જીવો ઉત્પન્ન થયા કરશે, કદી પણ જીવો નાશ પામશે નહિ વળી તમો ઇશ્વિરમા જગત્ રચવાની તથા નાશ કરવાની એમ બે શક્તિ માનશો તો તે પણ ખોટુ ઠરે છે કારણ કે ઉત્પત્તિ અને નાશ કરનારી પરસ્પર વિરૂદ્ધ શક્તિ કોઇ પણ વખત એક ઠેકાણે રહી શકશે નહિ જે કાળમા જગત્ રચવા માડશે તેજ કાળમા નાશ કરનારી શક્તિ નાશ કરી નાખશે એમ જ્યારે પરસ્પર બે શક્તિઓનો વિરોધ થયો ત્યારે જગત્ બનશે પણ નહિ, અને તેનો નાશ પણ થશે નહિ ત્યારે અમારો મત સિદ્ધ ઠરશે અમારા મત પ્રમાણે સમજવાનું કે આ જગત્ કોઇએ બનાવ્યુ નથી આ જગતનો કદી પણ પ્રલય થવાનો નથી અને આ જગત્ અનાદિ અનત છે તે સિદ્ધ ઠર્યું આ પ્રમાણે વિચારતા જગતનો કર્તા ઇશ્વિર સિદ્ધ ઠરતો નથી વળી હે કર્તૃત્વવાદી ! તેં જે કહ્યુ કે ઇશ્વિર સ્વતત્ર છે, આ વાત પણ તમારી માનતી ખોટી ઠરે છે જ્યારે જગત્કર્તા ઇશ્વિરે જગત્ બનાવ્યુ, જીવોને બનાવ્યા, તો તેની વારવાર ચિંતામા રહેવાની અને તેને દુનિયામા આવવુ પડે-સેવક લોકની ભક્તિથી અહીં આવવુ પડે, વળી કર્મ પ્રમાણે ફળ આપવુ જોઇએ, એ વિગેરેની ખટપટમા ગુથાયાથી શુ સ્વતત્ર ઇશ્વિર કહે વાશે ? કદિ પણ કહેવાશે નહિ માટે જો ઇશ્વિરને જગત્કર્તા તરીકે માનશો તો કદાપિ સ્વતત્ર થશે નહિ વળી હે મતવાદી ! ઇશ્વિર નિત્ય છે એમ જો કહીશ તો ઇશ્વિર થકી બનેલુ ઉપાદાન જે જગત્ તે પણ નિત્ય રહેવુ

જોઇએ અને જીવો કદાપિ કાળે મરવા નહીં જોઇએ. પણ જીવો મૃત્યુ પામે છે માટે ઇશ્વરને **अनित्यापत्ति** દૂષણ લાગુ પડશે. દષ્ટાંત. જેમકે–જો લાલ તંતુ હોય તો તેનું બનેલું વસ્ત્ર પણ લાલ થવું જોઇએ. જો કાળા તંતુ હોય તો તેનો બનેલો પટ પણ કાળો થાય છે. તેવી રીતે ઇશ્વર જો નિત્ય હોય તો જગત્ પણ નિત્ય હોવું જોઇએ એ દૂષણ આવે છે; અને જો ઇશ્વ- રને અનિત્ય માનશો તો **अनित्य** ઇશ્વર કાર્યરૂપે થયો તો તેનો બનાવનાર પણ બીજો ઇશ્વર એમ **अनवस्था दूषणनो** વજ્ર પ્રહાર તમારા મસ્તક ઉપર પડે છે, એમ છએ પક્ષ ખોટા ઠરે છે. ખ્રીસ્તિ, મુસલમાન, વગેરે બીજા લોકો પણ જગત્કર્તા સિદ્ધ કરવાને જેટલી યુક્તિઓ કરે છે તેટલી આકાશના ફુલની પેઠે ખોટી ઠરે છે. માટે જીવને બનાવનાર કોઇ નથી એમ માનવું તે સત્ય છે. જેમ ખાણમાં રજ અને કનક અનાદિ કાળથી સંબંધ યુક્ત છે, તેમ આત્મા અને કર્મને અનાદિકાળનો સંબંધ છે, આત્મા અને કર્મનો સંયોગ સંબંધ છે. સંયોગ સંબંધ અનિત્ય છે માટે કોઈ કાળે તે બે વસ્તુઓ એક એકથી જુદી થઇ શકે છે. આત્મા કર્મથી જુદો થતાં પરમાત્મપદ ( મહા પદ ) પામે છે અને પછી તેને જન્મ મરણ કરવાં પડતાં નથી અને પાછું અહીં આવવું પડતું નથી. જો કર્મ નહિ માનીએ તો કોઇ રાજા, કોઇ રંક, કોઈ સુખી, અને કોઇ દુઃખી દેખાય છે તેનું શું કા- રણ ? તે કર્મવિના બીજું કહેવાતું નથી. જો કર્મ નહિ માનો તો સર્વ જીવ એક સરખા હોવા જોઇએ. સરખા હોય તો સર્વ સુખીજ હોવા જોઇએ. વળી તમો કહેશો કે આ દુનિયાને ઇશ્વરે પેદા કરી તે ૧૧ પક્ષથી પણ ખરી ઠરતી નથી. તે નીચે પ્રમાણેઃ–

૧. આ દુનિયા ઉત્પન્ન થવાનું કારણ શું છે ?

૨. દુનિયા ઉત્પન્ન કરનાર રૂપી છે કે અરૂપી છે ?

૩. દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર નિત્ય છે કે અનિત્ય છે ?

૪. દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર સર્વજ્ઞ છે કે અસર્વજ્ઞ ?

૫. દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર પ્રત્યક્ષ દેખાતો નથી તેનું શું કારણ ?

૬. દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર કયે ઠેકાણે રહે છે ?

૭. આ દુનિયાને ઇશ્વરે દિવસે બનાવી કે રાત્રીમાં ?

૮. આ દુનિયા ઉત્પન્ન થયા પહેલાં જીવો કયે ઠેકાણે હતા ?

૯. આ દુનિયામાં જીવો કોઇ પશુરૂપે, પખીરૂપે, મનુષ્યરૂપે, સ્ત્રીરૂપે, અને કોઇ જળચરરૂપે એમ જુદા જુદા આકારવાળા દેખાય છે પણ એક સરખા દેખાતા નથી તેનું શું કારણ ?

૧૦ આ દુનિયાને ઇશ્વરે એકકાલાવચ્છેદેન ઉત્પન્ન કરી કે કેમ?
૧૧ દુનિયા બનાવનાર ઇશ્વર દયાળુ છે કે કેમ?

પક્ષપહેલો—દુનિયા ઉત્પન્ન કરવાનુ કારણ શુ છે? તેના જવાબમા તમે કહેશો કે–ઇશ્વરે સર્વ જીવોને સુખી કરવા દુનિયા ઉત્પન્ન કરી તે પણ તમારાથી કહેવાશે નહિ, કારણ કે પહેલા ત્યારે શુ જીવો દુખી હતા? જ્યારે દુખી હતા ત્યારે તે દુખ તેમને ક્યાથી વળગ્યુ? અને તે દુખ વળગવાનુ શુ કારણ તે કહેવુ જોઇએ તો તે કર્મ વિના બીજુ કઇ કહેવાશે નહિ, અને જ્યારે કર્મ માનશો ત્યારે કર્મ પણ જીવની સાથે દુનિયા ઉત્પન્ન કર્યા પહેલાનુ ઠર્યું તેથી કર્મ જીવની સગત છે એમ નક્કી ઠર્યું અને દુનિયા પહેલા જીવ અને કર્મ બે વસ્તુઓ સિદ્ધ ઠરી ત્યારે બીજુ શુ ઇશ્વરે બનાવ્યુ તે દેખાતું નથી વળી જ્યારે જીવની સાથે કર્મ છે ત્યારે તેમા પહેલુ કર્મ કે જીવ તેવો પ્રશ્ન ઉત્પન્ન થશે, ત્યારે પહેલો જીવ યા કર્મ એમાનુ કોઇ પણ કહી શકાશે નહિ અનમત બન્ને સાથે છે એમજ કહી શકાશે જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ, જેમ કૂકડી અને કૂકડીનું બચ્ચુ, જેમ રાત્રિ અને દિવસ, જેમ બીજ અને વૃક્ષ, તેમા પહેલું કોણ છે તે જેમ કહી શકાતું નથી તેમ પહેલુ કર્મ યા જીવ કહી શકાય નહિ જીવ અને કર્મ ઘણા કાળથી સયોગી છે તે કાળની આદિ પણ મળી શકવાની નથી, માટે અનાદિ કાળથી જીવ અને કર્મનો સયોગ છે એમ સિદ્ધ થયુ ત્યારે કર્મના સયોગથી જીવ દુખી થાય છે માટે કર્મ પણ એક પદાર્થ છે તે સિદ્ધ ઠર્યું કર્મ જૂદા જૂદા પ્રકારના સુખ દુખો કરે છે માટે જીવ અને કર્મ જે અજીવ રૂપે છે તે, એમ જીવતત્ત્વ અને અજીવતત્ત્વ બે વસ્તુઓ અનાદિ કાળથી સિદ્ધ ઠરી વળી ઇશ્વરને દયા આવી તેથી દુનિયાની (સૃષ્ટિની) ઉત્પત્તિ કરી, લોકોને સુખી કરવા એવી ઇચ્છા થઇ તે પણ ઇચ્છા ખોટીજ છે કારણ કે ઇશ્વરમા જો શક્તિ હોત તો દુનિયા ઉત્પન્ન કર્યા વિના દુખનો નાશ કરી શકત જેને આખી દુનિયા ઉત્પન્ન કરવાની શક્તિ હતી તેને દુનિયા ઉત્પન્ન કર્યા વિના દુખ કાપવાની શક્તિ નહોતી કે શુ? જો કદાપિ શક્તિ નહોતી એમ કહેશો તો દુનિયા પણ તેનાથી ઉત્પન્ન થઇ તે વાત ખોટી છે અને તેનાથી જીવોના દુખ દૂર થવાના નથી તો તેનો આ પ્રયાસ લેવો અજ્ઞાન યુક્ત ઠર્યો વળી દુખ છે તે રૂપી છે કે અરૂપી? નિત્ય છે કે અનિત્ય છે? સ્વતત્ર છે કે પરતત્ર છે? આ જગતમા દુખ કોણે ઉત્પન્ન કર્યું? કહેશો કે ઇશ્વરે દુખ દુનીયામા ઉત્પન્ન કર્યું, તો તેને માલુમ નહોતી કે જીવો સિવાય દુખી થશે

આથી જણાય છે કે ઇશ્વર સર્વ જ્ઞાની નથી. વળી દુઃખને ઇશ્વરે ઉત્પન્ન
કર્યું નથી એમ કહેશો તો દુઃખ સ્વતંત્ર ઠર્યું. જેવો ઇશ્વર સ્વતંત્ર તેવું
દુઃખ પણ સ્વતંત્ર ઠર્યું. ત્યારે દુઃખનો બનાવનાર કોઇ કહેવાશે નહિ અને
તે ઇશ્વરથી કદાપિ દૂર થશે નહિ. તો ફેર દુઃખ હર્તા ઇશ્વર છે એમ
કહેવું તે એક જુઠું ઓઠું ઠર્યું. ઇશ્વર સર્વના દુઃખ હરણ કરે છે એમાં
કંઇ પ્રત્યક્ષ પ્રમાણ દેખાતું નથી. કારણ કે દુઃખોને જો ઇશ્વર હરણ કરતા
હોત તો આવા બારિક સમયમાં હજારો લોકો રોગથી, અને દુષ્કાળથી દુઃખી
થાય છે તેનું દુઃખ કેમ લેઇ શકતો નથી? માટે દુઃખને હરણ કરવાની
શક્તિ ઇશ્વરમાં નથી એમ સિદ્ધ ઠર્યું. જો દુઃખને હરણ કરવાની શક્તિ
તેનામાં નથી તો જગત બનાવવાની શક્તિ છે એમ શાથી કહેવાય?
તેનામાં દુનિયા ઉત્પન્ન કરવાની શક્તિ નથી એમ સિદ્ધ ઠર્યું. વળી અમો
પૂછીએ છીએ કે દુનિયાને બનાવનાર ઇશ્વર છે એમાં પ્રત્યક્ષ પ્રમાણ તો
બીલકુલ છે નહિ અને ઇચ્છા વિના કોઇ પણ કામ બની શકતું નથી તો
ઇચ્છા ઇશ્વરને સિદ્ધ ઠરી. ઇચ્છા છે તો કર્મ છે એમ સિદ્ધ ઠર્યું. જે કર્મ-
સહિત હોય તે પરમાત્મા—ઇશ્વર કહેવાય નહિ. એમ અનેક દૂષણો પ્રાપ્ત
થાય છે. માટે ઇશ્વરને દુનિયા ઉત્પન્ન કરવાનું કંઇ કારણ નથી. ઇશ્વર કે
જે સિદ્ધ બુદ્ધ પરમાત્મા કર્મ રહિત થયા, તેને કોઇ પણ પ્રકારની ઇચ્છા
નથી. તેવા થવાને ઉદ્યમ કરવો એ સત્ય વાત છે. તેમણે જેવી રીતે
કર્મને દૂર કર્યા તેવી રીતે તમો કર્મને દૂર કરો. એજ તેમનો અરિહંત
અવસ્થાનો ઉપદેશ હતો. રાગદ્વેષ રહિત અરિહંત ભગવાન હતા. તેમણે
કેવળજ્ઞાનથી જે તત્ત્વ કથન કરેલાં છે તે સત્ય છે. એમને જૂઠું બોલ-
વાનું કાંઈ કારણ નહોતું, માટે તેમનો કથન કરેલ જૈન મત સત્ય છે, એમ
માનવું તે સત્ય છે. તેમ માનવાથી આત્મા પરમાત્મપદ પામશે.

**પક્ષ બીજો**—દુનિયા (સૃષ્ટિ) ઉત્પન્ન કરનાર ઇશ્વર રૂપી છે કે
અરૂપી છે? દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર જો રૂપી હોય તો તે દેખાવો
જોઇએ અને જો અરૂપી હોય તો તેનાથી આખું જગત ઉત્પન્ન થઇ શકે
કે કેમ? જેમકે આકાશ અરૂપી છે તો કોઈ વસ્તુને બનાવી શકતું નથી
તેમ અરૂપી ઇશ્વર પણ કોઇ વસ્તુને બનાવી શકવાનો નથી, તેથી અરૂપી
પણ ઇશ્વર કહી શકાતો નથી. રૂપી હોય તો એક કાલાવચ્છેદેન બનાવી
શકવાને સમર્થ નથી. વળી કદાપિ રૂપી ઇશ્વરને માનશો અને તેણે જે
દુનિયા બનાવી, તો તે દુનિયામાં રહેનારા પર્વતો, સમુદ્રો, અને નદીઓ, વિગેરે
દુનિયા ઉત્પન્ન કર્યા પહેલાં કયે ઠેકાણે રહ્યાં હતાં? ઇશ્વર હાથમાં ઝાલી

રહ્યો હતો કે શુ ? અને તે પહેલાના સમુદ્રો, પર્વતો હતા એમ કદાચ તમો કહેશો તો પ્રાણિઓ પણ તે પહેલાના હતા એમ કહેવામા શો બાધ આવે છે ? વળી પ્રાણી, પર્વત, સમુદ્ર, અને દુનિયા આદિ પદાર્થો પહેલા સિદ્ધ ઠર્યા, તો તેજ દુનિયા થઇ તો નવુ શુ બનાવ્યુ વળી રૂપી ઇશ્વર પણ કહી શકાતો નથી, કેમકે રૂપી હોય તો તે રૂધિર, માંસ, લોહીથી બનેલો હોય છે તો તે ઇશ્વરને પણ રૂધિર, માસ લોહી કહેવુ જોઇએ તો તે ખાનો પણ હોવો જોઇએ અને તેમ હોય તો તે શુ ખાય છે તે બતાવો કદાપિ દેવતાની પેઠે શરીરધારી કહેશો તો કર્મવિના શરીર હોય નહિ, ત્યારે તે કર્મના અનુસારે સુખ દુખ ભોક્તા થયો તેથી પણ ઇશ્વર સિદ્ધ ઠરતો નથી વળી અમો જગત્ બનાવનાર નથી એમ ઇશ્વરને માનીએ છીએ, તો તે કેમ સમજાવવા આવતો નથી જો તે પ્રત્યક્ષ આવી અમને સમજાવશે તો અમો પણ તેમના ભક્ત બની જઇશુ, પણ નિરાકાર ઇશ્વર કદી દેખાવાનો નથી કેટલાક ભોળા લોકો કહે છે કે અમને પરમેશ્વર દેખાય છે તો તે ખોટુ છે કારણકે કોઇ દેવ યા વ્યતર દેખાતો હશે તેથી મુગ્ધ જીવો એમ માને કે અમને પ્રભુ મળ્યો પણ તે ખોટુ છે એ પ્રમાણે વિચારતા ઇશ્વર રૂપી પણ કહી શકાતો નથી તેમ અરૂપી પણ કહી શકાતો નથી અને જગત્ કર્તા પણ સિદ્ધ ઠરતો નથી

પક્ષ ત્રિજો—દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર નિત્ય છે કે અનિત્ય છે ? દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર જો નિત્ય માનીએ તો ઇશ્વરરૂપ ઉપાદાન કારણથી બનેલી દુનિયા રહેવી જોઇએ પણ પૃથ્વી, પર્વત, સમુદ્ર, અને પ્રાણી વગેરે સવનો નાશ થતો દેખવામા આવે છે પણ એકરૂપે વસ્તુ ભાસતી નથી નિત્યનું લક્ષણ એ છે કે ત્રણ કાળ જેની એક અવસ્થા રહે વળી જો ઇશ્વરને અનિત્ય માનીએ તો અનિત્ય જે ઇશ્વર તે કાર્યરૂપે થયો એ મોટુ દૂષણ આવે છે, વારવાર જૂના જૂના ઇશ્વર થવાના અને તેની બનાવેલી દુનિયાનો પણ વારવાર નાશ થવાનો, ત્યારે કોની ભક્તિ કરવી અને કોનુ ધ્યાન કરવુ કે જેથી આત્મહિત થાય તે કહી શકાશે નહિ એમ નિત્ય અને અનિત્ય એ બે વિકલ્પોથી પણ ઇશ્વર સિદ્ધ ઠરતો નથી

પક્ષ ચોથો—દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર સર્વજ્ઞ છે કે અસર્વજ્ઞ ? દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર જો સર્વજ્ઞ હોય તો તેના પેદા કરેલા પ્રાણીઓ તેના ભક્તો વગેરે સર્વ સર્વજ્ઞ હોવા જોઇએ જેમ કાગડાથી ઉત્પન્ન થયેલા કાગડાઓ કાગડાના જેવી ચેષ્ટા કરનારા વર્ણવાળા હોય છે તેમ તેમના ઉત્પન્ન કરેલા મનુષ્યાદિને પણ તેમના જેવુ સર્વજ્ઞપણું મળવુ જોઇએ પણ

તેમ કાંઇ છે નહિ. અર્થાત્ સર્વજ્ઞપણું પોતાનામાં હોય ત્યારે બીજાઓને આપી શકે; એમ અનુમાન થતાં સર્વજ્ઞપણું તેમનામાં નથી એમ સિદ્ધ થાય છે. વળી કદાપિ તમે કહેશો કે તે સર્વજ્ઞ હતો, પણ પોતાના જેવા બીજાઓને જ્ઞાન આપી કરવા નહિં, એવું તેમનું ધારવું હોય તો તેમ કરતાં તે કપટી ઠરશે અને પોતેજ પૂજ્ય બનવું એવી અભિલાષા રાખી બીજાઓની પાસે ભક્તિ કરાવવી, એવી ઇચ્છાવાળો ઇશ્વર પોતાના સમાન બીજાઓને કદી કરી શકવાનો નથી અને તેમના જેટલું જ્ઞાન પણ મળી શકવાનું નથી. જગતકર્તારૂપ સર્વજ્ઞ જો ઇશ્વર હોય તો બીજાઓને પણ સર્વજ્ઞ કરી શકે છે. જેમ ઇયળ ભમરીનો સંગ કરી સંપૂર્ણ ભમરીપણું પામે છે તેમ સર્વ જીવો સર્વજ્ઞ થઇ શકે પણ સર્વજ્ઞ હોય તો કરી શકે. અસર્વજ્ઞ હોય તો શી રીતે કરી શકે? અસર્વજ્ઞ ઇશ્વર કહેશો તો વદતો વિઘાત દોષ આવશે. માટે તે પણ કહી શકાય એમ નથી.

**પક્ષ પાંચમો**—દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર પ્રત્યક્ષ દેખાતો નથી તેનું શું કારણ? જવાબમાં કહેશો કે દુનિયા ન્યાયયુક્ત ચાલતી નથી માટે દેખાતો નથી, તો અમો કહીએ છીએ કે દુનિયા ન્યાયયુક્ત ચાલે ત્યારે ઇશ્વર દેખાય તેમાં ઇશ્વરે શું નવાઇ કરી? જ્યારે જ્યારે અન્યાયના રસ્તે દુનિયા ચાલતી હોય ત્યારે તેને સમજાવે. પ્રત્યક્ષ થઇ કહે તો આટલો બધો દુનિયામાં અન્યાય થાય છે તે કેમ રહે? જેમ કોઇ ચોર ચોરી કરે છે ત્યારે તેને રાજા બોલાવી સજા કરી શિખામણ આપે તો બીજીવાર ચોરી થતી અટકે. તેમ જો દુનિયાને બનાવનાર ઇશ્વર દેખાય તો ઇશ્વરને જે લોકો નથી માનતા તે પણ ઇશ્વરને માને અને દુનિયાના સર્વ મનુષ્યો કે ઇશ્વર કે જે દુનિયા બનાવે છે તેના ભક્ત બની જાય.

**કર્તૃત્વવાદી**—ઇશ્વરના સર્વ ભક્તો બની જાઓ યા નહિ બની જાઓ તેની ઇશ્વરને કંઇ પણ દરકાર નથી તો પછી તેને અહિં આવવાની શી જરૂર છે?

**જૈન**—વાહરે વાહ. ત્યારે દુનિયા બનાવવાનું શું પ્રયોજન ઇશ્વરને છે? દુનિયા ઉત્પન્ન થાઓ વા ન થાઓ તેની ઇશ્વરને શી દરકાર છે તે બતાવો.

**કર્તૃત્વવાદી**—મહેરબાન. જરા વિચારો તો ખરા. મારૂં કહેવું કંઇ મારા ઘરનું નથી પણ શાસ્ત્રનું છે. જેનો જેવો સ્વભાવ હોય તેમ તે કર્યા કરે. ઇશ્વરમાં દુનિયા ઉત્પન્ન કરવાનો સ્વભાવ છે તેથી કરે છે. તેમાં તમને કેમ સમજણ પડતી નથી.

જૈન—મારા મિત્ર તમારૂ કહેવુ તમારા ઘરના શાસ્ત્રનું હોય કે પર મેશ્વરના ઘરના શાસ્ત્રનું હોય પણ જેમા યુક્તિસર કથન હોય અને અનુભવમા વાત આવતી હોય તો તે વાત પ્રમાણ છે તમોએ કહ્યું કે ઇશ્વરનો દુનિયા રચવાનો સ્વભાવ છે તેથી દુનિયા બનાવ્યા કરે છે તેના પ્રત્યુત્તરમા અમો કહીએ છીએ કે ઇશ્વરનો સ્વભાવ નિત્ય છે કે અનિત્ય છે જો ઇશ્વરનો સ્વભાવ નિત્ય હોય તો તે સદાકાળ નવી નવી હજારો દુનિયા બનાવવાનો, અને કદાપિ કાળે તે થકી નિવૃત્તિ પામશે નહિ અને ઇશ્વરનો સ્વભાવ જો અનિત્ય માનશો તો તે થકી ઉત્પન્ન થયેલી દુનિયાનો પણ નાશ થવાનો અને અનિત્ય સ્વભાવ કાય રૂપે થયો તો તે સ્વભાવનો બનાવનાર પણ બીજો કોઇ ઠર્યો ત્યારે ઇશ્વરના સ્વભાવથી આ દુનિયા ઉત્પન્ન થાય છે, આ વચન મરૂકજટાવત્ ખોટુ ઠર્યું વળી અમો તમને પૂછીએ છીએ કે ઇશ્વરનો સ્વભાવ જ્ઞાનમય છે કે અજ્ઞાનમય છે જો ઇશ્વરનો સ્વભાવ જ્ઞાનમય હોય તો તે થકી બનેલી દુનિયા જ્ઞાનમય હોવી જોઇએ પણ તેમ દેખાતું નથી વળી ઇશ્વરનો સ્વભાવ અજ્ઞાનમય છે એમ તો તમારાથી કહી શકાશે નહિ માટે ઇશ્વરનામા દુનિયા બનાવવાનો સ્વભાવ છે એમ કહેવુ તે અસિદ્ધ ઠર્યું વળી અમો પૂછીએ છીએ કે ઇશ્વરનો સ્વભાવ ઇશ્વર થકી ભિન્ન છે કે અભિન્ન છે, જડ છે કે ચેતન છે, તેમાનું તમારાથી કાઇ પણ કહેવાશે નહિ કહેશો તો ઉપયુક્ત રીતિ મુજબ દૂષણ આવી ખડા થશે વળી ઇશ્વરનો સ્વભાવ દુનિયા બનાવવાનો નથી એમ કેમ નહીં કહેવાય? માટે ઇશ્વર દુનિયાને બનાવતો નથી એ વાત સિદ્ધ છે

પક્ષ છઠ્ઠો—દુનિયા ઉત્પન્ન કરનાર ઇશ્વર કયે ઠેકાણે રહે છે?

કર્તૃત્વવાદી—આપણે જ્યા દેખીએ ત્યા ઇશ્વર છે સર્વ ઠેકાણે ઇશ્વર રહે છે

જૈન—વાહ વાહ! તમારા ઇશ્વરની પૂરી અવસ્થા આવ્યા વિના રહેવાની નથી કારણ કે સર્વ ઠેકાણે જો ઇશ્વર રહે છે એમ માનીએ તો અશુચિમા પણ ઇશ્વર પાણીમા પણ ઇશ્વર, સ્ત્રીમા પણ ઇશ્વર, ત્યારે આખુ જગત્ ઇશ્વરમય થઇ ગયુ ત્યારે સ્ત્રી, પુત્ર, પુત્રી, વિષ્ટા, મળ, મુત્ર, પેશાબ, ચોરી, જારી, દંડ, પટ, ઘટ, ચક્ર, કુતરા, બીલાડાં, અને સર્પ, ઇત્યાદિ સર્વ વસ્તુ ઇશ્વર બની ગઇ ત્યારે ઇશ્વર ચડાળ રૂપ થયો અથવા સર્વ રૂપ થયો તો એવુ ઇશ્વરપદ પામવાને માટે કોણ પ્રયત્ન કરે? માટે ઇશ્વર ક્યા રહે છે તે તમારાથી કદી કહેવાશે નહિ

**પક્ષ સાતમો**—આ દુનિયા ઇશ્વરે દિવસે ઉત્પન્ન કરી કે રાત્રે. જુઓ ચંદ્ર અને સૂર્ય થકી રાત્રિ અને દિવસ એવો વ્યવહાર થઇ શકે છે. જો ચંદ્ર અને સૂર્ય ન હોત તો દિવસ અને રાત્રિ એવો વ્યવહાર થઇ શકે નહિ. હવે ચંદ્ર અને સૂર્યને બનાવનાર જો પ્રભુ મનાય તો રાત્રિ દિવસ જગત્ બનાવ્યા પહેલાં સિદ્ધ થશે નહિ. ત્યારે જગત્ દિવસે તેમ રાત્રે પણ બનાવ્યું સિદ્ધ થતું નથી. ત્યારે અનુક્રમે વિચારી જોતાં આ જગત્ અનાદિ કાળનું છેજ એમ સિદ્ધ થાય છે પણ તેની આદિ નથી માટે તેનો બનાવ-નાર પ્રભુ માનવો તે જૂઠું ઠરે છે.

**પક્ષ આઠમો**—આ દુનિયા ઉત્પન્ન થયા પહેલાં જીવો કયે ઠેકાણે હતા ?

**કર્તૃત્વવાદી**—પ્રભુની પાસે હતા.

**જૈન**—તે પોતાની પાસે કયે ઠેકાણે રાખતા હતા. શું પોતાના પેટમાં રાખતા અગર કોઇ પેટીમાં રાખતા હતા. વળી આ જગત્ ઉત્પન્ન થયા પહેલાંના જીવો પવિત્ર હતા કે અપવિત્ર હતા. જો પવિત્ર હતા તો ફેર આ દુનિયા શા કારણથી બનાવી અને જો અપવિત્ર હતા તો તે શા કારણથી અપવિત્ર હતા તે બતાવવું જોઇએ. વળી અપવિત્ર એ શું છે તે જણાવવું જોઇએ. કદાપિ તમો કહેશો કે કર્મથકી અપવિત્ર હતા તો તે કર્મ કયારે કર્યાં અને દુનિયા વિના કયે ઠેકાણે રહી કર્મ કર્યાં આ ઉપરથી જણાય છે કે પહેલાં દુનિયા હતી એમ માન્યા વિના છૂટકો થવાનો નથી. ઇશ્વર જીવોને ઉત્પન્ન કદી કરી શકતો નથી. ઇશ્વર જેમ અનાદિ કાળનો છે તેમ જીવો પણ અનાદિ કાળના છે. ઇશ્વર અનાદિથી છે અને જીવો નથી તેમ માનવામાં કંઇ પ્રમાણ નથી. માટે અનાદિ કાળથી આ સંસારમાં કર્મના યોગે ભમ્યા કરે છે. જે જીવને કર્મનો સંબંધ ત્રુટયો તે જીવ પરમાત્મપદ પામ્યો. સર્વ જીવો પરમાત્મપદ ( ઇશ્વર ) થવાને શક્તિમાન્ છે.

**પક્ષ નવમો.**

**જૈન**—આ દુનિયામાં કોઇ જીવો સ્રીરૂપે, કોઇ પુરૂષરૂપે, કોઇ પશુ પંખી રૂપે ઉત્પન્ન થાય છે, તેનું શું કારણ ?

**કર્તૃત્વવાદી**—જેવી પ્રભુની ઇચ્છા તેવા જીવોને બનાવે છે.

**જૈન**—મહેરબાન વિચાર તો કરો એમ કેમ હોય. દરેક વસ્તુનો સ્વીકાર ત્યાગ બુદ્ધિપૂર્વક હોવો જોઇએ. એક ઇચ્છા શબ્દ કહો, એટલે તેમાં સઘળું સમાયું એ શી રીતે વાસ્તવિક ગણાશે. ઇચ્છાનુસાર બનાવવું ત્યારે ન્યાય અન્યાય કંઇ રહ્યોજ નહિ ને ? વારૂ એ તો ઠીક, પણ પુરૂષ કરતાં સ્રીમાં કોઇ પણ બાબતની ન્યૂનાધિકતા તમારા સમજવા કે દેખવામાં આવે છે ?

... circle at
2 | the origin from the points $A$ and $B$ respectively, the
2 | diameter of the circle is
(a) $m(m+n)$ (b) $m+n$
(c) $n(m+n)$ (d) $(1/2)(m+n)$

અને આત્રે છે તો એકને ઠીક ઠીક અને એકને અઠીક, સ્વામી સેવક ભાવપણું બક્ષી પ્રભુએ અન્યાય કર્યો કેમ નાહિં કહેવાય? જરૂર એમજ ગણાય ઇશ્વિરની ઇચ્છા કાઇ કામ આવતી નથી અને હોયજ શાની? સ્રીના કરતા પુરૂષ પ્રધાન ગણાય છે તે સર્વ કર્માનુસારે થાય છે જીવોને સ્રીરૂપે કે પુરૂષરૂપે ઉત્પન્ન કરનાર ઇશ્વર સિદ્ધ થતો નથી વળી અમો પૂછીએ છીએ કે ઇશ્વિરની ઇચ્છા સારી છે કે ખોટી છે? જો ઇશ્વિરની ઇચ્છા સારી હોય તો સવને સારા બનાવવા જોઇએ પણ તેમ નથી અને બીજા પક્ષને જો માનવામા આવે તો ઇશ્વિરજ કહેવાય નહિ માટે આ દુનિયામા કોઇ જીવો સ્રીરૂપે, કોઇ પશુરૂપે, કોઇ મનુષ્યરૂપે થાય છે તેનું કારણ કર્મ છે જેવા જેવા કર્મ કરે તેવા તેવા શરીર ધારણ કરે, એમા કર્મની મુખ્યતા છે કપટ ઘણું કરે તો સ્રીનો અવતાર પામે સરળતા ધારણ કરે, દયા રાખે તો મનુષ્ય જન્મ પામે કર્મથકી જીવ સ્રીરૂપે થાય છે, અને કર્મથકી જીવ પુરૂષરૂપે થાય છે એમ જ્યારે સિદ્ધ વાત થઇ ત્યારે ઇશ્વિર સ્રીપુરૂષરૂપે બનાવે છે એમ કહેવુ તે અજ્ઞાન છે

પક્ષદશમો—આ દુનિયાને ઇશ્વિરે એક કાલાવચ્છેદેન ઉત્પન્ન કરી કે કેમ? એક કાલાવચ્છેદેન ઇશ્વિર દુનિયા ઉત્પન્ન કરી શકે નહિ ઇશ્વર નિરાકાર, જ્યોતિ સ્વરૂપ છે, અનતજ્ઞાનમય ને અનતસુખમય છે, અજર અમર પદ ભોક્તા છે, કર્મ રહિત છે તેમને આ સસારની ઉપાધિમા પડવુ એ કદાપિ કાળે સભવે નહિ જેમ આકાશ નિરાકાર છે તો તે કોઇ વસ્તુને ઉત્પન્ન કરી શકતું નથી તેમ નિરાકાર ઇશ્વિર પણ કોઇ વસ્તુને બનાવી શકતો નથી આકાશ પણ અનાદિ કાળનું છે માટી પત્થર વિગેરે જે આખે કરી દેખાય છે તે સર્વ પુદ્ગલ છે તો પુદ્ગલદ્રવ્ય પણ અનાદિ કાળનું છે કોઇ કોઇને બનાવી શકતું નથી જીવ તત્ત્વમા જાણવાનો ગુણ રહ્યો છે અજીવ તત્ત્વમા જડના ગુણ છે એમ માનવુ તેમા આત્માનું કલ્યાણ છે

પક્ષ અગીઆરમો—દુનિયાને ઉત્પન્ન કરનાર ઇશ્વિર દયાળુ છે કે કેમ?

કર્તૃત્વવાદી—વાહ વાહ! ઇશ્વિરના જેવો દયાળુ બીજો કોણ?

જૈન—જ્યારે ઇશ્વિરના સરખો દયાળુ બીજો ન હોય તો આટલું દુખ દુનિયામા કેમ રહે તે હું કહું છુ મોટા મોટા પ્લેગ તથા મરકીના રોગ, દુષ્કાળનું પડવુ તેથી હજારો જીવો અત્યન્ત દુઃખ પામે છે ત્યારે જો દયા ઇશ્વિરનામા હોત તો કેમ આટલું બધુ દુખ પ્રાણીઓને પડવા દે? વળી ઇશ્વર દયાળુ હોત તો સર્વ પ્રાણીઓને સુખી બનાવવા જોઇએ

પણ કોઇ રાજા, કોઇ રંક રૂપે દેખાય છે. માટે ઇશ્વરને જગત બનાવનાર માનવામાં આવે તો તે ઇશ્વર દયાળુ કહી શકાય નહિ.

**કર્તૃત્વવાદી**—જીવોએ જેવાં જેવાં કૃત્ય કર્યા હોય તે પ્રમાણે સુખ દુઃખ આપે છે માટે ઇશ્વર દયાળુ કેમ નહિ કહેવાય?

**જૈન**—મહેરબાન વિચાર તો કરો, જ્યારે જીવો કર્મવડે સુખી દુઃખી થાય છે ત્યારે ઇશ્વર સુખી દુઃખી કરે છે એમ કહી શકાય નહિ. શું કર્મ ઇશ્વરના તાબામાં છે કે સ્વતંત્ર છે. જો કર્મ ઇશ્વરના તાબામાં હોય તો સર્વને સુખી કરવા જોઇએ પણ તેમ નથી. માટે કર્મ ઇશ્વરના તાબામાં નથી. પોતે સ્વતંત્ર છે. જેવાં જેવાં કર્મ કર્યો હોય તે તે પ્રમાણે સુખી દુઃખી થવાય છે. ઇશ્વર મોટા દયાળુ છે અને ઇશ્વરની દયા ઇશ્વરની પાસે રહેવાની. તેનાથી જીવોને કશો ફાયદો થવાનો નહિ અને ઇશ્વરની દયા આકાશના ફુલની પેઠે કોઇના કામમાં આવવાની નહિ.

ઉપર પ્રમાણે અગીઆર પક્ષથી પણ ઇશ્વર જગતકર્તા સિદ્ધ થતો નથી. માટે ઇશ્વર જગતકર્તા નથી એમ સિદ્ધ ઠર્યું. ઇશ્વર એક નથી પણ અનેક છે તેનું સત્ય સ્વરૂપ જૈનશાસ્ત્રમાં છે. જેને મુક્તિ માર્ગ પામવાની ઇચ્છા હોય તેણે જૈનશાસ્ત્ર ગુરુગમથી સાંભળવાં. સર્વજ્ઞ કથિત જૈનતત્ત્વ સત્ય છે અને તીર્થંકર ભગવાનના કહ્યા પ્રમાણે ચાલવાથી મોક્ષ મળશે એમ માનવું તેથી આત્મહિત છે.

## શાન્ત દશાથી દુનિયાનું અને પોતાનું ભલું કરી શકાય છે.

મનુષ્યો શાન્ત દશાથી પોતાના આત્માની ઉન્નતિ કરી શકે છે અને દુનિયાની ઉન્નતિ પણ કરી શકે છે. દરેક બાબતોનો વિચાર કરનારે પ્રથમ પોતાના મનને શાન્ત કરવું જોઇએ. જેનું મન ક્રોધથી ધમધમાયમાન રહે છે તે મનુષ્ય કોઇ પણ શુભ વિચારના અન્તિમ ઉદ્દેશનો પાર પામી શકતો નથી. જેના મનમાં ક્રોધ એકદમ ક્ષુલ્લક બાબતોથી ઘડી ઘડીમાં ઉત્પન્ન થાય છે અને મગજનું ઠેકાણું રહેતું નથી તે મનુષ્યના મનમાં વિવેકપૂર્વક શુભ વિચારો કરવાની શક્તિ પ્રગટતી નથી. ક્રોધથી મનની મલીનતા થઇ જાય છે અને મલીન મનમાં શુભ વિચારો પ્રકટી શકે નહીં. જે મનુષ્યો હિંસક પ્રાણીઓની પેઠે વાતવાતમાં તપી જાય છે અને મનમાં ન કરવાના વિચારો કરે છે, વાણીથી ન બોલવાનું બોલે છે તે મનુષ્યો ભલે ધર્મની સાધના કરતા હોય તોપણ તેઓ ક્રોધાદિકના વશ થઇ નીચ માર્ગમાં ગમન કરે છે.

... circle at ... respectively, the
...e origin from the points $A$ and $B$ respectively, the
2 diameter of the circle is
2 (a) $m(m+n)$ (b) $m+n$
(c) $n(m+n)$ (d) $(1/2)(m+n)$

**क्रोधे कोडी पुरवतणु, संजम फल जाय,**

**क्रोध सहित तप जे करे, ते तो लेखे न थाय ॥ १ ॥**

કોટીપૂર્વવપયત કરેલુ તપ પણ બે ઘડીના ક્રોધથી નષ્ટ થઈ જાય છે આ ઉપરથી અવબોધવાનું કે દરેક બાબતોના પ્રમગે મનમા ક્રોધ ઉત્પન્ન થાય નહીં તેમ પ્રવૃત્તિ કરવાની જરૂર છે મનુષ્યોને અનેક કારણોવડે ક્રોધ ઉદ્ભવે છે અને તેથી તેઓ પોતાના હૃદયને ક્રોધાગ્નિથી બાળીને ભસ્મ કરે છે ક્રોધ કરનારાઓ એમ સમજે છે કે અમારા ક્રોધથી અમારૂ શ્રેયસ્ થાય છે પણ આમ વિચારવુ અયોગ્ય છે ક્રોધ ચડાળના મમાન છે મોટા મોટા પૂર્વધારીઓને પણ ક્રોધ ચતુર્ગતિમા ભટકાવે છે ત્યારે હાલના કાળના મનુષ્યોને તો પોતાના તાબામા કરે તેમા શુ આશ્ચર્ય? દુનિયામા સર્વ મનુષ્યો એકી અવાજે કબુલ કરે છે કે ક્રોધ મહા ખરાબ છે આમ મર્વે કબુલ કરે છે પણ ક્રોધના કારણો મળે તોપણ ક્રોધ જેઓ કરતા નથી તેમનેજ ધન્ય વા૦ ઘટે છે જીર્ણ જેમ ઘણી અગ્નિથી ફાટી જાય છે તેમજ કોઇ વખત અત્યત ક્રોધના ઉદયથી હૃદય પણ ફાટી જાય છે વ્યાકરણ ન્યાગર ન્યાય આદિ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીને અદ્વિતીય પડિત બનવામા આવે તો પણ ક્રોધના ઉદયથી સત્ય માર્ગનો બોધ પ્રાપ્ત થતો નથી ક્રોધી મનુષ્ય આગળ પાછળનો બિનફૂલ વિચાર કરી શકતો નથી અને તેથી તે પોતે અશાન્ત રહે છે અને તેના સબધીઓને પણ અશાન્તબનાવે છે સરોવરમા પડેલો પાડો જેમ સરોવરને ડોહોળી નાખે છે, તેમ ક્રોધી મનુષ્ય પણ મનુષ્યવર્ગમા પથરાયલી શાન્તિને વિખેરી નાખે છે ક્રોધથી અશાન્ત બનેલો મનુષ્ય તે વખતે ખરાબ વિચારો કરીને અનેક ઘોરકર્મ બાધે છે અશાન્ત મનુષ્યના સબધીઓ પણ અશાન્ત બને છે જગતના ભલા માટે પ્રયત્ન કરનાર મહાત્માઓએ પ્રથમ ક્રોધને નિવારવો જોઇએ એક સામાન્ય મનુષ્યના ક્રોધથી દુનિયાનું અને પોતાનું જેટલું અહિત થાય છે તેના કરતા કોઇ મહાત્માના ક્રોધથી જનસમાજ અને પોતાનું વિશેષ અહિત થાય છે ક્રોધી મનુષ્યો મહદ્ ઉત્તમ ધાર્મિક કાર્યો કરવાને શક્તિમાન્ થતા નથી ક્રોધી મનુષ્યો જ્યા ત્યા વિષના વૃક્ષ વાવે છે, ક્રોધી મનુષ્યોની વાણીમા અસત્યનો ભરપૂર વાસ હોય છે ક્રોધી મનુષ્યો પોતાનુ અને પરનું ભાવિહિત અવબોધી શકતા નથી ક્રોધથી લખેલુ, છાપેલુ, બોલેલુ, પ્રાય સત્યથી વિપરીત હોય છે ક્રોધી પુરૂષનો આશય ખરાબ હોવાથી તેનુ સત્ય વચન પણ અસત્ય તરીકે ગણાય છે માટે જેઓ મનમાથી ક્રોધને દૂર કરી શાન્ત મનથી

વર્તે છે તેઓજ પોતાનું અને દુનિયાનું ભલું કરવા સમર્થ થાય છે. જેઓના મનમાં માન, માયા અને લોભની વાસના હોય છે તેઓ પણ મનને અત્યંત શાન્ત કરવા સમર્થ થતા નથી. માની પુરૂષો રાવણની અને દુર્યોધનની પેઠે જગત્માં અશાંતિ ફેલાવે છે, કપટી પુરૂષો અનેક પ્રકારના પ્રપંચો રચીને દુનિયામાં અશાંતિ ફેલાવે છે. લોભથી સર્વ પ્રકારનાં પાપકૃત્ય થઇ શકે છે. લોભના સમાન અન્ય કોઇ દોષ નથી, લોભી મનુષ્યોનાં હૃદય સદા-કાળ અશાન્ત રહે છે. લોભીઓ ખરાબ વિચારો કરાવે છે અને જગત્ની શાન્તિનો ભંગ કરે છે. તેઓ કુદરતનો નિયમ તોડીને અન્ય મનુષ્યોની આજીવિકા વગેરેનો નાશ કરે છે તેથી તેઓ મનુષ્યવર્ગને લાભ આપી શકતા નથી. જેઓના મનમાં અને વાણીમાં નિન્દારૂપ વિષ્ઠાનો વાસ સદાકાળ રહે છે તેઓ પણ પોતાના મનની શાન્તિને જાળવી શકતા નથી અને દુનિયાના મનુષ્યોને પણ અશાન્ત બનાવે છે, અને જેઓ ધર્માંધપણાથી અલ્લાઉદીન બાદશાહની પેઠે અન્ય ધર્મવાળાઓને મારી નાખવા પ્રયત્ન કરે છે અને તેઓનું નિકંદન કરવા પ્રયત્ન કરે છે તેઓ પણ શાન્ત દશાને ધારણ કરી શકતા નથી અને અન્યોને પણ સ્વધર્મની શાન્ત દશા અર્પી શકતા નથી. જેઓ વિચાર કર્યા વિના કોઇ પણ કલેશની બાબતમાં કુદી પડે છે તેઓ પણ શાન્ત દશાના અધિકારી બની શકતા નથી. જેઓ વૈરને હૃદયમાં ધારણ કરીને પોતાના શત્રુઓનું બુરૂ કરવા હિંસા વગેરેના અશુભ વિચારો કરે છે તેઓ પણ હૃદયમાં શાન્ત દશા ધારણ કરી શકતા નથી અને વૈરની ભાવ-નાથી પોતે સદાકાળ અશાન્ત રહે છે. અનેક મનુષ્યોને અશાન્ત માર્ગમાં તેઓ પાડે છે. કેટલાક તોડફોડના વિચારોથી ધર્મની, જાતિની અને દેશની ઉન્નતિ ઇચ્છે છે તેઓ કુમતિના યોગે ખરાબ વિચારો કરી અશાન્ત રહે છે અને તેઓ જગત્ની શાન્તિ તથા ઉન્નતિને સાધી શકતા નથી. અશાન્ત દશાથી કોઇ પણ મનુષ્ય પોતાના ધર્મની ઉન્નતિ કરવા સમર્થ થતો નથી. મારામારી, ગાળંગાળા કરીને કોઇ મનુષ્ય પોતાના ધર્મનો પાયો મજબુત જગત્માં નાખી શકતો નથી. શ્રીમહાવીરપ્રભુ ક્ષાયિકભાવે શાન્ત હતા તેથી તેમણે જૈનધર્મનો જગત્માં મજબુત પાયો નાખ્યો અને તેથી જૈનધર્મ જગત્ની અશાંતિને હરે છે અને સર્વ મનુષ્યોના હૃદયમાં શાંતિ સ્થાપી શકે છે. શાન્તિના વાહકો રાજ્યની જેવી જાહોજલાલી પ્રવર્તાવી શકે છે તે પ્રમાણે અશાન્તિધારક નૃપતિયોથી કંઇ પણ બની શકતું નથી. મગજની શાન્તિ જાળવીને વ્યાપાર આદિ કરનારાઓ જેવો પોતાના કાર્યમાં લાભ મેળવી શકે છે તેવા પ્રકારનો લાભ અશાન્ત મનુષ્યો પ્રાપ્ત કરી શકતા નથી. કોઇ

2 t e origin from the points $A$ and $B$ respectively, the diameter of the circle is

2

(a) $m(m+n)$ (b) $m+n$

(c) $n(m+n)$ (d) $(1/2)(m+n)$

પણ કાર્ય કરતા પહેલા મગજને ખૂબ શાન્ત કરવાની આવશ્યકતા છે મગ જને શાન્ત કરીને કોઇ પણ કાર્યની લાભ હાનિનો વિચાર કરવો જોઇએ

શાન્ત દશાને ધારણ કરનારા મનુષ્યો પ્રથમ તો શક્તિહીન જેવા અશાન્ત મનુષ્યોના મનમા ભાસે છે પણ પશ્ચાત્ તેઓની ઉત્તમ શક્તિયોની પ્રતિમા અન્યોને જણાયા વિના રહેતી નથી મનને શા ત રાખીને કાર્ય કરનારા મનુષ્યો પોતાના શત્રુઓને પણ મિત્ર બનાવી દે છે અને દુષ્ટ મનુષ્યોને પણ સજ્જન બનાવે છે અશાન્ત મનુષ્યો પણ તેઓના સમાગમમા આવીને પોતાનું કલ્યાણ કરે છે શાન્તદશા સારા વિચારોને પ્રગટાવે છે

મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારુણ્ય આ ચાર ભાવનાઓનું મનન કરનારાઓ શાન્તદશાને ધારણ કરવા સમર્થ બને છે જેના હૃદયમા વિશુદ્ધ પ્રેમ વસે છે અને જે સર્વ જીવોને પ્રેમથી નિહાળે છે તેજ મનુષ્ય શાન્તિના પગથીયાપર ચડી શકે છે સર્વ પ્રાણીમાત્રપર જેનો પ્રેમ પ્રગટયો છે તે મનુષ્ય પોતાના હૃદયમા શાન્તતા ધારણ કરી શકે છે સર્વ જગત્ના પ્રાણીઓને જે પોતાના આત્મવત્ ગણે છે તેજ મનુષ્યના હૃદયમા શાન્તદશા દેવીનો વાસ હોય છે જેઓ કોઇનું પણ અશુભ કરવા સકલ્પમાત્ર કરતા નથી તેઓ શાન્ત દશાથી પોતાનું તેમજ જગત્નું કલ્યાણ કરી શકે છે શ્રી મહાવીર ભગવાનનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે રાગ દ્વેષનો નાશ કરીને શાન્ત થવુ શ્રી મહાવીર પ્રભુના પગલે ચાલનારાઓએ શાન્ત દશાને સ્વી કારવી જોઇએ, શાન્તદશાથી જૈન ધર્મની ઉન્નતિ સાધી શકાય છે શાન્તદ શાની પ્રાપ્તિ જે જે અશે થાય છે તે તે અશે જૈન ધર્મની આરાધના કરી શકાય છે પૂર્વે જૈનાચાર્યો શાન્ત દશાથી જૈનધર્મની ઉન્નતિ કરી ગયા શાન્ત દશાથી અન્ય ધર્મ પાળનારાઓનું પણ પોતાના તરફ આકર્ષણ થાય છે પોતાનું અને અ યનું ભલુ કરવુ હોય તો મોક્ષની ચાવીભૂત શા તદશાનું આરાધન કરવુ જોઇએ એજ સ્વપરને હિતશિક્ષા છે

---

## विचारराशि.

૧ ધર્મનો ફેલાવો કરનારા વિદ્વાનો છે મૂર્ખો ધર્મનો બોધ દેવાને અને તેનો ફેલાવો કરવા શક્તિમાન્ થતા નથી જે ધમમા ધર્મના નેતા ઓનું પ૦ મૂર્ખાઓ ભોગવે છે તે ધર્મની પડતી થયા વિના રહેતી નથી

૨ જ્ઞાનવિના ધર્મનું સ્વરૂપ સમજાતું નથી જ્ઞાનવિના ક્રિયાઓમા રહસ્ય સમજાતાં નથી જે ધર્મમા જ્ઞાનવિના કુત્નાચારે ધર્મની ક્રિયાઓ કર વામા આવે છે તે ધમના મનુષ્યો કુવાના દેડકા સમાન છે પોતાના

ધર્મની પ્રશંસા તો દરેક ધર્મવાળાઓ કરે છે અને પ્રત્યેક ધર્મવાળાઓ પોતપોતાના ધર્મને સત્ય કહે છે પણ સત્યને અપેક્ષાએ સમજ્યાવિના પ્રત્યેક ધર્મવાળાઓ ભૂલ કરે છે. જૈન ધર્મશાસન અપેક્ષાએ સર્વ વસ્તુઓના ધર્મને ગ્રહણ કરે છે માટે સર્વદા સર્વથા જૈનશાસન સર્વ-ધર્મોના સત્યાંશને ગ્રહણ કરે છે તેથી તે મહાન્ ધર્મ કહેવાય છે.

૩. કોઇના ધર્મની નિન્દા કરવા માત્રથી પોતાના ધર્મનો ઉદય થતો નથી. અન્ય ધર્મ પાળનારાઓ ઉપર દ્વેષ ન પ્રગટવો જોઇએ. કિન્તુ કરુણા-ભાવ પ્રગટવો જોઇએ. જૈનધર્મની ઉન્નતિ કરવી હોય તો જૈન ધર્મનાં તત્ત્વોનો પ્રસાર કરો, જૈનતત્ત્વો જગતને સમજાવો અને સર્વ જીવોને શુદ્ધપ્રેમથી ધર્મનું સ્વરૂપ સમજાવો પણ કોઇના ઉપર દ્વેષ કરો નહિ. અન્ય ધર્મ પાળનારાના ઠેકાણે તમે પણ કોઇ વખત હતા પણ તેઓનું બુરૂં ન ચિંતવતાં અન્યોનું ભલું કરવા પ્રયત્ન કરો.

૪. આખી દુનિયામાં કયો ધર્મ વિશેષ ફેલાય અને તે શાથી તો તેના ઉત્તરમાં કહેવું પડશે કે જેનામાં સત્ય, દયા અને શુદ્ધપ્રેમ હશે તે ધર્મ જગત્માં ફેલાશે. વિશાલ દૃષ્ટિથી ધર્મનો ફેલાવો થાય છે અને સંકુચિત દૃષ્ટિથી ધર્મનો વાડો વાળી શકાય છે.

૫. મધ્યસ્થ દૃષ્ટિથી જગત્ના સર્વ ધર્મોનાં તત્ત્વો વિચારો અને પક્ષપાત ત્યાગીને જે જે ધર્મમાં જે જે અંશે સત્ય રહ્યું હોય તેનો સ્વીકાર કરો. સમજવાથી સત્ય ધર્મ પ્રાપ્ત થાય છે. રાગ અને દ્વેષની મલીન દૃષ્ટિથી સત્યધર્મનું રહસ્ય સમજી શકાતું નથી.

૬. સત્યતત્ત્વ સમજવાને માટે જ્ઞાનિયોની સંગતિ કરો–સત્યની સિદ્ધિ અને અસત્યને જુદું પાડવાની શક્તિ પ્રાપ્ત કરો.

૭. સ્યાદ્વાદ ધર્મનું સ્વરૂપ ગુરૂગમપૂર્વક સમજવામાં આવે તો સત્ય હાથમાં આવશે અને પક્ષપાતદૃષ્ટિનો નાશ થશે. પૂર્વકાળમાં જૈન ધર્મ જગત્માં સર્વત્ર ફેલાયો હતો તેનું કારણ આજ હતું. જૈન ધર્મનું સ્વરૂપ જો નયોની અપેક્ષાએ પરિપૂર્ણ સમજાય છે તો દુનિયાના સર્વ ધર્મોનું સ્વરૂપ સમજી શકાય છે.

૮. ધર્મનો ફેલાવો કરનારા સાધુઓ છે. સાધુઓ પણ વિદ્વાન્ હોવા જોઇએ. તેમની ભક્તિ કરવી જોઇએ. સાધુઓ તત્ત્વજ્ઞાનના માર્ગમાં પ્રવેશ કરશે અને જગત્ના કલ્યાણ માટે સર્વ મનુષ્યોને પોતાના આ-ત્મસમાન ગણી બોધ આપશે ત્યારે જૈન ધર્મનો ઉદય થશે.

૯. પોતાનો ધર્મ સારો છે એમ તો પ્રત્યેક મનુષ્યો કહે છે. પણ પોતાના

e origin from the points $A$ and $B$ respectively, the diameter of the circle is

(a) $m(m+n)$ (b) $m+n$

(c) $n(m+n)$ (d) $(1/2)(m+n)$

ધર્મની ખુબીઓ વિના તેનો સ્વીકાર થતો નથી અજ્ઞાની મનુષ્યો પશુઓ જેવા છે તેઓને ગમે તે ધર્મનો વિદ્વાન્ પોતાના ધર્મમા લેઇ જાય છે અજ્ઞાનીઓ નાના બાળક જેવા છે તેઓનાથી ધર્મનો ફે લાવો થઇ શકતો નથી અને તેઓ આખ મીચીને મોક્ષના માર્ગમા દોડે છે

૧૦ દયા, પ્રેમ, સત્ય, મમતા, ભક્તિ, સુનત, સર્વ સમાનભાવ, અને વૈરાગ્ય આદિ સદ્ગુણો વિનાનો વિદ્વાન્ બાવળના વૃક્ષસમાન જગતમા કલેશના કાટા વેરે છે અને જગતમા પોતાનો ધમ ફેલાવી શકતો નથી સદ્ગુણોથી મનુષ્યોનું ધર્મમા આકર્ષણ કરી શકાય છે કોઈ પણ ધર્મના તત્ત્વોની અસત્યતા જે જે અશે હોય તેને તમે દલીલોથી અસત્ય ઠરાવી શકો તો તે યોગ્ય છે પણ અન્યધર્મીના પર અરુચિ દ્વેષ અને તેની જાતનિદા કરવાનો તમને અધિકાર નથી અન્ય ધર્મીઓની નિન્દા કરવાથી પોતાની તથા પોતાના ધર્મની ઉન્નતિ થઈ શક્તી નથી અન્યધર્મીઓને સત્ય ધર્મ અને અસત્યધર્મનો ભેદ સમજાવો પણ તેઓની જાત નિન્દા કરશો તો આત્માનો દ્રોહ કરશો કોઇની જાતનિન્દા કરી તેની લાગણી દુખવવાનો તમને કોઇએ હક્ક આપ્યો નથી કોઇની જાતનિન્દા કરવી તે એક પ્રકારની હિસા જ છે

૧૧ કોઇના ઉપર જુવો ત્યારે મનમા મૈત્રી ભાવના રાખશો તમારામાજ સર્વ સદ્ગુણો છે અને અન્ય સર્વે દોષી છે એવી દૃષ્ટિથી કોઇને દેખશો નહિ તમો અન્યને જેવા ધારો છો તેવા તમને પણ અન્ય ધારતા હશે તમો અન્યને દોષી દેખશો તો અન્ય તમને દોષી દેખશે તમારે દુનિયામાથી સારૂ ગ્રહણ કરવુ હોય તો સર્વત્ર ગુણદૃષ્ટિથી ગુણ લેવાનો અભ્યાસ પાડવો

૧૨ મૂર્ખાઓના વિચારો સાકડા અને અજ્ઞાનથી ભરપૂર છે મૂર્ખાઓ વિદ્વાનો માટે ગમે તેવો અભિપ્રાય બાધે તેથી વિદ્વાનોએ ડરી જવુ નહિ લાખો નિરક્ષર અભણ મનુષ્યોના અભિપ્રાય કરતા એક તત્ત્વજ્ઞાની મહાત્માના અભિપ્રાય ઉપર લક્ષ્ય આપવુ-મૂર્ખાઓની વાહવાહથી અને તેઓની ભક્તિથી તમે પોતાને મહાન્ ધારશો નહિ જ્ઞાનિનો અભિપ્રાય અમૂલ્ય છે રાગ, દ્વેષ, સાકડી દૃષ્ટિ, મમત્વ, દ્વેષ, નિન્દા, કલેશ, અને વૈર આદિ દુર્ગુણો જેનામા છે તેવા મૂર્ખાઓ પોપટની પેઠે ભલે ભણી ગયા હોય પણ તેઓનુ હૃદય ઉચ્ચ હોતુ નથી તેઓના વિચાર પ્રમાણે ચાલનારાઓ દુખથી મુક્ત થતા નથી

૧૩. ધર્મી બનાવવાના પહેલા મનુષ્ય બનો મનુષ્યપણું સદ્ગુણો વિના કદી

શકાતું નથી. દરેક બાબતનો વિચાર કરો. પોતાની અક્કલ ઘરાણે મૂકીને અન્યની અક્કલના દોરાયા ચાલીને પશુ સમાન ન બનો. તમારી અક્કલ કોઇ પણ પ્રકારે કોઇ વસ્તુનો નિશ્ચય કરવા સમર્થ ન થાય ત્યારે તમે જ્ઞાની ગીતાર્થના વચનપર વિશ્વાસ રાખો પણ સામાન્ય અક્કલવાળા કંઇ કહે તે ઉપર એકદમ અભિપ્રાય બાંધશો નહિ. કોઇ પણ બાબતનો અભિપ્રાય બાંધતાં પહેલાં ચારે બાજુઓથી તપાસ કરશો. મુદ્દત લંબાવશો. ધીરજ રાખશો પણ એકદમ મનમાં આવે તે પ્રમાણે કરી દેશો નહિ. પરીક્ષાપૂર્વક તત્ત્વને ગ્રહણ કરશો.

૧૪. કોઇ પણ મનુષ્ય સબંધી અભિપ્રાય બાંધતાં પૂર્વે પૂર્ણ વિચાર કરશો. અધુરાને કોઇ પણ બાબતનો અભિપ્રાય આપવાને હક્ક નથી. અધુરાને પરીક્ષાનો હક્ક નથી. અધુરાની દૃષ્ટિ અધુરી હોય છે તેથી તે કોઇ પણ બાબતનું પૂર્ણ સ્વરૂપ વિલોકી શકતો નથી. અધુરાની પણ પરીક્ષા કરવી તે પણ વિચારવા યોગ્ય છે.

૧૫. હજારો મૂર્ખ, કલેશી અને અવિનયી શિષ્યો કરતાં જ્ઞાની સદ્ગુણી અને વિનયી એક શિષ્ય સારો. શિષ્યના ધર્મ સમજ્યા વિના શિષ્ય થવાનો અધિકાર નથી. શિષ્યનો ધર્મ સમજ્યા વિના શિષ્ય થવું તે એક ગુન્હો છે. ગુરૂનો ધર્મ સમજ્યા વિના ગુરૂ થવું તે પણ એક જાતનો ગુન્હો છે.

૧૬. કોઇ પણ પદવી યોગ્ય લેતાં પહેલાં તેના ગુણો પ્રાપ્ત કરવા જોઇએ. પદવીને પ્રાપ્ત કરીને મકલાશો નહિ કિન્તુ સ્વપરની ઉન્નતિ કરવામાં પ્રવૃત્તિ કરો. ઇર્ષ્યાએ અવનતિનું મૂળ છે. જે મનુષ્ય અન્યને ખાડામાં પાડવા પ્રપંચો રચે છે તે પોતાને હાથે મશાણ અને ઘોરને બનાવે છે.

૧૭. પોતાની નિન્દા અને સ્તુતિ તરફ બ્હેરા બનશો. તમારૂં સ્વર્ગ તમારા આત્મામાં છે અને નરક પણ તમારા આત્મામાં છે મતલબ કે તમારો આત્મા ઉચ્ચ થશે તો સ્વર્ગમાં જશો અને તમારો આત્મા દુર્ગુણોથી નીચ બનશે તો નરકમાં જશો.

૧૮. લક્ષ્મીમંતોને લક્ષ્મીથી માન મળતું નથી પણ લક્ષ્મીના ત્યાગથી માન મળે છે. કોઇ પણ સ્થાનમાં લક્ષ્મી વાપર્યા વિના અથવા વાપરશો એવું જાણ્યા વિના લક્ષ્મીમન્તને કોઈ માન આપતું નથી. ખરી લક્ષ્મી તમારા આત્મામાં છે અને જૂઠી લક્ષ્મી તમારી આંખ આગળ છે. જૂઠી લક્ષ્મીના દાસ બનવા માટે મનુષ્યજન્મ નથી પણ ખરી લક્ષ્મીના સ્વામી બનવા માટે મનુષ્યજન્મ છે.

૧૯ તમે તમારી જે કિમ્મત ઠરાવો છો તેના કરતા અધિક કિમ્મત કોઇ કરશે નહિ તમારી વૃત્તિ જેવા તમે થશો, તમારૂ ભવિષ્ય, વર્તમાનમા તમે રચો છો તમારા ભવિષ્યના નસીબના તમે વર્તમાનમા સ્વામી છો

૨૦ આત્મવિશ્વાસ એજ સુખનું મૂળ છે તમારૂ હ્રદય જેવુ છે તેવા તમે છો દુનિયાના કહેવા ઉપર આધાર રાખશો નહિ તમારી પરીક્ષાનો દુનિયાને શો હક છે તમારી પરીક્ષા તમે જાતેજ કરી શકો છો

૨૧ જે લખો તે દુનિયાના ઉદ્ધાર માટે લખો દુનિયામા સર્પની જીહ્વા ધારણ કરો નહિ રાક્ષસી વિચારો કરો નહિ મોટા સદ્ગુણોથી મહાન્ થવાય છે પણ કોઇનો નાશ કરીને કદી મહાન્ થવાના નથી

૨૨ મહામળ નિર્ભય રહો નિર્ભય આત્મા સર્વત્ર અભયને દેખે છે અભય રૂપ તમે છો શા માટે ભયના વિચારો કરી દુ ખી થાઓ છો ? હુ દેહ નથી મન નથી પણ પરબ્રહ્મ છુ મને કોઈ જાતનો ભય નથી એવી ઉત્તમ ભાવના ભાવો ગામડાઓમા ભીતિના ચિહ્ન બતાવતા શેરીઓના કૂતરા ભમે છે અને અન્યોને ધાકા પડે છે નિર્ભયતામા દુ ખનુ સ્વપ્નું છે

૨૩ દુનિયામા સત્ય સર્વત્ર છે સત્ય ધર્મ કોઇના ત્યા રજીષ્ટર કરી આપ્યો નથી નાતિ અને જાતિના ભેદોમા સત્ય ધર્મ નથી સત્ય ધર્મના સર્વે અધિકારી છે સત્યને અજ્ઞાન બે ભિન્ન ભિન્ન છે સત્યની ભાવના કરો શ્રી દેવવિપ્રભુએ સત્ય ધર્મનો ઉપદેશ આપ્યો છે તે લક્ષ્યમા ધારો સત્ય ધર્મના કિરણોનો પ્રકાશ પોતાની મેળે સત્યતાનો નિશ્ચય કરાવી શકશે

૨૪ સત્યધન આત્મામા છે તેનો પ્રકાશ કરો સત્ય સુખ આત્મામા છે ક્ષણિક સુખમા વ્યર્થ જીવન હોમો નહિ મન વાણી અને કાયાને સ્વસ્થ કરો આત્માના પ્રકાશથી સર્વને પ્રકાશો તમારા આત્માની બરોબરી કરનાર કોઇ જડ વસ્તુ નથી જડ વસ્તુઓના તમે દાસ નથી માટે જડ વસ્તુઓનું મમત્વ દૂર કરો જ્ઞાનવિના તમારો આત્મા અન્યોનો દાસ છે તત્વજ્ઞાનની પ્રાપ્તિ કરો

૨૫ દુનિયા તમારાથી વિરૂદ્ધ પડે તેથી તમે ગભરાતા નહિ તમારા આત્માને પવિત્ર બનાવો તમો પવિત્ર છો તો જગતના કટુ શબ્દોથી તમારૂ કાઇ બુરૂ થવાનું નથી

૨૬. આધિ નષ્ટ થતાં વ્યાધિ નષ્ટ થશે. માનસિક નિર્મળતાથી શરીર તંદુરસ્ત રહે છે. મનુષ્યો મનથી ઘણા રોગોની ઉત્પત્તિ કરે છે. ભય, શોક, ચિન્તા, અને દીનતા વગેરેના વિચારોને મનમાંથી કાઢી નાખો. અનેક પ્રકારના વ્હેમને દૂર કરો. પશ્ચાત્ ઘણા રોગોને આવતા તમે અટકાવી શકશો.

૨૭. સ્વાર્થ બુદ્ધિ ત્યાગીને પરોપકાર કરો. પ્રતિબદલો લેવાની બુદ્ધિ ત્યાગીને તમે દાન વગેરે કરશો તો તેથી તમારૂં ઉચ્ચ જીવન થશે. અન્યને કંઇ પણ આપવાથી ઉચ્ચ થશો. કંજુસાઇ અને દીનતાના વિચારને દૂર કરો.

૨૮. તમારા માર્ગમાં તમે હાથે કાંટા ન વેરો. તમારો માર્ગ ખુલ્લો કરો. સર્વના ભલા માટે તમારૂં હૃદય ખુલ્લું કરો. તમારા હૃદયથી સર્વ જીવોને ભેટો અને અન્યનાં અશ્રુઓ લ્હુવો. તમારા સરલ સત્ય માર્ગમાં આગળ વધો. દુનિયા શું કહેશે ? તે પર લક્ષ્ય ન આપો. ક્લેશના કાંટાઓને પગ તળે દબાવીને તે ઉપર ચાલો. તમો સહનથી સંકટ વેઠીને તમારૂં કાર્ય સાધશો તો અન્તે દુનિયા તમારા કાર્યને પ્રશંસશે.

૨૯. જાહેર હિમ્મત ધારણ કરો. તમારા સત્યને જગત્માં બ્હાર લાવો. સત્યની પ્રરૂપણા કરો. સત્યનો પ્રકાશ છાનો રહેશે નહિ, સત્યથી તમારો ઉદ્ધાર થવાનો છે.

૩૦. જગતના ભલા માટે કંઇક ભલું કાર્ય કરો. ભવિષ્યની ચિન્તા ન કરો, તમારી પાસે જે કંઇ સારૂં છે તે સર્વના માટે છે એમ માની તેનું દાન કરો.

૩૧. સર્વ જીવોની સાથે બધુભાવ ધારણ કરો. તમારા શત્રુઓનું પણ ભલું ચિંતવો.

૩૨. દુનિયામાં કોઇ પણ બાબત માટે બે અભિપ્રાય પડે છે. દુનિયાના બોલવા પર એકદમ વિશ્વાસ ન મૂકો. જાતે તપાસ કરો અને તેની પરીક્ષા કરો. વિચાર કર્યા વિના કોઇ પણ જાતનો અભિપ્રાય બાંધવો નહિ. તેમજ એકદમ કોઇ બાબતનો અભિપ્રાય બદલવો નહિ.

૩૩. હે મનુષ્ય ! તું જે બોલે તે વિચારીને બોલ. ભાષા સમિતિને ઉપયોગ રાખ. વાણીની કિમ્મત છે. યોગ્ય શબ્દો બોલવાની ટેવ પાડ. શસ્ત્રોના ઘા રૂજાય છે પણ શબ્દોના ઘા રૂજાતા નથી. શબ્દોથી જગત્માં મહાન્ ઉપકાર કરી શકાય છે. શબ્દોની મહત્તા કલ્પવૃક્ષ—

e origin from the points $A$ and $B$ respectively, the diameter of the circle is

(a) $m(m + n)$ (b) $m + n$
(c) $n(m + n)$ (d) $(1/2)(m + n)$

કામકુભ અને ચિન્તામણિ રત્ન કરતા પણ વિશેષ છે શબ્દ બ્રહ્મથી પરબ્રહ્મ જાણી શકાય છે શબ્દોનું સ્વરૂપ સમજવું જોઇએ

૩૪ મનથી ઉચ્ચ થઇ શકાય છે મનથી પરમાત્મપદની પ્રાપ્તિ કરી શકાય છે મનથી શુભ વિચારો કરવાની ટેવ પ્રથમ પાડવી જોઇએ

૩૫ પરોપકાર સમાન અ ય કોઈ ઉત્તમ કાર્ય નથી જે મનુષ્ય પરોપકાર કરી શકતો નથી તે કોઇ રીતે ઉચ્ચ કોટીપર ચઢી શક્તો નથી જે મનુષ્ય પોતાના પ્રતિ થએલા ઉપકારોને અવબોધી શકતો નથી તે અન્યોના પર ઉપકાર કરી શકતો નથી જે ઉપકાર કરવાને આચકો ખાય છે તે મનુષ્ય થવાને માટે પણ લાયક નથી

૩૬ હે મનુષ્ય! ત્હારી જીંદગી પરપોટા જેવી છે તારૂ જીવન સુધાર, મહાત્માઓની સગતિ કર, ધર્મ વિનાની ચતુરાઇ વળ બરોબર છે ધર્મકાર્યો કરીને અમર થા જગતમા કોઇનું ભુરૂ કરીને મરીશ નહિ

૩૭ ઘણો ગભીર મન દયાવત મનુષ્ય ગભીર બને છે સાગરની પેઠે ગભીર હૃદયવાળો થા ગભીર થયા વિના ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થવાનુ નથી ગભીર મનુષ્ય અન્યોના હૃદયો જાણવાને માટે અધિકારી બની શકે છે ગભીર ગુણ વિનાનો મનુષ્ય ભૂડની ચેષ્ટાને ધારણ કરે છે

૩૮ હે મનુષ્ય! અભિમાનના શિખર પર ચડીશ નહિ મન, વાણી, કાયા, લક્ષ્મી અને સત્તાવડે અ યોને દુ ખ દેવા કદી પણ પ્રયત્ન કરીશ નહિ અભિમાન એ એક જાતનો માનસિક વિકાર છે તેના વશમા થએલા પોતાના અધિકારથી ભ્રષ્ટ થાય છે

૩૯ હે મનુષ્ય! તું લક્ષ્મીના તોરમા અ યોને હલકા ગણીશ નહિ લક્ષ્મી તારી સાથે આવનાર નથી લક્ષ્મીના ઘેનમા ઘેરાયેલ મનુષ્ય અને ગાડા માણસમા ફેર જણાતો નથી લક્ષ્મીથી ગાડો બનેલ મનુષ્ય અન્યોને હેરાન કરે છે

૪૦ હે મનુષ્ય! લક્ષ્મીના માટે તું રાતી દીવસ ગદ્ધાવૈતરૂ કરે છે તે જોઇને લક્ષ્મી તારી હાસી કરે છે અને ત્હારી બુદ્ધિની વિભ્રમતા દેખીને મહાત્માઓના મનમા પણ કરૂણા ઉદ્‌ભવે છે

૪૧ હે લક્ષ્મી ધારક ગૃહસ્થ! તું લક્ષ્મીથી સનિપાતિક મનુષ્યની પેઠે વ્યગ્ર કેમ બને છે લક્ષ્મી મર્યા પછી તારી સાથે એક ડગલુ પણ ભરનાર નથી લક્ષ્મી ચચળ છે

૪૨ જે મનુષ્ય લક્ષ્મીનો શુભ માર્ગે સદુપયોગ કરતો નથી તેની લક્ષ્મી અને સ્મશાનની રાખમા ફેર જણાતો નથી જગતના ભલા માટે લક્ષ્મીનો

તે ભવિષ્યમાં વૈરાગી બને છે. વર્તમાનમાં જે વ્યભિચારી હોય છે તે ભવિષ્યમાં બ્રહ્મચારી બને છે. વર્તમાનમાં વૈરી હોય છે તે ભવિષ્યમાં મિત્ર બને છે. કોઇ પણ મનુષ્ય સંબંધી કોઇ પણ જાતનો એકદમ અભિપ્રાય બાંધવો નહિ.

૬૩. દરેક જીવોની સાથે નિષ્કામ સંબંધથી વર્તવાની ટેવ પાડવી જોઇએ. દરેક જીવોપર નિષ્કામ પ્રેમ ધારણ કરવો જોઇએ.

૬૪. પ્રતિદિન અભિનવજ્ઞાન સંપ્રાપ્ત કરવાની ટેવ પાડવી જોઇએ. જ્ઞાન સમાન અન્ય કોઇ ઉત્તમ ધન નથી. જ્ઞાનિની મૈત્રી કરવાથી અનેક પ્રકારના સદ્‌ગુણોનો લાભ મળે છે. સર્વ પ્રકારના દોષોને ટાળનાર જ્ઞાન છે.

૬૫. લઘુતા ધારણ કરનાર મનુષ્ય સર્વ જીવોની સાથે ઉત્તમ સંબંધ બાંધી શકે છે અને લઘુતાથી પ્રભુતા પ્રાપ્ત કરી શકે છે.

૬૬. આત્માની ઉન્નતિ જ્ઞાનથી થઇ શકે છે. અનેક પ્રકારનાં શાસ્ત્રો વાંચીને વા સાંભળીને તત્ સંબંધી વિષયોનું મનન કરવાની જરૂર છે. કર્તાનો આશય તે વખતનો કાળ ઉત્સર્ગ વા અપવાદ માર્ગ તે વખતના પ્રાસંગિક સંયોગો અને વર્તમાન કાળમાં તત્ સંબંધીના વિચારો ઇત્યાદિ સર્વ બાબત ધ્યાનમાં રાખીને દરેક પુસ્તકો વાંચવામાં આવે તો તે તે ગ્રન્થોનું રહસ્ય જાણવામાં સુગમતા થાય.

૬૭. જે મનુષ્યના હૃદયમાં ઉત્તમ પ્રેમ અને ઉત્તમ દયા છે તે મનુષ્ય પોતે પોતાનું ઉચ્ચ જીવન કરે છે અને અન્ય કરોડો મનુષ્યોનું ઉચ્ચ જીવન કરવા સમર્થ થાય છે.

---

# मनुष्यदेह रत्ननी किम्मत.

---

મુ. વલસાડથી લિ. મુનિ બુદ્ધિસાગર. શ્રી અમદાવાદ મધ્યે સુશ્રાવક શેઠ મણિભાઇ દલપતભાઇ તથા ધર્મશ્રદ્ધાળુ ભાઇ જગાભાઇ દલપતભાઇ યોગ્ય ધર્મલાભ. વિ. મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી કંઇ પણ ધર્મની આરાધના કરી લેશો. મનુષ્યદેહ રત્નવડે જૈન ધર્મની સેવા બજાવી લેશો. મનુષ્યદેવ રત્નની ઉત્તમતા માટે નીચેનું દૃષ્ટાન્ત વાંચશો.

પ્રાતઃકાળ થયો. સૂર્યે પોતાના હસ્તવડે વસુધા દેવીને શૃંગાર સજાવ્યા. માનવોનો પ્રવાહ વહન થવા લાગ્યો. વનસ્પતિઓનાં પુષ્પો વિકાસ ભાવને

the origin from the points $A$ and $B$ respectively, the diameter of the circle is

(a) $m(m+n)$ (b) $m+n$

(c) $n(m+n)$ (d) $(1/2)(m+n)$

પામ્યા પક્ષીઓનો કલરવ મનને આકર્ષવા લાગ્યો હું જાગ્રત થઇ સ્નાનાદિ કરી પ્રભુદર્શન કરી આવ્યો અને સદ્ગુરૂના વ્યાખ્યાનનો પણ સમય થયો

સ્ત્રીઓના વૃન્દો ધર્મ પ્રેમસહિત ઉપદેશાલયમા પ્રવેશ કરવા લાગ્યા પુરૂષો પણ હર્ષભર ચાલવા લાગ્યા કેટલાક તો ઉપદેશસ્થાન આગળ બિરાજી ગયા કેટલાક આવતા તે વ્યવસ્થાપૂર્વક પોતપોતાના સ્થાનમા જેમ ક્લમલ થાય નહિ, તેમ જગ્યા શોધી લઇ બેસી જતા હતા સમય થયેલો હોવાથી ગુરૂ વચનામૃત પીવા માટે શ્રોતારૂપી તૃષાતુરોના મન તલપી રહ્યા હતા, અને સમય વ્યતીત થઇ ગયો હોવાથી જેમ પ્રાણીમાત્ર વરસાદની વાટ જોઇ રહે તેમ સદ્ગુરૂજીની પધારવાની વાટ જોઇ રહ્યા હતા, એટલામા તો જ્ઞાનપ્રભા પ્રસારતા શ્રીમદ્ સદ્ગુરૂજી પધાર્યા સર્વ શ્રોતાજનો ઉભય કરજોડી ઉભા થઇ ગયા સર્વેના મુખ પ્રફુલ્લ થઇ ગયા અને સામેના સુદર આસનપર જઇ તેઓશ્રી બીરાજ્યા એ આસન માત્ર કબળનું હતું નીચે એક સુશોભિત પાટ હતી આજુબાજુનો વિભાગ ચદરવા વગેરેથી શણગારવામા આવ્યો હતો મગળાચરણ કરી અમૃતધારા વર્ષાવતા ગુરૂજી કૃપા કરી વ્યાખ્યાન પ્રારભવા લાગ્યા

અનાદિ કર્મલિપ્ત આત્માનો અનત ભવ પરિભ્રમણ થતા શુભ સંસ્કારે માનવ જન્મ સાપડે છે એ જન્મમા જ્યારે સુકૃત કરી શકાતું નથી, સ ત્સગ થઇ શક્તો નથી, આત્મહિત કરનારા સાધનો બની શકતા નથી, અને કોઇ મહત્ પુરૂષનો આશ્રય થઇ શક્તો નથી ત્યારે આ વ્યવહારની અનેક વિપત્તિઓમા માનવને વામના બધન થતું હોવાથી, જ મ મરણનું દુ ખ ભોગવવુ પડે છે, અનેક દુ ખની પરંપરા સહન કરવી પડે છે, અને મહા મહા હેરાનગતિ પ્રાપ્ત થાય છે જ્યા સુધી હાથ પગ સ્વસ્થ છે, સકળ ચક્ષુ આદિ ઇન્દ્રિયો આબાદ છે, વૃદ્ધાવસ્થાની જર્જર દશા આવતી નથી ત્યા સુધી મનના સકલ્પો બરોબર વિકાશમા મુકી શકાય છે, અને ત્યા સુધી આત્મ અનાત્મ સંબધીના વિચારો કરી શકાય છે વૃદ્ધાવસ્થા આવે છે, ત્યારે હાથપગ વડે પ્રભુ પુજન-અર્ચન થઇ શકતું નથી, શ્રોત્રવડે શાસ્ત્ર શ્ર વણ સમજાતું નથી, અને સત્યાસત્યના વિચારો કરવા શક્તિ રહેતી નથી, માટે મનુષ્ય જન્મની સાફલ્યતા કરવા કેમ ઉદ્યમ ન કરવો ?

ગત દિવસના ગુરૂ મહારાજના અમૃત સમાન સદુપદેશથી, મને અનેક તર્કવિતર્ક થવા લાગ્યા અને માનવ જન્મ ફરી શા માટે નહિ મળતો હોય? નિઃસંશય તે જન્મમાજ સ્વાત્મ સાધન થઇ શકવાની શા માટે શ્રેષ્ઠતા બતાવી છે? એ ઉપર એક દ્રષ્ટાંત બીજે દિવસે સદ્ગુરૂ મહારાજે વ્યાખ્યા

નમાં કહી સંભળાવ્યું તે આ પ્રમાણે હતું. ગુર્જર ભૂમિના પશ્ચિમ કિનારા ઉપર એક નાનું ગામ છે. એના ઉત્તર તીરેથી સમુદ્ર પ્રારંભાય છે. સમુદ્ર જળક્ષારનો વિભાગ એ ભૂમિમાં કંઇક અધિકતર હોવાથી બરાબર તે ગામમાં અનાજ વગેરે પાકતું નહતું, પરંતુ સામાન્ય ગરીબ માણસો અનાજ પકવતા અને પોતાનો નિર્વાહ ચલાવતા. ઠેઠ સમુદ્ર તટની લગભગ એક ખેતર હતું ત્યાં એક ખેડુત બહુ વાર ખેતી પકવતો, પણ તેમાં કાંઇ મનમાન્યું અનાજ ઉત્પન્ન થતું નહીં. મૂળ બાપદાદાનું ખેતર એટલે આ બિચારા ખેડુતથી તેને તજાતું પણ નહિ, તેમ તેમાં અનાજ પણ બહુ પાકતું નહીં એટલા માટે વખતો વખત બહુ નિરાશ થતો હતો. આવી રીતે એણે ઘણાં વર્ષો વ્યતીત કર્યાં, છેવટે વૃદ્ધાવસ્થા પણ આવી પહોંચી. તેમ લાકડી શિવાય ચાલવાને પણ જરા અશક્તિ આવી પહોંચી, વર્ષાઋતુનાં જળ વર્ષાવતાં વાદળ પણ બંધ થયાં. આકાશ નિર્મળ જણાવા લાગ્યું. પથિકોના માર્ગો ખુલવા લાગ્યા. ઇંદ્ર ધનુષ્ય જાણે ઇંદ્ર દેવે પાછું ખેચી લીધું હોયની ? મેઘ પણ પોતાની વિજય દુંદુભી વગાડતો જાણે કઇ દિશામાં ઉતરી પડયો ? વર્ષાવટી શરદ્‌નો પ્રારંભ થયો. ખેતરમાં બાજરીનું વાવેતર હતું તેનો પણ પાક થયો. વચ્ચે માળો બાંધી આ ખેડુત હંમેશાં પંખીઓને ટોવા (ઉડાડવા) સારૂ આવતો હતો. કેટલીક સમુદ્ર કાઠાની કાંકરીઓ લાવી ગલોલમાં રાખી એ પંખીઓને ઉડાડતો. વખતે સુતરની લાંબી વણી કાઢેલી ગલોલમાં મોટા પાશેર ભારના કાંકરા લઇને પણ એ ખેતરને ટોતો હતો. આવા દિવસોમાં એક દિવસ ખેડુત સવારમાં ખેતરમાં આવ્યો ચારે તરફ દષ્ટિ કરી વિચાર કરે છે તો તેને એકદમ અફસોસ થઈ આવ્યો, કારણ કે અનાજનો પાક જોતાં એને માલુમ પડી આવ્યુ કે ઓણની સાલ અનાજ દશમણ પણ પાકી શકે તેમ નથી; હવે બાર માસ કેની રીતે નિર્વાહ કરવો ? પણ એ-ટલા દાણા લઇ તો લેવા એવું નક્કી કરી દીલગીરી છતાં પણ કેટલાક પત્થર લેવા સારૂ સમુદ્ર કાંઠે ગયો તો આજે એને એક આશ્ચર્ય દેખાયું.

કેટલાક ચળકતા પત્થરની એક નાની સરખી ઢગલી જોઇ તેણે વિ-ચાર્યું કે આખા જન્મારામાં મ્હેં આવા પત્થર જોયા નથી અને આજે કયાંથી જડી આવ્યા ? હોય ! સમુદ્ર કિનારે આવા અનેક જાતના પત્થર હોય ! પણ આપણે તો તે ઉઠાવી લેવા જોઇએ અને આજને માટે ગલોલમાં તથા ગોફણમાં નાંખવાના પત્થર પૂરતા મળી આવ્યા. ઠીક કહી આશરે કેટલાક પત્થરની ફાંટ ભરી ખેતરમાં ચાલ્યો માળા પર ચડી લલકારા બંધ શબ્દોના હોકારા કરતો ગોફણમાં પત્થર ફેંકવા લાગ્યો ને છેવટે સર્વે પત્થર સમુદ્ર ભણી ફેંક્યા, તે સર્વે સમુદ્રમાં જઇ પડયા.

ચળકતો પત્થર માત્ર એક અવશેષ રહ્યો તેને પોતાના છોકરાને રમવા યોગ્ય માની ફેંકી નહીં દેતા રાખીજ મૂક્યો વાચકગણને વિદિત હશે કે એવા સ્થાને-એવા આશ્રમોને ત્યા-તેણનાર વાણીઆઓ પોખાં ખાવા સારૂ જઇ ચડે છે એક શેઠ તેના ખેતરમા ગયા તો તેણે આદરભાવપૂર્વક પોખ ખવડાવ્યો શેઠજી ઉઠીને પોતાના ઘર તરફ આવે છે એટલામા પેલો ચળકાટ ભર્યો પત્થર તેણે જોયો તુરતજ હાથમા લઇ અવલોકે છે તો તેને માલુમ પડી આવ્યુ કે આ કંઇક કિમતી પત્થર છે શેઠે પુછ્યુ કે અલ્યા ડોસા, આ પત્થર તું કયાથી લાવ્યો? ત્યારે તેણે કહ્યુ કે શેઠ સાહેબ આ દરિયાને કાઠે આજે સવારે જ્યારે હું ગયો હતો ત્યારે આમાના કેટલાક પત્થર મને મળ્યા અને મર્વે ગોફણ તથા ગનોતમા મ ફેંકી દીધા છે, માત્ર આ એક અવશેષ રહ્યો છે એને મારા છોકરાને રમવા માટ રાખેલ છે શેઠે જાણ્યુ કે સમુદ્રને કાંઠેથી જડેલ છે આમા કાઇક ઝવેરાત જણાય છે પણ આ અબુધ આને જાણી શકતો નથી માટે હું સમજાવીને તેની પામેથી છીનવી તો લઉ આવા વિચાર કરી કહેવા લાગ્યો કે અરે ભાઇ તારા છોકરાને પત્થરનું કામ છે કે ખાવા પીવાનું? જો તને છોકરા માટ દસ શેર પતાસા અપાવુ તો તું રાજી થાય કે નહિ? પેલો ખેડુત વિચારવા લાગ્યો કે આ પત્થરના દસ શેર પતાસા આવે જેની કિમત પણ રૂપીઆ એક કે મવાની થાય પછી શા માટે ના પાડવી, એમ ધારી તે બ લ પતાસા લેવાની હા પાડી શેઠે પણ તે પત્થર લીધો અને તેના કહ્યા મુજબ પતાસા મોકલી દીધા

શેઠ હવે વિચારવા લાગ્યા કે આ જવાહીરની કિમત મને જડતી નથી એ માટે પામેના બીજા મોટા શહેરના ઝવેરી પામે જઉ, એમ ધારી પામેના શહેરના ઝવેરી પામે જઇ કહ્યુ કે ઝવેરી સાહેબ! મારા ઘરમા ઘણા દિવસથી કોઇ એક જવાહીર છે અને તેને મારે વેચવાનો ઇરાદો છે, તો તેને આપ કયા સુધીની કિમતે ખરીદવા ચાહો છો? તેણે તે રત્ન જોઇ વિચાર્યુ કે આવુ રત્ન આજ સુધી આપણને પ્રાપ્ત થયુ નથી કઇ વડુ કિમતનું છે, પણ લાગે છે કે સો રૂપીઆથી અધિક કિમતનું છે તેણે સો રૂપીઆ સુધીની કિમત આપવા બતાવી વેચવા આવનારે તો દસ શેર પતાસા બદલ સો રૂપીઆ આવતા જોઇ આપવા ખુશી બતાવી અને ઝવેરીએ સો રૂપીઆ આપી રત્નને ખરીદી લીધુ તે ખરીદનારે અમદાવાદ જેવા મોટા શહેરમા ઝવેરીને દેખાડ્યુ તેણે હજાર રૂપિયા આપી તે જવાહીર ખરીદી લીધુ અમદાવાદથી તે વ્યાપારી મુમઇ વેચવા ગયો, કારણ કે તેને પણ ખરી કિમત જણાઇ નહિ, મુમઇના મોટા કિમતદાર ઝવેરીને

તે રત્ન બતાવ્યું. તે પણ તે રત્ન જોઇને અજાયબ થયો, અને વિચાર કરવા લાગ્યો કે ઘણા વરસોથી વ્યાપાર કરીએ છીએ, તોપણ આવું કોઇ અપૂર્વ રત્ન આપણી ઉમ્મરમાં ઉપલબ્ધ થયું નથી; તોપણ માલુમ પડે છે કે આશરે એ રત્નની એક લાખ રૂપિયા કરતાં અધિક કિંમત છે. માટે તેણે અમદાવાદવાળાને એક લાખ રૂપિયા આપીને વિદાય કર્યો. મુંબાઇવાળો ઝવેરી તુરત ટ્રેનમાં કલકત્તે ઉપડી ગયો, ત્યાં જઇ મોટા ઝવેરીને તે રત્ન દેખાડ્યું તે મોટો ઝવેરી રત્નને જોતાં તુરતજ દિઙ્ગમૂઢ થઇ ગયો ને વિચારવા લાગ્યો કે આ રત્ન બહુજ અપૂર્વ છે. **न भूतो न भविष्यति.** આવું રત્ન આપણી ઉમ્મરના કોઇ પણ ભાગમાં આપણે જોયું નથી. તો પણ લાગે છે કે આસરે કરોડ રૂપૈયા ઉપર કિંમત હોવી જોઇએ. એમ નિશ્ચય પર આવી તે મુંબઇવાળાને એક કરોડ રૂપીઆની નોટો આપી વિદાય કર્યો. કલકત્તાવાળો વ્યાપારી લાગલોજ યુરોપ જતી સ્ટીમરમાં બેસી ગયો અને લંડનમાં કોઇ મોટી ઑફીસવાળાને ત્યાં તે રત્ન વેચવા તેણે જીજ્ઞાસા દેખાડી. યુરોપીઅન વ્યાપારીઓ પણ તેને જોઇ અજાયબ થયા અને પરસ્પર પૂછવા લાગ્યા. છેવટે તેમને માલુમ પડી આવ્યું કે આની કિંમત આશરે એક અબજ કરતાં અધિક છે. પણ ચોક્કસ નિર્ણયપર આવી શકાતું નથી પણ અબજ તો અનુમાન માત્ર થાય છે. કલકત્તાવાળા વ્યાપારીને કહ્યું કે શેઠ સાહેબ! જો કે આ રત્ન આપને વેચવા યોગ્ય છે. આપ વેચવાને માટેજ આવ્યા છો. જો કે હમો આપને કંઇ આપી શકતા નથી. પણ એક અબજ રૂપિયા આપીએ છીએ. આશા છે કે કલકત્તાનિવાસી મહાશયજી આપ ખુશી થઇ અમારી આપેલી કિમ્મત સ્વીકારશો. વેચનાર હિન્દીએ વિચાર્યું કે કરોડ બદલ અબજ આવે છે. મને આ મોટા વ્યાપારીઓ કહે છે કે કઇ પણ આપતા નથી. નજરાણો માત્ર બતાવીએ છીએ. તે ખુશી થઇ તુરત અબજ રૂપિયા લઇ રત્ન આપી ચાલતો થયો. યુરોપના વ્યાપારીઓમા મોટો ખળભળાટ ઉઠ્યો કે આવું રત્ન આપણે પણ કદી જોયું નથી અને કિંમત પણ કરી શકતા નથી તોપણ **ज्ञान सारोपि खल्वेकः संदिग्धे कार्य वस्तुनि ॥** માઘ કવિ કહે છે કે જેમ માણુસ જાતે જાણુતો હોય પણ એકલો સ્વકાર્યમાં સંદિગ્ધ થાય છે; માટે અમારાં કરતાં પણ વિશ્વમાં વધારે કિંમત કરનારાઓ છે, તેથી મારા મિત્ર અમેરીકન જોડે આની કિમ્મત કરાવી આવું. અને વખતે પૂછી આવું અને લાગ મળે તો વેચી પણ આવું. એવો તેઓમાંના એકે વિચાર કીધો. તે પણ અમેરિકા જવા સ્ટીમરમાં બેસી ગયો. સમુદ્રના તરંગોની માળાઓ

વિચ્છેદી નાખનાર આગબોટ જોસબંધ ઉપડી, પૃથ્વીના ટાપુઓ જણાતા બંધ થયા જળ અને આકાશના છેડાઓ ચારે તરફ સંપુટ જેવા જણાવા લાગ્યા પશુ પક્ષીઓના સંચાર જાણે કઈ દિશાએ ચાલ્યા ગયા. જોતજોતામાં પાતાળ ભેદી જળમાર્ગે થઇ નિકળતો શ્વેત બરફનો ગિરિ હોય એવા અમેરિકાના ભવનોની શ્વેતપ્રાકાર શ્રેણિ જણાવા લાગી સ્ટીમર જઇ પહોચી ઉતારૂઓ ઉતરી પડયા, જોડે આપણો યુરોપિયન વ્યાપારી પણ ઉતર્યો યોગ્ય માધનપૂર્વક સ્વમિત્રને ત્યા જઇ પહોચ્યો જતા પહેલા તાર પણ આપી દીધો હતો અને મિત્રે પણ ઘટતી રીતે મેળાપીને માન આપી મત્કાર કરી લીધો પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા બાદ યુરોપીયને પોતાના આવવાની વાત દર્શાવી રત્ન દર્શાવ્યુ અમેરીકને વિલોક્યુ અને કઇ ઓર પ્રકારની નજર તેને બેસી ગઇ હૃદયમા સંકલ્પ કરી દીધો કે આ રત્નની પ્રથમ ઓળખાણ આપવી ઘટતી નથી પણ તેના ખરીધા પછી બીજી વાત!!! તેણે કહ્યું મારા માનવતા સાહેબ!!! જો કે આ રત્નની કિંમત કરાવવા તદુપરાત ધ્યાન પહોચે તો વિક્રય કરવાને આપ સાહેબ પધાર્યા છો પણ આની કીંમત આપતા હુ બહુજ અચકાઉં છુ મારી હીંદ ખાતાની અમેરીકામા રહેલી પેઢીઓ, તેનો વ્યાપાર, સ્થાવર તથા જંગમ મીલકત, જેની કિંમત દસ અબજ કરતા અધિક થાય છે તે સર્વ તમને આપી ફક્ત મારા છોકરા બૈરા મારા પિતા એટલા માણસોને તથા મને વર્જિને સર્વ મિલકત આ રત્ન બદલ આપુ છુ તે કૃપા કરીને સ્વીકારશો અને મિત્રતા ખાતર આ રત્ન મને આપશો તો હું આપનો મોટો ઉપકાર માનીશ યુરોપીયને ખુશી થઇ તેને વેચી તમામ મીલકત પોતાને સ્વાધીન કરી લીધી

જ્યારે એક તરફથી અમેરીકન વ્યાપારી પોતાની જીન્દગાનીની તમામ મીલકત ગુમાવી બેઠો ત્યારે આખા દેશમા એકે અવાજે હાહાકાર થઇ ગયો અને પરસ્પર લોકો કહેવા લાગ્યા કે ગજબ થઇ ગયો! અરે! ફલાણાનું મગજ એકદમ ફરી ગયુ, ગાડો થઇ ગયો છે કે શુ? એ રત્નમા શુ ભાળ્યુ કે તેણે બાપદાદાની મીલકતપર પણ પાણી ફેરવી દીધુ એના પિતા પરદેશ ખાતે ગયા છે છોકરાએ એકલાએ આ સાહસ કર્યું છે તેઓ આવશે ત્યારે છોકરાને ખુબ ઉપાલંભ આપશે એમ જણાય છે અને તે વખતે તે કહેશે શુ?

આ પ્રમાણે જ્યારે વાતચીત થાય છે ત્યા તેના પિતા પણ આવી પહોચ્યા આવતા પહેલાં તો જનાપવાદે તે ડોસાના કર્ણ પૂરી દીધા ડોસાએ ધૈર્ય આણ્યુ અને વિચાર્યું કે છોકરો કંઇ તદન નાદાન નથી, મારા કરતાં

તેની નજર સારી બેસે છે. માટે મને તો અનુમાન થાય છે કે તેણે કાંઇ ફીકર કરવા જેવું કીધું નહિ હોય ?

વૃદ્ધ વ્યાપારી પિતા, પોતાના ઘરભણી જઇ પહોંચ્યા તો પહેરેગીરો પારકા દીઠા. અંદર છોકરાઓ પારકા રમે, અને કમ્પાઉન્ડ આગળ બોર્ડ પણ યુરોપીયન વ્યાપારીનું ટંગાયલું જોયું, એટલામાં તેનો છોકરો ત્યાં આવી પહોંચ્યો. પિતાને પોતાના ભાડે રાખેલ ઘરમાં લઇ ગયો અને રત્ન દેખાડયું. આશ્ચર્ય થયું. લોક ટોળેટોળાં મળી જોવા લાગ્યું. અને નક્કી કરી બેઠા કે જરૂર છોકરાએ ભગદળ કાઢયું. અનિષ્ટ કર્યું. જુઓ આ પ્રત્યક્ષ! આશ્ચર્ય એ હતું કે રત્ન ખરીદનારના પિતા આક્રંદપૂર્વક એકદમ રત્ન જોઇ અશ્રુપાત કરવા લાગી ગયા. સારા સભ્યો પણ કહેવા લાગ્યા કે હે તરૂણ પુરૂષ! આ તારા પિતાને દુઃખકર વ્યાપાર તેં શા માટે કીધો ? તારે તેને પૂછવા સારૂ તો બે ઘડી રહેવું હતું ? શા માટે આ સાહસ કર્યું ? આવું અયોગ્ય કામ કદી પણ કરવું જોઇએ નહિ. પિતાને પણ લોકો આશ્વાસન આપવા લાગ્યા, હે વૃદ્ધ પુરૂષ! આપશ્રી સર્વ સમજો છો, આપને શિખામણ આપવા યોગ્ય કંઇ નથી, તમો બીજાને શિખામણ આપો તેવા છો, જે કર્મમા હોય તે થયા કરે છે, માટે આપ અફસોસ ના કરો. એટલું બોલતામાં ડોસા બોલી ઉઠયા કે ભાઇઓ!

**હું મારો છોકરો છેતરાયાની ફીકર કરતો નથી, પણ યુરોપિયન વ્યાપારી અને તેની દયાની ખાતર મારો આ શોક છે. આ રત્નની કિંમત એટલી તો અધિક છે કે જો કે હું રત્ન ખરીદનારનો પિતા છું, તેને પણ તેણે રત્નના બદલામાં વેચ્યો હોય તોપણ રત્નની કિંમત થઈ શકે તેમ નથી.**

વૃદ્ધ ડોસાનાં આવી રીતનાં વચન શ્રવણ કરી સર્વ લોકો દિઙ્મૂઢ થઇ ગયા. અને કહેવા લાગ્યા કે કર્મ અવળું હોય ત્યારે ઘરનાં તમામ માણસોને પણ અવળુંજ ઉકલે. આપણે જાણતા હતા કે વૃદ્ધ આવી છોકરાને કંઇક ઠપકો દેશે પણ આ તો તેમ ન કરતાં અનુમોદન આપી બેઠો.

ઘડીભરનો આનંદ કુતુહળ જોઇ લોકો વેરાયા. વૃદ્ધ અને તેના છોકરાએ મળી રત્ન લેઇ વિચારી કાઢયું કે આ કંઇ રત્ન સામાન્ય નથી પણ પારસમણિ છે. યથાવત્ સન્માનપૂર્વક રત્નને પૂજ્ય માની તેની વિનંતી કરી તેમણે ઇપ્સિત મેળવવા માંડયું. જે જે સંકલ્પો કરવા લાગ્યા તે ફળવા લાગ્યા અને ઘરમાં જેટલું દ્રવ્ય પહેલાં હતું તેટલું બલ્કે તે કરતાં પણ અનંત

ઘણું મેળવી હરએઇ વાતે સુખી થઇ ગયા, નીરોગી થઇ ગયા, પુત્રવાન્ થઇ ગયા, ધર્મીષ્ટ થઇ ગયા અને એવ્હ્ર રીતે આનન્દ આનન્દ છવાઇ ગયો હાસ્ય કરનારનુંજ હાસ્ય થઇ રહ્યું અત્ર તો સત્ય હૃદયોર્મીપૂર્વક આનન્દરૂપ હાસ્ય થઇ રહ્યું

આ પ્રમાણે દૃષ્ટાંત આપી મુનિમહારાજ સર્વ શ્રોતાઓ પ્રત્યે કૃપા કટાક્ષ વર્ષાવતા બોલવા લાગ્યા કે "હે પ્રિય શ્રોતાજનો ! આ દૃષ્ટાંત સાભળી તમને સમજાવવામા આવે છે તે સાભળવા આશા છે કે એકાગ્ર ચિત્ત થશો "

હે ભવ્ય પુરૂષો ! આ સસારમા અનેક જીવો અનેક પ્રકારે આજીવિકા ચલાવે છે સસારરૂપ સમુદ્ર છે તેમા નરભવરૂપ પારસમણિ છે, જીવરૂપ ખેતીકાર છે કોઇ વખત પરિભ્રમણ કરતા કરતા મનુષ્યભવ પ્રાપ્ત થાય છે પેલા ખેડુને મનુષ્ય ભવરૂપ પારસમણિની દસ શેર પતાસાની કિંમત આફી અમદાવાદના ઝવેરીએ સો રૂપૈયાની કિંમત આકી તે પૂર્વે જણાવ્યુ તેનો સાર એ છે કે મોઇ જીવ મનુષ્ય દેહની કિંમત દસ શેર પતાસાની પેઠે ગણી વિષયસુખ ભોગવવા પ્રયત્ન કરે છે કઇ પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતો નથી વનના રોઝની પેઠે મનુષ્યનું શુ કર્તવ્ય છે તેને જાણી શકતો નથી પશુ પક્ષીની પેઠે ફક્ત ખાવા પીવામાં પ્રયત્ન કર્યા કરે છે પરમાત્મા, આત્મા, કર્મ અને ધર્મનું સ્વરૂપ જરા માત્ર પણ જાણવા ઇચ્છા કરતો નથી અસાર પદાર્થો માટે લડાઇ ટટા કરે છે જીવહિંસા, જૂઠ, ચોરી, અને વ્યભિચારઆદિ પાપ કર્મોને સેવે છે અજ્ઞાનતાના યોગે કોઇનુ ભલુ કરવા પ્રયત્ન કરતો નથી તે મનુષ્યભવરૂપ રત્નને રાગદ્વેષરૂપ સસારમા ફેંકી દે છે નર જીંદગીનો અવશેષ ભાગ મોજમઝામા ગાળી તેને પુરી કરી દે છે એવા મૂઢ જીવો પેલા ખેડુતના જેવા મૂઢ સમજવા જે જીવો મનુષ્ય ભવ પામીને ધન, પુત્ર, અને કલત્રાદિમા આસક્તિ રાખે છે, સાસારિક ક્ષણિક સુખના સ્વાદ માટે મહાકાળ ધધારોજગારમા વિષ્ટાના કીડાની પેઠે રાચીમાચી રહે છે, સ્ત્રીઓ અને પુત્રોના સુખ ભોગવવા માટેજ જીવન ધારણ કરે છે, ગમે તેમ કરીને પૈસો પેદા કરવો, કુદેવ, કુગુરૂઓ અને કુધર્મમા આસક્ત થવુ ધન માટે યજ્ઞ કરાવવા અને તેમા પશુઓ હોમવા, મલીન દેવીઓની ઉપાસના કરી શત્રુઓને મારી નાખવાનો ઉદ્યમ કરવો, પોતાના સુખને માટે હજારો પ્રાણીઓનો નાશ કરવો, ધર્મને વિષય સુખ માટે આરાધવો, વિષય ભોગ ભોગવવા માટે શરીરની સફલતા માનવી, જ્ઞાન માર્ગથી દૂર રહેવુ પરભવ, દેવલોક અને નરક વગેરે ન માનવા,

ઇત્યાદિ જે કુવિચારો અને કુઆચારોને ધારણ કરે છે તે મનુષ્ય, ભવરૂપ રત્નની સો રૂપૈયા જેટલી કિંમત આંકે છે.

મનુષ્યો, સ્વાર્થના માટે કુધર્મનું સેવન કરે છે અને મ્હારા ત્હારા-પણાની બુદ્ધિ ધારણ કરી આ મારો દેશ અને આ પારકો દેશ એવી કલ્પના કરે છે, પોતાના સુખને માટે ગુરૂઓ, અને રાજા વગેરેનો પણ તિરસ્કાર કરે છે, જેઓ જેમાં જન્મ્યા તેનેજ પોતાનો દેશ માની પોતાનો આત્મારૂપ જે સ્વદેશ છે તેનું જ્ઞાન કરતા નથી, જેઓ ધન, દેશ, અને પુત્રાદિકની ઉન્નતિનેજ ખરી ઉન્નતિ માને છે, જેઓ રાગ અને દ્વેષમાં ફસાઇ જઇ જ્યાં ત્યાં લ-ડાઈઓ કરે છે, જેઓ ખરા દેવ અને ખોટા દેવને જાણી શકતા નથી, જેઓ તન, મન, અને ધનથી વૈષયિક સુખ ભોગવવા પ્રયત્ન કરે છે, જેઓ પર પ્રાણીનાં દુઃખ દેખી દયા લાવતા નથી, જેઓ ધર્મ કરે છે પણ તેમાં કાંઇ પણ સમજતા નથી, જેઓ ધર્મની ક્રિયા સંસારનાં સુખ માટે કરે છે, જેઓ દૃષ્ટિ રાગથી પોતાના ધર્મનેજ સત્ય માની ખરો ધર્મ સમજવા પ્રયત્ન કરતા નથી, જેઓ ખરા ધર્મને અસત્ય માને છે અને કુદેવ, કુગુરૂ, અને કુધર્મની ભક્તિ કરે છે, નીતિનો આચાર પાળે છે–તોપણ દુનિયાની કીર્તિને માટે અને દુનિયાના ઇષ્ટ પદાર્થો માટે ધર્મ સેવે છે, જપ, તપ, અને ભક્તિ પ્રમુખ કરે છે પણ જેઓ ઓઘ સંજ્ઞાથી કરે છે, અજ્ઞાન કષ્ટ તપ કરે છે, મિથ્યાત્વ ધર્મની ક્રિયાઓ કરે છે, ધર્મને બ્હાને થોડી ઘણી લક્ષ્મી ખરચે છે જેમાં થોડું સત્ય રહેલું છે અને ઘણું અસત્ય રહેલું છે એવા શાસ્ત્ર જેઓ વાંચે છે, અને ધારે છે, તેવા મનુષ્યો, ભવરૂપ રત્નની કિંમત –કંઇક ધર્મના લીધે–લાખ રૂપૈયાની આંકે છે.

જેઓ અરિહંત દેવને દેવ તરીકે જાણે છે, જિનાજ્ઞાપાલક પંચ મહા-વ્રતધારક ગુરૂને ગુરૂ તરીકે માને છે, વીતરાગના કહેલા ધર્મને ધર્મ તરીકે માને છે, જેઓ નવ તત્ત્વને જાણી તેની શ્રદ્ધા કરે છે, જેઓ નરક, સ્વર્ગ, પુણ્ય, પાપ, જીવ, અજીવ, મોક્ષ, પરમાત્મા અને કર્મ આદિની શ્રદ્ધાને સમજીને ધારે છે, જેઓ ખરાને ખરૂં જાણે છે પણ કર્મના ઉદયથી તે પ્રમાણે વર્તી શકતા નથી, જેઓ દેવ ગુરૂ અને ધર્મની ભક્તિ કરે છે, જેઓ ધર્મ કર-નારાઓને સહાય આપે છે, જેઓ મોક્ષમાં જવાની ઇચ્છા ધારણ કરે છે, જેઓ સાંસારિક સુખને દુઃખરૂપે જાણે છે, જેઓના રાગદ્વેષ મન્દ પડયા છે, જેઓને અધ્યાત્મ સુખ ઉપર પ્રેમ લાગ્યો છે, જેઓ અપેક્ષાથી પ્રભુનાં વચનો સમજી શકે છે, જેઓ પોતાના આત્માને તારવા માટે વૈરાગ્ય ધારણ કરે છે, જેઓના હૃદયમાં દયા છે તેઓ મનુષ્યભવરૂપ રત્નની કરોડ રૂપિયા જેટલી કિંમત આંકી દે છે એમ અત્ર સામાન્યપણે સમજવું.

જેઓ ક્રોધ, માન, માયા અને લોભનો નાશ કરવા પ્રયત્ન કરી તેની મન્દતા કરે છે, જેઓ બાર વ્રતને ધારે છે, જેઓ દેવ, ગુરૂ અને ધર્મની આરાધના કરે છે, જેઓ સસારમા રહ્યા છતા પણ જળકમળની પેઠે નિર્લેપ રહે છે, જેઓ પાઠશાળાઓ અને જૈન ગુરૂકુળો સ્થાપે છે, જેઓ સસારને બન્ધન તુલ્ય ગણે છે, જેઓ યથાશક્તિ ધર્મ કરે છે, જેઓ પાપ કાર્યોનો દેશથી ત્યાગ કરે છે, જેઓ વીતરાગના શાસ્ત્ર સાભળી આત્માની ઉન્નતિ કરવા પ્રયત્ન કરે છે, જેઓ દાન, શીયલ, તપ અને ભાવનાનું યથાશક્તિ સેવન કરે છે, જેઓ ધર્મની સર્વ ક્રિયાઓ સમજીને કરે છે, જેઓને સામારિક સુખ છે તે વિષના મરણુ લાગે છે, જેઓ અન્ય જીવોના આત્માને પોતાના જેવા ગણી દુ ખ દેવા પ્રયત્ન કરતા નથી, જેઓ શ્રદ્ધા, વિવેક અને ક્રિયામા સ્થિર હોય છે, જેઓ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી યોગજ્ઞાન વડે આત્માની ઉન્નતિ કરવા દૃઢ સકલ્પ કરે છે, જેઓ જગતનો ઉદ્ધાર કરવા સસાર સુખનો ત્યાગ કરવા ઇચ્છા ધારણ કરે છે, જેઓ ગભીરતા, વિનય, વિવેક, પ્રેમ અને ભ્રાતૃભાવ આદિ સદ્ગુણોને ધારણ કરે છે તેવા મનુષ્યો, ભવરૂપ રત્નની કિંમત અબજ રૂપૈયા જેટલી આકે છે એમ સમજી લેવુ

જેઓ પરમાત્મપદ પ્રાપ્ત કરવાને અને પરમાત્માના દર્શન કરવાને સસારનો ત્યાગ કરે છે, જેઓ એકેન્દ્રિયથી માડી પચેન્દ્રિય પર્યંત સર્વ જીવોને પોતાના આત્મા સમાન લેખી સર્વેની દયા પાળવી આદિ પચ મહાવ્રતને ધારણ કરે છે, જેઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરે છે, જેઓ જગતનો ઉદ્ધાર કરવા ધર્મના વિચારો ધારે છે, જેઓ મન, વાણી અને કાયાથી અન્યોનું ભલુ કરવા પ્રયત્ન કરે છે, જેઓ આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરે છે, જેઓ સત્ય ધર્મનો ઉપદેશ આપે છે, જેઓએ સાંસારિક સુખનો ત્યાગ કર્યો છે, જેઓ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિને સેવે છે, જેઓ રાગ દ્વેષનો સપૂર્ણ ત્યાગ કરવા પ્રયત્ન કરે છે, જેઓ અહ મમત્વભાવનો ત્યાગ કરે છે, જેઓ સચ્ચિદાનદ સ્વરૂપમય પોતાના આત્માને જાણે છે, જેઓ મરણુ પણ ખુર ઇચ્છતા નથી, જેઓ આત્મદેશને પોતાનો માની માયારૂપ દેહને પર માની તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે, જેઓ મોહ, માયા, કામ અને અજ્ઞાન આદિ દુર્ગુણોનો નાશ કરવા સદાકાળ જ્ઞાન ધ્યાનમા રમણતા કરે છે, જેઓએ કનક, કાન્તા અને ઘર વગેરેનો અનન્ત સુખ માટે ત્યાગ કર્યો છે, જેઓએ અનન્ત સુખ પ્રાપ્ત કરવા માટે સર્વની મમતા ત્યજી છે, જેઓ અપ્રમાદ દશામાં રહે છે, જેઓ ઉપરના ગુણસ્થાન કે આત્મશક્તિથી ચઢવા કરે છે, જેઓ

અધ્યાત્મ જ્ઞાનવડે શુદ્ધોપયોગમાં રમે છે, જેઓ આત્માની પરમાત્મ સત્તાને પ્રગટ કરવા ક્ષણે ક્ષણે ઉપયોગમાં રહે છે, તેવા મનુષ્યો આ મનુષ્યભવરૂપ પારસમણિની કિંમત અનંત ગણી આંકે છે.

આ ઉપનયથી સમજવું કે આ દેહની અનંત ગણી કિંમત છે જેનામાં જેટલી બુદ્ધિ છે તેટલી તેની કિંમત આંકી તે વડે સ્વબુદ્ધિ પ્રમાણે કાર્યો કરે છે. ખરેખર પરમાત્મપદની પ્રાપ્તિ માટે મળેલા મનુષ્ય ભવને મૂઢ પુરૂષો હારી જાય છે. જેની અંતર ચક્ષુ ખીલી છે એવા જ્ઞાની પુરૂષો, મનુષ્ય ભવની અનંત ગણી કિંમત આંકી પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. આ દૃષ્ટાંતથી હૃદય સાધ્ય વસ્તુનો વિવેક પ્રગટાવી આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો. જ્ઞાન, દર્શન, ચરિત્ર, અનંત સુખ અને અનંત વીર્ય ગુણમય આત્મા છે; તે ગુણો પ્રગટ કરવા માટેજ મનુષ્ય દેહ રૂપ પારસમણિનો ઉપયોગ કરવો. એ પ્રમાણે જેઓએ ઉપયોગ કર્યો છે તેઓ સિદ્ધબુદ્ધ પરમાત્મા થયા અને થશે, ભવ્ય જીવોએ પણ તે પ્રમાણે સાધ્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરી અનત સુખની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યભવરૂપ રત્નના દૃષ્ટાંતની સફલતા જાણવી. જૈન ધર્મના ઉદ્ધાર માટે મનુષ્ય દેહ વડે પ્રયત્ન કરવો જોઇએ. જૈનોનો ઉદય કરવા આત્મભોગ આપવો જોઇએ. વારંવાર મનુષ્ય જન્મ પ્રાપ્ત થનાર નથી, માટે ઉપર્યુક્ત દૃષ્ટાન્તનું મનન કરી ધર્મમાં લક્ષ્ય ધારવું. ॐ शान्तिः ३

---

## धर्मनुं संक्षिप रहस्य.

---

**शास्त्रं बोधाय दानाय धनं धर्माय जीवितम् ।**
**वपुः परोपकाराय धारयंति मनीषिणः ॥**

અર્થ—જ્ઞાની મનુષ્યો શાસ્ત્ર, બોધને અર્થે ધારણ કરે છે અને બુદ્ધિશાળી પુરૂષો ધન દાનાર્થે ધારણ કરે છે અને શરીર પરોપકાર માટે ધારણ કરે છે. દુનિયામાં શાસ્ત્ર અનેક પ્રકારનાં છે. વળી અનેક પ્રકારની ભાષાઓથી શાસ્ત્ર રચાયાં છે, વળી પ્રત્યેક શાસ્ત્રો પોતપોતાનાં વિષયોને પ્રતિપાદન કરે છે, દુનિયાના પદાર્થોના વર્ણન અર્થે પણ અનેક શાસ્ત્ર રચાયાં છે, તે સર્વ શાસ્ત્રો વાંચતાં વાંચતાં આયુષ્ય પણ પૂર્ણ થઇ જાય, તોપણ જગતના શાસ્ત્રોનો પાર આવે નહિ, ત્યારે અનેક ભાષાનાં અનેક શાસ્ત્રોમાંથી પ્રથમ

કોનું વાચન કરવુ જોઇએ વળી દુનીઆમા અનેક પ્રકારની જાહેર ખબરો આપનાર માસિક પત્રો તથા મપ્તાહિક પત્રો, તથા પ્રતિદિન નિકળતા પત્રો પ્રગટ થતા દેખાય છે વળી ધર્મતત્ત્વની પણ વ્યાખ્યા કરનાર અનેક શાસ્ત્રો મોજુદ છે અને દરેક ધર્મના પ્રવર્તકો પણ પોતપોતાના ધર્મનો ફેલાવો કરવા માટે કમર કશી તન મન ધનથી પ્રયત્ન કરે છે अपना बोर मीठा એ કહેવતને અનુસરી સર્વ પોતપોતાના ધર્મ ગ્રથોનુંજ એકાત પ્રતિપાદન કરે છે ધર્મ પણ દુનિયામા અનેક છે ત્યારે કયો ધર્મ સત્ય અને કયો અસત્ય, તેનો નિર્ણય કરવા પણ બહુ પ્રયત્ન કરવો જોઇએ પણ વિચારો કે થોડુ જીવન છે, બુદ્ધિ અ૫ છે, સર્વ શાસ્ત્રો વાચી શકાય તેમ નથી, ત્યારે હવે કેમ કરવુ જોઇએ? ત્યારે આવી ગભીર શકારૂપ અજ્ઞાનને દૂર કરતાર શ્રી સર્વજ્ઞ મહાવીર સ્વામી કહે છે કે મર્વ જગતના પદાર્થો નવતત્ત્વમા સમાઈ જાય છે નવતત્ત્વની બહિર કોઈ વસ્તુ નથી જો એ નવતત્ત્વનું જ્ઞાન કરવામા આવે તો સર્વ દુનિયાના શાસ્ત્રોનો અતરભાવ તેમા થયો એમ જણાયા વિના રહેશે નહિ મર્વ પગ હસ્તિના પગમા સમાય છે, તેમ સર્વ દુનિયાનો સારાશ નવતત્ત્વોમા સમાય છે નવતત્ત્વનું જેટલું વર્ણન કરીએ તેટલું ન્યૂન છે ત્યારે મનમા વિચાર થશે કે આપ્તનું વચન પ્રમાણ છે નવતત્ત્વના કથન કરનાર શ્રી વીરપ્રભુ આપ્ત હતા તેમા શુ પ્રમાણ? તેના પ્રત્યુત્તરમા કહે છે કે શ્રી વીરપ્રભુએ સમસ્ત રાગદ્વેષનો જય કર્યો છે, તેથી તે વીતરાગ કહેવાય છે વળી તેઓ કેવળજ્ઞાન ધારી હતા, તેથી સર્વ વસ્તુઓના સ્વ રૂપને સારી રીતે જાણતા હતા હવે સમજવાનું કે જે સર્વજ્ઞ હોય, તથા વીતરાગ હોય તે તત્ત્વનું સ્વરૂપ જેવુ હોય તેવુ કહે, એ પ્રમાણ સિદ્ધ છે હવે વિચારો કે જગતના દસ્ય અને અદસ્ય પદાર્થોનું સ્વરૂપ પણ જે પોતાની જ્ઞાન દષ્ટિથી જાણી રહ્યા છે, તેમની કેવી અદ્ભુત શક્તિ? વળી સર્વ પદાર્થોનું સ્વરૂપ પોતાની વાણી વડે ભવ્ય જીવોને જ્ઞાનાર્થ પ્રકાસ્યુ, તેથી તેમનો કેટલો ઉપકાર? હવે આગળ વિચારતા જિજ્ઞાસા થશે કે નવતત્ત્વ કયા તો તેને સક્ષેપમા બતાવવા ગાથા કહે છે —

जीवाजीवापुण्ण पावासवसवरोय निज्जरणा ॥
वधोमुख्खोय तहा नवतत्ताहुति नायव्वा ॥ १ ॥

અર્થ—જીવતત્ત્વ, બીજુ અજીવ તત્ત્વ, ત્રીજુ પુણ્ય તત્ત્વ, ચોથુ પાપ તત્ત્વ, પાચમુ આશ્રવ તત્ત્વ, છઠ્ઠુ સવર તત્ત્વ, સાતમુ નિર્જરા તત્ત્વ, આઠમુ બધતત્ત્વ અને નવમુ મોક્ષ તત્ત્વ આ નવ તત્ત્વના સ્વરૂપને સમ્યક્ પ્રકારે જાણવુ

જોઇએ. દ્રવ્ય પ્રાણ અને ભાવ પ્રાણને જે ધારણ કરે છે, તેને જીવ કહે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અને ઉપયોગ, એ જીવના ભાવ પ્રાણ છે. પાંચ ઇંદ્રિયો, ત્રણ બળ, અને શ્વાસોશ્વાસ તથા આયુષ્ય એ દશ દ્રવ્ય પ્રાણ છે. એકેન્દ્રિય જીવોને ચાર પ્રાણ હોય છે. બેરેન્દ્રિય જીવોને છ પ્રાણ હોય છે, તથા ત્રીન્દ્રિય જીવોને સાત પ્રાણ હોય છે, ચતુન્દ્રિય જીવોને આઠ પ્રાણ હોય છે, અસંજ્ઞી પંચેન્દ્રિય જીવોને નવ પ્રાણ હોય છે અને સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને દશ પ્રાણ હોય છે. જીવતત્ત્વની અંદર દુનિઆમાં રહેલા સર્વ જીવોનો સમાવેશ થાય છે. સિદ્ધ અને સંસારી એ બે પ્રકારના જીવોનો સમાવેશ પણ જીવતત્ત્વમાં થાય છે. વિષ્ટાના કીડાથી તે ઇન્દ્ર પર્યંત મોટા જીવોનો સમાવેશ પણ જીવ તત્વમાં થાય છે. જીવવિચાર, નવતત્ત્વગ્રંથ, જીવાભિગમસૂત્ર, અને પન્નવણાસૂત્ર, વગેરે ગ્રંથોમાં જીવોનું સ્વરૂપ અને તેની સ્થીતિ બહુ સૂક્ષ્મ રીતે વર્ણવી છે. પૂર્વોક્ત જીવતત્ત્વના ચૌદ ભેદ થાય છે, તેમજ તેના પાંચસેં ત્રેસઠ ભેદ પણ થાય છે. વળી સર્વ જીવોમાં જ્ઞાન સ્વરૂપ ચેતના છે, તેથી ચેતનાની અપેક્ષાએ સર્વ જીવ એક પ્રકારે છે. ત્રસ અને થાવર ભેદમાં જીવોનો સમાવેશ થાય છે, માટે તેની અપેક્ષાએ જીવ બે પ્રકારના સમજવા. વળી દુનીઆમાં કેટલાક જીવો સ્ત્રી વેદી છે. કેટલાક પુરૂષ વેદી છે. અને કેટલાક નપુંસક વેદ વાળા છે જ્યાં જુઓ ત્યાં જગત્માં ત્રણ વેદ પૈકી ગમે તે વેદવાળા જીવો છે, માટે તે અપેક્ષાએ, જીવ ત્રણ પ્રકારના જાણવા. વળી દુનિઆમાં ચાર પ્રકારની ગતિ છે. ૧ દેવગતિ, ૨ મનુષ્યગતિ, ૩ તિર્યંચગતિ, અને ૪ નરકગતિ. સર્વ સાસારિક જીવો કર્મના યોગે ચાર ગતિમાં પરિભ્રમે છે. જ્યાં સુધી જીવના પ્રદેશોની સાથે કર્મ લાગ્યાં છે, ત્યાં સુધી જીવ ચાર ગતિમાંથી ગમે તે ગતિમાં હોય છે. વિશેષ પુણ્ય દેવગતિ અને મનુષ્ય ગતિમાં અવતરી ભોગવું પડે છે અને તિર્યંચ તથા નરકમાં વિશેષ પાપ ભોગવાય છે. ચાર ગતિની અપેક્ષાએ. જીવો ચાર પ્રકારના છે, પૃથ્વિકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય, એ છકાયની અ-પેક્ષાએ જીવો છ પ્રકારના છે. વીતરાગ પ્રભુનાં વચનો એવાં છે કે અપેક્ષાએ જોતાં પરસ્પર કોઇ પણ વચનોનો વિરોધ આવતો નથી, સ્યાદ્વાદ મુદ્રાએ મુદ્રિત ભગવદ્ વાણીની એવી સંઘટના છે કે તે કોઇ પણ સ્થળે સ્ખલના પામતી નથી. હવે અજીવ સંબંધી વિવેચન કરે છે.

જેનામાં જીવનું લક્ષણ નથી, અર્થાત્ જીવથી વિપરીત તે અજીવ કહેવાય છે, શુભ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત પૌર્ગલિક કર્મ આત્મ પ્રદેશોની સાથે લાગે છે, તેને પુણ્ય તત્ત્વ કહે છે, અને અશુભ, વર્ણ, ગંધ, રસ,

અને સ્પર્શયુક્ત પૌદ્ગલિક સ્કંધો આત્માસપ્ય પ્રદેશોની સાથે લાગે છે, તેને પાપતત્ત્વ કહે છે શુભાશુભ કર્મ જે દ્વારા આવે છે તેને આશ્રવ તત્ત્વ કહે છે શુભાશુભ કર્મ જે દ્વારા રોકાય છે તેને સંવર તત્ત્વ કહે છે પૂર્વોપાર્જિત કર્મનું બાહ્ય અભ્યંતર તપશ્ચરણથી નિર્જરવું તેને નિર્જરા તત્ત્વ કહે છે ચાર પ્રકારે કર્મનું આત્માની સાથે બંધાવવું તેને બંધતત્ત્વ કહે છે હવે તે બંધાએલ કર્મનું આત્માથી દૂર થવું તેને મોક્ષ તત્ત્વ કહે છે આ નવ તત્ત્વની બહિર્ કોઈ પણ વસ્તુ હવે રહેતી નથી એમ અનુભવથી માલુમ પડે છે જેણે આ નવ તત્ત્વનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જાણ્યું, તેણે સર્વ જાણ્યું કારણ કે નવ તત્ત્વના સમ્યક્ બોધથી કોઈ જાણવાનું અવશેષ રહેતું નથી ચોપાનીયા, અને માસિકો આદિ સર્વેનું સાર સમજો તો નવ તત્ત્વમા છે, નક્કી સમજો કે, જ્યા નવ તત્ત્વનું સમ્યક્ વિવેચન કરવામા આવ્યું છે તેજ સત્યશાસ્ત્ર સમજવું નવ તત્ત્વનો વિસ્તાર સૂત્રોમા વિશેષથી કરવામા આવ્યો છે આત્માર્થી ભવ્ય જીવોએ નવતત્ત્વનું સ્વરૂપ ગુરૂગમદ્વારા સમજવું જોઇએ, નવ તત્ત્વમા સવર તત્ત્વનો આદર વિશેષથી કરવો આશ્રવનો ત્યાગ કરવો, વ્યવહારથી પુણ્ય તત્ત્વ આદરવા લાયક છે, પાપ તત્ત્વનો ત્યાગ કરવો યોગ છે જિનેશ્વર કથિત સ્યાદ્વાદશાસ્ત્રજ બોધ હેતુ છે સારમા સાર જગતમાં જીનેશ્વર કથિત ધર્મનું સાધન જાણવું, વીતરાગ ભગવતની આજ્ઞા ઉપાદેય છે જીનેશ્વર ભગવાનની આજ્ઞામાં ધર્મ છે, માટે વીતરાગ કથીત વ્યહવાર માર્ગ પ્રમાણે વર્તન કરી, નિશ્ચય દષ્ટિ હૃદયમાં ધારણ કરવી મનુષ્ય જન્મ પામી હે ચેતન ! તું સમજે તો સમજ કે, ધર્મજ આદરવા લાયક છે ધર્મથીજ સત્ય સુખની પ્રાપ્તિ થાય છે માટે સંવર રૂપ ધર્મમાં લક્ષ રાખવું

---

## मननीय विचारो

સજ્જનને ઓળખીને તેની સંગતિ કરવી દુર્જનને ઓળખી તેનો પડછાયો પણ લેવો નહિ

સ્નેહી પણ ઓછા કરવા, અને ઘણા કરવા હોય તોપણ સજ્જનનેજ કરવા

ગમે તેવી લાલચ મળતી હોય તોપણ દુર્જનનો સંગ કરવો નહિ

આપણે ખાસ જે જે કાર્ય કરવાના છે, તેમા પ્રમાદ કરવો નહિ

સહજ વાત કરતા અથવા કારણુસર ક્રોધનો જુસ્સો આવે, તોપણ તેને સમાધાન પ્રમાણે રોકવો અને તેજ ક્રોધના જુસ્સાને અતરમાજ દાબી દેવો

ક્રોધના આવેશમાં આવી ગમે તેમ બોલી વિરોધ વધારવો નહિ; એજ નિરૂપાધિ પદ પ્રાપ્ત કરનારા સાધકોનું કર્તવ્ય છે.

તત્કાળના અથવા થોડા વખતના સ્નેહિ મનુષ્યોનો પૂર્ણ ભરોસો રાખવો નહિ, પણ તેની સ્નેહિ કે સ્વાર્થે બુદ્ધિની કોઈ યુક્તિ પ્રયુક્તિથી પરિક્ષા કરી લેવી અને પછી શુદ્ધ પ્રેમ જણાય તો ઉત્તરોત્તર ઘટીત ક્રમથી સ્નેહમાં તથા વિશ્વાસમાં વધારો કરવો અને તેના શુદ્ધ સ્નેહનો ઉપકાર કરવા લક્ષ દેવું

સ્ત્રીઓના ચરિત્ર અગમ્ય છે, માટે સ્ત્રીઓના સંબંધથી ચેતી ચાલવું.

પુરૂષે પરસ્ત્રી સાથે પ્રેમ બાંધવો નહિ. પરસ્ત્રીના પાસમાં પડેલા બીચારા જીવો સર્વે અધોગતિ ભાજ઼ થયા છે, થાય છે અને થશે. જેમ કુકડાના બચ્ચાંઓને બીલાડીથી ભય રહે છે, તેમ બ્રહ્મચારીને સ્ત્રીના શરીરથી ભય રહે છે.

બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષની સાચવણી નવ વાડ વિના થતી નથી. બ્રહ્મચારી પુરૂષે નવ વાડ અવસ્ય જાળવવી.

આશા એજ જગતમાં સર્વે દુઃખનું મુળ કારણ છે, આશારૂપ પાસમાં સપડાતા જીવો મૃગની માફક દુઃખી થાય છે.

જેને આશારૂપ પિશાચિની વળગી, તેને સુખ શાંતિ મળતી નથી.

પ્રવૃત્તિ તેજ દુઃખનું મૂળ છે, જ્યાં જ્યાં જેટલી પ્રવૃત્તિ તેટલીજ ત્યાં અસ્થિરતા જાણવી.

નિર્વૃત્તિ માર્ગમાં ધર્મ સમાયલો છે.

પરદૂષણ જોવામાં જેટલી મનોવૃત્તિ તેટલોજ પરાભવ જાણવો.

પરભાવમાં દુઃખ છે, અને સ્વસ્વભાવ રમણતામાં સુખ છે.

સમયે સમયે જે વિચારીને વાણી વદે છે, તેને ઉપાધિનો પ્રસંગ આવતો નથી.

પંચમ કાળમાં કૃષ્ણ પક્ષિયા જીવોની બહુલતા છે, તેથી ધર્મની આરાધના વિરલા જીવો કરી શકે છે.

વ્યવહારમાં વર્તી નિશ્ચય દૃષ્ટિ હૃદયમાં ધારણ કરવી.

આહાર તેવો ઉદ્ગાર, આ કહેવત ભુલવા યોગ નથી. ન્યાયવૃત્તિથી ઉપાર્જન કરેલા ધનથી જે આહાર ગ્રહણ કરવામાં આવે છે, તે સદ્બુદ્ધિનો દાયક બને છે.

યોગ્યતા જોયા વિના હૃદયની વાત કોઈની પાસે કહેવી નહીં

સુખ દુખ આવે હર્ષ વા વિષાદને જ્ઞાની પુરૂષો ધારણ કરતા નથી

સુખ દુખમા સભાવ રાખનારની બલીહારી છે, જેણે સુખમા જીદગી ગાળી છે, તેને દુખનું ભાન હોતું નથી, તેથી તે ગરીબ લોકો પર પડતા દુખ જાણી શકતો નથી, એવા સુખી લોકો બીજાના દુખની વેદના જાણવા અસમર્થ રહે છે

દુખ વિના સુખની પ્રાપ્તિ નથી

જેને બાહ્ય સુખમા ઇચ્છા છે, તે અતર્ સુખથી દૂર રહે છે

જેને અતરમા સુખની ઇચ્છા છે, તે બાહ્ય વસ્તુમા દુખજ દેખે છે

શ્રી જીનેશ્વર ભગવાનની વાણી એજ મોક્ષ માર્ગની દીપિકા છે, બાકી પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવુ, કથવુ તે સર્વ અજ્ઞાન દશા છે

આત્માના સદ્ગુણો ખીલવવા માટે મનુષ્ય જન્મ છે



श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाळा. ग्रन्थाक ११.



# गुणानुराग कुलक.



આવૃત્તિ ૩ જી

# ગુણાનુરાગ.

જગત્માં કોઈના કોઈ ગુણ ખીલ્યા હોય છે અને કોઇનામાં કોઇ ગુણ ખીલ્યા હોય છે. અનેક દોષોનો નાશ થતાં અનેક ગુણો ખીલે છે. કોઈ પ્રાણીમાં ગુણો વિશેષ હોય છે અને દોષો થોડા હોય છે, તેમ કોઇનામાં દોષો વિશેષ હોય છે અને ગુણો થોડા હોય છે. વિવેક દૃષ્ટિધારકે દોષોને ટાળી ગુણો ગ્રહણ કરવા. જેનામાં એક પણ ગુણ હોય તો તેની પ્રશંસા કરવી. દોષોની નિંદા કરવી નહીં. સમ્યકત્વધારી ગુણોને ગ્રહણ કરે છે; તેની દૃષ્ટિએ ગુણો દેખાય છે. કોઇનામાં અવગુણ દેખી આશ્ચર્ય પામવું નહિ; કારણ કે અવ-ગુણો તો અનાદિકાળના છે; ગુણોને દેખી આશ્ચર્ય પામવું.

સદ્‌ગુણોને દેખનાર જીવ ખરેખર મુક્તિમાર્ગ સમ્મુખ થાય છે. કદા-ગ્રહ અને દૃષ્ટિરાગમાં ફસેલા જીવો બીજાના ગુણોને પણ દોષરૂપે ગણે છે. આત્માર્થી જીવોમાં સદ્‌ગુણ દૃષ્ટિનો ગુણ ખીલવાથી તેમની દિવ્ય આંખે સત્ય દેખાય છે.

સદ્‌ગુણદૃષ્ટિધારકો, સદ્‌ગુણી પુરૂષોના ગુણોનું બહુમાન અને પ્રશંસા કરે છે; માટે આવા ઉત્તમ ગુણની ખીલવણી માટે સાધુઓએ, સાધ્વીઓએ, શ્રાવકોએ અને શ્રાવિકાઓએ સદ્‌ગુણદૃષ્ટિ ધારણ કરવી.

દરેક ધર્મ પાળનારાઓ જો સદ્‌ગુણ દૃષ્ટિ ધારણ કરશે તો તેમના આત્માની ઉન્નતિ કરશે અને અન્તે અનન્ત આનન્દમય પરમાત્મપદ પ્રાપ્ત કરશે.

સર્વ આત્માઓની સદ્‌ગુણદૃષ્ટિ ખીલો એજ આશીઃ—ૐ શાન્તિઃ ૩.

મુનિ બુદ્ધિસાગર.

श्रीमद् बुद्धिसागरजी कृत

# गुणानुराग ग्रन्थनुं विवेचन.

---

## ગુણાનુરાગથી થનાર તીર્થંકરને મગલાચરણમા નમસ્કાર કરે છે.

सयल कल्लाण निलयं, नमिउण तित्थनाह पयकमल,
परगुणगहणसरूवं, भणामि सोहग्ग सिरि जणयं. ॥ १ ॥

સકલ કલ્યાણના આશ્રયરૂપ, તીર્થનાથ ભગવાન્‌ના પંકમલને નમસ્કાર કરીને સૌભાગ્ય લક્ષ્મીને આપનાર પરગુણ ગ્રહણસ્વરૂપને કહું છુ–તીર્થંકર ભગવાન્‌ના આત્માએ પૂર્વ જન્મોમા પરગુણોના સામી દૃષ્ટિ કરી હતી પરના અવગુણો દેખતા અને જાણતાં છતા પણ કોઇની આગળ તે પ્રકાસ્યા નહોતા તેમ કરવાથી પોતાને તથા પરને કઈ લાભ નથી, તેમ ભગવાન્‌ના આત્માએ પૂર્વ ભવમાં જાણ્યુ હતું. પરના ગુણમા લક્ષ રાખી પોતે ભગવાન્ તીર્થંકર થયા, માટેજ તેમને નમસ્કાર કરવો ઉચિત છે તેઓશ્રી કેવલજ્ઞાનથી સર્વના દોષો જાણતા હતા, તોપણ કોઇની આગળ કોઇનો દોષ કહેતા નહોતા, તેમજ દોષીને તું દોષી છે એમ કહેતા નહોતા કોઇના આત્માને ખોટુ લાગે એવુ કેવલજ્ઞાન થયા છતા પણ બોલતા નહોતા જ્યાં ત્યાંથી પણ સદ્‌ગુણ દૃષ્ટિથી ગુણો લેવા હજારો અવગુણ મૂકીને મનુષ્યમા રહેલો એક પણ ગુણ લેવો, કારણ કે ગુણી થવુ હોય તો ગુણ દેખવાનીજ ટેવ પાડવી, એમ ભગવાન્ સમવસરણમા બેસી કહેતા હતા એવા ભગવાનનું સ્મરણ અને નમન કર્યાથી આત્મામા સદ્‌ગુણો પ્રગટે છે, માટે તેમને નમસ્કાર કરવો યોગ્ય છે જ્યાં ત્યા ગુણ દેખવાથી ગુણદૃષ્ટિ ખીલે છે અને અવગુણ દૃષ્ટિનો નાશ થાય છે

આઠ કર્મ એજ અવગુણ છે વિચારો કે આઠ કર્મ કોને નથી લાગ્યા ? જેને આઠ કર્મ લાગ્યા છે તેટલા અવગુણી છે ત્યારે અવગુણી પોતે અવગુણ દેખે છે અને પ્રકાશે છે, તેથી કઈ આત્મકલ્યાણ થતું નથી માટે ભગવાનને નમસ્કાર કરી ભગવાને જેમ પૂર્વભવોમા ગુણાનુરાગ ધાર્યો હતો, તેમ ગુણાનુરાગ ધારણ કરવો જોઇએ

## ઉત્તમ ગુણાનુરાગથી સર્વ પદવીઓ મળે છે.

### गाथा.

उत्तम गुणाणुराओ, निवसइ हिययंमि जस्स पुरिसस्स
आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धिओ ॥ २ ॥

ભાવાર્થ—જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ હોય છે, તે ભવ્યાત્મા તીર્થંકરની સર્વોત્તમ પદવી પ્રાપ્ત કરે છે; તેને કોઈ પણ પ્રકારની રૂદ્ધિઓ દુર્લભ નથી. સર્વ પ્રકારની ઉત્તમ પદવીઓનું કારણ ગુણાનુરાગ છે. કોઇ પણ પદાર્થની પ્રાપ્તિમાં તેના ઉપર થતો રાગજ પ્રથમ હેતુભૂત છે. રાગ બે પ્રકારનો છે, **प्रशस्यराग** અને બીજો **अप्रशस्यराग**. અપ્રશસ્યરાગ છે તે ક્ષણિક પદાર્થોપર થાય છે. અપ્રશસ્યરાગથી આત્માની ઉન્નતિ થતી નથી. બાહ્યદુનિયાના પદાર્થો કે જે ક્ષણિક છે, તેના ઉપર, ભ્રાંતિથી પોતાના માની, રાગ ધારણ કરવાથી આત્મા પ્રતિદિન ક્રોધાદિક શત્રુઓના વશમાં પડે છે અને કર્મની વર્ગણાઓ ગ્રહણ કરે છે, રજોગુણ અને તમોગુણમાં પ્રવેશે છે, સત્ત્વગુણને પ્રાપ્ત કરી શકતો નથી, મિથ્યાત્વભાવને ધારણ કરે છે, સુખને બદલે અપ્રશસ્યરાગથી દુઃખ પેદા કરે છે અને તેને જરા માત્ર શાંતિ મળતી નથી, માટે સ્વપ્ન સમાન ક્ષણિક પદાર્થમાં રાગ કરવાની કંઇ જરૂર નથી.

જગત્માં સત્ય આનંદમય આત્માઓ છે. આત્માના અનંતગુણો છે. કામ ક્રોધાદિ અવગુણોને ભૂલી જઇ, જ્યાં દેખવું ત્યાં આત્માના સંતોષ, સમતા, વિવેક અને જ્ઞાન આદિ ગુણોને દેખવા. બાળક કે વૃદ્ધ હોય પણ ગમે ત્યાં ગુણ હોય તેને જોવા, ગુણનો રાગ કરવાથી અવગુણ ઉપર ચિત્ત જશે નહિ. પ્રથમ સાધક અવસ્થામાં ગુણના રાગની જરૂર છે. ગુણના રાગના ઉત્તમ સંસ્કારો પાડવાથી ફરીથી થનાર જન્મમાં તે તે ગુણો સ્વયમેવ આત્મામાં પ્રગટે છે. સાધનો પણ ગુણાનુરાગને વધારનાર પ્રાપ્ત થાય છે. જે જે રૂદ્ધિઓ દુર્લભ હોય છે તે પણ ગુણાનુરાગીને સહેજે મળે છે. ગુણાનુરાગી અન્ય ઉપર સારાભાવથી જુએ છે તેથી તેના ઉપર પણ અન્ય જીવો સારા ભાવથી જુએ છે, "જેવી કરણી તેવી પાર ઉતરણી," "જેવું વાવશો તેવું લણશો." તાત્પર્યાર્થ કે ગુણાનુરાગથી ઉત્તમ પદવીઓ મળે છે. જરા તે પ્રમાણે વર્તી જુઓ.

## ગુણાનુરાગીને ગ્રંથકાર સદા નમસ્કાર કરે છે.

### गाथा.

ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज महनिच्चं;
जेसिं गुणानुराओ, अकित्तिमो होइ अणवरयं. ॥ ३ ॥

ભાવાર્થ—જેઓને હમેશા અકૃત્રિમ ગુણાનુરાગ રહે છે, તેઓને ધન્ય છે જેઓ પુણ્યવત છે, તેઓને મારા સન પ્રણામ હોજો ગુણાનુરાગ કરવાથી ધન્યવાદ પ્રાપ્ત થાય છે અકૃત્રિમ અનુરાગ કરવો ઘટે છે ઉપર ઉપરથી સ્વાર્થ વા કપટબુદ્ધિથી કેટનાક ગુણાનુરાગનો ડોળ ધારણ કરે છે, અને સ્વાર્થ સરે છે, એટલે અપવાદ બોલવા મડી જાય છે કેટલાક પુરૂષો કોઇ પણ પ્રકારની સ્વાર્થબુદ્ધિ વિના માર્ગાનુસારીપણાથી ગુણોનો રાગ ધારે છે, તેવા પુરૂષોને ધન્યવાદ ઘટે છે જે પુરૂષો શત્રુ થઇને માર માર કરતા આવેલા પુરૂષોના પણ છતા ગુણનો રાગ ધારે છે, પ્રાણાતે શત્રુના પણ અવગુણો બોલતા નથી, તેઓને સદાકાળ નમસ્કાર થાઓ જેની સાથે પ્રેમ હોય તેના ગુણનો તો રાગ થાય પણ જેના ઉપર પ્રેમ ન હોય અને પ્રતિપક્ષી હોય, તેના ગુણોનો રાગ થવો એ કાઇ સામાન્ય વાત નથી કોઈ પોતાની નિંદા કરવા મડી જાય છે, ત્યારે આપણે તેના દોષો પ્રકાશીએ છીએ, ચીડાઇએ છીએ, તેનું બુરૂ કરવા બાકી રાખતા નથી, તેના ગુણો પણ અવગુણ રૂપે ભાસે છે, એમ વિચાર કરતા સમજાશે આ ઉપરથી કહેવાનું કે અવગુણીમા પણ કોઈ ગુણ હોય વા શત્રુમા પણ કોઇ ગુણ હોય તો તેનો રાગ કરવો તે કઇ સામાન્ય ગુણ કહેવાય નહીં, સદાકાળ ગુણાનુરાગ એક સરખો ધારણ કરવો જોઇએ વિશેષ શુ ? ગુણાનુરાગમા સર્વ સમાય છે તે જણાવે છે

## બહુ ભણવા વગેરેથી શુ ? ફક્ત એક ગુણાનુરાગ ધારણ કરવા યોગ્ય છે

गाथा.

किं वहुणा भणिएणं, किंवा तविएण किंवा दाणेण,
इक्कं गुणानुराय, सिक्खह सुक्खाण कुलभवणं. ॥ ४ ॥

ભાવાર્થ—ઘણું ભણવાથી, ઉગ્ર તપ કરવાથી કે અતિ દાન દેવાથી કઈ વળવાનું નથી, સર્વ સુખોનું સ્થાન એવા ગુણાનુરાગને શીખો, અર્થાત્ ગુણાનુરાગ ધારણ કરવાની ટેવ પાડો, અનેક વિદ્યાનો અભ્યાસ કર્યો હોય તોપણ અભિમાન-નિંદાદિક દોષો જતા નથી यावाय विद्याध्ययनं च मेऽभूत् ઇત્યાદિ દોષોનો નાશ ગુણાનુરાગ વિના થતો નથી વિદ્વાનો પર સ્પર એક બીજાની વિદ્વત્તાનું ખડન કરે છે કોઇ વિદ્વાન્ પ્રોફેસર થઇને પણ જ્યા ત્યા દોષો ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે, ગુણાનુરાગ વિનાનો

વિદ્વાન્ પોતાની વડાઈ અને પરની હલકાઈ કરવા અનેક પ્રકારના ડોળ કરે છે, પણ વિદ્વાન્ હોય અને ગુણાનુરાગી હોય તોજ દૂધમાં સાકર ભળવા બરાબર છે. ગુણાનુરાગી વિદ્વાન્ દષ્ટિદોષમાં ફસાતો નથી તેથીજ તેવો વિદ્વાન્ વીતરાગના ગુણોને ગ્રહણ કરી શકે છે. કારણ કે તેને "**મ્હારૂં તે સારૂં લાગતું નથી, પણ સારૂં તે મ્હારૂં**" એ ખરૂં લાગે છે. ગુણાનુરાગી વિદ્વાન્, વીતરાગનાં વચનોને સત્ય જાણી શકે છે અને તેનો આદર કરી શકે છે. જૈનધર્મનાં અદ્દભુત રહસ્યોને ગુણાનુરાગી વિદ્વાન્ સદ્દહે છે. બહુ તપશ્ચર્યા કરનારાઓ પણ ગુણાનુરાગ વિના એક બીજાના ગુણ સાંખી શકતા નથી. ક્રોધાગ્નિમાં સંતપ્ત રહે છે, તપનું અજીરણ ક્રોધ એ કહેવતની સિદ્ધિ ગુણાનુરાગ વિના થાય છે. જો ગુણાનુરાગ પ્રગટે છે તો તપશ્ચર્યાનું ફળ બેસે છે. ક્રોધની શાંતિ થાય છે. સદ્દગુણની રૂચિ ધારણ કરનાર, પોતે સુખી થાય છે. તપશ્ચર્યાની અનેક લબ્ધિ પ્રાપ્ત કર્યા છતાં પણ બીજાના ગુણ દેખવાથી કોઇને શ્રાપ આપી શકાતો નથી; ઉલટો ગુણાનુરાગથી તપશ્ચર્યા ગુણ ખીલે છે.

ગુણાનુરાગ વિના દાનથી પણ અન્ય સદ્દગુણો પ્રાપ્ત થતા નથી. ગુણાનુરાગી દાનેશ્વરી લઘુતાને ધારણ કરે છે, ઇર્ષ્યા આદિ દોષોનો તે નાશ કરી શકે છે, જગતમાં દાનને આપતો છતો પણ દાની મનમાં મલકાતો નથી. ગુણાનુરાગથી દાન ગુણ પ્રતિદિન વૃદ્ધિ પામે છે. માટે ગુણાનુરાગની અત્યંત આવશ્યકતા છે.

## કર્તા ગુણાનુરાગ વિના ધર્મ કરણીની નિષ્ફળતા જણાવે છે.

**जइवि चरासि तव विउलं, पढसि सुयंकरिसि विविहकट्ठाईं;**
**न धरासि गुणानुरायं, परेसु ता निफ्फलं सयलं ॥ ९ ॥**

**ભાવાર્થ**—જો કે તું ભારે ઉગ્રતપ કરે અને શાસ્ત્રો ભણે તથા અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે, પણ તેથી તું અનેક સદ્દગુણોથી ઉચ્ચ થવાનો નથી, કારણ કે તું ગુણાનુરાગ ધારણ કરતો નથી. પરના ઉપર ગુણાનુરાગ વિના તપ, વિદ્યા અને ધર્મકષ્ટો પણ કંઇ ફળ આપતાં નથી. ગુણાનુરાગ વિના અન્યની તપ શક્તિપર ઇર્ષ્યા આવે છે, તેમજ અન્ય પુરૂષોએ શ્રુતજ્ઞાન મેળવ્યું હોય છે તોપણ તેપર રાગ થતો નથી, તેથી શ્રુતજ્ઞાનરૂપ ગુણ આત્મામાં પ્રગટ થતો નથી. વિવિધ પ્રકારનાં કષ્ટો પણ ગુણાનુરાગ વિના કર્મનો નાશ કરી શકતાં નથી. જ્યારે વસિષ્ઠ ઋષિપર વિશ્વામિત્રનો ગુણાનુરાગ પ્રગટ્યો ત્યારે વસિષ્ઠના સર્વ ગુણો વિશ્વામિત્ર દેખી

શક્યા એક તરફ ગુણાનુરાગ અને બીજી તરફ બાહ્યતપ બન્નેને તોલવામા આવે તો બાહ્યતપ ગુણાનુરાગને પહોચી શકે નહિ, માટે ગુણાનુરાગ ધારણ કરવો એજ હિતશિક્ષા છે

## ગુણાનુરાગ વિના અધ:પતન થાય છે.

सोऊण गुणुक्करिसं, अन्नस्स करेसि मच्छर जइवि,
ता नूण ससारे, पराहवं सहसि सव्वत्थ. ॥ ६ ॥

ભાવાર્થ—પરના ગુણનો ઉત્કર્ષ શ્રવણ કરીને જો તું ઈર્ષ્યા ધારણ કરીશ તો તું સર્વત્ર પરાજય પામીશ પરના ગુણો સાભળી શા માટે અદેખાઇ કરવી જોઇએ, અદેખાઇ કરવાથી તો ઉલટા આત્મામા તેવા ગુણો પ્રગટી શકતા નથી કૌરવોએ પાડવોની અદેખાઇ કરવામા કાઇ બાકી રાખી નથી, પણ તેમના જેવા ગુણો તે પ્રાપ્ત કરી શક્યા નહિ તેમજ શ્રીપાલ રાજાની અદેખાઇ પણ ધવલ શેઠે ઘણી કરી, તેથી ધવલ કઇ સુખી થયો નહિ, પણ ઉલટો મૃત્યુ પામ્યો મહાત્માઓના ગુણની અદેખાઇ કરી કોણ પુરૂષો સુખી થાય છે અને થવાના છે, ઈર્ષ્યાળુ પુરૂષો મહાકાળ પારકાના ગુણો દેખી ચિત્તમા બળ્યા કરે છે, તેને સુખે ઉંઘ આવતી નથી ઈર્ષ્યાળુ મનુષ્ય કદી ઉચ્ચ ગુણોનો ધારક બનતો નથી, ઉલટો તે દુર્ગુણોને ધારણ કરનાર બને છે જ્ઞાની પુરૂષો એમ કહે છે કે પરના ગુણ સાભળી ખુશ થાઓ, પરમા અણુ જેટલો ગુણ હોય તેને પર્વત સમાન ગણીને તેની સ્તુતિ કરો એજ આ જગતની અદર ઉચ્ચ થવાનું પગથિયુ છે મત્સરી પુરૂષ અધ્યાત્મ માર્ગે સન્મુખ થઇ શકતો નથી, કારણ તે બાહ્યદૃષ્ટિથી દેખી શકે છે, અતર દૃષ્ટિથી દેખતા ઈર્ષ્યાદોષ રહેતો નથી, કારણ કે અતરાત્મા પોતાના આત્મા સમાન અન્ય આત્માને ગણે છે અતરાત્મા, દોષ અને ગુણોનો યથાર્થ નિર્ણય કરી શકે છે, તેથી તે દોષમા સપડાતો નથી, માટે ઈર્ષ્યા દોષ નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ ખરેખર ઈર્ષ્યાદોષથી જીવો કષ્ટો પામ્યા, પામે છે અને પામશે ઈર્ષ્યાદોષના સદ્ભાવથી જીવો, ભૂતકાલે પરાજય પામ્યા, સાપ્રતકાળમા પામે છે અને ભવિષ્યમાં પામશે

## ગુણીજનનો લેશ માત્ર પણ દોષ જોવો નહિ.

गुणरयणमंडियाणं, बहुमाणं जो करेइ सुद्धमणो,
जइ कहवि दोसलेसं, ता भमसि भवे अपारम्मि. ॥ ७ ॥

**ભાવાર્થ**—અરે આત્મન્! જો તું ગુણીજનોના લેશ માત્ર દોષને ઇર્ષ્યાથી કહીશ તો ખરેખર અપાર એવા સંસારમાં પરિભ્રમણ કરીશ. ઇર્ષ્યાથી અંધ બનેલા પુરૂષો ઘુવડની પેઠે જ્યાંત્યાં સદ્ગુણરૂપ સૂર્યને દેખ્યા વિના પરિભ્રમણ કરે છે; સજ્જન પુરૂષોની અંદર સરસવ જેટલો દોષ હોય તો મેરૂ પર્વત જેટલો કહી બતાવે છે અને ઇર્ષ્યાળુઓ અછતાં આળ પણ ગુણીજનો પર મુકવા અચકાતા નથી. ગુણી પુરૂષોના ગુણ દેખવાને ઇર્ષ્યાળુઓની સદ્ગુણ દૃષ્ટિ બંધ થયેલી હોય છે. ધત્તુર ભક્ષકની પેઠે તેઓ ગુણોને પણ વિપરીત-પણે દેખ્યા કરે છે. ઇર્ષ્યાળુઓ કોઇની પ્રશંસા સાંભળે છે તો તે ઉપર લક્ષ નહિ રાખતાં, સામા પુરૂષોની અંદર કયા દુર્ગુણો છે તેજ જોવામાં ધ્યાન રાખ્યા કરે છે. સમકીતિજીવ પરના સદ્ગુણો જોવામાંજ દૃષ્ટિ રાખે છે, ત્યારે તેઓ (ઇર્ષ્યાળુઓ) પરના અવગુણો દેખવામાં દૃષ્ટિ રાખે છે. જેમ કાગડો ચાંદાં દેખે છે તેમ ઇર્ષ્યાળુ પારકા અવગુણ દેખે છે. ઇર્ષ્યાબળથી અંધ બનેલો પુરૂષ અનેક અવગુણોને ધારણ કરતો છતો તથા અષ્ટકર્મોની વર્ગણાને ગ્રહણ કરતો છકો ચોરાશીલાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે.

## ગુણ કે દોષ એ બેમાંથી જેનો અભ્યાસ થાય તે પરભવમાં પ્રાપ્ત થાય છે.

**जं अब्भसेई जीवो, गुणं च दोषं च इत्थ जम्ममि;**
**तं परलोए पावइ, अब्भासेणं पुणो तेणं. ॥ ८ ॥**

**ભાવાર્થ**—આત્મા આ ભવમાં ગુણ કે દોષ એ બેમાંથી જેનો અ-ભ્યાસ કરી શકે છે તે પરલોકમાં પામે છે; જો આ ભવમાં સદ્ગુણોનો વિશેષ અભ્યાસ કરવામાં આવે છે તો પરભવમાં વિશેષતઃ સદ્ગુણો ખીલી શકે છે અને દોષોને વિશેષતઃ સેવવામાં આવે છે તો પરભવમાં દોષોજ પ્રગટે છે. જે પ્રકારના ગુણનો અભ્યાસ કરવામાં આવે છે તે પ્રકારનો ગુણ પ્રકટી શકે છે. એક મનુષ્ય આ ભવમાં ધૈર્ય અને વિનય એ બે ગુ-ણનો વિશેષ અભ્યાસ કરતો હોય અને કંજુસાઇ દોષને સેવતો હોય તો પરભવમાં અવતાર લેતાં તેનામાં ધૈર્ય અને વિનય ગુણ પ્રગટે છે, પણ કંજુસાઇ હૃદયમાં આવે છે. કોઈ મનુષ્ય આ ભવમાં દયાવંત હોય અને લોભદોષનું વિશેષતઃ સેવન કરતો હોય, તો પરભવમાં દયાવંત થાય છે, પણ લોભી વિશેષ દેખવામાં આવે છે. કોઇ આ ભવમાં પરોપકારી વિ-શેષતઃ હોય પણ મૈથુનની ઇચ્છા વિશેષ હોય, તો પરભવમાં (અવતાર

પામતાં ) પરોપકારનો ગુણ સ્વભાવે ખીલે છે, પણ નામની ઇચ્છાથી તે કામી અત્યંત ગણાય છે આ ભવમા જો ચારિત્ર પાળવાનો વિશેષ અભ્યાસ હોય, ચારિત્ર ઉપર વિશેષ રાગ હોય, તો પરભવમા તે પુરૂષને ચારિત ત્વરિત પ્રાપ્ત થાય છે કોઇ મનુષ્યને આ ભવમા સાધુ થવાનો વિશેષ ગુણાનુરાગ હોય છે તો પરભવમા સાધુ થવાની તીવ્રેચ્છા ધરાવે છે અને તે સાધુ થઇ શકે છે જો આ ભવમા સમ્યકત્વધર્મ ઉપર વિશેષત ગુણાનુરાગ હોય છે તો પરભવમા ત્હેને સમ્યક્ત્વગુણ વિશેષત પ્રાપ્ત થાય છે જો આ ભવમા જૈન સાધુ ઉપર અરૂચિ થાય છે તો પરભવમા સાધુ ઉપર અરૂચિ ઉત્પન્ન થાય છે જો આ ભવમા દેવની પ્રતિમા ઉપર દ્વેષ થાય છે, તો પરભવમા દ્વેષના અભ્યાસથી પ્રતિમા ( મૂર્તિ ) ઉપર દ્વેષ થાય છે, પ્રતિમાનું ખડન કરવાની બુદ્ધિ ઉત્પન થાય છે આ ભવમા અનેક પ્રકારના મનુષ્યોમાં ભિન્ન ભિન્ન ગુણો દેખવામાં આવે છે, તેનું કારણ તેઓએ પૂર્વ ભવોમા તે તે સદ્દગુણોનો વિશેષત અનુરાગ કરી તે તે ગુણોને સેવેલા હોવા જોઇએ આ ઉપરથી સિદ્ધ થાય છે કે ભવ્યાત્માઓએ સદ્દગુણનો વિશેષત રાગ કરવો જોઇએ દેવ, ગુરૂ, ધર્મ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધ્યાન અને સમાધિ આદિગુણો ઉપર તીવ્ર ગુણાનુરાગ કરવો, કે જેથી પરભવમા તે ગુણો વિશેષત ખીલી શકે અને સપૂર્ણપણે ખીલતા પરમાત્મપદ પ્રાપ્ત થાય

## ગુણી પણ પરદોષ વદતા છતા નિર્માલ્ય ગણાય છે

जो जपइ परदोसे, गुणसमयभरिओवि मच्छरभरेण,
सो विउसाणमसारो, पलाल पुंजव्व पडिभाइ. ॥ ९ ॥

ભાવાર્થ—સેકડો ગુણથી ભરેલો એવો પણ કોઈ મનુષ્ય ઇર્ષ્યાભરથી પારકાના દોષો બોલે તો તે આટલો બધો ઉચ્ચ છતાં પણ પડિત ગુણી પુરૂષોમાં અસાર પલાલપુંજની પેઠે શોભે છે

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરની અતર છતા વા અછતા દોષોને બોલવાથી હલકાઇ પ્રાપ્ત થાય છે, પણ કઇ આત્મલાભ થતો નથી જ્ઞાનિ પુરૂષો કહે છે કે પોતે લાખો ગુણથી ભર્યો હોય, તોપણ જો પારકાના દોષ બોલવાની ટેવ ન ગઇ તો તે સર્પની પેઠે ભયકર લાગે છે પલાલ પુજની પેઠે અસાર લાગે છે મનુષ્ય સર્વ અગે સુંદર હોય પણ જો નાકે ચાઠુ હોય છે તો તે ખરાબ લાગે છે તેવીજ રીતે ગમે તેવો જ્ઞાની હોય, પ્રતિ

હિત હોય, તોપણ પરના દોષ બોલવાથી ખરાબ લાગે છે. એ એમ માને છે કે હું સારૂં કરૂં છું, પણ તેથી તે પોતાનું અને પરનું અહિત કરે છે, કારણ કે અવગુણ બોલવાથી પોતાનું તો પ્રત્યક્ષ અહિત થાય છે તેનીજ રીતે અન્ય પુરૂષો તેની કહેલી વાત સાંભળીને અરૂચિવાળા બને છે. તેથી તેઓ ગુણોને પણ લેઇ શકતા નથી. એક સરોવરમાં પેઠેલો પાડો, પાણી ડહોળી નાખે છે તેથી પોતે પણ નિર્મળ જળ પી શકતો નથી અને અન્ય પશુ- ઓને પણ જળ પીતાં વિઘ્ન કરે છે, તેથી પાડો ગાંડો ગણાય છે. તેની રીતે अ નામના મનુષ્યમાં પચ્ચીસ ગુણ છે અને એક દોષ છે. क ના- મનો પુરૂષ अ નામના પચ્ચીશ ગુણો સામું જોતો નથી અને એક દોષ દેખી જગત્‌માં જ્યાં ત્યાં નિંદા કરતો ફરે છે, તેથી પરિણામ એ આવે છે કે તે अની સાથે વેર ઝેર બાંધે છે. अનો દોષ દૂર કરી શકતો નથી, પચ્ચીશ ગુણ લેઈ શકતો નથી અને અન્ય પુરૂષોને પચ્ચીશ ગુણ લેવામાં વિઘ્ન નાખે છે, માટે તે વિઘ્નસંતોષી લેખાય છે. क એમ ધારે છે કે રખેને કોઈ अનો રાગી બને ? માટે તે એક દોષને ઉઘાડે છે; પણ अના પચ્ચીશ ગુણોથી સર્વ મનુષ્યો એક દોષ છતાં પણ આકર્ષાય એમાં આ- શ્ચર્ય નથી. कની ધારેલી ધારણા નિષ્ફળ જાય છે અને લોકમાં તે નિંદક ગણાય છે, માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે ગુણી પુરૂષ પણ અન્યના અવગુણ બોલતો ખરાબ લાગે છે, તો દુર્ગુણીનું તો શું કહેવું; તે સભ્યો સમજી શકશે.

## દુષ્ટ ભાવથી છતા વા અછતા દોષો ગ્રહણ કરવાથી પાપાત્મા બને છે.

**जो परदोसे गिण्हइ, संतासंतेवि दुट्ठभावेणं;**

**सो अप्पाणं बंधइ, पावेण निरत्थएणावि. ॥ १० ॥**

**ભાવાર્થ**—દુષ્ટભાવથી જે આત્મા, પરના છતા વા નહિ છતા દોષોને ગ્રહણ કરે છે તે પાપ વડે પોતાના આત્માને નિરર્થક બંધનમાં નાંખે છે. પરમાં દોષ હોય તોપણ કહેવાની કંઇ પણ જરૂર નથી. ધારો કે ग નામના પુરૂષમાં પંચ મહાવ્રતમાંના ચાર છે અને એક વ્રત નથી. અર્થાત્ તે વ્યભિચારી છે. ट નામનો પુરૂષ તે જાણે છે અને આખા શહેરમાં તેની ફજેતી કરવા જ્યાં ત્યાં બકબકાટ કરે છે. આથી તે પાપ કર્મથી ट નામનો પુરૂષ બંધાય છે, પણ કંઈ તે કર્મથી છુટતો નથી; ત્યારે નાહક તેણે નિંદા કરી એમ સિદ્ધ થયું. ट નામના પુરૂષના નિંદાના

બોલવાથી તે લોકમાં નિંદક ગણાય છે તેને ગની સાથે વૈર થાય છે ગ નામનો પુરૂષ તો દોષી હતો અને વાટે જતા કજીઓ વ્હોરવાની પેઠે તે ક્લેશમાં ઉતરતા રાગદ્વેષથી લેપાય છે અને તેનું અધઃપતન થાય છે નિંદાના શબ્દો બોલવાથી ગ સુધરતો પણ નથી, ઉલટો બગડે છે સુધારવાની રીતિ તો એ છે કે ત્હેની આગળ તેના ગુણોનું વર્ણન કરવુ ખાનગીમા ત્હેને બોધ કરવો, બોધથી તેનો આત્મા સુધરે છે એવુ જાણી સ્ત્રીઓએ અને પુરૂષોએ પારકી નિંદા કરવાની ટેવ વારવી નિંદક દોષોને બોલે તો પોતે પાપ કર્મથી બધાય છે અને પરને પણ પાપ કર્મમા સાહાયી થાય છે

## કષાયાગ્નિના હેતુઓનો ત્યાગ બતાવે છે

तं नियमा मुत्तव्वं, जत्तो उपज्जए कसायग्गी,
त वत्थु धारिज्जा, जेणोवसमो कसायाणं. ॥ ११ ॥

ભાવાર્થ—જેથી કષાયરૂપ અગ્નિ ઉત્પન્ન થાય તેવુ કાર્ય અવશ્ય ત્યાગવુ જોઇએ, અને જેથી કષાયો દબાઇ જાય તેવુ કરવુ જોઇએ ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, અને કામ વગેરે કષાયોનો ઉત્પાત થાય એવા હેતુઓનો ત્યાગ કરવો જોઇએ પોતાને કષાયો ઉત્પન્ન થાય અને પર જીવોને કષાયો ઉત્પન્ન કરાવે એવા નિંદા વગેરે દોષોનો ત્યાગ કરવો જોઈએ, ગુણાનુરાગથી કષાયો ટળે છે અર્થાત્ તેઓનુ પ્રશસ્યપણે રૂપાંતર થાય છે માટે જે જે હેતુઓથી કષાયો ટળે તે તે હેતુઓ આદરવા જોઇએ સમતાને આદરવાથી કષાયોનો નાશ થાય છે રાગમા પણ નહિ પરતુ તેમ દ્વેષમા પણ નહિ, આવી દશાને સમતા કહેવામા આવે છે આ દશા ઉચ્ચ છે અને તેના પહેલાની ગુણાનુરાગની દશા છે ગુણાનુરાગથી નિંદા—ચાડી વગેરે અનેક દોષો નાશ પામે છે, તેથી કષાયો પણ મદ પડે છે જ્ઞાની પુરૂષો કહે છે કે ગુણાનુરાગ ધારણ કરવાથી કષાય કેવી રીતે શાન્ત થાય તે તમારા અનુભવમા આવશે કષાયાગ્નિને ક્ષમા જળથી શાન્ત કરવો પરના અવગુણ ન બોલવાથી પરને પણ પોતાના નિમિત્તથી કષાયરૂપ અગ્નિ ઉત્પન્ન થતો નથી ગુણાનુરાગનુ એ ફળ છે

## કર્તા, સર્વ પ્રયત્નથી નિંદા છોડી દેવાનુ બતાવે છે

जइ इच्छइ गुरुयत्तं, तिहुयणमज्झम्मि अप्पणो नियमा;
ता सव्वपयत्तेण, परदोसविवज्जणं कुणह.

**ભાવાર્થ**—જો ત્રણ ભુવનમાં હે આત્મન્ ત્હારે ગુરૂ એવું પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો સર્વ પ્રકારના ઉદ્યમથી પારકા દોષ જોવાના તથા બોલવાના છોડી દે. પરના દોષો જોવાની તથા બોલવાની જ્યાં સુધી ઇચ્છા છે, ત્યાં સુધી માર્ગાનુસારિનાં લક્ષણો પણ પ્રાપ્ત થતાં નથી, તો સમ્યક્ત્વની શી વાત ? સમ્યક્ત્વવંત આત્મા પોતાના દોષો જુએ છે અને તેનો નાશ કરવા પ્રયત્ન કરે છે. લાખો વા કરોડો ઉપાય કરીને પણ પારકા દોષ બોલવાની ટેવ ત્યાગવી જોઇએ, પારકા દોષ બોલવાની ટેવ વાર્યા વિના ઉત્તમ થઇ શકાતું નથી. પુરૂષના ધર્મો તરફ જોતાં પણ એમ જણાય છે કે પારકા દોષો બોલવા એ પુરૂષને છાજે નહિ. માટે પ્રાણાંતે પણ પરના દોષો બોલવા નહિ.

## ભારે કર્મી જીવોની પણ નિંદા કરવી નહિ, તો અન્યજીવોની તો કેમ કરાય; તે પુરૂષોના ભેદોદ્વારા જણાવે છે.

**चउहा पसंसणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए;**
**उत्तम उत्तम उत्तम, मज्झिम भावाय सव्वेसिं. ॥ १३ ॥**
**जे अहम अहम अहमा, गुरुकम्मा धम्मा वज्जिया पुरिसा;**
**ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा. ॥ १४ ॥**

**ભાવાર્થ**—ચાર પ્રકારના મનુષ્યો પ્રશંસવા યોગ્ય છે, સર્વોત્તમોત્તમ, ઉત્તમોત્તમ, ઉત્તમ અને મધ્યમ. આ ચાર ભેદવાળા મનુષ્યોની તો સદાકાળ સ્તુતિ કરવી જોઇએ. તેઓના ગુણોનું અનુકરણ કરવા ઉદ્યમ કરવો. તેઓના ગુણોમાં ચિત્તવૃત્તિ પરોવવી જોઇએ. ચાર પ્રકારના પુરૂષોનું ધ્યાન ધરતાં આત્મા ઉચ્ચ થતો જાય છે અને નીચ દોષોથી વિમુક્ત થાય છે. અધમ અને અધમાધમ એ બે તો ધર્મથી હીન અને ભારે કર્મી જીવો હોય છે. આવા ભારે કર્મી જીવોની પણ નિંદા કરવી નહિ. પરંતુ તેઓ ઉપર કરૂણા બુદ્ધિ ધારવી જોઇએ.

અધમ અને અધમાધમ જીવોનાં આચરણ ખરાબ હોય છે, તેઓની સંગતિ હિતાવહ નથી, તોપણ તેઓની નિંદા ન કરવી જોઇએ. કેટલાક એમ કહેશે કે તેઓને લોકમાં હલકા પાડવા નિંદા કરવી જોઈએ. આના ઉત્તરમાં કહેવાનું કે-ત્રણ કાળમાં હલકો પાડવાથી કોઈ સુધર્યો નથી અને સુધરવાનો નથી. વૈદ્યો વા દાક્તરો જો એમ વિચાર કરે કે આપણે રોગી-ઓને હલકા પાડવા તેઓની નિંદા કરવી જોઇએ, કે જેથી ફરીથી રોગોમાં

ફસાય નહીં શુ આમ કરવાથી રોગીઓ રોગથી મુક્ત થવાના ? ના કદી નહીં ઉલટુ રોગીઓની સખ્યામા વધારો થવાનો તેવીજ રીતે મનુષ્યો એમ વિચારે કે દોષીઓની આપણે જગજાહેર નિંદા કરીશુ એટલે દોષીઓ દોષથી રહિત થવાના, પણુ આમ કરવાથી પેલા ડાક્તરોની પેઠે થવાનુ અને દોષીઓના દોષ દૂર થઇ શકશે નહિ ડાક્તર વા વૈદ્યોની ફરજ છે કે રોગ અને રોગના હેતુઓને અટકાવી રોગીઓની પ્રેમ ભાવથી સારવાર કરવી, રોગીઓને આશ્વાસન આપવુ, રોગીઓને ગમે તે રીતે નિરોગી કરવા પ્રયત્ન કરવો જોઇએ, એજ ડાક્તરોની ફરજ છે ડાક્તરોમા રોગ મટાડ વાની શક્તિ હશે તો રોગીઓ બાપજી કરતા કરતા તેઓની પાસે આવ વાના અને પોતાની સર્વે હકીકત કહેવાના, દવા પણુ કરવાના અને પથ્ય પણુ પાળવાના, અતે નિરોગી પણ થશે તેવીજ રીતે દોષીઓ પણુ અમે દોષી છીએ એમ જાણે છે, પણુ જે તેઓની નિંદા કરે છે, તેની પાસે તો તે જતા નથી, ઉલટા તેનું પણુ બુરૂ કરવા પ્રયત્ન કરે છે ઢેડને અડ નારો બ્રાહ્મણુ પણુ અભડાય તેમ દોષીઓના દોષ બોલનારા પણુ તે તે દોષોના પ્રસગે સપાટામા આવી જાય છે દોષીઓની નિંદા કરનારાઓએ સમજવુ કે અન્યની નિંદાના બણુગા ફુકવાથી ભગીપણું પ્રાપ્ત થવાનું, અને દોષીઓને નિર્દોષ કરી શકવાના નથી તમારામા નિંદા કરવાનો દોષ કાઢી નાખો, તમો નિંદા કોઇની પ્રાણાતે પણુ નહીં કરો એવી ઉત્કૃષ્ટ દશામા રહેશો ત્યારે દોષીઓ પણુ, તમારૂ વર્તન શુદ્ધ પ્રેમવાળુ જોઇ, તમો ઉપદેશ નહિ આપો તોપણુ પોતાનું વર્તન સુધારવાના પ્રયત્ન કરશે, અને તેના ઉપાયો તમને પુછશે પોતાના સર્વે દોષોની હકીકત તમને કહેશે તેઓ દોષથી મુક્ત થશે એમ ખાત્રી રાખશો ગગાના જળે ગઢીવાળા જળની નિંદા ન કરવી જોઇએ પણુ મલીન જળ પોતાનામા ગગાનું જળ ભળવશે એટલે મલીન જળ પણુ નિર્મળ બની જશે કોઇના પણુ દોષોની નિંદા ન વદનારા તીર્થંકરો આદિ ઉત્તમ પુરૂષો છે, તેઓની સગતથી હજારો જીવો દોષ મુક્ત થાય છે દોષ બોલનારાઓને ભલામણુ કે તમો પણુ તીર્થંકરના જેવી યોગ્યતા મેળવો તો તુરત હજારો લાખો દોષીઓને તમે નિર્દોષી બનાવી શકશો પણુ હે નિંદક ! તમે પોતા નામાં રહેલા મેરૂપર્વત જેટલા મોટા દોષો જોતા નથી, કોઇની આગળ કહેતા નથી, રખેને કોઇ જાણે તો પ્રાણુ જાય એમ વિચારો છો અને અન્યના દોષો જોવા તથા કહેવા મડી જાઓ છો, વિચારો ! આ તમારી કેવી અધમતા ? માટે યોગ્યતા પ્રાપ્ત કરો, ગભીર બનો, અધમ અને અધમાધમ મનુષ્યોની પણુ નિંદા કરવાનું કર્મ છોડી દો —

## કર્તા-સર્વોત્તમ આદિનાં લક્ષણ કહે છે.

पच्चं गुङमड जुव्वण, वंत्रीणं सुरहिसार देहाणं;
जुवईणं मज्जगओ, सव्वुत्तम रूपवंतीणं. ॥ १५ ॥
आजम्म वंभयारी, मणवयकाएहिं जो धरइ सीलं;
सव्वुत्तमत्तमो पुण, सो पुरिसो सव्व नमणिज्जो. ॥ १६ ॥
एवं विह जुवइगओ, जो रागीहुज्ज कहवि इग समयं;
वीय समयंमि निंदइ, तं पावं सव्वभावेणं. ॥ १७ ॥
जम्मंमि तम्मि न पुणो, हविज्ज रागो मणंमि जस्स कया;
सोहोई उत्तमुत्तम, रूवो पुरिसो महासत्तो. ॥ १८ ॥
पिच्छइ जुवई रूवं, मणसा चिंतेइ अहव खणमेगं;
जो ना मरइ अकज्जं, पत्थिज्जंतो वि इत्थीहिं. ॥ १९ ॥
साहूवा सड्ढोवा, सदार संतोस सायरो हुज्जा;
सो उत्तमो मणुस्सो, नायव्वो थोव संसारो. ॥ २० ॥
पुरि सथ्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थ पमुहेसु;
अन्नुन्नवावाहं, मज्झिमरुवो हवइ एसो. ॥ २१ ॥

**ભાવાર્થ**—જેના અંગોઅંગમાં યૌવન તનમન નાચી રહ્યું છે, અને સુગંધથી અંગ મ્હેકી રહ્યું છે, અને અત્યંત રૂપવંતી સ્ત્રીઓમાં વસવા છતાં જે બ્રહ્મચર્ય પાળી શીલવંત રહો છે, તે સર્વોત્તમ ઉત્તમ જાણવો; તે પુરૂષ સદા વંદનીય છે.

રૂપવંતી યૌવનવન્તી સ્ત્રીઓની સાથે સંગત થતાં જે કદાચ મનમાં ક્ષણ-ભર ડગે, પણ અકાર્યમાં ઝંપલાતા પહેલાં વૈરાગ્યથી મનને પાછું ખેંચી લે અને અકાર્યનો પશ્ચાત્તાપ કરે, આત્મભાવથી ખરેખરી રીતે અંતરમાં પશ્ચા-ત્તાપ કરે, અને ફરીથી તે જન્મમાં સ્ત્રીઓ પ્રતિ રાગભાવ ન થાય, વૈરાગ્ય ભાવમાં વર્તે તે ઉત્તમોત્તમ બળવંત પુરૂષ જાણવો. રૂપવંતી યૌવનાવસ્થાવાળી સ્ત્રીની ક્ષણવાર ઇચ્છા કરે, ભોગવવાની અભિલાષા કરે, સ્ત્રીઓએ પ્રાર્થના કરાયેલો પણ અકાર્યમાં પ્રવૃત્તિ કરે નહિ. સાધુ હોય તો સાધુ તરીકેનું સ્વકીય બ્રહ્મચર્ય સાચવે, શ્રાવક હોય તો શ્રાવક તરીકેનું સ્વકીય બ્રહ્મચર્ય વ્રત સાચવે, તે સાધુ તથા શ્રાવકને ઉત્તમ પુરૂષ જાણવા.

ધર્મ અર્થ અને કામને પરસ્પર હાનિ ન થાય, તેવી રીતે જે વર્ત્તે તે મધ્યમ પુરૂષ ગણાય છે સ્ત્રીઓનું તે પ્રમાણે સમજી લેવાય

## પૂર્વોક્ત ઉત્તમ પુરૂષોના બહુમાનથી થતા ફળ.

एएसिं पुरिसाणं, जइ गुणगहण करेसि बहुमाण,
तो आसन्नसिवसुहो, होसि तुमं नत्थि संदेहो. ॥ २२ ॥

ભાવાર્થ—એ ચાર પ્રકારના મનુષ્યોનું બહુમાન કરીશ, તેમજ તેઓના ગુણોનું ગ્રહણ કરીશ તો હે આત્મન્! અલ્પકાળમા તું મોક્ષના સુખનો ભોક્તા બનીશ, એમા સદેહ નથી બ્રહ્મચર્ય વ્રતનું દષ્ટાત આપી પુરૂષોનું વર્ણન કર્યું, તેથી ઉપલક્ષણદ્વારા અન્ય વ્રતો અને ક્ષમાદિ અન્ય ગુણોનું પણ ગ્રહણ કરવુ, તથા તેઓના ગુણોનું બહુ માન કરવુ અહો! જગતમા સાધુઓ તથા સાધ્વીઓને ધન્ય છે કે જે પરોપકારને માટે જીવનને ગાળે છે શ્રાવક અને શ્રાવિકાઓ ગુણાનુરાગથી એમ ચિંતવે કે અહો! આપણે છકાયનો કુટો કરીએ છીએ, આરભ કરીએ છીએ માટે આપણાથી સાધુ અને સાધ્વીઓ અનતગુણ ઉચ્ચ છે, આત્મભોગ આપીને ગૃહસ્થોને ઉપદેશ આપે છે, દુખ વેઠીને પણ ગામો ગામ વિહાર કરે છે, કરૂણાબુદ્ધિથી ગૃહસ્થોને સાધુ વ્રતો અર્પે છે, પુસ્તકો લખાવી સુધારે છે, ગામોગામ ધર્મનું વર્ણન કરે છે, સાધુ અને સાધ્વીઓ જ્ઞાન અર્પી અજ્ઞાનનો નાશ કરે છે બાલવ્રતો પણ એવા છે કે તે સ્વપર હિતસાધક છે તે વ્રતોનું મ્હારામાં કંઈ ઠેકાણું નથી સાધુ અને સાધ્વીની નિંદા કરવાથી ખરેખર પરભવમા સાધુપણું પ્રાપ્ત થનાર નથી, ઉચ્ચ દયાદિ ગુણો મળનાર નથી એમ સમજીને શ્રાવક અને શ્રાવિકાઓ નિંદા કરવાની ટેવ દૂર કરે છે નિંદા દોષને વારનાર મુક્તિ પામે એમા સદેહ નથી

## હવે-પાસત્થાદિકની પણ નિંદાનો ત્યાગ બતાવે છે

पासत्थाइसु अहुणा, सजमसिढिलेसु मुक्कजोगेसु;
नो गरिहा कायव्वा, नेव पससा सहामज्झे. ॥ २३ ॥

ભાવાર્થ—હાલમા ચારિત્રયોગ પાળવામા શિથિલ થઇ ગયેલાઓની પણ સભામાં નિંદા વા પ્રશસા કરવી યોગ્ય નથી તાત્પર્યાર્થ કે તેવાઓના સંબંધમા મધ્યસ્થ ભાવ ધારણ કરવો જેઓએ ચઢતે ભાવે ચારિત્ર લીધું હોય પણ કર્મના ઉદયથી પાછા પડી જઈ, પચમહાવ્રતમાં દોષ લગાડ્યા હોય, બ્રહ્મચર્યનો ભંગ કર્યો હોય, જુઠુ બોલતા હોય, આત્મસમાધિમાં

ન રહેતા હોય, રાગદ્વેષ કરતા હોય, તેવાઓની પણ પ્રાણાંતે ઉત્તમ ચારિત્ર-ધારકોએ તથા ભક્ત વા પંડિતનામ ધરાવનારાઓએ નિંદા કરવી નહિ. ચારિત્રમાં ચડતા અને પડતા પરિણામ ઘણી વખત થયા કરે છે. જે ચડે છે તેજ પડે છે, અને જે પડે છે, તેજ ચડે છે. કેટલાક સાધુનાં વ્રતો લેવા કે પાળવા સમર્થ નથી, પોતે સાધુ થતા નથી, સાધુ થાય તેને અટકાવે છે, છતાં ગમે તે સાધુના દોષો બોલવા મંડી જાય છે અને જ્યારે કોઈ સાધુ ત્હેને (નિંદક શ્રાવકને) ઠપકો આપે ત્યારે કહે છે કે અમારે શું છે? અમે તો છૂટા છીએ, અમે તો વેશ્યાના ઘેર પણ જઇએ, તમોએ માથું મુંડાવ્યું છે માટે તમને નિંદીશું. ત્યારે સાધુ મહારાજ તેને કહે છે કે, હે શ્રાવક નામધારક! ત્હારે પણ શ્રાવકના ગુણો પ્રમાણે વર્તવું જોઇએ. શ્રાવકના એકત્રીશ ગુણોમાંથી અને શ્રાવકના બાર વ્રતોમાંથી તમારામાં કેટલાં છે? તમારામાં કેટલા દોષ છે? એનો વિચાર કરો છો કે નહિ! ત્યારે શ્રાવક કહે છે કે ધોળે લુગડે ડાઘ હોય. અમારે ત્હેમાંનું કંઇ નથી. ત્યારે સાધુ મહારાજ કહેશે કે, ત્હને અમને કહેવાનો કંઈ અધિકાર નથી, ત્હને કોણ કહેવા આવ્યું છે? ત્હારા ઘેર આવીએ ત્યારે વહોરાવીશ નહિ, બોલ ત્હારે મ્હારે કંઈ સંબંધ છે? જા ત્હારૂં થાય તે કરી નાખ, અમારે હવે ક્યાં દીકરી દીવો લેવો દેવો છે. દેવગુરૂની નિંદા કરે તે સાતમી નરકે જાય. ગુરૂની નિંદા કરતાં કુળનો ક્ષય થઇ જાય છે, અનુભવી જોજો. આ પ્રમાણે નિંદા કરવાથી ચર્ચા ઉત્પન્ન થાય છે. શિથિલસાધુઓને પણ ખાનગીમાં સમજાવી સુધારવા, પણ નિંદા તો કરવી નહિ. પશુ પંખીઓને પણ પાંજરાપોળોમાં રાખી તેમનું હિત કરીએ છીએ, ત્યારે ઉત્તમ પણ શિથિલ એવા સાધુઓની નિંદા કરવી તે યોગ્ય નથી. તેમ તેઓની પ્રશંસા પણ કરવી યોગ્ય નથી. તેવા ઉપર મધ્યસ્થતા રાખવી.

**કર્તા કહે છે કે તેવાઓને માર્ગ બતાવવો પણ નિંદવા નહિ.**

**काऊण तेसु करुणं, जइ मन्नइ तो पयासए मग्गं;**
**अह रुसइ तो नियमा, न तेसि दोसं पयासेह. ॥ २४ ॥**

**ભાવાર્થ**—પાસત્થાદિક પર કરૂણા કરીને જો તેઓ માને એમ લાગતું હોય તો સત્યમાર્ગ પ્રકાશવો, તેઓ ગુસ્સો કરે એમ લાગતું હોય તો ગુણાનુરાગીઓએ તેના દોષો પ્રકાશવા નહિ. મહાત્માઓ ઉપદેશે છે કે દોષીઓને ઉપદેશ હિતકર લાગશે, એમ જણાય તો ઉપદેશ આપવો. જાહેર ઉપદેશ કરતાં ખાનગી ઉપદેશથી દોષીઓ (પાસત્થા) વગેરે વિશેષતઃ સુધરે

છે દોષીઓ ઉલટા ઉપદેશ દેનારને મારવા આવે, ત્હેના દોષો પ્રકાશે એવા અણીના મામલામાં પણ દોષીઓના દોષો પ્રકાશ કરવાનો વિચાર માત્ર પણ કરવો યોગ્ય નથી, કારણ કે એમ દોષ પ્રકાશવાનો વિચાર માત્ર પણ નહીં કરવાથી હૃદય શાંત રહે છે, અને આપણા ઉત્તમ સદ્દગુણો અને મધ્યસ્થ દૃષ્ટિ જોઇને પેલા દોષીને કંઇક અસર થાય છે દોષોથી આ સંસાર ભર્યો છે દોષોને જોવા જતાં પાર આવવાનો નથી જ્યાં ત્યાં દોષોનો પ્રકાશ કરનારા કરોડો માણસથી પણ એક દોષીને નિર્દોષ કરી શકાતો નથી અને એક કે જે પ્રાણાંતે પણ કોઇના છતા (વિદ્યમાન) દોષોને બોલતો નથી ઉલટો ગુણાનુરાગ ધારણ કરે છે તેવો એક માણસ બોલ્યા વિના પણ તેના ગુણોથી કરોડો મનુષ્યોને અસર કરી દોષોથી મુકત કરે છે અહો! આ કેટલો બધો ચમત્કાર! એક ન્હાના બાળકના મુખપર કાળો ડાઘો પડયો હોય છે તેને કહીએ કે છોકરા ત્હારૂં મુખ કાળું છે ત્યારે તે ખીજવાશે અને ઉલટો કહેશે કે ત્હારૂં મુખ કાળું છે છોકરાને પણ આવી શિક્ષા કડવી લાગે છે, અને સામો દોષ દેવા બોલે છે, પણ જો તે છોકરાને દર્પણ આપીએ તો પોતાની મેળે મુખપર લાગેલો ડાઘ ખરાબ લાગવાથી કાઢી નાખશે આ દૃષ્ટાંત બરાબર મનન કરવા લાયક છે મનુષ્યોના દોષ કાઢવાને માટે કદી જાત ટીકાથી ઉપદેશ આપવો નહિ કિંતુ દર્પણની પેઠે તેને સત્સમાગમ, જ્ઞાનોપદેશ, અને આત્મજ્ઞાન વગેરેનો ઉપદેશ આપવો દોષી જાણે કે ખાસ આ મ્હનેજ કહે છે, મારી નિંદાજ કરે છે, એમ લાગે તેવી રીતે ઉપદેશ આપવો નહિ, યોગ્ય ઉપદેશ આપવો અન્યથા મૌન રહેવું

## કળિકાળમાં અલ્પ ધર્મગુણનું પણ બહુ માન કરવું એમ કર્તા કહે છે

**सपइ दूसम समए, दीसइ थोवोवि जस्स धम्मगुणो,**
**बहुमाणो कायव्वो, तस्स सया धम्मबुद्धीए. ॥ २९ ॥**

**ભાવાર્થ**—પંચમઆરામાં (કળિકાળમાં) વર્તમાન સમયમાં જે પુરૂષમાં અલ્પ પણ ધર્મગુણ દેખાય તેનું હમેશ ધર્મબુદ્ધિથી બહુ માન કરવું, કારણ કે અલ્પ પણ ધર્મગુણનું બહુ માન પોતાના આત્માને ઉચ્ચ કરે છે, વર્તમાન સમયમાં ગમે તેવો ધર્મી હોય તોપણ અષ્ટ કર્મના ઉદયમાં તે છે તેથી દોષિનો ગણાવાનો-કર્મ દોષ વિના નિર્મળ ગુણવંત કોઇ સાધુ પણ મળી શકવાના નથી, ત્યારે કેમ કરવું? તેના ઉત્તરમાં કહેવાનું કે ગુણ દૃષ્ટિથી

ગુણો જોવા, ગુણો લેવા અને દોષો તરફ લક્ષ્ય આપવું નહિ. ગુણાનુરાગ કદી મૂકવો નહિ. એજ આ કાળમાં તરવાનો પ્રથમાવસ્થામાં મુખ્ય ઉપાય છે. આ કાળમાં જે ગુણાનુરાગી હોય તેને પણ ધન્યવાદ ઘટે છે, કારણ કે ગુણાનુરાગી પુરૂષોનો હાલમાં પ્રાયઃવિરહ દેખાય છે, ગુણાનુરાગમાં પણ કંઇ નથી એમ કેટલાક કહી તેનો મતિ પ્રમાણે અર્થ કરી વિરૂદ્ધ વિચારમાં આશય ખેંચી જાય છે. પરના ગુણને સાંભળતાંજ કેટલાકને તો ઉલટી આવ્યા જેવું થાય છે. દુઃષમ કાળમાં ગુણાનુરાગ પ્રાપ્ત થયો તો અલ્પકાળમાં મુક્તિ મળશે એમ સમજવું. ક્રિયારૂચિની આગળ જ્ઞાનરૂચિની પ્રશંસા કરીએ તો ક્રિયારૂચિ કંઈ પણ નિંદા કર્યા વિના રહેશે નહિ, મનમાં પણ બબડયા કરશે. તેમજ જ્ઞાનવાદીની આગળ ક્રિયારૂચિનું વર્ણન કરીશું તો તેવુંજ બનવાનું. ધર્મના જૂના વિચાર ધારણ કરતા હશે તેની આગળ પણ સુધારાવાળા હીન લાગશે. દોષ મૂકીને ગુણ લેવો વા બોલવો દુર્લભ જણાશે. હાલમાં તો અલ્પ પણ ધર્મગુણનું બહુ માન કરવાની આવશ્યકતા છે. કારણ કે અલ્પ પણ ધર્મગુણ ધારણ કરનારા વિરલા છે. સર્વ ગુણ વીતરાગમાં છે, માટે જેટલા ગુણ તેટલા લેવા. દોષને જોવા નહિ, તેમ બોલવા પણ નહિ.

## કર્ત્તા કહે છે કે-સ્વ કે પરગચ્છના સાધુઓની નિંદા કરવી નહિ.

**जउं परगच्छि सगच्छे, जे संविग्गा बहुस्सुया मुणिणा;**
**तेसिं गुणाणुरायं, मा मुंचमु मच्छरप्पहओ. ॥ २६ ॥**

**ભાવાર્થ**—હે આત્મન્! પારકા કે પોતાના ગચ્છમાં જે સંવિગ્ન અને વિદ્વાન્ મુનિરાજો હોય, તેઓના પર મત્સરથી હણાએલો એવો તું ગુણાનુરાગ છોડીશ નહિ.

પ્રાયઃ કેટલાક પોતાના ગચ્છને વખાણે છે, અને પરગચ્છના વિદ્વાન્ વા મૂર્ખ સર્વ સાધુઓના છતા વા અછતા દોષો બોલતા મંડી જાય છે. કેટલીક વખત તો ઇર્ષ્યાથી કેટલાક વિદ્વાન્ સાધુઓ જાણી જોઇને અન્ય વિદ્વાન્ કે જે અન્ય ગચ્છના વા સંઘાડાના હોય, વા પોતાનાથી ભિન્ન વિચારવાળા હોય તેઓનું મૂળમાંથી ખોદી કાઢવા માટે અનેક જાતનાં આળ ચઢાવે છે. ગમે તે રીતે પણ ત્હેને શ્રાવકોની આગળ હલકો પાડવા ચુકતા નથી; શાસ્ત્રના પાઠ પણ કુયુક્તિથી આડા ધરીને સામા સાધુઓને હલકા પાડવા શ્રાવકોની આગળ આડું અવળું સમજાવી ઉશ્કેરણી કરાવે છે. ત્યારે અન્ય ગચ્છના કે જેની સામાચારી ભિન્ન છે તેઓ પણ તેઓથી ઉતરતા

નથી અર્થાત્ તે પણ સામા સાધુઓની ક્રિયા, આચાર, તેમના દોષો પ્રકાશવા તેમના પક્ષના ભક્તોની આગળ કમરકસીને ઉદ્યમ કરે છે સામાસામી ખડનમડન છપાવવામા આવે છે શ્રાવકો પણ સામાસામી ખડનમડન કરે છે સાધુઓનો પક્ષ પકડે છે મ્હારૂ તે સારૂ કરવા મડી જાય છે વ્યાખ્યાનમા પણ ગમે તે રીતે નિંદા કરાય છે ત ગચ્છવાળા સાધુઓ કહે છે કે દ ગચ્છવાળા તો ખીલકુલ ભ્રષ્ટાચારી છે, સ્ત્રી સગી છે, અમુકની સાથે અમુક રીતે વર્તતા હતા ત્યારે ખ ગચ્છવાળા હવે ત ગચ્છવાળાની નિંદા કરવા બાકી રાખતા નથી અમુક સાધુની કોઈ સ્તુતિ કરે તો સામો નિંદક દૂધમાથી પોરાની પેઠે એક બે દોષ કાઢવાનોજ અમુક સાધુની કોઈ વિદ્વત્તા વખાણે તો સામો સાધુ તેનું ખડન કરવાનો અમુક સાધુ પરોપકારાર્થે પુસ્તક બનાવે તો સામા પક્ષવાળા નિંદા કર્યા વિના રહે નહિ, પોતાના રાગી વા પોતાના ગચ્છના શ્રાવકો કરવા સારૂ રાત્રી દીવસ શ્રાવકોને મીઠા વચન કહે અને કોઈ અન્ય ગચ્છી સાધુ પાસે આવે તો ત્હેના સામુ પણ જોવાય નહિ, એક શેરીનું કૂતરૂ જેમ અન્ય શેરીના કૂતરાને મળે અને તેની અવસ્થા થાય, તેવી અવસ્થા થાય આમ ઘણા ભાગે ગચ્છોની હાલના કાળમા દશા વર્તુવે છે જો આમાનો કેટલોક ભાગ ખરો હોય તો ખરેખર ગુણાનુરાગને દેશવટો અપાયો છે એમ સમજી લેવુ

સાધુઓના ગચ્છોની આવી દશા દેખીને કેટલોક નવો પથ કાઢે, અને સાધુઓના કુસપનો લાભ લેઇ તેવા પથો ચાલી શકે, અને જૈન સનાતન સઘના ધર્મો નાશ પામે તેમા ગચ્છના આચાર્યો તથા સાધુઓનો દોષ છે

સપ્રતિકાળમા પ્રાય ગુણાનુરાગને બ લે દોષદૃષ્ટિ વધી પડી છે શ્રાવકોમા પણ તેવી દશા પ્રાય દેખવામા આવે છે, નવા પથ કાઢનારાઓ પણ ફક્ત જૂનાને નિંદે છે, સાધુ અને સાધ્વીઓને નિંદે છે, અને આડુઅવળુ સમજાવે છે, પણ ગુણાનુરાગની દૃષ્ટિ વિશેષત દેખવામા આવતી નથી નવા પથવાળાઓ સનાતન પથવાળાઓનું દરેક કૃત્ય મૂળમાથી ખોદી કાઢવા પ્રયત્ન કરે છે, એટલુંજ નહિ, પણ નવા પથના રાગથી અનેક પાખડ કરી મત વધારવા ધારે છે, સાધુઓએ તથા શ્રાવકોએ પરસ્પરના ગચ્છોના વિદ્વાન્ સાધુઓ પર ગુણાનુરાગ ધારણ કરવો જોઇએ પરગચ્છના વિદ્વાનોની કોઇની આગળ નિંદા કરવી નહિ, તેઓ બુરૂ કરે તોપણ તેઓના છતા વા અછતા દોષોનો પ્રકાશ કરવો નહીં પરગચ્છની સાથે પણ વિશાળ દૃષ્ટિ રાખી ભ્રાતૃભાવ ધારણ કરવો, પોતાના ગચ્છના વિદ્વાન્ સાધુઓની પણ કદી પ્રાણાતે નિંદા કરવી નહિ શ્રાવકોએ પણ ભિન્ન ભિન્ન ગચ્છવાળાઓ

ઉપર ગુણાનુરાગ ધારણ કરવો, જો ગુણાનુરાગ ધારણ કરવામાં નહિ આવે તો સાધુવર્ગ વા ગચ્છનો નાશ થશે, તેમાં સંશય નથી, કારણ કે નિંદકોની તથા તેમના ધર્મની પડતી થયા વિના રહેતી નથી, પોતાના ગચ્છના વિદ્વાન્ સાધુઓ વા મૂર્ખ સાધુઓની પણ છતા વા અછતા દોષની નિંદા કરવી નહિ, એટલુંજ નહિ; પણ દુનિયાના ગમે તે મનુષ્યની સાધુએ નિંદા કરવી નહિ. સ્વદર્શની હોય વા પરદર્શની હોય તોપણ કોઇના છતા વા અછતા દોષો પ્રકાશવા નહિ.

સાધુઓ કોઇના પણ દોષો પ્રકાશે નહિ, અને ગુણાનુરાગ ધારણ કરે તો ધર્મમાં ઘણા મનુષ્યોને દાખલ કરી શકે, ગુણાનુરાગની દૃષ્ટિ ખીલવવા ક્ષણે ક્ષણે પ્રયત્ન કરવો. પરની નિંદા કરવાથી જગત્માં મોટી લડાઈયો થઈ છે, ઇતિહાસો પણ તે બાબતની સાક્ષી આપે છે. પરસ્પર ભિન્ન ધર્મવાળાઓની નિંદા કરવાથી ઉલટા તેઓ સામા ધર્મ ઉપર દ્વેષ ધારણ કરે છે, તેથી ઘણા કાળ પર્યંત સત્યધર્મના ઉપાસક તે બની શકતા નથી.

સ્વધર્મના સત્ય વિચારો દર્શાવવા, પરધર્મના જે સત્ય વિચારો હોય તે પણ યુક્તિથી મધુર વચને જણાવવા. સત્ય ધર્મનું સ્થાપન કરવું અને અસત્ય કે જે ધર્મથી કરોડો મનુષ્યો દુર્ગતિમાં પડે તેનું અનેક સિદ્ધાંતોની યુક્તિઓથી ખંડન કરવું તેથી ગુણાનુરાગ નાશ પામતો નથી. કોઈની જાતિ નિંદા કરવી નહીં-સત્યધર્મ તેજ ખરેખરો ગુણ છે, માટે તેના ઉપર અનુરાગ કરવો, અન્ય ધર્મમાં રહેલાં મનુષ્યોની છતા વા અછતા દોષ પરત્વે જાત ટીકા કરવી નહિ, અન્ય વ્યક્તિની જાત ટીકા, દોષો બોલી કરવી નહિ. એમ કરવાથી અન્ય ધર્મનાં મનુષ્યો પણ સત્ય ધર્મવાળાના સહવાસમાં આવશે, અને સત્યધર્મ ગ્રહણ કરશે.

કોઇ સ્વધર્મ બંધુઓની મત્સરથી નિંદા કરવી: નહીં. હમેશ નિંદાનું ભાષણ નહિ કરવાથી મનુષ્ય જૈન ધર્મની ઉન્નતિ કરી શકે છે, સદ્ગુણ દૃષ્ટિથી ધર્મની વા દેશની ઉન્નતિ થઇ શકે છે.

## કર્તા કહે છે કે ગુણિઓનું બહુ માન કરતાં તે તે ગુણો સુલભ થાય છે.

**गुणरयणमंडियाणं, बहुमाणं जो करेइ सुद्धमणो,**

**सुलहा अन्नभवंमिय, तस्सा गुणा हुंति नियमेणं ॥ २७॥**

ભાવાર્થ—ગુણરત્નોથી વિભૂષિત પુરૂષોનું જે શુદ્ધ મનવાળો છતો બહુમાન કરે છે. તેને અવશ્ય તે તે ગુણો પરભવમાં સુખથી પ્રાપ્ત થાય છે.

ગુણીના ગુણ આવતા તે તે ગુણો પોતાનામા પ્રગટી શકે છે, સદ્‌ગુણો ઉપર રાગ થયા વિના ગુણીજનોનું બહુ માન થતું નથી જ્યારે સદ્‌ગુણો ઉપર રાગ થાય છે ત્યારે તેવા સદ્‌ગુણો પ્રાપ્ત કરવા ઉદ્યમ પણ થાય છે સાધુઓની સેવા પણ થાય છે, પણ જો ગુણાનુરાગ ન હોય તો કોઈ પણ ગુણ માટે પ્રયત્ન થઈ શકે નહીં આ ભવમા જે સાધુઓ અને સાધ્વીઓ નજરે દેખાય છે તેઓએ અવશ્ય પૂર્વભવમા સાધુ ધર્મ ઉપર ગુણાનુરાગ ધારણ કરેલો હોવો જોઈએ આ ભવમા જે બ્રહ્મચારી છે, તેઓએ અવશ્ય પૂર્વભવમા શીલગુણાનુરાગ કરેલો હોવો જોઈએ આ ભવમા જેઓ ધ્યાન અને સમાધિને આદરે છે, સમાધિમા રહે છે તેથી સિદ્ધ થાય છે કે પૂર્વ ભવમા તેઓએ ધ્યાન અને સમાધિનો અભ્યાસ આદરેલો હોવો જોઈએ, તેથી પૂર્વભવના સસ્કારથી આ ભવમા તેઓને તેપર પ્રીતિ થાય છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ધર્મના જે જે સદ્‌ગુણો જેનામા વિશેષત દેખ વામા આવે છે તેનું કારણ કે તે તે ગુણોનો રાગ કરી પૂર્વભવમા તદ્દતદ્ ગુણ ધારકોએ અભ્યાસ કરેલો હોવો જોઈએ આ ઉપરથી સિદ્ધ થાય છે કે ગુણાનુરાગ પરભવમા વિશેષ પ્રગટવા માટે મદદગાર થાય છે પૂર્વોક્ત સિદ્ધાત પરિપૂર્ણ હૃદયમા ઉતારીને હવે આ ભવમા પણ ગુણોનોજ રાગ કરીશુ, અને ગુણીઓનું બહુ માન કરીશુ જેનામા જેટલા ગુણો ખીલ્યા તેટલા ગુણો તરફ દૃષ્ટિ રાખીશુ અને આ ભવમા તે તે સદ્‌ગુણોમા ચિત્તનો સયમ કરીશુ તો ખરેખર તે તે સદ્‌ગુણો પ્રાપ્ત થયા વિના રહેશે નહિ वर्त्तमानकाल सुधारो નામનો अस्मदीय कृत ગ્રથ વાચવામાં આવશે તો દોષ તરફ થતું વલણ દૂર થયા વિના રહેશે નહિ, તેમજ અસ્મદીયકૃત સમાધિશતક તથા પરમાત્મજ્યોતિ વાચવામા આવશે તો સદ્‌ગુણ દૃષ્ટિની ખીલવણી થશે, અને દોષદૃષ્ટિનો નાશ થશે ગુણાનુરાગનું પ્રાબલ્ય ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામશે, અને તેથી આત્મા સદ્‌ગુણોના માર્ગ તરફ ચાલતો મોક્ષપુરી પહોચશે

## કર્તા સૂરિ કહે છે કે–ગુણાનુરાગ ધારણ કરતો જીવ મોક્ષ પામે છે

**एय गुणाणुराय, सम्म जो धरइ धरणिमज्झमि,**
**सिरिसोमसुंदरपयं, सो पावइ सव्वनमणिज्ज. ॥ २८ ॥**

ભાવાર્થ—જે આત્માર્થી પુરુષ રૂડી રીતે જગતમા ગુણાનુરાગ ધારશે તો તે આભ્યતર લક્ષ્મીયુક્ત ઉત્તમ પદને પામશે, એમ કવિ કહે છે આ

ગાથામાં કર્તાનું નામ છે, ગુણાનુરાગ ધારણ કરવા ખામી રાખવી નહિ, કારણ કે તેથી ઉત્તરોત્તર મોક્ષ મળે છે એમ આચાર્યો અને વીતરાગ ભગવાનનાં સિદ્ધાંતો જણાવે છે. જેમ જ્યાં જ્યાં ગુણાનુરાગ ધારવામાં આવે તેમ તેમ દોષદૃષ્ટિ ટળતી જાય છે. નિંદા કરવા જો જીભલડી ઉદ્યમ કરે તો તુર્ત જીભલડીને વશમાં રાખવી, પ્રત્યક્ષ વા પરોક્ષપણે કોઈની નિંદા કરવી નહીં. નિંદા કરવાથી ઘણાં પાપ થાય છે. અત્ર ભજન સંગ્રહ પ્રથમ ભાગમાંથી નિંદાવિષયક ભજન લખવામાં આવે છે.

( દડી રમતમાં પડીરે સન્તો, દડી રમતમાં પડી. એ રાગ. )

## निन्दा पद.

पाप कर्म बहु भारीरे निन्दा, पाप कर्म बहु भारी;
मनमां जोजो विचारीरे निन्दा, पाप कर्म बहु भारी.

निन्दकनी दृष्टि छे अवळी, गुण अवगुण देखाय;
पापीमां पापी छे निन्दक, मरी नरकमां जायरे. निन्दा. १

चांदां देखे कागडो जेम, निन्दक देखे दोप;
धत्तुर भक्षकनी पेठे ए, शुं करवो त्यां रोपरे. निन्दा. २

चाडी चुगली निन्दक करतो, कलंक चढावे शीर;
चंडाळथी पण निन्दक पापी, धोतो परनां चीररे. निन्दा. ३

क्रिया काण्ड निन्दकनां संतो, लेखे नहि गणाय;
नाम देइने निन्दा करतो, मुक्तिपुरी नहि पायरे. निन्दा. ४

साधु सन्त वैरागी त्यागी, जोगी भोगी फकीर;
निन्दा परतणी परहरशो, पामशो भवजल तीररे. निन्दा. ५

निन्दामांही सहु लपटाया, वचीया कोइक सन्तः
निन्दक माथे नथी शिंगडां, वाणीथी ओलखंतरे. निन्दा. ६

अदेखाईनी पुत्री निन्दा, मुक्ति मार्ग प्रतिकूल;
लाखचोराशीमां भटकावे, नाखी माथे धूळरे. निन्दा. ७

समकीती निंदा नवी करशे, करशे गुणनुं गान;
श्वानदंतने कृष्ण वखाणे, गुणनुं कर बहु मानरे. निन्दा. ८

सर्व गुणो जाणो जिनवरमा, वाकी दोषी होय,
निजमा अवगुण पोठ भरी छे, जुवे न तेने कोयरे. निन्दा. ९
कर्मवशे सौ दोषे भरीया, करो न निन्दा भाई;
बुद्धिसागर गुणने गाता, जगमा होवे वडाइरे. निन्दा. १०

નિંદાથી આવી અધમ દશા થાય છે, એવુ જાણી નિંદાની ટેવ ત્યાગ કરવા ક્ષણે ક્ષણે ઉપયોગ રાખવો, અને ગુણાનુરાગ ધારણુ કરવા ક્ષણે ક્ષણે ઉપયોગ રાખવો અશુભ અધ્યવસાયથી ( અશુભ પરિણામથી ) નિંદા થાય છે, અને શુભ પરિણામથી ગુણોનો રાગ થાય છે परिणामे बंध એ વાક્યને અનુસરી જોતા અશુભ પરિણામે અશુભ કર્મબધ અને શુભ પરિણામે શુભ કર્મબધ જાણી ગુણાનુરાગ ધારણુ કરવો

इति श्री सुरत वदरे चातुर्मास्या योगनिष्ठ मुनि बुद्धिसागरेण
गुणानुराग ग्रन्थस्य गुर्जरभापया विवरण कृतम्.

गुणानुराग शास्त्रस्य, प्राकृता विवृतिः कृता,
भव्यानामुपकारार्थम्, बुद्ध्यब्धिमुनिना शुभा.

ॐ शान्ति शान्ति शान्ति



श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाला. ग्रन्थांक १९.

# શ્રાવકધર્મ સ્વરૂપ.

પ્રથમભાગ.

આવૃત્તિ બીજી

# શ્રાવકધર્મ.



શ્રાવક નામ માત્રમાં પણ કેટલું રહસ્ય છે? શ્રાવક નામ ધરાવનારમાં વ્યાવહારિક અને નીતિના કયા કયા ગુણો અવશ્ય હોવા જોઇએ? મુખ્ય આચારો કયા છે? તે આ લઘુગ્રન્થ મારફતે દરેક શ્રાવકે સદા યાદ રાખવાની જરૂર છે.

શાસ્ત્રકારો કહે છે કે જે શ્રાવકને સાધુ દશા પ્રાપ્ત કરવાની અહર્નિશ ભાવના થતી નથી, તેણે શ્રાવકપણું પ્રાપ્ત કર્યું છે એમ કહી શકાય જ નહી. શ્રાવકધર્મ જાણ્યા વિના અને જાણી આચારમાં મૂકયા વિના શ્રાવકપણું તો શું પણ મનુષ્યપણું પણ નિરર્થક છે, માટે શ્રાવક કુળમાં જન્મી પોતાનું સ્વરૂપ ભુલી જંજાળમાં પડતાં બચવા માટે દેવેંદ્રસૂરિ રચિત શ્રીધર્મરત્ન પ્રકરણ ગ્રન્થમાં વિસ્તારથી વર્ણવેલ શ્રાવકસ્વરૂપના એકવીશ ગુણ કંઠસ્થ રહે તે માટે તે ઉપર ટુંકમાં વિવેચન કરવામાં આવ્યું છે.

ધર્મના અર્થી શ્રાવકોએ (મનુષ્ય માત્રે) વધુ નહી તો એકે એક ગુણને અવશ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. શુદ્ધ ભૂમિકામાં ચિતરવા ધારેલ ચિત્ર શુદ્ધ અને પવિત્ર થાય છે, તે માટે અધિકાર પ્રમાણે ગુણો અવશ્ય મેળવવા જોઇએ.

કદાચ દરેક ગુણો ન પ્રાપ્ત થઇ શકે તો થોડા કે અમુક પ્રમાણમાં પ્રાપ્ત થયા હોય કે થતા હોય તો તે કોઇ રીતે નુકશાનકારક નથી. પણ આ ગ્રન્થમાં જણાવેલા ગુણોથી વિપરીત વર્ત્તન થવું યા કરવું, એ તો શ્રાવકપણાને ઘટતું નથી એમ પ્રત્યેકે સમજવું.

શ્રી શાન્તિઃ ૩.



# श्राद्ध धर्म स्वरूप

યાને

# શ્રાવક ધર્મ સ્વરૂપ.

## પ્રથમ ભાગ.

### मगलाचरणम्.

नत्वा श्रीमन्महावीर गुरु धर्मोपदेशकम् ॥
श्राद्धधर्मस्वरूप वै रच्यते बोधहेतवे ॥ १ ॥

શિષ્યપ્રશ્ન—હે સદ્ગુરૂ મહારાજ! શ્રાવકનો ધર્મ શુ છે, તે મ્હને કૃપા કરી સમજાવશો?

ગુરૂ—હે શિષ્ય! શાસ્ત્રોમા શ્રાવકનો ધર્મ સારી રીતે બતાવ્યો છે અને તે તારે અવસ્ય જાણવો જોઇએ

શિષ્યપ્રશ્ન—તે જાણવાથી શુ લાભ થાય?

ગુરૂ—શાસ્ત્રોમાં શ્રાવકનો ધર્મ જેવો કહ્યો છે, તેવો જે પાળે તે અલ્પ કાળમા મુક્તિપ૰ પામે

શિષ્યપ્રશ્ન—શ્રાવક શી રીતે ઓળખી શકાય?

ગુરૂ—શ્રાવકને યોગ્ય કહેલા સદ્ગુણો તથા શાસ્ત્રમા કહેલા આચારોને યથા શક્તિ પાળે તે ઉપરથી આ શ્રાવક છે એમ ઓળખી શકાય છે

શિષ્યપ્રશ્ન—ક્યારે શ્રાવકપણુ પ્રાપ્ત થાય?

ગુરૂ—નિશ્ચયથી ચોથુ અગર પાચમું ગુણઠાણુ પ્રાપ્ત થાય ત્યારે શ્રાવકપણ્ પ્રાપ્ત થાય છે અનન્તાનુબધી ચારકષાય, સમકિતમોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વમોહનીય એ સાત પ્રકૃતિયોનો ઉપશમ, ક્ષયો પશમ વા ક્ષાયિકભાવ એ ત્રણમાથી ગમે તે ભાવ ઉત્પન્ન થાય ત્યારે ચતુર્થ ગુણસ્થાનની પ્રાપ્તિ થાય છે ચોથા ગુણઠાણાને અવિરતિ સમ્યગ્દૃષ્ટિગુણસ્થાનક કહે છે ચોથા ગુણઠાણે અવિરતિ શ્રાવકપણ્ પ્રાપ્ત થાય છે શ્રી નેમિનાથ તીર્થંકરના શ્રાવક શ્રીકૃષ્ણ હતા, તેઓ

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ શ્રાવક હતા; તેમજ શ્રી ચોવીશમા તીર્થંકર શ્રીવીર પ્રભુના શ્રેણિક રાજા, અવિરતિ શ્રાવક હતા. જ્યારે અપ્રત્યાખ્યાની કષાયનો ઉદય ટળે છે ત્યારે દેશવિરતિ પાંચમું ગુણઠાણું શ્રાવકને પ્રાપ્ત થાય છે અને તેથી તે વિરતિ શ્રાવક કહેવાય છે.

**પ્રશ્ન**—અવિરતિ શ્રાવક અને વિરતિ શ્રાવક એ બેમાં મહાન્ કોણ?

**ઉત્તર**—અવિરતિ શ્રાવક કરતાં વિરતિ શ્રાવક મહાન્ છે.

**પ્રશ્ન**—કોની સેવા કરવાથી શ્રાવકપણું પ્રાપ્ત થાય છે?

**ઉત્તર**—શ્રી સદ્ગુરૂની સેવા કરવાથી શ્રાવકપણું પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન**—શ્રી સદ્ગુરૂ પાસે જઇને ભવ્ય જીવોએ શું કરવું જોઇએ?

**ઉત્તર**—શ્રી સદ્ગુરૂને પ્રશ્ન પુછવા જોઇએ. ધર્મતત્ત્વ સંબધી જ્ઞાન કરવા માટે મનમાં જે જે શંકાઓ ઉઠે તેનો ખુલાસો કરવો જોઇએ. શ્રી સદ્ગુરૂની દેશના સાંભળવી જોઇએ. ગુરૂને પ્રશ્ન પુછવાથી તથા તેમની દેશના સાંભળવાથી અનેક પ્રકારના ફાયદા થાય છે. જુઓ શ્રી **રાયપસેણી સૂત્ર.** શ્રી કેશિકુમાર મુનિવર્ય્યની પાસે પ્રદેશી રાજા ગયો હતો તે પ્રથમ તો અત્યંત નાસ્તિક હતો, દેવલોક, સ્વર્ગ, પુણ્ય, પાપ, મુક્તિ અને આત્મા વગેરે કંઇ છેજ નહિ એમ માનતો હતો, હિંસાકર્મ વગેરેમાં આસક્ત હતો સાધુઓને તે પાખંડી-ઢોંગી માનતો હતો. પણ કેશિકુમાર મુનિરાજને પ્રશ્ન પુછતાં તેના મનની શંકાઓ ટળી ગઇ અને આત્માદિ તત્ત્વની દૃઢ શ્રદ્ધા થઇ અને તેણે કેશિકુમારને ધર્માચાર્ય તરીકે માન્યા. પ્રદેશી રાજાએ શ્રાવકનો ધર્મ અંગીકાર કર્યો. આ ઉપરથી સુજ્ઞો જોશે કે મુનિગુરૂને પ્રશ્ન પુછવાથી સમ્યક્ તત્ત્વોની દૃઢ શ્રદ્ધા થાય છે.

**પ્રશ્ન**—શું શું જાણવાથી શ્રાવકધર્મ પ્રાપ્ત થાય છે?

**ઉત્તર**—નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, કર્મસ્વરૂપ, સાતનય, સપ્તભંગી, નિક્ષેપ, ગુણ-સ્થાનક, બારવ્રત, પંચમહાવ્રત, પંચભાષ્ય, દેવ, ગુરૂ અને ધર્મ વગેરે તત્ત્વોનું સ્વરૂપ, જાણવાથી શ્રાવકધર્મ પામી શકાય છે. નવ તત્ત્વ જાણ્યા વિના સમ્યગ્ જ્ઞાન થતું નથી. કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાંચ કારણથી કાર્ય થાય છે; એમ જે જાણે છે તે શ્રાવક થઇ શકે છે. જીનેશ્વરે જે કહ્યું છે તે સત્ય છે, એમ જે દૃઢ શ્રદ્ધા ધારણ કરે છે તે શ્રાવક થઇ શકે છે. ઉપશમાદિ નિશ્ચય સમ્યક્ત્વને તો કેવલજ્ઞાની વિના અન્ય કોઇ જાણી શકે નહિ. નિશ્ચય સમ્યક્ત્વને કોઇ હાલ પોતે જાણી શકે નહીં. નિશ્ચય સમકિત

ગુણ અરૂપી છે તે છદ્મસ્થના જ્ઞાનથી જાણી શકાય નહીં વ્યવહાર શ્રદ્ધારૂપ સમ્યક્ત્વને તો પોતાની શ્રદ્ધાથી તરતમ યોગે જાણી શકાય છે તત્ત્વજ્ઞાન વિના શ્રદ્ધારૂપ વ્યવહાર સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થતું નથી, માટે શ્રાવક ધર્મ જાણવા માટે પ્રથમ જૈન તત્ત્વોનો અભ્યાસ કરવો જોઇએ જૈન તત્ત્વોનું શ્રવણ સદ્ગુરૂ મુખથી કરવુ જોઇએ શ્રી ભગવતી સૂત્રમા શ્રાવકને लद्धट्ठा, गहियट्ठा, लध्यार्थी गृहीतार्था અર્થને પામેલા અને અર્થને ગ્રહણ કરેલા એવા કહ્યા છે शृणोति धर्मं गुरुसकाशात् स श्रावक ગુરૂ પાસેથી જે તત્ત્વ સાંભળે છે તે શ્રાવક કહેવાય છે દેવ ગુરૂ અને ધર્મ તત્ત્વનું જ્ઞાન થયા વિના શ્રદ્ધા થઇ શકતી નથી અને શ્રદ્ધા વિના શ્રાદ્ધપણું પ્રાપ્ત થઇ શકતું નથી, માટે પ્રતિદિન જૈન શાસ્ત્રોનું ગુરૂ પાસે શ્રવણ કરવુ જોઇએ

પ્રશ્ન—શ્રાવક થવા માટે અન્ય કયા કયા ગુણો ધારણ કરવા જોઇએ?

ઉત્તર—ઉત્કૃષ્ટ એકવીસ ગુણને ધારણ કરવા જોઇએ

પ્રશ્ન—એકવીસ ગુણ કયા કયા છે તેમજ તે પ્રત્યેકનું સંક્ષેપમા સ્વરૂપ સમજાવશો?

ઉત્તર—શ્રી ધર્મરત્નપ્રકરણમા નીચે પ્રમાણે શ્રાવકના એકવીસ ગુણ લખ્યા છે તત્પાઠ

> धम्मरयणस्स जुगो, अक्खुद्दो रूववं पगइसोमो,
> लोगप्पिओ अक्कूरो, भीरू असढो सुदक्खिण्णो. १
> लज्जालुओ, दयालू, मज्झत्थोसोमदिट्ठि गुणरागी,
> सक्कह सुपक्खजुत्तो, सुदीहदसी विसेसन्नू. २
> वुड्ढाणुगो, विणीओ, कयण्णुओ परहियत्थकारी य;
> तह चेव लद्धलक्खो, इगवीसगुणेहिं सपन्नो. ३

અક્ષુદ્ર[1], રૂપવાન્[2], શાન્તપ્રકૃતિવાળો[3], લોકપ્રિય[4], અક્રૂર[5], પાપભીરૂ[6], નિષ્કપટી[7], દાક્ષિણ્યવાન્[8] લજ્જાળુ[9], દયાળુ[10], મધ્યસ્થસૌમ્યદૃષ્ટિવાળો[11], ગુણાનુરાગી[12], સત્કથક[13], સુપક્ષયુક્ત[14], દીર્ઘદર્શી[15], ગુણદોષજ્ઞ[16], વૃદ્ધજનને અનુસરનાર[17], વિનીત[18], કૃતજ્ઞ[19], પરોપકારી અને લબ્ધલક્ષ્યવંત[20], એ એકવીસ ગુણને જે મનુષ્ય ધારણ કરે છે તે ધર્મરત્નને પાત્ર થઇ શકે છે

## १ प्रथम अक्षुद्र गुण.

---

खुद्दोत्ति अ गंभीरो, उत्ताणमई न साहए धम्मं;
सपरोपयारसत्तो, अखुद्दो तेण इह जुग्गो. १

ક્ષુદ્ર એટલે અગંભીર અર્થાત્ ઉછાંછળી તુચ્છ બુદ્ધિવાળો જે હોય તે ધર્મ સાધી શકે નહીં. જે અક્ષુદ્ર અર્થાત્ ગંભીર હોય છે તે સર્વ જોએલું તથા દેખેલુ હૃદયમાં રાખે છે, મોટું પેટ રાખે છે, અર્થાત્ સર્વ મનમાં રાખે છે. ગંભીર મનુષ્ય એકદમ લાભાલાભનો વિચાર કર્યા વિના જે કંઈ જોએલું વા દેખેલું હોય તત્સંબંધી બકબકાટ કરે નહીં, ગમે તેવું જાણ્યું હોય તોપણ અનર્થકારક હોય તો તે અન્યને કહે નહીં, ક્રોધ, લોભ, માન અને માયા આદિ દોષોના વશ થઇ કોઇની વાત કોઇને કહી દે નહીં, તે ગંભીર ગુણવાળો સમજવો. તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય કોઈના મર્મોને ઉઘાડા પાડે છે, કોઇના દોષોનું કથન કરે છે, તેથી તે સ્વપરનું હિત કરી શકતો નથી અને ઉછાંછળી બુદ્ધિના યોગે તે જ્યાં ત્યાં અશાન્તિ કરનાર થઇ પડે છે. તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય જરા વાતમાં છેડાઈ જાય છે અને તેથી સામાનાં છતાં વા અછતાં છિદ્રો જ્યાં ત્યાં બોલવા મંડી જાય છે. ખાનગી (ગુપ્ત) વાતોને તથા કૃત્યોને પણ તે ઉઘાડાં પાડી દે છે તેથી તે પોતાના આત્માનું હિત કરી શકતો નથી. તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય કોણ જાણે કઈ વખતે શું કરશે તેનો પણ નિશ્ચય થતો નથી.

તુચ્છ બુદ્ધિવાળો અનેક સંકટોનાં વાદળાં મનરૂપ આકાશમાં ઉભાં કરે છે, તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય પોતાનું તથા પોતાના સંબંધીઓનું ભલું કરવા સમર્થ થઇ શકતો નથી. તુચ્છબુદ્ધિવાળો મનુષ્ય સંસારવ્યવહારમાં પણ પ્રતિષ્ઠા પામી શકતો નથી અને તેવો મનુષ્ય જગત્માં ઉચ્ચ પદવીપર ચઢી શકતો નથી. તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય સર્પની પેઠે ભયંકર લાગે છે. તે પોતાના કુટુંબને પણ શાન્તિમાં રાખી શકતો નથી. તુચ્છ બુદ્ધિવાળો મનુષ્ય પોતાના સંબંધીના દોષો વદીને તેની હેલના–નિન્દા કરાવે છે અને તેથી કોઇ વખતે કોઇના પ્રાણનો નાશ પણ થાય છે. તુચ્છ બુદ્ધિવાળાને કોઇ પોતાના હૃદયની ખાનગી વાત કહી શકતું નથી, અનેક દોષોને આકર્ષનાર તુચ્છ બુદ્ધિજ છે; માટે મનુષ્યોએ તુચ્છ બુદ્ધિનો ખરા અંતઃકરણથી ત્યાગ કરવો જોઇએ અને ગંભીર ગુણને ધારણ કરવો જોઇએ.

## ગંભીર ગુણ ધારણ કરવાથી થતા ફાયદા.

ગંભીર ગુણ ધારણ કરવાથી પોતાના આત્માને અને અન્યના આત્માને શાન્તિમા રાખી શકાય છે ગંભીરતાથી મનુષ્ય પોતાના આત્માને ઉચ્ચ દશા તરફ ખેંચે છે અને દોષોને ઢાંકી ગુણો ગ્રહવા સમર્થ થાય છે ગંભીર પુરૂષ, અન્ય મનુષ્યોનો વિશ્વાસ મેળવી શકે છે અને તે અન્ય મનુષ્યોના હૃદય જોવા સમર્થ થાય છે, દરેક ધર્મમા સદ્‌ગુણો અને દોષો કયા કયા અંશે છે તે જોઈ શકે છે, પણ તે ગંભીર હોવાને લીધે કોઇને અપ્રિય થઈ પડતો નથી ગંભીર મનુષ્ય હજારો વાતોને મનમા રાખી શકે છે અને તે કોઈના દોષો પ્રકાશતો નથી, તેથી તે સર્વત્ર માનનીય થઈ પડે છે ક્રોધાદિ દોષોની મંદતાના લીધે ગંભીર મનુષ્ય હૃદયની શુદ્ધિ કરે છે અને તેથી તે યોગ્ય શબ્દોને વિચાર કરી બોલે છે ગમે તેવા પ્રસગોમાં પણ કોઈના તે છિદ્ર ઉઘાડતો નથી તેથી તે સર્વનો મિત્ર બની શકે છે ગંભીરતાના પ્રતાપથી વૈરીયો પણ ગુણો ગાવા માંડે છે અને તેથી તે પોતાનું અને પરનું ભલું કરવા સમર્થ થાય છે ગંભીરતાના પ્રતાપે વૈરીના પણ દોષ બોલતો નથી ત્યારે તે સાધુસ તેના છતા અગર અછતા દોષોને તો કેમ બોલી શકે? અર્થાત્ બોલેજ નહીં

મનુષ્ય પોતાના ગંભીર ગુણથી હૃદયને ધર્મયોગ્ય બનાવે છે ગંભીર મનુષ્યના હૃદયમાંજ ધર્મ ઠરી શકે છે માટે સર્વ ગુણોમા પ્રથમ નબરવાળા ગંભીરગુણને મનુષ્યોએ ધારણ કરવો જોઇએ જ્યારે ગંભીર ગુણ વિના શ્રાવકપણું હોઈ શકતું નથી, ત્યારે ગંભીર ગુણ વિના સાધુપણું તો ક્યાથી હોઇ શકે? અર્થાત્ ન હોઇ શકે ગંભીર ગુણવત સાગરની ઉપમાને ધારણ કરે છે, સાગરના મધ્ય ભાગમા શુ રહ્યુ છે તે ઉપરથી જોતા માલુમ પડે નહીં, તેમ ગંભીર પુરૂષના હૃદયમા શુ રહ્યુ છે તેની અન્ય સામાન્ય મનુષ્યોને ખબર પડતી નથી ગંભીર પુરૂષનું હૃદય વિશાળ હોય છે તેથી તે જે સાભળે છે તે હૃદયરૂપ સમુદ્રના તળીએ મૂકે છે તે કારણ વિના અને લાભ વિના કોઇ વાતને એકદમ કહેતો નથી તેથી તે સસાર વ્યવહારમા પણ શ્રેષ્ઠ ગણાય છે અને ધર્મ રત્ન માટે પણ યોગ્ય ગણાય છે ગંભીર પુરૂષના હૃદયને કોઈ કળી શકતુ નથી જગતમા ઉચ્ચ પદવી પર તે આવે છે અને તે મનની શાન્તદશા રાખી શકે છે, માટે ધર્મરત્નના અર્થીઓએ ગંભીર ગુણને અવશ્ય ધારણ કરવો —

---

## २ द्वितीय–रूपवान् गुण.

संपुन्नंगोवंगो, पंचिंदियसुंदरो सुसंघयणो;
होइ पभावहेऊ, खमोय तह रूववं धम्मे. २

સંપૂર્ણ અંગોપાંગવાળો પાંચ ઇન્દ્રિયોથી સુંદર દેખાતો અને સારા બાંધાવાળો હોય તે રૂપવાન્ ગણાય છે. તેવો પુરૂષ ધર્મ પાળવામાં સમર્થ થાય છે. અખંડિત અંગવાળો પંચેન્દ્રિયથી શોભતો મનુષ્ય વિશેષતઃ ધર્મરત્નને યોગ્ય થાય છે. પહેલા સંઘયણ વાળોજ ધર્મ પામી શકે એવો અર્થ કરવો નહીં, કારણ કે સર્વ સંસ્થાન અને સર્વ સંહનનોમાં ધર્મ પામી શકાય છે. સારા બાંધાવાળો હોય તે તપ સંયમાદિક અનુષ્ઠાન કરવામાં સમર્થ રહી શકે છે એમ આ વિશેષણ આપવાનો અભિપ્રાય છે; એવો પુરૂષ, તીર્થની ઉન્નતિનું કારણ થઇ શકે છે.

નંદિષેણ અને હરિ કેશિબળ વગેરે કુરૂપવાન્ છતાં ધર્મ પામ્યા છે, એમ કહી રૂપવાન્પણાનો દોષ ન બતાવવો જોઈએ, કારણ કે તેઓ પણ સંપૂર્ણ અંગોપાંગાદિકે કરી યુક્ત હોવાથી રૂપવાનજ ગણી શકાય છે અને આ વાત પણ પ્રાયિક છે; કારણ કે અન્ય ગુણોનો સદ્ભાવ હોય તો પછી કુરૂપપણું હોય અથવા કોઇ બીજા અમુક ગુણનો અભાવ હોય તેથી કંઈ દોષ આવતો નથી. કહ્યું છે કે, ચોથા ભાગે ગુણેહીન હોય તો મધ્યમ પાત્ર અને અર્ધાગુણેહીન હોય તો અધમ પાત્ર જાણવા. શરીર મજબૂત બનાવવું કે જેથી શરીર દૃઢ થવાથી ધર્મની સાધના બરાબર થાય એમ છેવટનો લેખક તરફથી સારાંશ સમજવો.

## ३ त्रीजो सौम्य स्वभाव गुण.

पयई सोम सहावो, न पावकम्म पवत्तए पायं,
होइ सुहसेवाणिज्जो, पसमानिमित्तं परेसिंपि. ३

સ્વભાવે શાન્ત સ્વભાવવાળો ઘણું કરીને પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી અને સુખે સેવી શકાય છે અને અન્યોને પણ શાન્તિનો નિમિત્તભૂત બની શકે છે. જેનો ભયાનક આકાર ન હોય તેની પાસ અન્ય મનુષ્યો જઈ શકે છે. તે મનુષ્ય ક્રોધ પામશે એમ અન્યોના મનમાં વિચાર આવતો નથી,

તેમજ તે પોતે પણ એકદમ ક્રોધથી ધમધમાયમાન થઇ શકતો નથી શાન્ત સ્વભાવવાળો એકદમ વિચાર્યાવિના પગલું ભરતો નથી, તેથી તેવા મનુષ્યની દુનિઆમા ઘણી કિમ્મત થાય છે અને તે ઉચ્ચ પદ્વીપર ચઢે છે અને અન્યોને પણ પોતાના સહવાસથી ફાયદો કરે છે ગુચવણ ભરેલ કામોમા પણ શાન્તસ્વભાવવાળો ગુચવાતો નથી પોતાના શાન્ત સ્વભાવના લીધે અન્ય મનુષ્યોના સંસર્ગમા રહીને પણ ધારેલ કાર્ય સિદ્ધ કરે છે તે એકદમ કોઇને શાપ આપી શકતો નથી સર્વ મનુષ્યોના ભલા માટે તે શુભ વિચારો કરી શકે છે ચદ્રમાપર જેમ સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે, તેમ તેનાપર અન્ય મનુષ્યોનો સ્વાભાવિક પ્રેમ થાય છે ગમે તેવા ક્લેશના વાતાવરણમા પણ તેની પ્રકૃતિ શાન્ત દેખાય છે

તેથી તે અન્યોને પણ આશ્રય કરવા યોગ્ય થાય છે હિસા, ચોરી, વગેરે દુષ્ટ કાર્યોમા તે પ્રવૃત્તિ કરી શકતો નથી લોકોને તે અત્યત વલ્લભ લાગે છે તે પોતાના આત્માના ઉદ્ધાર માટે યોગ્ય બોધને ધારણ કરી શકે છે સત્યાસત્યનો વિચાર બને તેટલો કરી શકે છે, માટે સ્વભાવે શાન્ત સ્વભાવવાળો મનુષ્ય ધર્મરત્નના યોગ્ય બને છે

## ૪ ચોથો લોકપ્રિય ગુણ.

इह परलोयविरुद्ध, न सेवए दाणविणय सीलड्ढो
लोयप्पिओ जणाण, जणेइ धम्ममि बहुमाण. ४

જે પુરૂષ, દાતાર, વિનયવત, શીલવત હોય છે તે આ લોક અને પર લોક વિરૂદ્ધને સેવતો નથી તેથી તે લોકોમા પ્રિય થઈ પડે છે અને મનુષ્યોનું ધર્મમા બહુ માન ઉત્પન્ન કરે છે

"આલોકવિરુદ્ધ કાર્યો નીચે પ્રમાણે છે."

સર્વ કોઇની નિન્દા કરવી અને તેમા પણ વિશેષત ગુણવન્ત સાધુઓ, મહાત્માઓ વગેરેની નિન્દા કરવી અને ભોળે ભાવે ધર્મ કરનારની હાસી કરવી, તેમજ જગતમાં પૂજનીય પુરૂષોનું અપમાન કરવુ, તેમજ ઘણા લોકથી જે વિરૂદ્ધ હોય તેની સોબત કરવી, તેમજ દેશ, કુળ, જાત, વગેરેના જે શ્રેષ્ઠ આચારો હોય તેનું ઉલ્લઘન કરવુ ઉદ્ભટ વેષ પહેરવો, ભલા મનુષ્યને કષ્ટ પડતા રાજી થવુ, પોતાનું સામર્થ્ય છતા ભલા મનુષ્યનું દુ ખ ન ટાળવુ,

સમજ્યા વિના ગમે તે બાબતનો ગમે ત્યાં બકવાદ કરવો; ઈત્યાદિ કાર્ય લોક વિરૂદ્ધ જાણવાં.

પરલોકથી જે જે કાર્યો શાસ્ત્રધારે વિરૂદ્ધ ગણાય તે પરલોક વિરૂદ્ધ કાર્ય જાણવાં. તેવાં કાર્ય કરવાથી અશ્રદ્ધા આદિ દોષોનું આવાગમન થાય છે અને આત્મા, પાપકર્મથી બંધાય છે.

### "ઉભયલોકવિરૂદ્ધ કાર્યો નીચે પ્રમાણે છે."

જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી અને પરસ્ત્રીગમન, આ સાત વ્યસનો આ જગત્માં અતિ પાપી પુરૂષોમાં હમેશ રહે છે.

વ્યસની મનુષ્ય ઈહાં પણ, સારા મનુષ્યોમાં નિંદાય છે અને મૃત્યુ બાદ દુર્ગતિમાં જાય છે.

એ સાત વ્યસનોથી આ ભવમાં પણ દુઃખ થાય છે અને પરભવમાં પણ નરકાદિગતિમાં દુઃખ ઉત્પન્ન થાય છે; માટે ઉભયલોક વિરૂદ્ધ એવાં સાત વ્યસનોનો ત્યાગ કરવો જોઇએ. એ સાત વ્યસનોના ત્યાગથી લોકોમાં પ્રિય થવાય છે.

લોકપ્રિય થએલ મનુષ્ય, સર્વ મનુષ્યોને પોતાના તરફ ખેંચે છે અને અન્ય મનુષ્યોને ઉપકારક થઈ પડે છે. લોકપ્રિય મનુષ્ય જગત્માં ઉત્તમ કાર્ય કરવા માટે સમર્થ બને છે. જગત્માં લોકપ્રિય મનુષ્ય જ્યાંત્યાં ધર્મનો ફેલાવો કરવા સમર્થ થાય છે. લોકપ્રિય મનુષ્ય ધર્મગુરૂનો પ્રેમ મેળવી શકે છે. લોકપ્રિયપર સર્વ લોકો વિશ્વાસની નજરથી જુએ છે. લોકપ્રિયગુણ ગ્રહણ કરવાની ઇચ્છાવાળાએ કદી કટુકવાણી વદવી નહીં. લોકપ્રિયતા, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે જે ઉપાયોથી પ્રાપ્ત કરી શકાય તે તે ઉપાયોનો સ્વીકાર કરવો જોઈએ. કીર્તિઆદિની મુખ્ય વાંચ્છાવડે જે લોકપ્રિય થવા માગે છે, તે ઉત્તમ સિદ્ધાન્ત કથિત નિષ્કામ વૃત્તિથી દૂર જાય છે.

દાન આપવું તે પોતાની સ્વભાવિક ફરજ સમજીને દાન આપવું, તેમજ વિનય એટલે યોગ્ય પુરૂષનો ભક્તિ અને બહુમાનથી મન, વચન, અને કાયાથી સત્કાર કરવો, શીલ અટલે સદાચારમાં તત્પર રહેવું. શુભ આચારો પાળવાથી મનુષ્ય, લોકોમાં માનનીય થઈ પડે છે. આ સઘળું ખરા અન્તઃકરણથી કરનાર ખરી લોકપ્રિયતા મેળવી શકે છે; જે કરવું તે આત્માના ગુણો ખીલવવા માટેજ કરવું.

દાન, વિનય આદિ ગુણોમાં તત્પર થનારે મારા વિષે લોકોનો પ્રેમભાવ વધ્યો કે નહીં તે જોવા જરા માત્ર લક્ષ આપવું નહીં, તેણે તો લોકોની

પ્રિયતાના શબ્દોનું શ્રવણ કરવા જરા માત્ર કાનને મહેનત આપવી નહીં દાન, વિનય, સદાચારમા પ્રવર્તવુ એ મ્હારૂં કર્તવ્ય છે અને એ કરવુ જોઇએ, એમ નિશ્ચય કરી પ્રયત્ન કરવો એમ તેની પ્રવૃત્તિથી તે લોકમાં પ્રિય થઈ પડે છે અને તે ધર્મરત્નને યોગ્ય થાય છેજ સખાવતથી પ્રત્યેક પ્રાણી સહેજે વશીભૂત થાય છે દાન ક્રિયાથી વૈરો ભૂલાય છે, દાનથી અન્ય મનુષ્યો બંધુતુલ્ય થાય છે, માટે દરરોજ દાન કરવુ લોક પ્રિય મનુષ્યથી સમ્યગ્દૃષ્ટિ જીવો પણ ખુશી થાય છે અને સ્વપરના આત્માની ઉન્નતિ કરવા તે સમર્થ થાય છે લોકપ્રિય થએલામા પ્રાય ક્રૂરતા રહેતી નથી અર્થાત્ તે અક્રૂર બને છે તે હવે જણાવે છે

---

## ५—पाचमो अक्रूर गुण.

---

क्रूरो किलिट्ठभावो, सम्मं धम्म न साहिउ तरइ ॥
इय सो न इत्य जोगो, जोगो पुण होइ अक्रूरो ॥ ५ ॥

ક્રૂર (ક્લિષ્ટ) પરિણામી હોય છે તે ધર્મને સમર્થપણે સાધવા સમર્થ થઈ શકતો નથી તેથી તેવો ક્રૂર પુરુષ આ શુદ્ધ ધર્મમા યોગ્ય નથી, પણ જે અક્રૂર છે તેજ યોગ્ય જાણવો

ઈર્ષ્યા, ક્લેશ, વૈરઆદિથી ક્લિષ્ટ પરિણામવાળો હોય તે સમ્યગ્રીત્યા ધર્મ સાધવાને યોગ્ય થઈ શકતો નથી

વૈર ક્રૂરતારૂપ છે ક્રોધથી વૈર ઉત્પન્ન થાય છે વૈરી મનુષ્યો દાવ સાધીને પ્રતિપક્ષીઓના મસ્તક ઉડાવી દે છે વૈરથી સામાના ઉપકારો તરફ લક્ષ રહેતું નથી વૈરી વિશ્વાસનો ઘાત કરે છે વૈરથી સસારમાં ઘણા કાળ પર્યંત જીવો પરિભ્રમણ કરે છે વૈરથી મનુષ્યનું હૃદય અશુદ્ધ બને છે અને તેથી તે ધર્મના સસ્કાર પામવા માટે યોગ્ય બનતું નથી વૈરવાળો મનુષ્ય, અક્રૂર બની શકતો નથી તેના હૃદયમા દયાનો વાસ હોતો નથી તેમજ ઈર્ષ્યા અને ક્લેશથી જેનુ હૃદય સતપ્ત રહે છે, તે ક્રૂર પરિણામવડે ક્રૂર હિસાકર્મ વગેરેમા પ્રવૃત્તિ કરે છે અને તેમા પ્રસગે પોતાનો પણ નાશ થાય છે ક્લિષ્ટ પરિણામથી દયાભાવ, ભ્રાતૃભાવ, સર્વ જીવોની સાથે એકતા રાખવી, સર્વ મનુષ્યોના ભલામા ભાગ લેવો, વગેરે સન્માર્ગમા પ્રવૃત્તિ થઇ શકતી નથી દ્વેષાદિથી ક્લિષ્ટ પરિણામી મનુષ્ય, દયાના ઝરણાની નદીઓનો

પ્રવાહ સર્વત્ર પ્રસરાવી શકતો નથી. ક્લિષ્ટ પરિણામી મનુષ્ય, સહજ વાતમાં મહાન્ ક્લેશનું યુદ્ધ આરંભે છે, જ્યાં ત્યાં વૈર ઝેરનાં બી રોપે છે અને તેનાં ફલ ભવોભવમાં પોતે ભોગવીને દુઃખ પામે છે. ક્રૂરપરિણામ ધારક, પોતાના દોષોને પોતે દેખી શકતો નથી.

ગુરૂ પણ ક્રૂર મનુષ્યને ઉપદેશ આપતાં ભય પામે છે કારણ કે જો તેમનો ઉપદેશ ક્રૂર મનુષ્યના મનમાં ન રૂચ્યો તો ગુરૂને પણ ઉપાધિ કરે છે, માટે ક્રૂરપણાનો ત્યાગ કરી અક્રૂરભાવ પ્રાપ્ત કરવો જોઇએ.

અક્રૂરભાવથી મનુષ્યોનું ભલું કરી શકાય છે. વૈરની પરંપરાનો નાશ કરવો હોય તો અક્રૂરભાવ ધારણ કરવો જોઇએ. અક્રૂર પરિણામથી દુષ્ટ મનુષ્યોનુ પણ ભલું કરી શકાય છે. અક્રૂર પરિણામથી અન્ય મનુષ્યોનો પ્રેમ મેળવી શકાય છે. અક્રૂર પરિણામથી વૈરીઓનાં વૈર નાશ કરી શકાય છે અને ધર્મરત્નની યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે, માટે મનુષ્યોએ શ્રાવકપણું પ્રાપ્ત કરવા અક્રૂર પરિણામ ધારણ કરવો જોઇએ. અક્રૂર મનુષ્ય પાપકર્મથી બીએ છે, માટે અક્રૂરગુણ કહ્યા પછી पापभीरुता ગુણને વર્ણવે છે.

---

## ६. छट्टो पापभीरु गुण.

---

> इह परलोयावाए, संभावंतो ने वट्टए पावे ॥
> बीहइ अजसकलंका, तो खलु धम्मारिहो भीरू ॥ ६ ॥

આ લોક ને પરલોકના સંકટો વિચારીનેજ પાપમાં પ્રવર્તતો નથી અને અપયશના કલંકથી ડરતો રહે છે તે ભીરૂ કહેવાય છે; એવા પ્રકારનો ભીરૂ પુરૂષ, ધર્મને યોગ્ય ગણાય છે.

આ લોકના અપાય એટલે, રાજ તરફથી થતી ધરપકડ, લોકમાં હેલના, લોકોને ધિક્કાર અને પરલોક અપાય (નરકગતિ ગમનાદિકને) માનતો છતો હિંસા જૂઠ વગેરે કાર્યોમાં પાપભીરૂ મનુષ્ય, પ્રવેશ કરતો નથી. પાપભીરૂ, જે જે હેતુઓથી પાપ આવે તે તે હેતુઓથી બ્હીતો રહે છે અને તે તે હેતુઓને આદરતો નથી. પાપના કાર્યમાં ગમે તે લાલચથી પગ મૂકતાં ડરે છે અને તે પાપીઓની સંગતિથી પણ ડરે છે. ગમે તેવા ક્લેશપ્રસંગોમાં પણ અન્યનું બુરૂ કરતાં ભય પામે છે. કારણ કે તે જાણે છે કે અન્યનું

અશુભ કરતા પોતાના હૃદયમા જે અશુભ પરિણામ છે તેજ પોતાનું બુરૂ કરે છે અને તેથી ખરાબ અવતારો ધારણુ કરવા પડે છે

પાપકર્મથી બ્હીનાર મનુષ્ય પાપીઓની અપેક્ષાએ શૂરવીર ન ગણાય પણુ તે ધર્મીઓની અપેક્ષાએ શૂરવીર ગણાય છે પાપીઓ પાપથી ભય પામનારાઓને કેટલીક વખત પ્રવૃત્તિ માગમા હઠાવી દે છે અને પાપભીરૂને પોતાના તાબામા રાખે છે પાપીઓ લડાઇ, ટટા, મારામારી, હિસા કર્મ વગેરેથી ડરતા નથી તેથી તેઓ પાપભીરૂઓની સાથે યુદ્ધ વગેરેમા ફાવી જાય છે અને પાપભીરૂઓ રકપ્રજા તરીકે સદાકાળ પાપીઓના પજામા ફસાય છે અને તેથી કોઈ વખતે તેઓ ધર્મના બચાવ કરવા પણુ સમર્થ થતા નથી, તેથી મુસલમાનના જોરથી કેટલાક હિન્દુઓ મુસલમાન થઇ ગયા તેમ પોતાના કુટુબને પણુ અન્ય ધર્મ સ્વીકારવાની ફરજ પડે છે આમ કોઈ આશકા કરી પાપભીરૂપણાને ઉડાવે તેને ઉત્તરમા કહેવાનું કે પાપભીરૂપણું પણુ અમુક અપેક્ષાએ લેઇને છે, તેથી પૂર્વોક્ત દોષાપત્તિનું કલક ઉડી જાય છે ધર્મ રક્ષણ આદિ માટે, હૃદયમા પાપનો ભય રહે તોપણુ, બાહ્યથી અમુક સ્થિતિએ વર્તવુ પડે છે અને ધર્મની રક્ષા માટે શૂરવીર થવુ પડે છે, વગેરે અનેક અપેક્ષાઓ ઉત્સર્ગ અને અપવાદ માગમા સમજતા, પાપભીરૂ થવામા જે જે અપેક્ષાએ શૂરવીર રહેવાનું છે, તેમા કોઈ જાતનો બાધ આવતો નથી શ્રી મહાવીર સ્વામીના શ્રાવક ચેડા મહા રાજે પોતાની ક્ષત્રિય ધર્મની નીતિ સાચવવાને માટે ઘોર યુદ્ધ કર્યું હતું અને તેમા પોતાની સામે લડવાને ચમરેન્દ્ર આવ્યા હતા તોપણુ તે ડર્યા નહોતા કુમારપાળ, ભરતરાજા, બાહુબનિ વગેરેના દાખલા મોજુદ છે વિશેષ માટે જૈન શૈલીના જ્ઞાતાને પુછી ખુલાસો કરવો પાપભીરૂ બનવાથી અકાર્યો થતા અટકે છે પાપભીરૂ, અન્યાય નવા કદી પ્રવૃત્તિ કરતો નથી, તેમજ તે રાજ્યના કાયદાઓ કે જે પ્રજાના ભલા માટે કર્યા છે તેને માન આપી વર્તે છે, રાજ્યવિરૂદ્ધ કૃત્ય કરવામા પાપભીરૂ ડરે છે અનીતિના કાર્યોમા તે માથુ મારતો નથી અર્થાત્ પ્રવૃત્તિ કરતો નથી, તેથી નીતિ માર્ગમા તેનો સહેજે પ્રવેશ થાય છે પાપના ભયથી તે દેવ, ગુરૂ અને ધર્મવિરૂદ્ધ કાર્ય કરી શકતો નથી પાપના ભયથી તે સાધુ મહાત્માઓને કદી પીડી શકતો નથી, તેમજ અછતા આળ કોઇના ઉપર મૂકી શકતો નથી પાપના ભયથી તે લીધેલા વ્રત ભાગી શકતો નથી વિનાકારણે પાપભીરૂ, કોઈ પણુ જીવનો ઘાત કરવા અશુભ પ્રવૃત્તિ આદરતો નથી પાપના ભયથી તે દેવ, ગુરૂ અને ધર્મની નિન્દા કરતા તેમજ હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરેમાં

પ્રવૃત્તિ કરતાં અચકાય છે. કદાપિ પ્રમાદથી કોઈ પાપ થઈ ગયું હોય છે તો તેના મનમાં અત્યંત ભય રહે છે. એવો પાપભીરૂ મનુષ્ય, શ્રાવક ધર્મ-રત્નને યોગ્ય બને છે.

પાપભીરૂ હોય છે તે શઠપણું કરતો નથી, માટે હવે अशठ નામનો સાતમો ગુણ કહે છે.

## ७ सातमो अशठ गुण.

असठो परं न वंचइ, वीससणिज्जो पसंसणिज्जो य ॥
ऊज्जमइ भावसारं, ऊचिओ धम्मस्स तेणे सो ॥ ७ ॥

અશઠ પુરૂષ અન્યને છેતરતો નથી—તેથી તે વિશ્વાસ કરવા યોગ્ય અને પ્રશંસા કરવા યોગ્ય બને છે અને ભાવપૂર્વક ઉદ્યમ કરે છે માટે તે ધર્મને યોગ્ય ગણાય છે.

નિષ્કપટી મનુષ્ય અન્યને વંચતો નથી તેથી તે વિશ્વાસ કરવા યોગ્ય બને તેમાં કંઈ પણ આશ્ચર્ય નથી. કપટી પુરૂષ કદાપિ કોઇનો અપરાધ ન કરે તોપણ તે પોતાના દોષના જોરે સર્પની પેઠે અન્યોને વિશ્વાસ કરવા યોગ્ય થતો નથી. અશઠ પુરૂષનું લક્ષણ કહે છે.

॥ श्लोक ॥

यथा चित्तं तथा वाचो, यथा वाचस्तथा क्रिया ॥
धन्यास्ते त्रितये येषां, विसंवादो न विद्यते. ॥ १ ॥

જેવું ચિત્ત હોય તેવી વાણી હોય અને જેવી વાણી હોય તેવું આચ-રણ ( ક્રિયા ) હોય. એ રીતે ત્રણ બાબતોમાં જે પુરૂષોને અવિસંવાદ હોય તેઓને ધન્ય છે.

અશઠપુરૂષ ધર્માનુષ્ઠાનમાં સદ્‌ભાવપૂર્વક વર્તે છે. ઘણા લોકો અન્યના ચિત્તને ચમત્કાર કરનાર મળી આવે છે, પણ જેઓ પોતાના ચિત્તને રંજન કરે છે એવા તો અલ્પજ હોઈ શકે છે. શઠપણું ત્યાગ્યાવિના કદાપિકાળે ધર્મપાત્ર બની શકાતું નથી. અન્યોને અનેક પ્રકારના બનાવટી આડંબરોથી ખુશી કરી શકાય છે, પણ આત્મા તો સત્ય બનાવોથીજ સંતુષ્ટ થાય છે, માટે અશઠપણું તેજ જગતમાં આદરવા યોગ્ય છે.

## શઠત્વથી થતા કુફાયદાઓ.

શઠપણાથી લુચ્ચાઈ, ઢોંગ, છળકપટ વગેરેની વૃદ્ધિ થાય છે શઠપણાથી જ્યા ત્યા લોકોમા અપમાન થાય છે શઠમનુષ્ય પોતાના સ્વાર્થને માટે ગમે તેવા મિત્રને પણ છેતરતા આચકો ખાતો નથી શઠમનુષ્ય નાતજાતમા અગર સભાઓમા પણ લુચ્ચાઇના લીધે માનનીય થઈ પડતો નથી શઠ મનુષ્ય ઉપરથી બહુ સારો લાગે છે પણ પેટમા પેસીને તે અન્તે પગ લાંબા કરે છે શઠમનુષ્ય અન્યોને દુ ખના ખાડામા નાખે છે શઠમનુષ્યની વાણી મીઠી હોય છે અને હૃદય ઝેરી હોય છે શઠમનુષ્યની વાણી સર્વત્ર જુદા જુદા પ્રકારની હોય છે અને મન જુદા પ્રકારનું હોય છે તે કૃત્રિમપ્રેમ દેખાડીને અન્યના પ્રાણ, ધન, પ્રતિષ્ઠા અને કીર્તિને ચુસી લે છે ગમે તે અવસ્થામા તે પોતે ઠરીને બેસતો નથી અને અન્યોને ઠરીને બેસવા દેતો નથી તે દેવ, ગુરૂ, મિત્ર, કુટુંબ, રાજ્ય વગેરે સર્વની સાથે શઠભાવે વર્તે છે, તેથી તે હૃદયની શુદ્ધિ કરી શકતો નથી નિષ્કપટભાવ થયા વિના હૃદયની શુદ્ધિ થતી નથી અને હૃદયની શુદ્ધિ થયા વિના બાહ્યધર્મની ક્રિયાઓ ઝેરની પેઠે ખરાબ ફળ આપનારી થાય છે કપટથી ભક્તિ ફળતી નથી કપટથી ગુરૂની સેવા ફળ આપતી નથી કપટથી કોઈ મહાત્માનો આશીર્વાદ ફળતો નથી કપટથી ચારિત્રની સફળતા થતી નથી કપટથી કોઈ મિત્ર બનતો નથી કપટથી જ્યાં ત્યા અવિશ્વાસનું સ્થાન બની શકાય છે કપટથી ધર્મોપદેશશ્રવણ પણ સમ્યક્ પણે પરિણમતો નથી શઠતાથી અનેક મનુષ્યોની હિંસા થાય છે શઠતાથી અનેક મનુષ્યોની આંતરડીઓ દુ ખવવામા આવે છે અને તેથી તે ખરાબ આશીર્વાદને પામે છે શઠતાથી સત્ય બોલાતું નથી શઠતાથી ચોરી થાય છે શઠમનુષ્યની ઉપરની શાન્તતા હિમના જેવી ઘાણ કાઢનારી થાય છે શઠમનુષ્યની વાણી પ્લેગની પેઠે અશાન્તિ ફેલાવે છે શઠતારૂપ અશુદ્ધ વિચારોથી પોતાના આત્માનેજ પ્રથમ છેતરવામા આવે છે અને પોતેજ તેથી દુ ખી થાય છે શઠ મનુષ્યની હુશિયારીથી તેને તુર્તમા કંઇ ગુણ દેખાય છે પણ વિષમિશ્રિત અન્નની પેઠે અન્તે તેનો આત્મા ચારે તરફથી દુ ખોવડે ઘેરાય છે મનમા, વાણીમા અને કાયામા રહેલું શઠપણું ભવોભવ દુ ખની પરંપરા લાવે છે અને અન્ય જીવોને પણ વૈરઝેર વગેરેની ઉત્પત્તિ કરાવે છે, તેથી અન્ય જીવો પણ દુ ખી થાય છે, માટે શઠતાનો નાકના મેલની પેઠે ખરા અન્ત:કરણથી ત્યાગ કરવો જોઇએ અને અશઠપણું ધારવું જોઇએ

## અશઠ ભાવથી થતા ફાયદાઓ.

મન, વચન અને કાયાથી ધારેલું અશઠપણું પોતાના આત્માની નિ

મળતા કરે છે અને અન્યના આત્માઓને પણ નિર્મળતામાં નિમિત્તભૂત બને છે. અશઠ ભાવથી થોડું પણ કરેલું ઘણું ફળ આપે છે. અશઠભાવથી કપટ પરિણામનો નાશ થાય છે અને ઘણા મિત્રોને મેળવી શકાય છે. સભાઓમાં, કુટુંબમાં, રાજ્ય વ્યવહારમાં પણ અશઠ મનુષ્ય પ્રખ્યાતિ પામે છે અને તેના બોલને સર્વ લોકો શ્રદ્ધાથી માન્ય કરે છે. અશઠ મનુષ્યનું પ્રમાણિકપણું સર્વત્ર ફેલાય છે. તેની સરલતાથી હજારો સંકટોનો અન્તે વિલય થાય છે. અશઠપણાથી પોતાના આત્માનું હિત થાય છે અને પરજીવોના આત્માનું પણ હિત કરી શકાય છે. અશઠભાવથી જ્યાં ત્યાંથી સત્યનું તેના પ્રતિ આકર્ષણ થાય છે. સંસાર વ્યવહારમાં તેની પ્રતિષ્ટા પડે છે અને તેથી તે ગમે તે ધંધો સુખે ચલાવી શકે છે. હજારો મનુષ્યો તેના ભલામાં ઉભા રહે છે અને સંકટો પડતાં ગમે ત્યાંથી તેને અણધારી સહાય મળી આવે છે. ધર્મ ગુરૂને પણ તેના બોલવા ઉપર વિશ્વાસ આવે છે, તેથી ધર્મગુરૂ પણ તેને અંતઃકરણથી ઉપદેશ આપે છે. સરલ પુરૂષ, શ્રી શ્રીપાલ રાજાની પેઠે, અનેક પ્રકારના સંકટોમાંથી પસાર થાય છે અને શઠમનુષ્ય, ધવલશેઠની પેઠે, ગમે તેવી કપટ પ્રપચોની જાળો રચે અને ગમે તેવા હુંશિયારીથી દાવપેચો રમે તોપણ તે દુઃખના ખાડામાં ઉતરે છે; માટે અશઠભાવને સદાકાળ હૃદયમાં ધારવો કે જેથી ધર્મની યોગ્યતા પામી શકાય. અશઠમનુષ્ય સુદાક્ષિણ્ય ગુણને ધારણ કરવા સમર્થ થાય છે માટે અશઠ ગુણ પછી સુદાક્ષિણ્ય ગુણને હવે કહે છે.

## ૮ आठमो सुदाक्षिण्य गुण.

उवयरइ सुदक्खिन्नो, परेसिमुज्झियसकज्जवावारो ॥<br>
तो होइ गष्भवक्को, णुवत्तणीओ य सव्वस्स ॥ ८ ॥

સુદાક્ષિણ્ય ગુણવાળો પોતાનો કામ ધંધો મૂકીને અન્યને ઉપકાર કરે છે. તેથી તેનું વાક્ય સર્વે કબુલ રાખે છે તથા સર્વે મનુષ્યો તેને અનુસરીને ચાલે છે. અન્ય મનુષ્યોના ભલા માટે તેઓની પ્રાર્થનાને સ્વીકારીને પરોપકાર કરતો છતો આત્માની ઉચ્ચદશા કરી શકે છે. અન્યના ભલા માટે પોતાના તન, મન, ધનને હોમનાર આત્મભોગી મનુષ્ય સર્વત્ર પૂજ્ય થઇ પડે છે. સુદાક્ષિણ્યપણાથી પોતાના આત્માનુ ભલું થાય છે અને અન્યના આત્માનું પણ ભલું કરી શકાય છે. મનુષ્યોની પાસે વિદ્યા હોય, લક્ષ્મી

હોય, મત્તા હોય તોપણ તે સુદાક્ષિણ્ય ગુણ વિના શોભી શકતા નથી પરોપ કારી મનુષ્ય, પરોપકારનું રહસ્ય જાણે છે અને તેથી તેના ઉપર ઉપકાર કરનારાઓનો ગુણ જાણવા તે સમર્થ થાય છે સુદાક્ષિણ્ય ગુણ ખરેખર પરને ઉપકાર કરનાર હોવાથી પરોપકારરૂપજ જણાય છે પોતાના શ્રેય માટે તો આખુ જગત્ પ્રયત્ન કરે છે, પણ અન્યની સુપ્રાર્થનાઓને જે સફળ કરે છે, તેવા પુરૂષોજ દુનિયાના ઉપકારનું દેવુ પાછુ વાળવા સમર્થ થાય છે અન્ય વસ્તુઓ જેમ મનુષ્યોને ઉપકાર કરે છે તેમ મનુષ્યોએ પણ સુદાક્ષિણ્ય ગુણથી અન્યને ઉપકાર કરવો જોઇએ પાણી, પૃથ્વી, વાયુ, અગ્નિ, વનસ્પતિ વગેરે પણ અન્યોને પોતાનું સર્વસ્વ અર્પણ કરી ઉપકાર કરે છે, ત્યારે મનુષ્યોએ તો વિશેષત અન્ય મનુષ્યોની સુપ્રાર્થનાનો સ્વીકાર કરી, નિષ્કામ પણે પોતાના કાર્ય તજીને પણ ભલું કરવુ જોઇએ સુદાક્ષિણ્ય ગુણવાળો મહાન્ પદવીએ ચઢી શકે છે જગતમા સુદાક્ષિણ્ય ગુણનું અવલબન કરનાર અનેક સદ્ગુણોને પ્રાપ્ત કરી શકે છે સુદાક્ષિણ્ય ગુણથી અનેક મનુષ્યોને પોતાના કરી શકાય છે અને મહાન્ પુરૂષોની તથા દેવતાઓની કૃપા મેળવી શકાય છે, માટે શ્રાવક ધર્મની યોગ્યતા અર્થ સુદાક્ષિણ્ય ગુણ પ્રાપ્ત કરવો જોઇએ

સુદાક્ષિણ્ય ગુણવાળો, લજ્જા ગુણને ધારણ કરી શકે છે, માટે સુદાક્ષિણ્યગુણ પછી લજ્જા ગુણનું કથન કરવામા આવે છે—

---

## ९ नवमो लज्जागुण

लज्जालुओ अकज्जं, वज्जइ दूरेण जेण तणुयंपि ॥
आयरइ सयायारं, न मुयइ अंगीकयं कहवि ॥ ९ ॥

લજ્જાવાળો પુરૂષ નાનામા નાના અકાર્યને તજી દે છે, તેથી તે સદાચારને આદરે છે અને જે અગીકાર કરે છે તે કોઈ પણ પ્રકારે મૂકતો નથી સત્પુરૂષો પર્વત જેવા મોટા દુ ખથી મરણ પામે તોપણ અકૃત્યને કદાપિ કરતા નથી લજ્જાળુ પુરૂષો સારા વ્યવહારને સદાકાળ આચરે છે અને તેમા કોઇ પણ જાતની શરમ રાખતા નથી લજ્જાળુ મનુષ્ય અકાર્ય આચરતામા પડતા શરમાય છે એટલુંજ નહિ પણ તે પોતાની સજ્જનતા રાખવા સદાકાળ પ્રવૃત્તિ કરે છે સર્વ પ્રકારના દુર્ગુણોનું ઘર હોય પણ જો લજ્જા ગુણ હોય તો સર્વ પ્રકારના ગુણોનું ઘર બને છે લજ્જાળુ મનુષ્ય કોઇ પોતાને

તિરસ્કાર આપતો નથી, કારણ કે તિરસ્કારથી અન્યનું મન દુઃખાય છે અને એનો આત્મા સદાકાળ બળ્યા કરે છે. શરીરના ઘા રૂઝે છે પણ વચનના ઘા રૂજતા નથી. દયાળુ પુરૂષ અન્યને શ્રાપ આપતો નથી, કારણ કે હિંસાના પરિણામ વિના શ્રાપ દેવાતો નથી. દયાળુ પુરૂષ કોઈની નિન્દા સાંભળતો નથી, કારણકે અન્યની નિન્દાને સાંભળવાથી કોઈ વખત જેની નિન્દા કરવામાં આવે છે તેની લાગણી દુઃખાય છે. દયાળુ પુરૂષ કોઈની જૂઠી સાક્ષી ભરતો નથી, કારણ કે હિંસાના પરિણામ વિના જૂઠી સાક્ષી પુરાતી નથી. દયાળુ પુરૂષની ચક્ષુમાંથી દુઃખી મનુષ્યોને દેખી અશ્રુઓ ખરે છે. લુલા, આંધળા, ગરીબ વગેરેને દેખી તેના મનમાં દયાનો ઝરો વહેવા માંડે છે. અજ્ઞાન વગેરે દોષોથી મનુષ્યો પીડાય છે. માટે દયાળુ પુરૂષ અન્ય મનુષ્યોમાં રહેલા અજ્ઞાન, દ્વેષ, કલેશ, શોક વગેરે દોષોજ મટાડવા ખરા દયાના પરિણામથી કાર્ય કરે છે. દયાળુ પુરૂષ કોઈના ઉપર તહોમત મૂકતો નથી, કારણ કે હિંસાના પરિણામ વિના તહોમત મૂકાતું નથી. દયાળુ પુરૂષ અન્ય જીવોના ઉપસર્ગોને પણ દયાનો પરિણામ રાખી સહન કરે છે. દયાળુ પુરૂષ આત્મભોગ આપીને અન્યોનો ઉદ્ધાર કરી શકે છે. તેથી શ્રાવકધર્મની પ્રાપ્તિ માટે દયા ગુણને સેવવો જોઈએ, કેમકે દયાળુ પુરૂષ માધ્યસ્થત્વ ગુણ ધારણ કરવા શક્તિમાન્ થાય છે.

---

## ११ अगीआरमो माध्यस्थ सौम्यदृष्टि गुण.

---

मज्झत्थसोमदिठी, धम्मवियारं जहठियं सुणइ ॥
कुणइ गुणसंपओगं, दोसे दूरं परिच्चयइ ॥ ११ ॥

માધ્યસ્થ અને સૌમ્ય દૃષ્ટિવાળો પુરૂષ યથાર્થ ધર્મ વિચારને સાંભળે છે. તેમજ ગુણોની સાથે જોડાઇ દોષોનો દૂરથી ત્યાગ કરે છે. મધ્યસ્થ એટલે કોઈપણ દર્શનમાં પક્ષપાતરહિત અને પ્રદ્વેષ નહિ હોવાથી સૌમ્ય દૃષ્ટિ જેની છે તે માધ્યસ્થ સૌમ્ય દૃષ્ટિવાળો પુરૂષ જાણવો. માધ્યસ્થ દૃષ્ટિવાળો સર્વ ધર્મવાળાઓની સભાઓમાં સર્વનું કથન સાંભળે છે અને તત્સંબધી સર્વનું કહેવું કઈ કઈ દૃષ્ટિની અપેક્ષાએ સત્ય છે તેનો બરાબર વિચાર કરે છે અને કોઇના કહેવાપર રાગ અગર દ્વેષ કર્યા વિના સત્યને ગ્રહણ કરે છે. માધ્યસ્થ દૃષ્ટિવાળો પુરૂષ સત્ય અને અસત્યનો તોલ કરવા સમર્થ થાય છે. તેવો મનુષ્ય જગતમાં અનેક પન્થોનાં ધર્મ સંબંધી પુસ્તકોને વાંચે છે પણ ન્યાય

દ્રષ્ટિથી સત્યનું ગ્રહણ કરે છે મ્હારું તે સાચુ એવી મા યતા ધારણ કરતો નથી પણ સાચુ તે મ્હારૂ એવી માન્યતાને ધારણ કરે છે અને ધર્મ સબધી ભિન ભિન માન્યતાઓ સાભળવામા આવે પણ તેથી એકદમ કોઈની નિન્દા કરવા બેસી જતો નથી, તેમજ કોઈની માન્યતા સબધી વિચાર સાભળીને તેના પર દ્વેષ કરતો નથી, તેથી તેની મુખાકૃતિ પણ શા ત દેખાય છે અને તેનું વચન પણ નિષ્પક્ષપાતપણાથી સર્વને અસર કરે છે માધ્યસ્થ દ્રષ્ટિથી તેના હૃદયમા સત્ય વિવેક સ્ફુરી આવે છે અને તેથી તે ન્યાયબુદ્ધિથી યુક્તિપુરસર સ્વતન્ત્ર વિચારોને દર્શાવી શકે છે માધ્યસ્થ દ્રષ્ટિવાળો પુરૂષ દરેક ધર્મમા જે જે અશે સત્ય રહ્યુ હોય છે, તે જોવા શક્તિમાન્ થાય છે માધ્યસ્થ દ્રષ્ટિથી રાગદ્વેષના પક્ષમા પતન થતુ નથી, પણ સત્યના સમ્મુખ ગમન થાય છે માધ્યસ્થ દ્રષ્ટિવાળો સત્યને શીઘ્ર ગ્રહણ કરી શકે છે જ્યારે ત્યારે પણ માધ્યસ્થદૃષ્ટિ પ્રાપ્ત કર્યા વિના સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ થતી નથી, કેટલીક વખત પ્રથમથી કોઈના પર દ્વેષ બધાઈ જાય છે તો તેમા રહેલા ગુણો પણ અવગુણો તરીકે ભાસે છે કેટલીક વખત કોઈના ઉપર એકાન્ત રાગ બધાઈ જાય છે તો તેના દુર્ગુણો પણ ગુણ તરીકે ભાસે છે અને તેથી માધ્યસ્થ દ્રષ્ટિથી જે દેખવાનું હોય છે અને તેથી જે પદાર્થનો નિશ્ચય થાય છે તેની ગધ પણ અનુભવમા આવતી નથી અમુક મારા કૂળની માન્યતા ખરી છે આવો તે માન્યતા ઉપર પ્રથમથીજ એકા તે રાગ થવાથી તેના કરતા અન્ય ઉચ્ચ માન્યતાઓ કોઈ જણાવે છે તો તેના પર રૂચિ પેદા થતી નથી પ્રથમથીજ અમુક વ્યક્તિપર રાગ બધાઈ જાય છે તો પશ્ચાત્ અનેક સુપ્રમાણો આપવામા આવે તોપણ અ ય વસ્તુની પ્રિયતા ભાસતી નથી રાગદ્રષ્ટિથી કો ઈ પણ પદાર્થ જોતા તેમા વસ્તુત જેવો ધર્મ રહ્યો છે તેવો જણાતો નથી, માટે મનુષ્યોએ રાગ અને દ્વેષ વિનાની માધ્યસ્થ દ્રષ્ટિથી સર્વ બાબતનો વિચાર કરવો રાગ અને દ્વેષ વિનાની દ્રષ્ટિથી વિચાર કરતા મુખની આકૃતિ શાન્ત રહે છે, હૃદય પણ શા ત રહે છે અને વિવેકનો પ્રકાશ વધતો જાય છે જગતમા માધ્યસ્થ દ્રષ્ટિવાળો પુરૂષ સર્વના સબધમા આવે છે અને સર્વ લોકોના મન પર તે સારી અસર કરી શકે છે જગદ્વ્યવહારમા તે ઉચ્ચ દ્રષ્ટિવાળો બને છે અને તેથી તે શ્રાવક ધર્મને યોગ્ય થાય છે, માટે ભવ્ય મનુષ્યોએ માધ્યસ્થ દૃષ્ટિ અને સૌમ્ય ગુણને હૃદયમા ખીલવવા મહાકાળ પ્રયત્ન કરવો આવો પુરૂષ ગુણાનુરાગ ગુણ ખીલવવા અધિકારી બને છે, માટે માધ્યસ્થ ગુણ કહ્યા બાદ ગુણાનુરાગ ગુણ કહે છે

## ૧૨. વારમો ગુણાનુરાગગુણ.

गुणरागी गुणवन्ते, बहुमन्नइ निग्गुणे उवेहेइ ॥
गुणसंगहेपवत्तइ, संपत्तगुणं न मइलेइ ॥ १२ ॥

ગુણાનુરાગી પુરૂષ ગુણવંતોનું બહુ માન કરે છે અને નિર્ગુણોની ઉપેક્ષા કરે છે. ગુણના સંગ્રહમાં પ્રવૃત્તિ કરે છે અને પામેલા ગુણને મલીન કરતો નથી. ગુણાનુરાગી યતિ અને શ્રાવકોના ગુણોને દેખવા સમર્થ થાય છે. ગુણીઓના ગુણનું બહુ માન કરવું એનો અર્થ એવો થતો નથી કે જે દુર્ગુણીઓ હોય તેની નિન્દા કરવી. "શત્રુમાં પણ ગુણો હોય તો કહેવા અને ગુરૂમાં પણ દોષ હોય તો તે કહી બતાવવા" આવું કોઈ તરફથી કહેવામાં આવે તો તે સત્ય નથી, કેમકે ગમે તે મનુષ્યોમાં દોષો હોય પણ તે કહેવા યોગ્ય નથી, તેથી વિવેકવંતોએ સમજવું કે નિર્ગુણીઓની પણ કદી નિન્દા કરવી નહીં. ગુણાનુરાગી પુરૂષ પોતે સંક્લિષ્ટ ચિત્તવાળો નહીં હોવાથી તેવાઓની પણ નિન્દા કરતો નથી. કહ્યું છે કેઃ—

॥ श्लोक ॥

सन्तोप्यसन्तोऽपि परस्य दोषा, नोक्ताः श्रुता वा गुणमावहन्ति ॥
वैराणि वक्तुः परिवर्धयन्ति, श्रोतुश्च तन्वन्ति परां कुबुद्धिम् ॥ १ ॥

છતા કે અછતા પારકા દોષ કહેતાં કે સાંભળતાં કશો ગુણ થતો નથી. તેઓને કહી બતાવતાં વૈરની વૃદ્ધિ થાય છે અને સાંભળતાં કુબુદ્ધિ આવે છે. એક મનુષ્યમાં સર્વ પ્રકારના ગુણો મળી શકતા નથી. સાધુ અગર શ્રાવક વર્ગમાં જે જે ગુણો જે જે અંશે હોય તેને દેખી સાંભળી પ્રમોદ-ભાવના ધારણ કરવી. અવગુણો સાંભળવામાં અગર કહેવામાં કંઈ પણ ચતુરાઈ નથી પણ ગુણો જોવામાં અગર કહેવામાં ચતુરાઈ છે. વીતરાગવિના છદ્મસ્થ જીવોમાં સર્વ ગુણો હોતા નથી. જીવો અન્યના ગુણોની પ્રશંસા કરી તે તે ગુણોને પ્રાપ્ત કરે છે અને અન્યના દુર્ગુણોને કહી તે તે પ્રકારના દુર્ગુણોને પામે છે. કોઈ પણ જીવમાં કોઈ ગુણ પામવો તે મહા આશ્ચર્યની વાત છે, કહ્યું છે કેઃ—

गाथा.

कालंमि अणाइए अणाइ, दोसेहि वासिए जीवे ॥
जं पाविपइ गुणोविहु,त मन्नइ भो महच्छरियं ॥ २ ॥

અનાદિકાળથી અનાદિ દોષોવડે વાસિત થએના આ જીવમા જો કોઈ ગુણ લાભે (પ્રગટે) તો મહાઆશ્ચર્ય માનવુ જોઈએ તેમજ જણાવ્યુ છે કે,

गाथा.

भूरिगुणा विरलच्चिय, एक्कगुणोवि हु जणो न सव्वत्थ ॥
निद्दोसाणावि भद्द, पससिमो थोवदोसेवि ॥ ३ ॥

ઘણા ગુણવાળા તો વિરલા નીકળી શકે પણ એકએક ગુણવાળો મનુષ્ય પણ સર્વત્ર મળી શકતો નથી જે નિર્દોષ હશે તેનું કલ્યાણ છે પણ અમો તો જેઓ ઘણા દોષો છતા થોડા ગુણોવાળા છે તેમની પણ પ્રશંસા કરીએ છીએ

ગુણરાગી મનુષ્ય, સસારી જીવોની કર્મથી થએલી દશાને વિચારતો છતો નિર્ગુણોને પણ નિંદતો નથી જે નિન્દા કરે છે તે સાધુપુરૂષ ગણાતો નથી, કેમકે શ્રાવક ધર્મના લાયક બની શકતો નથી તો સાધુ ધર્મના લાયક તો ક્યાથી બની શકે ? અર્થાત્ નજ બની શકે ગુણાનુરાગી જે જે ગુણો પ્રાપ્ત કરે છે તેને મલીન કરતો નથી, ઉલટા પ્રાપ્ત કરેના ગુણોનો પ્રકાશ વધારતો રહે છે ગુણાનુરાગી પુરૂષમાં અનેક સદ્‌ગુણોનો વાસ થાય છે ગુણાનુરાગી કોઈની ઈર્ષ્યા કરતો નથી, તેમજ કોઈને હલકો પાડવા કોઈના ઉપર આળ કે તહોમત ચઢાવતો નથી ગુણાનુરાગી શત્રુઓને પણ મિત્ર તરીકે ફેરવી નાખે છે ગુણાનુરાગી દેવ, ગુરૂ અને ધર્મતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે ગુણાનુરાગીમા અનેક દોષ હોય છે તોપણ તે અલ્પકાળમા ટળી જાય છે અને તેનો આત્મા શુદ્ધ થાય છે ગુણાનુરાગીનું ચિત્ત કોઈ નામા અનેક દોષો હોય છે છતા તે પર ન ચોટતા તેના ગુણપર ચોટે છે ગુણાનુરાગી અલ્પકાળમા મુક્તિ પામવાની યોગ્યતાને પ્રાપ્ત કરે છે આ કાળમા જ્યાં ત્યા નિન્દાના બણુગા ફુંકનાર તો ઘણા મળી આવે છે, પણ કોઈના એક પણ સદ્‌ગુણ તરફ દૃષ્ટિ દેનાર તો લાખો વા હજારોમાથી એક મળી આવવો દુર્લભ છે ગુણાનુરાગી પુરૂષનાં દર્શન થવા દુલભ છે કલ્પવૃક્ષોની પેઠે ગુણાનુરાગી પુરૂષો સર્વત્ર માનનીય થઈ પડે છે સમાજમા, નાતજાતમાં, કુટુંબમા, વગેરે સર્વત્ર ગુણાનુરાગી મહાન્ ઉચ્ચપદ ભોગવે છે.

તેના મનમાં ગુણોનેજ વધારવાની જિજ્ઞાસા વધે છે. ગુણાનુરાગી ગુણવડે નીચ જાતમાં જન્મેલો હોવા છતાં ઉચ્ચ કહેવાય છે અને ઉચ્ચ જાતમાં જન્મેલો પણ ગુણાનુરાગ વિના નીચ કહેવાય છે. ગુણને ગાનાર, બોલનાર, ગ્રહનાર મનુષ્ય ઉચ્ચ છે અને દોષને કહેનાર, ગ્રહનાર મનુષ્ય કાગડાની પેઠે નીચ છે, ગુણાનુરાગી સર્વ જીવોની સાથે ભ્રાતૃભાવ રાખી શકે છે અને તે સર્વ શત્રુઓને પણ પોતાના આત્માના જેવા પોતાના પ્રસંગમાં આવતાં બનાવે છે. ગુણાનુરાગીની આંખે ગુણોજ દેખાય છે. તેના હૃદયની ઉચ્ચતા ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે. ગુણાનુરાગીના મનમાં તથા વચનમાં અમૃત વસે છે. ગુણાનુરાગી ગમે તેવા પ્રસગોમાં પણ પોતાના આત્માને દુર્ગુણના ખાડામાં ધકેલી દેતો નથી. ગુણાનુરાગી ગુણ તથા દોષ બેને દેખે છે, જાણે છે, છતાં દુર્ગુણો તરફ તેનું લક્ષ રહેતું નથી, પણ ફક્ત ગમે તેના સદ્‌ગુણો તરફ તેનું લક્ષ રહે છે. ગુણાનુરાગી ચંદ્રમાની પેઠે જગતમાં પ્રિય થઈ પડે છે અને તેના તરફ લોકોનું સ્વાભાવિકરીતે વલણ ખેંચાય છે. ગુણાનુરાગી ધર્મદ્વારમાં પ્રવેશ કરે છે અને હજારોને કરાવે છે. ગમે તેવો રૂપવંત પુરૂષ હોય પણ નાકે ચાઠું પડયું હોય તો તે શોભતો નથી. ગમે તેવો વિદ્વાન્ હોય, ગમે તેવો વક્તા હોય, ગમે તેવો ઉચ્ચ હોય, પણ જો તે ગુણાનુરાગી ન હોય તો તે જગત્‌માં શોભા પામી શકતો નથી. શ્રીકેવલી-પ્રભુ સર્વજ્ઞદષ્ટિથી સર્વ મનુષ્યોના ગુણો અને દોષોને જાણે છે છતાં પણ કોઇના દોષોને પ્રકાશતા નથી, ( જ્યારે મનુષ્ય, પૃચ્છા કરે છે ત્યારે જેવાં કર્મ કર્યા હોય છે તે તે વ્યક્તિને કહે છે. ) નિર્ગુણી હોય તે ગુણીને ઓ-ળખી શકતો નથી. ગુણાનુરાગ વિના ગમે તેવો મનુષ્ય જગત્‌માં શાંતિને પામી શકતો નથી, અને અન્યને શાન્તિમાં સહાયક બની શકતો નથી, માટે ગુણાનુરાગ ધારણ કરવો કે જેથી શ્રાવક ધર્મની યોગ્યતા મળે. ગુણા-નુરાગ સબંધી વિશેષ હકીકત વાંચવી હોય તો **अस्मदीयकृत गुणानुराग कुलक विवेचन** વાંચવું. ગુણાનુરાગી સત્‌કથા કરનારો હોય છે માટે ગુ-ણાનુરાગ પશ્ચાત્ **सत्कथनगुण**નું વિવેચન કરાય છે.

---

## १३. तेरमो सत्कथन गुण.

---

**नासइ विवेगरयणं, असुहकहासंगकलुसियमणस्स ॥**
**धम्मोविवेगसारुत्ति, सकहो हुज्ज धम्मत्थी ॥ १३ ॥**

અશુભ કથા પ્રસંગથી કલુષિત મનવાળાનું વિવેકરત્ન, નાશ પામે છે ધર્મ તો વિવેક સાર છે માટે ધર્માર્થી પુરુષે સત્કથા કરવી જોઈએ

હેય, જ્ઞેય અને ઉપાદેયના સમ્યગ્‌જ્ઞાનને વિવેક કહે છે સારી અને ખોટી વસ્તુનું જે જ્ઞાન થાય છે તે વિવેક રત્ન ગણાય છે અશુભ વાર્તાઓથી વિવેક રત્નની નષ્ટતા થાય છે જે વાતો કરવાથી પોતાનું શુભ ન થાય અને ઉલટી અનેક પ્રકારની પોતાને તથા અન્યને હાનિ પ્રાપ્ત થાય તેને અસત્ કથાઓ (વિકથાઓ) કહે છે, ઘણા લોકો ચૌટામા કોઈની દુકાને બેસીને નકામા આડાઅવળા તડાકાઓ માર્યા કરે છે અને પોતાના જીવનની નિષ્ફળતા કરે છે અને અન્યોને તેઓ ઉપાધિરૂપ થઈ પડે છે 'નવરો પડ્યો નખ્ખોદ વાળે' એ કહેવત અનુસારે નવરા બેસી રહેવા ગમે તે વર્ણના મનુષ્યો અનેક પ્રકારની નિન્દા—ઈર્ષ્યાગર્ભિત આડીઅવળી વાતાઓ ચલાવે છે અને તેથી તેઓ ઘણાઓના શત્રુઓ બને છે વિના પ્રયોજને કેટલાક અન્ય મનુષ્યોના બોલવાપર તથા વર્તનપર ટીકાઓ કર્યા કરે છે, તેમા તે ઓનુ કાંઈ વળતું નથી અને સામાઓને પોતાના પ્રતિપક્ષી બનાવે છે જે નકામી કુથલી કરે છે તે પોતાનુ તથા પરનું કલ્યાણ કરી શકતો નથી કેટલાક હૈયામાથી વાતો ઉપજાવી કાઢી એવી વખતે ગમે તે બાબતમા એક મોટી ભયંકરતા ઉપજાવે છે અને તેમા હજારો જીવોનું કેટલીક વખત અકલ્યાણ થાય છે કેટલાક રાજ્ય સબધી અશુભ વાર્તાઓને કરે છે અને તેથી પોતે અનેક પ્રકારના સંકટમા સપડાય છે અસત્ કથા કરનારો પ્રાય ઘણા લોકોમા અપ્રિય થઈ પડે છે અસત્ કથા કરનાર કદાપિ સત્કથા કરે છે, તોપણ તેનાપર એકદમ વિશ્વાસ આવતો નથી પોતાના આત્માને અને પરના આત્માને ન્યાય પુરસ્સર જે વાતો કરવાથી લાભ થાય છે તેવી કથાઓ કરવાનો અભ્યાસ પાડવો જોઈએ જે વાતોમા પોતાનો અધિકાર નથી અને જે વાતો કરવાથી અંશ માત્ર પણ પોતાનું ભલું થવાનું નથી તેવી અસત્ વાતોને વિવેકી પુરુષ કદાપિ કાળે કરતો નથી કેટલીક વખત તો કલેશકારક વાતો કરવાથી નાતજાત અને આખી સમાજમા અશાંતિ ફેલાય છે, માટે ગૃહસ્થ મનુષ્યોનો ધર્મ છે કે નીતિના વ્યાપાર આદિને અનુસરી યોગ્ય વાર્તાલાપ કરવો, તેમજ મોટા મોટા સત્પુરુષોના ઉચ્ચ ચરિત્રની કથાઓ કરવી, કે જે કથાઓ સાભળીને અન્ય લોકો પણ પોતાનું જીવન ચરિત્ર સુધારે અને ધર્મના માર્ગમા દોરાય અસત્ (ખરાબ) વાર્તાઓ કરનારાઓના મનમા એવી તો ખરાબ વિચારો ની અસર થાય છે કે તેઓ સત્પુરુષો વા સાધુઓની પાસે જઈને પણ એવીજ વાર્તાઓ બોલીને તેઓને કટાળો

આપે છે, અને તેઓ સાધુઓની પાસેથી કંઈ પણ ધર્મતત્ત્વ ગ્રહણ કરી આવતા નથી. પુરૂષો અને સ્ત્રીઓમાં નકામી કુથલી કરવાની ટેવો વધી પડવાથી તેઓ જેઓની વાતો કરે છે તેઓને અન્યાય આપે છે અને તેઓનાં દીલ દુઃખવે છે અને પોતાનું હૃદય મલીન બનાવે છે. પ્લેગના દરદી વગેરે પાસે રહેવાથી જેમ કોઈ વખતે ખરાબ હવાનો સ્પર્શ થાય છે, તેમ એવા અસતકથા કરનારાઓની પાસે રહેવાથી કોઈ વખત અસત્‌કથા કરવાનો દોષ લાગે છે. ધર્મની કથાઓનો સત્ કથામાં અન્તર્ભાવ થાય છે. ગુરૂની નિન્દાની વાત, દેવની નિન્દાની વાત, ધર્મની નિન્દાની વાત, કોઈના ઉપર કલંક ચઢે તેવી વાત, કોઇની પાયમાલી થઈ જાય; તેવી વાત ઇત્યાદિ વાર્તાઓને અસત્ કથાઓ કહેવામાં આવે છે; શાસ્ત્રાધારે કોઈ પણ તત્ત્વના બોધ માટે કથાઓ કરવામાં આવે છે તેને **સત્કથા** કહે છે. દેવ, ગુરૂ અને ધર્મ સંબંધી જે જે કથાઓ કરવામાં આવે છે તેને સત્કથાઓ કહે છે. માર્ગાનુસારિના ગુણો વગેરેની પ્રાપ્તિ જેનાથી થાય એવી કથાઓને પણ સત્કથાઓ કહેવામાં આવે છે; એવી સત્કથા કહેનારાઓ સદ્ધર્મરત્ન પામવા યોગ્ય થાય છે. સત્કથા કરનાર પોતના ઉચ્ચવર્તનના યોગે સુપક્ષયુક્ત બને છે, માટે હવે સુપક્ષગુણને વર્ણવે છેઃ—

## १४ चौदमो सुपक्षयुक्तपणारूपगुण.

**अणुकूल धम्मसीलो—सु समायारोय परियणो जस्स ॥**
**एस सुपक्खो धम्मं, निरंतरायं तरइ काऊं ॥ १४ ॥**

જેનો પરિવાર અનુકૂળ, ધર્મશીલ અને સદાચારયુક્ત હોય તે સુપક્ષ કહેવાય છે. તેવો પુરૂષ નિર્વિઘ્નપણે ધર્મ સાધી શકે છે.

**અ**નુકૂળ પરિવાર, ધર્મનાં કાર્યે કરતાં ઉત્સાહ ધરાવનાર અને મદદકાર રહે છે. ધર્મ કરતાં છતાં અનુકૂળ પરિવાર, કદી વિઘ્ન નાખતો નથી. જેના પક્ષમાં ઘણા મનુષ્યો હોય છે તેઓ ધર્મનાં અનેક કાર્યો કરી શકે છે અને તેઓને કોઇ વિઘ્ન નાખી શકતું નથી. સુપક્ષવાળો ધર્મનાં મહાન્ કાર્યો કરી શકે છે. સુપક્ષવાળો અનેક ધર્મની સંસ્થાઓને ઉભી કરી શકે છે અને લાખો મનુષ્યોને ધર્મના માર્ગે ચઢાવી શકે છે. સુપક્ષવાળો જે જે કાર્ય ઉપાડે છે તે પાર પાડી શકે છે. સુપક્ષવાળાની સામે પડતાં દુર્જનો પણ

બીહે છે અને તેઓ પણ તેના ઉલટા મહદ્ગુણો ગાવા મડી જાય છે અનેક પ્રતિપક્ષીઓ છતા સુપક્ષવાળો પોતાના ઉન્નતિ માર્ગે સુખે ગમન કરે છે માટે સુપક્ષગુણની પણ આવશ્યકતા છે સુપક્ષગુણવાળો દીર્ઘદર્શિત્વ ગુણને પ્રાપ્ત કરે છે માટે હવે દીર્ઘદર્શિત્વ ગુણને કહે છે

## १५ पदरमो दीर्घदर्शित्वगुण.

आढवइ दीहदसी, सयल परिणामसुंदर कज्ज ॥
बहुलाभमप्पकेस–सलाहणिज्ज बहुजणाण ॥ १५ ॥

દીર્ઘદર્શી મનુષ્ય જે જે કાર્ય, પરિણામે સુંદર હોય, બહુ લાભ અને અલ્પ કલેશવાળુ હોય, અને ઘણા મનુષ્યોને પ્રશંસવા યોગ્ય હોય તે કરે છે

દીર્ઘદર્શી પુરૂષ વિચાર્યા વિના કોઇ કાર્યને એકદમ આરંભતો નથી તે જે જે કાર્ય કરે છે તેનો ભવિષ્ય સબંધી બહુ લાભનો વિચાર કરે છે વિશેષત આગામિકાળે જે જે કાર્યોથી સુખ અને લાભ, મળે તેનોજ આરંભ કરે છે તે લાભની દૃષ્ટિ પહોચાડયા વિના કોઈ પણ કાર્ય કરતો નથી દીર્ઘદૃષ્ટિ પુરૂષના કાર્યને સર્વ લોકો વખાણે છે અને તેની દૃષ્ટિના આધારે અન્ય પુરૂષો પણ ચાલે છે સસારવ્યવહારના દરેક કાર્યોમા તે લાભાલાભ વિચારીને પગલુ ભરે છે અનેક પ્રકારના સકટમા ગુથાયેલ હોય છે છતા તે દીર્ઘદૃષ્ટિથી ભવિષ્યના કાર્યનો નિર્ણય કરે છે તેવો પુરૂષ પારિણામિકી બુદ્ધિવડે સર્વ કાર્ય કરી શકે છે, તેથી લોકોમા પ્રખ્યાતિપણાને મેળવે છે કેટલીક વખત એવુ બને છે કે, કેટલાક લોક વિચાર્યા વિના એકદમ કોઈ કાર્યને ક્રોધ, અને ઈર્ષ્યા આદિના વેગથી આરભે છે અને તેમા અલાભ થાય છે ત્યારે પશ્ચાત્તાપ પામે છે પોતાનો અધિકાર, બળ, સહાય, ભવિષ્યમા લાભ, કાર્યની પૂર્ણતાના સાધનો, આજુબાજુના સયોગો, અને વિઘ્નનો નાશ કરવાના ઉપાયો, વગેરે બાબતોનો વિચાર કરી કાર્ય કરવુ જોઇએ, દરેક કાર્યમા મનુષ્યો કેટલા હેતુઓથી ફાવે છે તેનો વિચાર કરવાની ટેવ પાડવી કે જેથી દીર્ઘદૃષ્ટિપણાનો ગુણ ખીલી શકે કોઈ પણ વસ્તુ સબધી તેના પરિણામનો પ્રથમથીજ વિચાર કરવો જોઈએ અને પશ્ચાત્ તેનો નિર્ધાર કરવો જોઇએ સહસાત્કારે કોઈ કાર્ય કરવામા આવે છે તો પશ્ચાત્ અનેક આપત્તિઓનુ સ્થાનભૂત પોતે બને છે દરેક બાબતનો ભવિષ્યના પરિણામ સબધી ખૂબ વિચાર કરવો અને તેમા દીર્ઘદૃષ્ટિ પુરૂષોની સલાહ લેવી દીર્ઘદૃષ્ટિવાળો પુરૂષ, જે જે કાર્ય કરે છે

તે તે કાર્યો અન્ય લોકો પ્રશંસે છે અને તેને સાબાશી આપે છે. દીર્ઘદષ્ટિ પુરૂષ ભવિષ્યકાલ સંબંધી અનેક લાભોને પ્રાપ્ત કરે છે અને ભાવિ અનેક દુઃખોની પેલી પાર ઉતરી જાય છે; તેવા ગૃહસ્થો, વ્યાપાર, ગમનાગમન અને વિદ્યા વગેરેમાં ભવિષ્કાળ સંબંધી પૂર્ણ વિચાર કરી વર્તે છે; કોઈના કહેવાથી એકદમ ભવિષ્યનો વિચાર કર્યા વિના કોઈપણ કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી. રાજ્યવ્યવહાર, વ્યાપાર અને હુન્નર, આદિ અનેક કાર્યોમાં મોટા મોટા પુરૂષો પણ તેની સલાહ લે છે, તેથી દીર્ઘદર્શી પુરૂષ, જગતવ્યવહારમાં પણ ઉચ્ચ પદવીનો ભોક્તા બને છે. તે અનેક પુરૂષોને પોતાના વિચાર પ્રમાણે ચલાવી શકે છે. દીર્ઘદષ્ટિવાળો પુરૂષ ધર્મનાં કાર્યો પણ દીર્ઘદષ્ટિથી વિચાર કરીને કરે છે, તેથી તે ધર્મરત્ન યોગ્ય ગણાય છે. દીર્ઘદર્શી પુરૂષ વિશેષજ્ઞ ગુણ પ્રાપ્ત કરવાને માટે અધિકારી બની શકે છે, માટે દીર્ઘદર્શિત્વ ગુણ કહ્યા બાદ વિશેષજ્ઞ ગુણ કહે છે.

## १६ सोलमो विशेषज्ञ गुण.

**वत्थूणं गुणदोसे लक्खेइ अपक्खवायभावेणं ॥**
**पायेण विसेसन्नू, उत्तमधम्मारिहो तेण ॥ १६ ॥**

વિશેષજ્ઞ પુરૂષ અપક્ષપાત ભાવથી વસ્તુઓના ગુણ દોષોને જાણી શકે છે, માટે ઘણું કરીને તેવો પુરૂષજ ઉત્તમ ધર્મયોગ્ય ગણાય છે. મધ્યસ્થ ભાવથી દરેક દ્રવ્યોને વિશેષપણે જાણે છે અને તેની શ્રદ્ધા કરે છે.

કોઈપણ બાબતમાં વિશેષજ્ઞ મનુષ્ય પડે છે તો તેનો તે પૂર્ણ નિર્ણય કરે છે. સિદ્ધાન્તોમાં કહેલાં તત્ત્વોને તે સારી રીતે જાણે છે અને તેથી પક્ષપાત વિના સત્ય વાતનો નિર્ણય કરીને અન્ય મનુષ્યોને પણ તે માર્ગે દોરે છે. પક્ષપાત વિનાનો જે વિશેષજ્ઞ હોય તેજ વિશેષજ્ઞ જાણવો. પક્ષપાતી, વસ્તુની બરાબર પરીક્ષા કરી શકતો નથી અને તે પોતે જે વાત માની લીધી હોય છે તેનું સમર્થન કરે છે. તે પક્ષપાતથી ગમે તેવો પક્ષ લે છે તેનેજ સિદ્ધ કરી બતાવે છે, માટે પક્ષપાતરહિત વિશેષજ્ઞ ગુણ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે એમ અત્ર સમજવું. પક્ષપાતી પોતે સત્યથી દૂર રહે છે અને અન્યોના હાથમાં પણ સત્ય આવવા દેતો નથી. કહ્યું છે કેઃ—

॥ श्लोक ॥

**आग्रही बत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ॥**
**पक्षपातरहितस्य तु युक्ति, यत्र तत्र मतिरेति निवेशं ॥ १ ॥**

એની વાત છે કે આગ્રહી મનુષ્ય જ્યાં તેની મતિ બેઠી હોય છે ત્યા યુક્તિને ખેચી લેઇ જાય છે, પણ નિષ્પક્ષપાત મનુષ્યની મતિ તો જ્યા યુક્તિ હોય ત્યા તણાય છે, માટે પક્ષપાતરહિત વિશેષજ્ઞ ગુણવત પુરૂષ જગતમા ધર્મતત્વનો પરીક્ષક બને છે શ્રીવીરપ્રભુએ પણ જણાવ્યુ છે કે-પક્ષપાત ત્યાગીને સત્ય તત્વને ગ્રહણ કરો, શ્રીહરિભદ્રસૂરિ કે જેમણે ચૌદસો ચૌમાલીશ ગ્રન્થો બનાવ્યા છે તે કહે છે કે —

॥ श्लोक ॥

पक्षपातो नमे वीरे, न द्वेषः कपिलादिषु ॥
युक्तिमद् वचन यस्य, तस्य कार्यः परिग्रहः ॥ १ ॥

મને શ્રીવીરપ્રભુપર પક્ષપાત નથી તેમ સાખ્યતત્વપ્રણેતા કપિલ વગેરે પર દ્વેષ નથી, જેનું વચન યુક્તિવાળુ છે, તેનું વચન ગ્રહણ કરવા યોગ્ય છે શ્રીહરિભદ્રસૂરિ પૂર્વે વેદધર્મી હતા પશ્ચાત્ અપક્ષપાત ભાવથી જૈનધર્મના તત્વો, યુક્તિથી વિચારતા તેમના હૃદયમા ઉતર્યા, તેથી તેમણે જૈનધર્મ અગીકાર કર્યો હતો રાગદ્વેષને દૂર કરી નિષ્પક્ષપાત ભાવથી જેઓ શાન્ત પણે અધિકાર પ્રમાણે તત્વોનો વિચાર કરે છે તેઓ વિશેષજ્ઞ બને છે વિશેષજ્ઞ બનવુ એ કઇ સામાન્ય વાત નથી, તેમા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જરૂર છે, સદ્ગુરૂની ઉપાસનાની જરૂર છે, તેમજ તીક્ષ્ણ બુદ્ધિની પણ જરૂર છે, તેમજ ઉત્સાહથી તર્કશક્તિ ખીલવવાની પણ જરૂર છે અને જેમ જેમ સત્ય સમજાય તેમ તેમ અસત્ કદાગ્રહ, ત્યાગવાની પણ જરૂર છે

## વિશેષજ્ઞ ગુણ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે.

પોતાની મેળે સત્ય તત્વનો નિશ્ચય કરતા પોતાના હૃદયની તે વસ્તુઓના નિશ્ચયમા સાક્ષી થાય છે અન્ય મનુષ્યો તેને ભરમાવે છે તો પણ પોતે વિશેષજ્ઞ બનવાથી ભમતો નથી અને અન્યોને પોતે સત્ય તત્વના માર્ગપર ખેચી લાવે છે અનેક અજ્ઞાનિયોને બોધ આપી સત્ય માર્ગમા લાવે છે, તત્વોને સારી રીતે તે જાણતો હોવાથી અન્ય મનુષ્યોને સારી રીતે સમજાવે છે પોતાના કુટુબને પણ તે સારી રીતે સમજાવી શકે છે તેથી તેઓનો પ્રેમ, વિશેષજ્ઞપર સારી રીતે વધાય છે વિશેષજ્ઞ સત્ય અને અસત્યનો સારી રીતે નિર્ણય કરે છે અને સત્ય તત્વને ગ્રહણ કરે છે વિશેષજ્ઞ જે નિશ્ચય કરે છે, તેજ નિશ્ચયને અન્ય પુરૂષો અનુસરે છે દરેક વસ્તુમા રહેલ નિત્યત્વ અને અનિત્યત્વ ધર્મ સમજવાને માટે વિશેષજ્ઞ યોગ્ય

છે. અનેકાન્તનયથી સર્વ પદાર્થોનું સ્વરૂપ સમજવાને માટે વિશેષજ્ઞ ગુણની આવશ્યકતા છે અને તેથી ધર્મની પ્રાપ્તિ થાય છે. જે ગુરૂપાસે તત્ત્વનો અભ્યાસ કરતો નથી, અનેક અપૂર્વ શાસ્ત્રોને સાંભળતો નથી, તે વિશેષજ્ઞ બની શકતો નથી માટે ગુરૂપાસે અનેક શાસ્ત્રોનું શ્રવણ કરવું, તેમજ અનેક પુસ્તકોને અધિકાર પ્રમાણે વાંચવાં અને તે ઉપર પૂર્ણ મનન કરવું કે જેથી વિશેષજ્ઞ ગુણ પ્રાપ્ત થાય.

વિશેષજ્ઞગુણની પ્રાપ્તિ માટે વૃદ્ધાનુગ થવાની જરૂર છે. વૃદ્ધ પુરૂષોને અનુસરવાથી ઘણું જાણી શકાય છે, માટે હવે વૃદ્ધાનુગ ગુણનું વિવેચન કરે છે.

## १७ सतरमो वृद्धानुग गुण.

वुढो परियणवुद्धी, पावायारे पवत्तइ नेव ॥
वुढणुगोवि एवं, संसग्गाकिया गुणा जेण ॥ १७ ॥

વૃદ્ધ મનુષ્ય પાકી બુદ્ધિવાળો હોવાથી પાપાચારમાં પ્રવર્તતો નથી, તેથી વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારમાં પ્રવર્તતો નથી, કારણ કે સોબત પ્રમાણે ગુણો આવે છે.

પરિપક્વ બુદ્ધિવાળાને વૃદ્ધ પુરૂષ કહે છે, કારણ કે તેવો પુરૂષ અનેક અનુભવોવડે ઘડાયલો હોય છે. વૃદ્ધ પુરૂષોનું લક્ષણ નીચે પ્રમાણે જાણવું.

॥ श्लोक ॥

तपःश्रुतधृतिध्यान विवेकयमसंयमैः ॥
ये वृद्धास्तेऽत्र शस्यन्ते, न पुनः पलिताङ्कुरैः ॥ १ ॥

જેઓ તપ, શ્રુત, ધૈર્ય, ધ્યાન, વિવેક, યમ અને સંયમવડે વધેલા હોય તેજ અત્ર વૃદ્ધ જાણવા અને તેજ વખણાય છે, પણ ધોળા વાળવડે વૃદ્ધપણું કંઈ ગુણો વિના આવી જતું નથી. વળી કહ્યું છે કેઃ—

॥ श्लोक ॥

सत्तत्त्वनिकषोद्भूतं विवेकालोकवर्धितम् ॥
येषां बोधमयं तत्त्वं, वृद्धा विदुषां मताः ॥ १ ॥

ખરા તત્ત્વરૂપ કસોટીથી પ્રગટેલું અને વિવેકરૂપ પ્રકાશથી વૃદ્ધિ પામેલું જ્ઞાનમય તત્ત્વ જેઓએ પ્રાપ્ત કર્યું હોય, તેજ વૃદ્ધો પંડિતોને માનવા યોગ્ય છે. વળી કહ્યું છે કે—

॥ श्लोक ॥

प्रत्यासत्तिं समायातैं विषयैः स्वांतरंजकैः ॥
न धैर्यं स्खलितं येषा ते वृद्धाः परिकीर्तिताः ॥ १ ॥

પ્રાપ્ત થએલા મન હરનાર વિષયોવડે જેનું હૃદય સ્ખલાયમાન થાય નહીં તે વૃદ્ધો જાણવા વળી કહ્યું છે કે—

॥ श्लोक ॥

हेयोपादेयविकलो वृद्धोऽपि तरुणाग्रणीः ॥
तरुणोऽपि युतस्तेन वृद्धैर्वृद्ध इतीरितः ॥ १ ॥

જે વૃદ્ધ છતા પણ હેય, જ્ઞેય અને ઉપાદેયના જ્ઞાનથી હીન હોય તે તરૂણોનો સરદાર જાણવો કારણ કે તે અવિવેકી અજ્ઞ તરૂણના જેવુ આચરણ કરે છે તેમજ તરૂણ છતા પણ જ્ઞેય, હેય અને ઉપાદેયના જ્ઞાન સહિત હોય તેને વૃદ્ધોવડે વૃદ્ધ કહેવાય છે

એવા પ્રકારનો વૃદ્ધ પુરૂષ પાપાચારમા પ્રવર્તતો નથી, કારણ કે તે યથાવસ્થિત તત્ત્વનો જાણકાર હોય છે, ઉત્તમ ગુણવત પુરૂષોને અનુસરી ચાલનાર ખરેખર ગુણવત બને છે, તેનો મનુષ્ય વિશેષજ્ઞ બને છે અને તે દરેક કાર્યના અનુભવોને સારી રીતે જાણી શકે છે વૃદ્ધ પુરૂષોની સોબતથી સારી અસર થયા વિના રહેતી નથી કહ્યુ છે કે—

॥ गाथा ॥

उत्तमगुणससग्गी, सील्दरिद्दपि कुणइ सीलड्ढ, ॥
जहमेरु गिरि विलग्ग, तणपि कणगत्तणमुवेइ ॥ १ ॥

ઉત્તમ ગુણવત પુરૂષની સોબત, ઉત્તમ સ્વભાવહીનને પણ સારા સ્વભાવવાળો બનાવી દે છે મેરૂપર્વતને વળગેલુ તણખલુ પણ જેમ સુવર્ણ પણાની શોભાને ધારણ કરે છે તેમ અત્ર સમજી લેવુ

સકટ પડતા પણ ધૈર્યના રાખીને વૃદ્ધ પુરૂષોને અનુસરવુ કે જેથી વિપત્તિયોનો પણ નાશ થઈ જાય વિદ્વાન્ અનુભવી ગીતાર્થ સાધુઓ વગેરેનો વૃદ્ધમા સમાવેશ થાય છે જેણે પોતાના આત્માને વૃદ્ધવાણીરૂપ પાણીથી પખાળ્યો નથી તે રક જનનો પાપમેલ શી રીતે દૂર થઈ શકે ? અર્થાત્ દૂર ન થઈ શકે

વૃદ્ધને અનુસરનારા મનુષ્યોની હથેલીમાં સંપદા આવે છે. વૃદ્ધોપદેશ આગબોટ સમાન છે. વૃદ્ધપણાથી પ્રાપ્ત થએલ વિવેકરૂપ વજ્ર મનુષ્યોમાં રહેલ મિથ્યાત્વાદિક પર્વતોને તોડવા સમર્થ થાય છે. સૂર્યનાં કિરણોની માફક વૃદ્ધ સેવાથી મનુષ્યોનું અજ્ઞાનરૂપ અંધકાર ક્ષણવારમાં વિલય પામે છે. વૃદ્ધસેવામાં તત્પર રહેનારા મનુષ્યો સઘળી વિદ્યાઓમાં કુશળતા મેળવે છે અને વિનય ગુણમાં તો અનાયાસે કુશળતા પ્રાપ્ત કરે છે. જ્ઞાન ધ્યાનાદિકથી રહિત છતાં પણ જે પુરૂષ વૃદ્ધને પૂજે છે તે સંસારરૂપ અટવીને ઉલ્લંઘી જાય છે. તીવ્ર-તપ કરતો થકો અને સકળ શાસ્ત્ર ભણતો થકો પણ જે વૃદ્ધોની અવજ્ઞા કરે છે તે કશું કલ્યાણ મેળવી શકતો નથી. લોકમાં એવું કોઇ ઉત્તમ ધામ નથી, તથા જગતમાં અખંડ એવું કોઈ સુખ નથી, કે જે વૃદ્ધસેવા કરનાર મેળવી શકે નહીં. જેને પામીને મનુષ્યોની સ્વપ્નમાં પણ દુર્ગતિ થતી નથી તે વૃદ્ધસેવા સદાકાલ વિજયવન્તી રહો.

વૃદ્ધ પોપટના ઉપદેશને જેમ જુવાન પોપટોએ નહોતો માન્યો તો તે-થી તેઓ જાળમાં ફસાયા અને અન્તે વૃદ્ધ પોપટના ઉપદેશથી છૂટ્યા. તેમ ભવ્ય મનુષ્યોએ જ્ઞાનાદિકમાં વૃદ્ધ એવા પુરૂષોની સલાહ તેમજ ઉપદેશને અ-નુસરી ચાલવું. તેવા વૃદ્ધોની પાસે બેસી અનેક અનુભવોની વાતો સાંભળવી, કેમકે તેવા વૃદ્ધ પુરૂષોની વાતોમાં અમૂલ્ય ઉપદેશ રહસ્ય રહ્યું છે. તેઓએ પોતાની જીંદગીમાં જે જે અનુભવો મેળવ્યા હોય છે તે સર્વે પ્રસંગોપાત્ત જણાવે છે અને તેથી કોઇ વખત વિદ્યુત્‌ની પેઠે સેવા કરનારાઓના મનમાં અસર થાય છે. દરેક બાબતમાં જ્ઞાનદ્વારા અનુભવ પામેલા વૃદ્ધો જીવતા શા-સ્ત્રોની પેઠે મનુષ્યોને ઉપકાર કરે છે. દરેક કાર્ય કરવામાં લાભ અને અલાભ શો સમાયો છે તે વૃદ્ધ પુરૂષોની સેવાથી જાણવા મળે છે. વકીલની પરી-ક્ષામાં પાસ થતાં પણ જેમ અન્ય વકીલ પાસે રહી ધંધાનો અનુભવ મેળવવો પડે છે તેમ દરેક વિદ્યામાં હુંશિયાર થએલાને પણ તે તે કાર્યોમાં પરિપક્વ બુદ્ધિવાળા વૃદ્ધ પુરૂષોની સેવા કરવી પડે છે. જે કાર્યને જે પુરૂષો કરે છે તેઓ તે કાર્યના અનુભવી ગણાય છે, તેથી તે તે કાર્યના તેઓ વૃદ્ધ ગણાય છે. ચારિત્રની બાબતમાં પણ જેણે જ્ઞાનપૂર્વક ચારિત્ર લેઈ પાળ્યું હોય છે, તેને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે ચારિત્ર સંબંધી પરિપક્વ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેથી તે ચારિત્રમાં વૃદ્ધ પુરૂષ ગણાય છે. ચારિત્ર સંબંધી અનેક પુસ્તકો વાંચીને પણ તેવા પુરૂષોની સેવા કરવાથીજ, પૂર્ણ અનુભવ મળે છે. દરેક બાબતોમાં વૃદ્ધની સેવા કરનાર વિજયવંત નીવડે છે, તેથી વૃદ્ધાનુગ પુરૂષ અનેક ગુણોને ધારણ કરવા સમર્થ થાય છે અને તેથી તે ધર્મરત્નને યોગ્ય બને છે.

વૃદ્ધ પુરૂષોને અનુસરનાર સહેજે વિનયગુણ મેળવી શકે છે વિનય વિના વૃદ્ધ પુરૂષોની સેવા થઈ શકતી નથી, તેથી વિનયગુણની આવશ્યકતા સિદ્ધ કરે છે, માટે હવે અઢારમા વિનયગુણને કહે છે

## १८ अढारमो विनयगुण.

विणओ सव्वगुणाणं, मूल सन्नाण दसणाइण ॥
मुखस्सय ते मूल, तेण विणओ इह पसत्थो ॥ १८ ॥

જ્ઞાન, દર્શન અને ચારિત્ર વગેરે સર્વ ગુણોનું મૂળ વિનય છે અને વિનય તે સુખનું મૂળ છે, માટેજ અત્ર વિનય પ્રશસવા યોગ્ય છે આઠ પ્રકારના કર્મનો નાશ કરીને મુક્તિમા લેઈ જાય છે માટે તેને વિનય કહે છે. જૈન શાસ્ત્રો વિનયનું તેવુ ઉત્તમ સ્વરૂપ જણાવે છે

### विनयना भेद.

દર્શનવિનય, જ્ઞાનવિનય, ચારિત્રવિનય, તપવિનય અને ઔપચારિક વિનય એ વિનયના પાચ ભેદ જાણવા

દ્રવ્યાદિક પદાર્થની શ્રદ્ધા કરતા દર્શનવિનય ગણાય છે તેઓનુ જ્ઞાન મેળવ્યાથી જ્ઞાનવિનય ગણાય છે ચારિત્રમા પ્રવૃત્તિ કરતા ચારિત્રવિનય ગણાય છે ઇચ્છા નિરોધરૂપ તપમા પ્રવૃત્તિ કરતા તપવિનય ગણાય છે સુજ્ઞોએ સમકિતીનો વિનય કરવો જ્ઞાનીનો વિનય કરવો ચારિત્રીનો વિનય કરવો તપસ્વીનો વિનય કરવો

ઔપચારિક વિનયના બે ભેદ છે (૧) પ્રતિરૂપ યોગયુજનરૂપ વિનય, (૨) દ્વિતીય અનાશાતના વિનય

પ્રતિવિનય ત્રણ પ્રકારનો છે કાયિક, વાચિક અને માનસિક, તેમા કાયિક વિનય આઠ પ્રકારનો છે વાચિક વિનય ચાર પ્રકારનો છે અને માનસિક વિનય બે પ્રકારનો છે

કાયિક વિનયના આઠ પ્રકાર નીચે મુજબ છે ગુણવાન્ પુરૂષ આવે ત્યારે ઉઠીને સામા જવુ તે अभ्युत्थानविनय, તેના સામુ હસ્ત જોડી ઉભા રહેવુ તે अञ्जलिबद्ध विनय, તેમને આસન આપવુ તે आसनप्रदान विनय, તેમની ચીજ વસ્તુ સારે ઠેકાણે રાખવી તે अभिग्रह विनय, તેમને વદન કરવુ તે कृतिकर्म विनय, તેમની આજ્ઞા સાભળવા તૈયાર રહેવુ તે

શુશ્રૂષા વિનય, તેમની પાછળ જવું તે અનુગમન વિનય અને પગચંપી વગેરે તેમનાં જે જે કાર્ય કાયાવડે સાધવા યોગ્ય હોય તે સાધવાં તે સંસાધન વિનય જાણવો.

વાચિક વિનયના ચાર પ્રકાર નીચે મુજબ છે. હિતકારી બોલવું, ખપ જેટલું બોલવું, મધુર બોલવું, અનુસરતું બોલવું.

માનસિક વિનયના બે ભેદ નીચે મુજબ છે. ખરાબ વિચારનો વિરોધ કરવો, અને શુભ ચિંતવના કરવી.

પરાનુવૃત્તિમય પ્રતિરૂપ વિનય છે. અપ્રતિરૂપ વિનય કેવળજ્ઞાનીને હોય છે. અનાશાતના વિનયના બાવન ભેદ છે.

તીર્થંકર, સિદ્ધ, કૂળ, ગણ, સંઘ, ક્રિયા, ધર્મ, જ્ઞાન, જ્ઞાની, આચાર્ય, સ્થવિર, ઉપાધ્યાય અને ગણી એ તેર પદની આશાતનાથી દૂર રહેવું. તેમની ભક્તિ કરવી, બહુ માન કરવું, તેમજ પ્રશંસા કરવી એમ ચારને તેરે ગુણતાં બાવન ભેદ થાય છે.

આવા પ્રકારનો વિનય કરવાથી આત્મા ઉચ્ચ કોટીના પગથીયા પર ચઢતો જાય છે અને હૃદયની શુદ્ધિ વધારે છે, આવો ઉત્તમ વિનય ખરેખર ધર્મનું મૂળ છે. કહ્યું છે કેઃ—

॥ श्लोक ॥

विणओ सासणे मूलं, विणीओ संजओभवे ॥
विणआओ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो ॥ १ ॥

વિનય, સાસનમાં મૂળ જેવો છે. વિનેય, સયત થાય છે, વિનય રહી તને ધર્મ ક્યાંથી હોય ? તેમજ તપ ક્યાંથી હોય ? અલબત ન હોય. વળી કહ્યું છે કે.

॥ गाथा ॥

विणयानाणं, नाणाओ दंसणं दंसणाओ चरणं तु ॥
चरणाहिंतोमुक्खो मुक्खे सुखं अणाबाहं ॥ १ ॥

વિનયથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી દર્શન પ્રાપ્ત થાય છે, દર્શનથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત છે અને મોક્ષ થતાં અનન્ત અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે.

જગતમાં જે વસ્તુઓ ધન સત્તાથી મળતી નથી તે વસ્તુઓ વિનયથી મળે છે. સામાન્ય કહેવત છે કે **વિનય વૈરીને વશ કરે છે.** વિનયથી અનેક કાર્યની સિદ્ધિ થાય છે. ગમે તેવાં કાર્ય કરવાં હોય તો તે વિનયથી

કરી શકાય છે સંસારવ્યવહારમા પણ જે માતા, પિતા, વડીલો અને શિક્ષકો વગેરેનો ઉપકાર સમજી તેમનો વિનય સાચવી શકતો નથી તે લોકોત્તર ધર્મ ગુરૂનો ઉપકાર જાણીને તેનો બરાબર વિનય કરવાને શક્તિમાન્ થતો નથી સત્પુરૂષોનો વિનય કરવો જોઇએ કારણકે તેઓ જગતને ઉપકાર કરનારા હોય છે સાધુઓના દર્શન થતા બે હાથ જોડી તેમને ઉભા થઈ વંદન કરવુ તેઓનો વિનય કરનારની ઉત્તમગતિ થયા વિના રહેતી નથી વિનય વિના ધર્મનો બોધ મળી શકતો નથી વિનય વિના જ્ઞાન મળતુ નથી માટે વિનયની આવશ્યકતા છે વિનયવંત પુરૂષ, શ્રાવક ધર્મને પામવા યોગ્ય બને છે માટે બધુઓ અને બ્હેનોએ વિનયગુણને ગ્રહણ કરવો કૃતજ્ઞ ગુણવાળો, વિનય કરી શકે છે જે કરેલા ગુણને જાણતો નથી તે વિનય કરવા તત્પર થતો નથી, તેથી વિનયગુણની પ્રાપ્તિ માટે કૃતજ્ઞ ગુણની આવશ્યકતા છે ઇત્યાદિ હેતુથી ઓગણીશમો કૃતજ્ઞગુણ જણાવે છે

## १९ ओगणीसमो कृतज्ञगुण.

वहु मन्नइ धम्मगुरु, परमुवयारित्तितत्त बुद्धीए ॥
तत्तो गुणाण वुद्धी, गुणारिहो तेणिह कयन्नू ॥ २६ ॥

કૃતજ્ઞ મનુષ્ય, તત્ત્વબુદ્ધયા પરમ ઉપકારી શ્રી ધર્મગુરૂને ગણી તેમનુ બહુ માન કરે છે, તેથી ગુણોની વૃદ્ધિ થાય છે માટે કૃતજ્ઞ મનુષ્ય ગુણ યોગ્ય છે

કૃતજ્ઞ પુરૂષ, ધર્મદાતાર આચાર્યાદિકને પરમ ઉપકારી જાણી બહુ માન આપે છે જગતમા સર્વથી મોટા ઉપકાર, સમ્યક્ત્વ સદ્ગુરૂનો છે

તે આ આગમના પરમ વાક્યને વિચારે છે કે –હે આયુષ્માન્ શ્રમણો ! જગતમા ત્રણ જણનો બદલો વાળવો મુશ્કેલ છે માબાપનો, સ્વામીનો અને સમકિતદાતાર ધર્માચાર્યનો

કોઈ પુરૂષ, પોતાના માબાપને સાંજ સવાર શતપાક અને સહસ્રપાક તેલથી મર્દન કરી સુગંધી ગંધોદકથી નવરાની, સર્વાલંકારથી શણગાર કરાવી, પવિત્ર વાસણમા પિરસેલું અઢાર શાક સહિત મનોજ્ઞ ભોજન જમાડી, જીવતા સુધી પોતાની પીઠ ઉપર ઉપાડતો રહે, તેટલાથી પણ તે માબાપનો બદલો વાળી શકાતો નથી, પણ જો માબાપને શ્રી કેવલજ્ઞાનિકથિત વીતરાગ ધર્મને સમજાવી તેમા સ્થાપન કરે તોજ માબાપનો બદલો વાળ્યો કહી શકાય

કોઈ ધનાઢ્ય પુરૂષ, કોઈ દરિદ્રી (ગરીબ) ને ટેકો આપી ઉંચો ચઢાવે, ધનવાન્ કે બુદ્ધિવાન્ કરે, એવામાં તે ધનવાન્ કોઈ કર્મના ઉદયથી નિર્ધન થઈ જાય અને તે પેલો દરિદ્ર કે જે તેના આશરાથી ધનપતિ થયો છે, તેની પાસે આવે ત્યારે તે પૂર્વનો દરિદ્ર પણ પશ્ચાત્ ધનાઢ્ય બનેલો પોતાના ઉપકારી શેઠને પોતાનું સર્વસ્વ આપી દે, તોપણ તેનો બદલો વાળી શકાતો નથી; પણ જો તે દરિદ્રી, તે સ્વામીને કેવલિભાષિત ધર્મનો ઉપદેશ આપી વીતરાગ ધર્મમાં સ્થાપન કરે તોજ તેનો બદલો વાળી શકે.

કોઈ પુરૂષ, શ્રમણ (સાધુ) પાસેથી એકપણ આર્યધાર્મિક સુવચન સાંભળી કાલ યોગે મરણ પામી કોઈપણ દેવલોકમાં દેવતાપણે ઉપજે ત્યારે તે દેવ, તે ધર્માચાર્યને દુકાળવાળા દેશથી સુકાલવાળા દેશમાં મૂકે અગર અટવીમાંથી ખેંચીને વસ્તીવાળા પ્રદેશમાં આણે અગર લાંબા વખતના રોગથી મુક્ત કરે તોપણ તે ધર્માચાર્યનો બદલો વાળી શકતો નથી. પણ જો તે, તે ધર્માચાર્યને કેવલજ્ઞાની કથિત ધર્મ કહીને તથા સમજાવીને તેને વીતરાગ ધર્મમાં સ્થાપન કરે તોજ તેનો બદલો વાળી શકે છે. વાચક મુખ્ય ઉમાસ્વાતિજી પણ તેજ પ્રમાણે કહે છે.

॥ श्लोक ॥

दुःप्रतिकारौ मातापितरौ, स्वामी गुरुश्च लोकेऽस्मिन् ॥
तत्र गुरुरिहामुत्र च, सुदुष्करतरप्रतीकारः ॥ १ ॥

આ લોકમાં માતા, પિતા, સ્વામી અને ગુરૂ એ દુષ્પ્રતિકાર છે તેમાં પણ ગુરૂ તો અહીં અને પરભવમાં અતિશય દુષ્પ્રતીકારજ છે.

સમ્યક્ત્વદાતા સદ્ગુરૂનો તો કરોડો ભવમાં પણ, કરોડો ઉપાય કરતાં પણ પ્રત્યુપકાર થઈ શકતો નથી.

કૃતજ્ઞ પુરૂષોનું એજ લક્ષણ છે કે તેઓ નિત્ય ગુરૂના પૂજનાર હોય છે. કારણકે તેજ મહાત્મા છે, તેજ ધન્ય છે, તેજ કૃતજ્ઞ છે, તેજ કુલીન અને ધીર છે, તેજ જગત્માં વંદનીય છે, તેજ તપસ્વી છે અને તેજ પંડિત છે, કે જે સુગુરૂ મહારાજનું નિરંતર દાસપણું, પ્રેષપણું, સેવકપણું તથા કિંકરપણું કરતો થકો પણ શરમાય નહીં. કૃતજ્ઞ પુરૂષ પોતાના પરોપકારીઓની સદાકાળ સ્તુતિ કરે છે. કૃતજ્ઞ પુરૂષ, પોતાના ઉપકારીઓને નમે છે અને તેથી તે પરોપકાર કરનારાઓને કદી ભૂલી જતો નથી, કૃતજ્ઞ પુરૂષ, પોતાના આત્માને ઉચ્ચ કરવા સમર્થ થાય છે માટે બંધુઓ અને બ્હેનોએ કૃતજ્ઞ ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ, કૃતજ્ઞ મનુષ્ય પરોપકાર કરવા સમર્થ થાય છે માટે કૃતજ્ઞ ગુણ કહ્યા બાદ પરહિતાર્થકરત્વગુણ ને કહે છે.

## ૨૦ बीसमो परोपकार गुण.

परहिय निरओ धन्नो, सम्म विन्नाय धम्म सब्भावो ।
अन्नेवि ठवइ मग्गे, निरीहचित्तो महासत्तो ॥ २० ॥

પરહિતમા આસક્ત રહેનાર મનુષ્યને ધન્ય છે સમ્યક્ પ્રકારે જાણ્યા છે ધર્મતત્વના સદ્ભાવને તે જેણે એવો વિદ્વાન્ પુરૂષ અન્યોને પણ ધર્મ માર્ગમા સ્થાપન કરે છે તે નિસ્પૃહ મહા સત્વવાન્ રહી અન્યોને સારી રીતે ઉપકાર કરી શકે છે

ગીતાર્થ થએલ પુરૂષ અન્ય અજાણ્યુ જનોને સદ્ગુરૂ પાસે સાભળેલ આગમના વચનોના ઉપદેશથી શુદ્ધ ધર્મમા સ્થાપે છે, અર્થાત્ પ્રવર્તાવે છે અને ધર્મ જાણકારોમા જે સીદાતા હોય તેમને સ્થિર કરે છે આ સાધુ અને શ્રાવકને સરખી રીતે લાગુ પડતા પરહિત ગુણના વ્યાખ્યાન પરથી સાધુની પેઠે શ્રાવકને પણ પોતાની ભૂમિકાના અનુસારે અન્યોને લૌકિક રીત્યા ભાષણ વગેરેથી બોધ દેવાની સમ્મતિ આપી છે શ્રાવક જેવુ ગુરૂ પાસે સાભળે તેવુ કુટુબ વગેરેની આગળ સમજાવે પોતે કહે કે મને ગુરૂએ આમ બોધ આપ્યો છે તેમના ઉપદેશાનુસાર હુ તમને કહુ છુ એમ ઉપદેશ દેતા બોલે પાટ વગેરે પર બેસીને સાધુની પેઠે શ્રાવકોની આગળ ઉપદેશ આપે નહીં, પણ પાટપર બેઠા વિના પોતે જે ગુરૂ પાસે સાભળેલુ હોય તે અન્યને સમજાવે, આમ મારા સમજવામા છે વિશેષ ખુલાસા માટે ગીતાર્થોને પુછી રૂબરૂ નિર્ણય કરવો

પારકાના હિતમા આસક્ત મનુષ્ય, પરોપકારની અને પરોપકારીઓની કિંમત સમજી શકે છે અને પરોપકારવડે અનેક જીવોનુ ભલુ કરી શકે છે પરોપકાર વિના સન્ત, પૂજ્ય અગર તીર્થંકરત્વ મળી શકતુ નથી પરોપકારી મનુષ્ય દાતાર હોઈ શકે છે, તેમજ દયાવાન્ તો પ્રથમથી હોય છે, તેમજ તે અન્યના માટે શુભ વિચાર કરનાર હોય છે, તેમજ તે આસ્તિક હોય છે, તેમજ તે દુ ખીના દુ ખ જાણનાર હોય છે, તેથી પરોપકારી મનુષ્ય મેઘ, સૂર્ય, નદીઓ, પૃથ્વી અને સમુદ્ર વગેરેની ઉપમાને ધારણ કરે છે જગતમાં ધર્મની પ્રાપ્તિ માટે પરોપકાર એ સડક જેવો સિદ્ધો રસ્તો છે પરોપકારથીજ જલ્દી ધર્મ પામી શકે છે અને તે જલ્દી ધર્મનો ફેલાવો કરી શકે છે પરોપકારી ધન, સત્તા, જ્ઞાન, ઉપદેશ, મન, વાણી અને કાયાવડે જ્યા જાય છે ત્યા ઉપકારજ કરતો રહે છે પરોપકાર વિના ધન, સત્તા અને જ્ઞાન, વગેરેની

કંઈ કિંમત નથી. મનુષ્યોએ ધર્મની યોગ્યતા માટે પરોપકાર કરવાની ટેવ રાખવી. દરરોજ થોડામાં થોડો પણ પરોપકાર તો કરવો જોઇએ. સામો બદલો લેવાની બુદ્ધિ વિના નિસ્પૃહ ભાવથી પરોપકાર કરનારાઓ ઉત્તમ પરોપકારી ગણાય છે. પરોપકારી મનુષ્યો ગમે તેવા દીન થઇ જાય તોપણ તેઓ ઉત્તમ ગણાય છે. જગત્‌માં સ્વાર્થનો ત્યાગ કર્યા વિના પરોપકાર કરવા કોઈ સમર્થ થતું નથી. સ્વાર્થ ત્યાગીને તેમજ ધન, આયુષ્ય, જ્ઞાન વગેરેનો ભોગ આપીને કોઈ વખત પરોપકાર કરનારાઓને માથે ઉલટી ઉપાધિ આવે છે, તોપણ તેઓ અપમાન-તિરસ્કારની દરકાર રાખ્યા વિના ઉપકાર કરે છે, જેઓએ જગત્‌ ઉદ્ધારને માટે ઘરબાર, કુટુંબ, લક્ષ્મી, પુત્ર, સ્ત્રી તથા વૈભવ પદાર્થોનો ત્યાગ કર્યો છે અને સઘળું જીવન મનુષ્યોના ભલા માટે ધર્મોપદેશમાં અર્પણ કર્યું છે એવા મુનિ વર્ગને સદાકાળ નમસ્કાર થાઓ. જેઓ જ્ઞાનોપદેશવડે મનુષ્યોનાં માનસિક દુઃખો ટાળીને તેઓને સહજ શાંતિ જણાવે છે, અનુભવાવે છે, ધર્મબોધિ બીજ અર્પે છે એવા પરોપકારી ગુરૂને મ્હારો નમસ્કાર થાઓ. આપણા જીવનની ઉચ્ચતામાં આજ લગી અસંખ્ય ઉપકારો અન્યથી થયા છે તો આપણે અન્યોના ઉપકારોને જેવા લીધા છે તેવા યથાશક્તિ પાછા ઉપકાર વાળવા જોઇએ. મનુષ્યોની પાસે જે જે શક્તિયો છે તે ઉપકાર કરવાને માટે છે, તેથી ઉપકાર કરવાથી અન્યનું ભલું કરતાં પહેલાં પોતાનું ભલું થાય છે. ઉપકારી મનુષ્ય અન્યોને ઉપકાર કરે છે તેમાં કદાપિ અન્યોને ઉપકારનું ફળ બેસે કે ન બેસે તેનો નિશ્ચય નથી પણ ઉપકાર કરનારને તો અવશ્ય ફળ થાય છે. જ્ઞાની બનવું સહેલ છે પણ ઉપકારી બનવું મુશ્કેલ છે. ઉપકારી મનુષ્ય જગત્‌ જીવોને તારવા માટે સમર્થ થાય છે અને પૂજ્ય બને છે, ઉપકારી મનુષ્ય ધર્મની યોગ્યતા પામે છે. જે પરોપકાર ગુણવંત હોય છે તેજ લબ્ધલક્ષ્યગુણ પ્રાપ્ત કરી શકે છે. માટે પરોપકાર ગુણાનન્તર લબ્ધ લક્ષ્ય ગુણને કહે છે.

## २१ एकवीसमो लब्धलक्ष्य गुण.

लक्खेइ लद्धलक्खो, सुहेण सयलंपि धम्म करणिज्जं ॥
दक्खो सुसासणिज्जो, तुरियंव सुसिक्खिओ होइ ॥ २१ ॥

લબ્ધ લક્ષ્ય મનુષ્ય સુખે કરીને સઘળું ધર્મ કર્તવ્ય અવબોધી શકે છે. તે ડાહ્યો અને સુશાસનીય હોવાથી જલ્દી સુશિક્ષિત થાય છે.

લબ્ધ લક્ષ્ય પુરૂષ દરેક બાબતોમા સાવધાનતા રાખે છે અને જલ્દી હુશિયાર થાય છે જે બાબતની વિદ્યાનો અભ્યાસ કરે છે, તેમા વિજયી નીવડે છે અનેક ધર્મસૂત્રનાં રહસ્યોને તે જાણી શકે છે એક વસ્તુના જ્ઞાનથી અનુમાનબળ વડે અનેક વસ્તુઓનું જ્ઞાન કરવા તે સમર્થ બને છે, માટે ધર્મની પ્રાપ્તિમા લબ્ધ લક્ષ્ય ગુણની આવશ્યકતા છે લબ્ધલક્ષ્ય મનુષ્ય ધર્મ તત્ત્વોના અભ્યાસમા ખૂબ ઉંડો ઉતરી જાય છે અને ધર્મની પ્રાપ્તિને માટે તે પ્રત્યેક વિચાર બરાબર લક્ષ્ય રાખીને કરે છે, માટે બધુઓએ અને બ્હેનોએ લબ્ધ લક્ષ્ય ગુણની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ

આ પ્રમાણે એકવીસ ગુણોનું કિંચિત્ વર્ણન કર્યું તેવા ગુણોને ધારણ કરનારાઓ શ્રાવક ધર્મને યોગ્ય બને છે

સપૂર્ણ ગુણો જેનામા હોય તે ઉત્તમ પાત્ર જાણવા અને એ ગુણોના ચોથા ભાગે હીન તે મધ્યમ જાણવા અને અર્ધે ભાગે હીન હોય તે જઘન્ય પાત્ર જાણવા અને તેથી વધુ હીન હોય તે દરિદ્રપ્રાય અર્થાત્ અયોગ્ય સમ જવા ધર્મના અર્થીઓએ ઓછામા ઓછા એક ગુણની પ્રાપ્તિ માટે તો અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ જેમ પવિત્ર ચિત્ર શુદ્ધ ભૂમિકામા સારૂ ઉંડે છે, તેમ આવા ગુણોવડે યોગ્ય હોય તેનામા ધર્મની ઉત્પત્તિ થાય છે શ્રાવ કોએ શ્રાવકોના ગુણો પ્રાપ્ત કરવા જોઇએ પોતાનામા પૂર્વોક્ત કહેલા ગુણો ન હોય અને સાધુઓની પચાતમા પડવુ એ કંઇ યોગ્ય નથી શ્રાવક ધર્મના ગુણોને શ્રાવકોએ પ્રાપ્ત કરવા જોઇએ જેઓ પોતાનો અધિકાર પૂર્ણ મેળ વવા અધિકાર પ્રમાણે કહેલા ગુણો પ્રાપ્ત કરે છે તેઓને ધન્યવાદ ઘટે છે શ્રાવક ધર્મના ગુણોને ખીલવવાથી ખીલી શકે છે ગુણવિનાનો ધર્મારોપ કંઇ ખપમા આવતો નથી માટે પૂર્વોક્ત ગુણોની પ્રાપ્તિ માટે અપ્રમાદી થઈ ઉદ્યમ કરવો કે જેથી ધર્મની પ્રાપ્તિ અને તેથી परमात्मपद થોડી ક્ષણાય આશા છે કે ભવ્યો ગુણોને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે

श्राद्धधर्मस्वरूपे वै, सद्गुणा वर्णिता मया ॥
श्राद्धानामुपकारार्थं बुद्धयब्धिमुनिना मुदा ॥ १ ॥

ઇતિ શ્રાદ્ધધર્મ સ્વરૂપાધિકારે શ્રાવક ગુણવર્ણન સમાપ્ત.

લેખક મુનિ બુદ્ધિસાગર.

(મુ॰ મુબાઈ વાલકેશ્વર ઉપાશ્રય, ચૈત્ર સુદી ૫ મંગળ, સંવત ૧૯૬૭)

श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाळा. ग्रन्थाङ्क २०.



# શ્રાવકધર્મ સ્વરૂપ.



દ્વિતીય ભાગ



આવૃત્તિ બીજી

# श्रावकधर्म.

## (२)

શ્રાવકના એકવીશ ગુણો ઉપર "શ્રાવકધર્મ સ્વરૂપ" ના પ્રથમ ભાગમાં વિવેચન કર્યું છે તેમ આ બીજા ભાગમાં ભાવશ્રાવકના સત્તર ગુણુ વિષે ધર્મરત્ન પ્રકરણના પાઠપૂર્વક વિવેચન કર્યું છે.

ખરા શ્રાવક કોણ કહેવાય ? ભાવશ્રાવક એટલે શું ? એ આ ગ્રંથનો મુખ્ય વિષય છે, તેમાં નીચલી બાબતો યોગ્ય વિવેચનપૂર્વક સમાવી છે.

શ્રાવક અને સાધુ મુનિરાજોનો સંબંધ કેવો હોય છે, ઉત્તમ શ્રાવકે (માબાપ સમાન, ભ્રાતૃ સમાન, મિત્ર સમાન, શોક્ય સમાન, એ) ચાર પ્રકારમાંથી કયો પ્રકાર સેવવો જોઇએ, કયો પ્રકાર ઉપયોગી અને આદેય છે, વિરતિ અને અવિરતિ શ્રાવકનો તફાવત, શ્રાવકના ભેદ, ભાવશ્રાવક એટલે ખરા શ્રાવકનાં મુખ્ય લક્ષણો, બાર વ્રતનાં નામ, ઉપદેશ કોણ આપી શકે, વાચના માટે કેવા જીવો અયોગ્ય છે, ઉપસર્ગના પ્રકાર, ભાવશ્રાવક કેવા સ્થાને રહે, કેવો વેશ પહેરે, કેવાં વચનો વદે, કેવા ઘરમાં પ્રવેશે, કયા અકાર્યો ન કરે, સ્વાધ્યાય આદિ ક્રિયાઓ મુનિરાજો પાસે કેવી રીતે કરે, ગુરૂ પાસે કેવી રીતે બેસે, પ્રશ્નો કેવા વિનયે પુછે, ઉપજતા વિકલ્પોને કેવી રીતે શમાવે, આજીવિકા કેવી રીતે ચલાવે. ભાવશ્રાવકને મુખ્ય પાંચ પ્રકારની કઇ રૂચિ હોય, જીન વચન ઉપર કેવી પ્રીતિ હોય, સાધુ મુનિરાજો ઉપર કેવી ભક્તિ અને શ્રદ્ધા હોય, ક્રિયાગત છ લિંગો કયાં, વગેરે બાબતો આ ગ્રંથમાં આવી છે. દરેક વિષયો એવા છે કે ગ્રન્થોના ગ્રન્થો લખાય, પણ આ નાનો ગ્રન્થ હર વખત વાંચી મનન કરી શકાય તે હેતુથી આ પ્રકારે રચના કરવામાં આવી છે.

ઉપલી બીનાઓસહ ભાવશ્રાવકના સત્તરગુણો ઉપર વિવેચન આ ગ્રંથમાં છે. તે દરેક ગુણ ખરા શ્રાવકમાં હોવાજ જોઇએ એમ ધ્યાનપૂર્વક મનન કરનાર પોતેજ નિશ્ચય કરશે, તે સાથે તેવા ગુણોએ યુક્ત હોય તેવો શ્રાવક સાધુપદ ગ્રહણ કરે તો કેવું સામર્થ્ય દાખવી શકે, કેવી ઉજ્વળતા ધારી શકે, તે સહેજે સમજાય તેમ છે. ખરા શ્રાવકે સાધુ થવાની શા માટે ભાવના રાખવી જોઇએ, તે સર્વ બાબતોનો નિશ્ચય વાંચકો પોતેજ કરી શકશે, કેમકે ટુંકમાં પણ આવી દરેક બાબતો ઉપર યોગ્ય વિવેચન આ ગ્રંથમાં સમાયું છે. ॥ ॐ श्री शान्तिः शान्तिः शान्तिः ॥

# श्राद्धधर्मस्वरूप

## યાને

# શ્રાવક ધર્મ સ્વરૂપ.

---

## ભાગ બીજો.

---

પ્રથમ ભાગમા વર્ણવેલ શ્રાવકના પૂર્વોક્ત એકવીશ ગુણને જે ધારણ કરે છે, તે ભાવશ્રાવક પણું પામવાને માટે યોગ્ય ગણાય છે શ્રાવક શબ્દનો અર્થ નીચે પ્રમાણે જાણવો

શ્લોક.

श्रद्धालुता श्राति शृणोति शासनं, दानं वपेदाशु वृणोति दर्शनम् ॥
कृन्तत्यपुण्यानि करोति संयमं, तं श्रावकं प्राहु रमी विचक्षणाः ॥१॥

જે શ્રદ્ધાલુતાને અગીકાર કરે, શાસનને સાભળે, દાનને આપે અને દર્શનને વરે, પાપોને છેદે અને સયમને કરે તેને વિચક્ષણો શ્રાવક કહે છે

સ્થાનાગ સૂત્રમા શ્રાવકના ભેદ બીજી રીતે કહ્યા છે, तत्पाठ–

चउव्विहा समणोवासगा पन्नत्ता तंजहा अम्मापिय समाणे, माय-समाणे, मित्त समाणे, सवत्तिसमाणे, अहवा चउव्विहा समणोवासगा पन्नत्ता, तंजहा, अद्दागसमाणे, पडागसमाणे, खाणुसमाणे, खरंटसमाणे, एतेच साधूनाश्रित्य द्रष्टव्यास्तेचाम्बापि चतुर्णां मध्ये कस्मिन्नवतरन्तीति ?

શ્રમણોપાસક (શ્રાવક) ચાર પ્રકારના કહ્યા છે, તે આ રીતે, મા બાપ સમાન, ભ્રાતૃસમાન, મિત્રસમાન, અને શોક્ય સમાન

મા બાપ સમાન શ્રાવકો હોય છે તે સાધુ વર્ગની પ્રેમથી ભક્તિ કરે છે મા બાપ પોતાના પુત્રોના છિદ્રો ઢાંકે છે, અને ગુણો પ્રગટ કરે છે, પુત્રોની ઉન્નતિ માટે સતાકાલ પ્રયત્ન કરે છે, પોતાના પુત્રોને કારણ પ્રસગે એકાન્તમા શિખામણ આપે છે, પુત્રોની ઉન્નતિ દેખી ખુશી થાય છે, પુત્રો પર અત્યન્ત સ્નેહ ધારણ કરે છે, પુત્રો માટે મરી મથે છે, તેમ કેટલાક શ્રાવકો સાધુઓ આશ્રયી માબાપ જેવા હોય છે સાધુઓને યથાચાર પાળ

વામાં તનમન અને ધનથી સહાય કરે છે. પરમ પ્રેમથી સાધુની ભક્તિ કરે છે. સાધુઓના દુર્ગુણો ઠેરઠેર બોલતા નથી; પણ તેઓમાં જે જે સદ્ગુણો હોય છે, તેને સર્વત્ર ફેલાવે છે. સાધુઓની કોઈ નિન્દા કરે છે, તો તેને વારે છે. સાધુઓને ચારિત્રમાં સ્થિર કરવામાં પૂર્ણ મદદ કરે છે–સાધુઓ પ્રતિ અત્યંત સ્નેહભાવ દર્શાવે છે, તેવા માતા પિતા સમાન શ્રાવકો, સાધુ વર્ગની સદાકાળ વૃદ્ધિ ઇચ્છે છે. સાધુ વર્ગની ઉન્નતિ કરવા સદાકાળ પ્રયત્ન કરે છે. સાધુ વર્ગપર કદાપિ કાળે તેવા શ્રાવકો દ્વેષ કરતા નથી. પડતા એવા સાધુને ગમે તે ઉપાયોવડે ઠેકાણે લાવે છે. કોઈ સાધુ ગુરૂની નિન્દા હેલના કરે છે, તો તેને શિક્ષા–શિખામણ આપી અટકાવે છે.

સાધુઓને વંદે છે, પૂજે છે, અને તેમની સેવા કરે છે. કેટલાક શ્રાવકો ભાઇ સમાન હોય છે–ભાઈ જેમ અત્યંત સ્નેહ રાખે છે–દુઃખમાં સહાય કરે છે–હૃદયમાં ભેદ ભાવ ધારણ કરતા નથી. તેમ સંકટ ઉપસર્ગ આવે છતે તન, મન અને ધનથી મદદ કરે છે, ગુણોના સામું જુવે છે અને દોષોને ઢાંકે છે. ભ્રાતૃ સમાન શ્રાવકો દરરોજ સાધુઓ પાસે આવે છે. ધર્મ કથાઓ સાંભળે છે. સાધુઓના દુઃખે દુઃખી થાય છે. ભ્રાતા સમાન શ્રાવકો સાધુઓના દોષોને ઢાંકે છે અને ગુણોનો સર્વત્ર ફેલાવો કરે છે. સાધુઓને સંકટ વખતમાં પ્રાણ અર્પીને પણ સહાય કરે છે, કોઇ સાધુઓના પ્રતિપક્ષીઓ સાધુની હેલના કરે છે, તો તેનું તેઓ નિવારણ કરે છે. સાધુના ઉપર પૂર્ણ પ્રેમ રાખે છે. સાધુઓની શોભા વધારવામાં અનેક યોગ્ય ઉપાયોને સેવે છે. સાધુઓનાં છતાં દૂષણોને પણ ઢાંકે છે અને તેઓ એકાન્તમાં અત્યંત પ્રેમથી યોગ્ય સલાહ આપે છે. ભ્રાતૃસમાન શ્રાવકો સાધુઓનો કદી વિશ્વાસઘાત કરતા નથી. સાધુ વર્ગની સેવામાં પોતાના પ્રાણને પણ હિસાબમાં ગણતા નથી. ભ્રાતૃસમાન શ્રાવકો, સાધુના મનમાં થતાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને પણ બનતા ઉપાયથી નિવારે છે. સાધુઓને પંચાચાર પાળવામાં ખરા જીગરથી સહાય કરે છે. ગમે તેવા સંયોગોમાં પ્રાણાંતે પણ સાધુઓના પ્રતિપક્ષી બનતા નથી, અને પ્રાણ જતાં પણ સાધુઓના છતા અગર અછતા દોષોની નિન્દા કરતા નથી. ભ્રાતૃસમાન શ્રાવકો, પૂજ્ય ગુરૂ સાધુઓની સેવા, ભક્તિ, પૂજા, બહુમાન કરવામાં કોઈ પ્રકારે ન્યૂનતા રાખતા નથી. ગુરૂઓના વિનયમાં અલ્પ આદરવાળા છતાં મુનિ ગુરૂપર અત્યન્ત સ્નેહ રાખે છે અને મુનિ ગુરૂનો કદાપિકાળે પરાભવ થવા દેતા નથી.

કેટલાક શ્રાવકો, શ્રી મુનિ ગુરૂ પ્રતિ મિત્ર ભાવની દૃષ્ટિથી વર્તે છે. મુનિ વર્ગપર તે અનન્ય દૃષ્ટિથી જુવે છે. મુનિગણ જો કોઈ ધાર્મિક કાર્યની સ-

લાહ પોતાને ન પુછે તો જરા રીસ કરે છે. પણ મુનિવર્ગપર અત્યન્ત પ્રેમભાવને ધારણ કરે છે સાધુ ગુરૂની ખાનગી વાતને તે જાણે છે અને ખરા વખતે તન, મન અને ધન વડે મુનિ સદ્‌ગુરૂને સહાય આપવારૂપ ભક્તિને સાચવે છે મુનિ ગુરૂની છાનામા છાની વાતને જાણવાનો તે અધિકારી બને છે, અને ગમે તેવા કારણ પ્રસગે પણ મુનિના ઉપરનો પ્રેમ ત્યાગતો નથી મુનિના દુખે દુખી થાય છે મુનિ ગુરૂનાં દર્શન કર્યા વિના તેને ચેન પડતું નથી મુનિ ગુરૂને પચાચાર પાળવામા બનતી વૈયાવચ્ચ કરે છે ગભીર મનનો થઈ મુનિ ગુરૂના વચનોને અન્યોની આગળ પ્રકાશતો નથી ધર્મ કાર્યમા મુનિ ગુરૂની સલાહ લેઈ વર્તે છે, પોતાના આત્માના કલ્યાણાર્થે મુનિ ગુરૂની પાસે જઈ તત્વનો બોધ ગ્રહણ કરે છે, અને પોતાના અધિકાર પ્રમાણે ધર્મ માર્ગને ગ્રહણ કરે છે પોતાના મનમા ઉદ્‌ભવતી શકાઓને પુછીને નિ શક મન કરે છે મુનિ ગુરૂના ઉપર પૂર્ણ વિશ્વાસ ધારે છે મુનિ ગુરૂની આજ્ઞા મસ્તકે ચડાવે છે અને પોતાના મનમા કઈ પણ છાનું રાખી ભેદ ભાવ ધારણ કરતો નથી મનમા જુદુ અને વાણીમા જુદુ એમ શઠપણું તે ધારણ કરતો નથી શ્રી ગુરૂથી કદાપિ કાળે પ્રાણાન્તે પણ ભિન્નતા ધારણ કરતો નથી મુનિ ગુરૂપર સહોદર કરતા પણ તે વિશેષ સ્નેહ ભાવને ધારે છે કેટલાક શ્રાવકો શોક્ય સમાન હોય છે તેઓ સાધુઓના છિદ્ર જોવા અનેક પ્રપચો રચે છે તેઓ શોક્યની પેઠે સાધુઓ ઉપર અદેખાઈ કરે છે સાધુની એક સરષવ જેટલી ભૂલને લોકોના મુખે મેરૂ પર્વત જેવડી કરી બતાવે છે સાધુઓની હેલના કરવા પોતાના મનમા ધવલ શેઠની પેઠે જે જે પ્રપચો ગોઠવવા પડે તે ગોઠવે છે આડી અવળી સાધુઓની જુઠી નિન્દાની વાતોને ફેલાવે છે તેવા શોક્ય સમાન શ્રાવકો સાધુઓ ઉપર અનેક પ્રકારના આળ ચઢાવે છે દૂધમાથી પોરા કાઢવાની પેઠે તે સાધુઓના ગુણોને પણ અવગુણ તરીકે લોકોની આગળ દેખાડે છે વાતવાતમા સાધુઓને ક્રોધ થાય તેવાં માર્મિક વચનો બોલે છે, તેવા શોક્ય જેવા શ્રાવકો પોતાની પક્ષપાત બુદ્ધિને અનુસારે સાધુઓની નિ દા થાય તેવી વાત કહે છે આહાર-વિહાર ઉપદેશ વગેરેમા સાધુઓના દોષ કાઢે છે જિનકલ્પી જેવા સાધુઓના આચારોને બતાવી, ભોળા લોકોને આડે માર્ગે દોરી સાધુઓથી વિમુખ કરે છે સાધુ ઓના મુખે હા જી હા કરે છે અને પૂઠ પાછળ ફાવે તેમ નિન્દા કરે છે સાધુઓની પૂજા, ભક્તિ, થતી દેખીને તેવા શ્રાવકો શોક્યની પેઠે મનમા બળ્યા કરે છે હજારો ગુણો મુકીને સાધુમા રહેના એક દોષને જ્યા ત્યા બોલ્યા કરે છે, અને નિ દાથી પોતાના આત્માને ભારે કરે છે શોક્યની

દૃષ્ટિથી સાધુઓમાં ગમે તે દોષો જોયા કરે છે. અમુક સાધુ તો પાખંડી છે. અમુક સાધુ તો ધૂર્ત છે, અમુક સાધુને તો વન્દન પણ ન કરવું જોઈએ, અમુક સાધુ તો ક્રિયા કરતો નથી, અમુક સાધુ તો ઉદ્ધત છે; એમ જ્યાં ત્યાં પોતાના સંબંધી મનુષ્યોની આગળ તેવા શોક્ય જેવા શ્રાવકો લવ્યા કરે છે. શોક્ય જેવા શ્રાવકો ભદ્રક સાધુઓની પાસે બેસીને આડી અવળી વાતો કરીને પછી તે સાધુની પુંઠ પાછળ ફજેતી કરે છે. સાધુ વર્ગનો નાશ થાય તવા માર્ગોને હાથમાં ધરે છે. સાધુઓને અપમાન ભરેલા શબ્દોથી બોલાવે છે. સાધુઓના છતા વા અછતા દોષોને તે કહે છે. સાધુવર્ગ પર અરૂચિ થાય, અને પોતાનું ધાર્યું થાય તેવું ગુપ્ત તન્ત્ર રચવાને પણ ચુકતા નથી. કુળાચારથી ઉપર ઉપરથી સાધુનો વિનય કદાપિ સાચવે છે, પણ તેવા શોક્ય જેવા શ્રાવકો સાધુનું મૂળમાંથી ખોદી કાઢે છે, માટે તેવા શ્રાવકો અયોગ્ય જાણવા. ગુરૂ મહારાજે ઉપદેશેલો સૂત્રાર્થ જેના મનમાં તાદૃશભાવે પરિણમે તે આરીસા સમાન સુશ્રાવકો શાસ્ત્રમાં કહ્યા છે.

પવનથી ધ્વજા જેમ આડીઅવળી હાલ્યા કરે છે. પણ સ્થિર રહેતી નથી, તેની પેઠે જે શ્રાવકો અન્ય કુબુદ્ધિધારકોના ભમાવ્યાથી ભમી જાય, ઘડીમાં ગુરૂના વચનપર શ્રદ્ધાવાળો થાય, અને ઘડીમાં કોઈ ભમાવે તો ભમી જાય, અને મનમાં નાસ્તિક બની જાય, ઘડીમાં હા જી હા કરે અને ગુરૂનું કહેલું માની લે, અને ઘડીમાં કોઈ તેને ભમાવે તો તેનું કહ્યું પણ મૂર્ખ સાચું માને; પણ ગુરૂના ઉપર પૂર્ણ વિશ્વાસ ધારણ કરે નહીં. તેવા શ્રાવકો પતાકા સમાન જાણવા. એવા શ્રાવકો પ્રાયઃ મૂઢ હોય છે, પોતાની બુદ્ધિથી કાંઈ પણ સત્યનો નિશ્ચય કરતા નથી, તેવા શ્રાવકો શૂન્ય હૃદયના હોય છે. અલ્પ બુદ્ધિવાળા હોવાથી તેઓ ગમે તેવા આડે રસ્તે ચડી જાય છે, એવા મૂઢ શ્રાવકો લક્ષ્મીવંત હોય તોપણ તેઓ ધર્મ બુદ્ધિમાં ન્યૂન હોવાથી ગાડરીયા પ્રવાહની પેઠે હા જી હા કરનારા હોય છે; તેવા શ્રાવકો મિથ્યાત્વીઓના પાશમાં કદાપિ ફસાઈ જાય છે. પોતાની બુદ્ધિથી તેવા શ્રાવકો સત્યતત્ત્વનો નિશ્ચય કરી શકતા નથી. પ્રાયઃ તેવા શ્રાવકો મૂઢ હોવાથી ગુરૂઓના ઉપદેશનો સૂક્ષ્મસાર સમજવાને માટે પણ લાયક બનતા નથી. તેવા મૂઢ શ્રાવકો પોતાનું કર્ત્તવ્ય કર્મ સમજવાને માટે અધિકારી બની શકતા નથી. તેમજ તેવા મૂઢ શ્રાવકો—સુગુરૂ અને કુગુરૂનો ભેદ પણ સમજી શકતા નથી. તેવા મૂઢ શ્રાવકો મનની ચંચળતાના લીધે ધર્મતત્ત્વમાં સ્થિર રહેતા નથી. તેમજ ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવાને માટે પણ પૂર્ણ અધિકારી બનતા નથી. મૂઢ શ્રાવકોની ધર્મ સંબંધી શ્રદ્ધા ક્યાં સુધી સ્થિર રહેશે તેનો પણ નિશ્ચય થતો નથી. તેવા મૂઢ શ્રાવકો શ્રીગુરૂના ઉપદેશના પરમાર્થને પૂર્ણપણે પરખવા

લાયક થતા નથી પોતાના કુટુંબ તથા જ્ઞાતિ વર્ગને પણ તે ધર્મમા સ્થિર કરી શકતા નથી અને પોતે પણ ધર્મમા સ્થિર રહી શકતા નથી

જે ગીતાર્થ ગુરૂએ સમજાવ્યા છતા પણ પકડેલા હઠને છોડે નહીં, તે સ્થાણુ સમાન શ્રાવક જાણવો તેવો શ્રાવક અભિમાની હોવાથી, પોતાની હઠ ખોટી છે, એમ જાણતો છતો પણ છોડતો નથી તેવો શ્રાવક ગુરૂ પાસેથી સત્ય તત્ત્વને વિશેષત ગ્રહણ કરવા સમર્થ થતો નથી તેવો શ્રાવક જો કે મુનિ ગુરૂપર દ્વેષ બુદ્ધિ ધારણ કરતો નથી, પણ ગુરૂ પાસેથી વિશેષ લાભ મેળવી શકવા સમર્થ થતો નથી કોઈ વખત તેવો શ્રાવક કદાપિ હઠનો ત્યાગ કરી, પોતાની ભૂલ કબુલ કરી ગુરૂની પાસેથી વિશેષ લાભ મેળવવા પણ સમર્થ થાય છે કારણ કે, તે સાધુઓ પર દ્વેષ કરતો નથી, તેથી ઉચ્ચ માર્ગપર ચડવાને યોગ્ય બને છે

ગુરૂ મહારાજ સાચુ કહે તોપણ જે શ્રાવક કહે કે તમો તો ઉન્માર્ગ બતાવો છો, નિન્હવ છો, મૂઢ છો, મન્દધર્મી છો એ રીતે ગુરૂને ખરડે તે ખરંટ સમાન શ્રાવક જાણવો જેમ વિષ્ઠા વગેરે અશુચિદ્રવ્યને અડનાર (સ્પર્શનાર) ને તે ખરડે છે તેમ જે શ્રાવક પોતાને શિખામણ આપતા એવા ગુરૂને ખરડે તે ખરંટ સમાન શ્રાવક જાણવા ખરંટ સમાન શ્રાવકો ગુરૂને પાખંડી કહીને બોલાવે છે આ તો ઉત્સૂત્ર ભાષક છે, સાધુ ગુરૂ નથી પણ કુગુરૂ છે, એની સગતિ કોઈ કરશો નહિ એમ બોલે, લખે, છપાવે ઇત્યાદિ પોતાનાથી બનતું અશુભ કર્યા વિના ચુકતા નથી તેવા શ્રાવકો લોકોને એમ સમજાવે છે કે, એવા ગુરૂની સંગત કરશો તો પાપના ભાગી બનશો, આવા શ્રાવકો જ્યા ત્યાં સાધુ ગુરૂની હેલના કરતા ફરે છે સાધુ ગુરૂને માનનારાઓને ભમાવે છે અને કહે છે કે, તમો એની સંગતિ છોડી દો એ સાધુ તો મહાધૂર્ત છે ખરંટ જેવા શ્રાવકો સાધુ ગુરૂની ફજેત પણ મહામોહનીય કર્મ બંધાય તેવા વચનો ઉચ્ચારે છે, અને છતા વા અછતા આળ, માથે ચઢાવીને ગુરૂને ખરડે છે ગુરૂ શિખામણ તેવા ખરંટ શ્રાવકોને આપે છે તો ઉલટા તેઓ "વાનરે જેમ સુઘરીનો માળો વિખેરી નાખ્યા તેની પેરે" સાધુઓનું મૂળમાંથી ખોદી કાઢવા જરા પણ બાકી રાખતા નથી. આવા ગુરૂ તો સર્વ પિશાચ કરતા ભૂડા છે, મહા પાપી છે એમ બોલી કલેશ કરે, કરાવે, નિંદા કરે, કરાવે, દ્વેષ કરે, સાધુઓનું બુરૂ કરવા અનેક પ્રપંચો રચે તેવા ખરંટ અને ગોકપ સમાન શ્રાવકો, નિશ્ચયથી મિથ્યાત્વી જાણવા તોપણ તે જિન મન્દિર દર્શન વગેરે ધર્મની કેટલીક ક્રિયાઓ કરે છે તેથી વ્યવહારથી શ્રાવક કહેવાય છે, પણ શોકપ અને ખરંટ જેવા શ્રાવકો, માર્ગાનુસારીપણું પામવાને માટે અધિકારી જણાતા નથી શ્રાવકનો ચારભેદ કરે તેથી તે કંઈ

ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરવા અધિકારી બની શકતો નથી. શોક્ય અને ખરંટ જેવા શ્રાવકો, પોતે પણ સમ્યકત્વ પામી શકતા નથી, અને પોતાની સોબત કરનારાઓને પણ પોતાની કુસંગતિનું ફળ આપે છે. તેવા મિથ્યાત્વી શ્રાવકો-કેટલાક અનિન્દક માર્ગાભિમુખ એવા મિથ્યાત્વીઓ કરતાં પણ બુરા જાણવા.

શ્રાવકના ગુણોવડે ભાવ શ્રાવકત્વ પ્રકટે છે. અવિરતિ શ્રાવક-શ્રીદેવ-ગુરૂ અને ધર્મની પૂર્ણ શ્રદ્ધા ધારણ કરે છે, પણ વિરતિપણું અંગીકાર કરી શકતો નથી. વિરતિ શ્રાવકનો નીચે પ્રમાણે અધિકાર છે:—

गाथा.

संपत्त दंसणाइ–पइदियहं जइजणा सुणेईय.
सामायारिं परमं–जो खलु तं सावयं विंति ॥ १ ॥
परलोगहियं सम्मं–जो जिणवयणं सुणेइ उवउत्तो.
अइतिव्वकम्म विगमा–उक्कोसो सावगो इत्थं ॥ २ ॥

**ભાવાર્થ:**—જે સમ્યકત્વ પામી, પ્રતિ દિવસ યતિજન પાસેથી ઉત્તમ સમાચારી સાંભળે તેનેજ શ્રાવક કહે છે. તેમજ જે પરલોકમાં હિતકારી એવા જિન વચનને સમ્યગ્રીત્યા ગુરૂ પાસેથી ઉપયોગપૂર્વક સાંભળે તે અતિ તીવ્રકર્મનો નાશ થવાથી, ઉત્કૃષ્ટ શ્રાવક જાણવો.

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર પ્રકારે શ્રાવકનું સ્વરૂપ જાણવું. કોઈપણ સચેતન વા અચેતન પદાર્થનું શ્રાવક એવું નામ પાડવું તે **नाम श्रावक**-પુસ્તકમાં અગર ચિત્રમાં હોય તે **स्थापना श्रावक**-જે દેવગુરૂ આદિની શ્રદ્ધાથી રહિત હોય અથવા આજીવિકાર્થે શ્રાવકનો આકાર ધારણ કરનાર હોય તે **द्रव्य श्रावक** જાણવો. શાસ્ત્રોમાં કહેલા એવા ગુણોને જે ધારણ કરે છે-યથાશક્તિ-દેવ-ગુરૂ અને ધર્મનું ઉપયોગપૂર્વક જે આરાધન કરે છે તે **भाव श्रावक** જાણવો.

भाव श्रावकનાં લિંગ કહે છે:—

कयवयकम्मो[1] तहसीलवंच[2] गुणवंच[3] उज्जुववहारा[4]
गुरुसुस्सूसो[5] पवयण कुसलो[6], खलु सावगो भावे ॥ १ ॥

૧ વ્રતની ફરજો બજાવનાર હોય, ૨ શીળવાન્ હોય, ૩ ગુણવાન્ હોય, ૪ ઋજુ વ્યવહારી હોય, ૫ ગુરૂની સુશ્રૂષા કરનાર હોય, ૬ અને પ્રવચનમાં કુશળ હોય. તેજ ભાવ શ્રાવક કહેવાય છે.

## ૧. પ્રથમ कृतव्रतकर्मनु स्वरूप.

तध्धायण्णण जाणण–गिह्णण पडिसेवणेसु उज्जुत्ते ॥
कयवयकम्मोचउहा–भावत्थो तस्सिमोहोइ ॥ १ ॥

ભાવશ્રાવક–વ્રતોનું સ્વરૂપ સાભળે છે, અને બરાબર તેને નિશ્ચય કરી જાણે છે પશ્ચાત્ વ્રતોને ગ્રહણ કરે છે, અને તેને બરોબર પાળે છે, એ ચાર બાબતમા કૃતવ્રતકર્મી શ્રાવક, ઉદ્યમવાન્ હોય છે તેવો શ્રાવક વિનય અને બહુમાનપૂર્વક ગીતાર્થ ગુરૂ પાસેથી વ્રતનું સ્વરૂપ સાભળે છે વિનય એટલે ગુરૂના સામે ઉઠીને જવુ, ગુરૂ આવે ત્યારે ઉભા થઈ પગે લાગવુ, ગુરૂને વાંદવા અને ગુરૂનાપર બહુ પ્રીતિ ધારણ કરવી તે બહુમાન જાણવુ વિનય અને બહુમાનપૂર્વક, ગીતાર્થ ગુરૂ પાસે વ્રતોનું સ્વરૂપ સાંભળતા ગુરૂના બોધની હૃદયમા અસર થાય છે અને જ્ઞાનવરણીય કર્મ ખરે છે કોઈ ધૂર્ત હોય છે તે ઉપરથી વાંદણા વગેરે દેઈ વિનય પૂર્વક પરિજ્ઞાનને માટે સાભળે છે પણ મનમા ગુરૂપ્રતિ બહુમાન ન હોય, કારણ કે તે ભારે કર્મી હોય છે તેવા જીવો સાભળીને આત્માર્થીપણું પામી શકતા નથી બીજો હૃદયમા ગુરૂનું બહુમાન કરે–પણ માંદો હોય ઈત્યાદિ શક્તિ વિકલતાથી વિનય કરતો નથી ત્રીજો કલ્યાણના સમૂહને તુર્ત પામનાર હોવાથી સુદર્શન શેઠની માફક વિનય અને બહુમાન પૂર્વક ગુરૂ ઉપદેશને સાભળે છે

કોઈ ભારે કર્મી વિનય અને બહુ માન રહિત હોય છે અને તે ઉપદેશને સાંભળે છે, પણ આગમ પ્રમાણે ચાલનાર ગુરૂએ એવા વિનય બહુમાન હીન જનને કંઈ પણ સંભળાવવુ નહીં

શ્રી સ્થાનાગસૂત્રમા ચાર જણ વાચના દેવાને અયોગ્ય કહ્યાં છે તે નીચે મુજબ —

૧ અવિનીત, ૨ વિકૃતિ રસિક, ૩ અવિઓષિત પ્રાભૃત અને ૪ અતિ કષાયી અવિનયીને ઉપદેશ આપનાર ફોકટ ક્લેશ પામે છે વિનય વિના જે જે સાભળવામા આવે છે તે તે સમ્યક્પણે પરિણમતું નથી વિનયવતને પણ અધિકાર પ્રમાણે વિભાગ પાડીને મધુરવાણીથી જ્ઞાનાદિકની વૃદ્ધિ કરે એવો ઉપદેશ આપવો સૂત્ર અને તેના અર્થથી સયુક્ત હોય છે તે ગીતાર્થ કહેવાય છે ઉપદેશ દેવાનો અધિકાર ગીતાર્થ ગુરૂનો છે ગીતાર્થ વિના અન્ય કદાપિ અસત્ય પ્રરૂપણા કરી શકે અને દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવ

પૂર્વક શ્રોતાને અધિકાર તપાસ્યા વિના ઉપદેશ આપે, તેથી પોતાને તથા શ્રોતાને લાભ થઈ શકે નહીં, માટે ગીતાર્થ ગુરૂ પાસેથીજ ઉપદેશ સાંભળવો.

ઉપદેશ સાંભળ્યા બાદ અણુવ્રતના ભેદનું જ્ઞાન કરે. શ્રાવકવ્રતના ભંગનું જ્ઞાન કરે. પ્રથમવ્રત સાંભળનારને પહેલાં મહાવ્રતોનું સ્વરૂપ બતાવવામાં આવે છે ત્યાર બાદ તે ન સ્વીકારી શકે તો અણુવ્રતનું સ્વરૂપ કહેવામાં આવે છે. યતિવ્રત લેવામાં અસમર્થને સાધુએ શ્રાવકવ્રતની દેશના દેવી. શ્રાવકે વ્રતોનું ગુરૂગમપૂર્વક સૂક્ષ્મ જ્ઞાન કરવું. બારવ્રતનું સામાન્ય અને વિશેષ પ્રકારે સ્વરૂપ સમજવું. બાર વ્રતનાં નામ નીચે મુજબ જાણવાં.

**१ स्थूलप्राणातिपात विरमण, २ स्थूलमृषावादविरमण, ३ स्थूल अदत्तादान विरमण, ४ स्वदार संतोष** અને **परस्त्रीविरमण व्रत, ५ परिग्रह परिमाण, ६ दिक् परिमाण, ७ भोगोपभोगविरमणव्रत, ८ अनर्थदण्डविरमण व्रत, ९ सामायिक व्रत, १० देशावगाशिकव्रत, ११ पौषधोपवासव्रत, १२ अतिथि संविभागव्रत.** પહેલાં પાંચ અણુવ્રત—અને છેવટનાં ચાર શિક્ષાવ્રત જાણવાં.

એ બારવ્રતનું સ્વરૂપ વર્ણવતાં ગ્રંથ ગૌરવતા થાય, માટે અત્ર વિશેષતઃ સ્વરૂપ વર્ણવ્યું નથી. વિશેષ જિજ્ઞાસુએ ગુરૂ પાસેથી બારે વ્રતનું સ્વરૂપ ધારવું. એ બારવ્રતોને ગુરૂની પાસે ટુંકા વખત માટે અથવા યાવજ્જીવ પર્યંત શ્રાવક અંગીકાર કરે છે. કપટી પુરૂષને ગુરૂએ વ્રત આપવાં નહિ, કદાચ છદ્મસ્થપણાથી શઠપણું નહીં ઓળખાવાથી ગુરૂ તેને વ્રત આપે છતાં ગુરૂ તો નિર્દોષ ગણાશે, કેમકે ગુરૂના પરિણામ શુદ્ધ છે. શુભ આશયથી કાર્ય કરવાથી દોષ લાગતો નથી. પરિણામ છતાં પણ ગુરૂ પાસે વ્રત લેવાથી વ્રત પાલનની દઢતા થાય છે. રોગ અને ઉપસર્ગો આવી પડતાં પણ શ્રાવકો ગ્રહેલ વ્રતોને બરાબર પાળે છે.

દિવ્ય, માનુષ્ય, તિર્યંક્ અને આત્મસંવેદની, ઉપસર્ગો પ્રત્યેક ચાર ચાર પ્રકારના છે. ચારને ચારે ગુણતાં ઉપસર્ગના સોળ ભેદ થાય છે. હાસ્ય, પ્રદ્વેષ, ઈર્ષ્યા અને માયા એ ચાર ભેદે દિવ્ય ઉપસર્ગ જાણવા. હાસ્ય, પ્રદ્વેષ, ઈર્ષ્યા અને કુશળ પ્રતિસેવના એ ચાર ભેદે મનુષ્યના ઉપસર્ગો જાણવા. ભયથી, દ્વેષથી, ભોજનાર્થત્વથી અને બચ્ચાં તથા સ્થાનને રાખવાના હેતુથી એ ચાર પ્રકારે તિર્યંક્ના ઉપસર્ગો જાણવા. કામદેવની માફક અનેક પ્રકારના ઉપસર્ગો આવતાં છતાં પણ અડગ રહીને ભાવ શ્રાવક ગ્રહીત વ્રતોને પાળે છે.



## ૨. द्वितीय शीलव्रतनुं स्वरूप.

आययणं खु निसेवइ, वज्जइ परगेह पविसणमकज्जे ॥
निच्चमणुन्भडवेसो, न भणइ सवियारवयणाइ ॥ १ ॥
परिहरइ वालकीलं, साहइ कज्जाइ महुरनीईए ॥
इयछव्विहसीलजुओ-विन्नेओ सीलवंतो त्थ ॥ २ ॥

બીજા લક્ષણને ધારણ કરનાર ભાવ શ્રાવક જ્યા શીળવંત, બહુશ્રુત અને ચારિત્રના આચારવાળા ઘણા સાધર્મિબંધુઓ રહેતા હોય તેને આયતન કહે છે તે સ્થાનને સેવનારો હોય છે, તેવો ભાવ શ્રાવક કારણ વિના બીજાઓની પત્નીઓમા રહેતો નથી અર્થાત્ ચોરાના સ્થાનમાં રહેતો નથી ઇત્યાદિ દુષ્ટ સ્થાનનો ત્યાગ કરે છે જ્યા સમકિત અને ચારિત્રનો નાશ થાય એવી વિકથા થતી હોય તે બહુ દુષ્ટ અનાયતન જાણવુ તે વગર પ્રયોજને ઘર ધણીની આજ્ઞા સિવાય અન્યના ઘરમા પ્રવેશ કરતો નથી તેના ઘરમાથી કંઈ જતું રહે છે, તો તેનાપર ખાલી આશકા આવે છે

ભાવશ્રાવકે દેશકાળને અનુસરીને સાદો યોગ્ય વેષ ધારણ કરવો અને રાગદ્વેષની ઉત્પત્તિ રૂપ વિકાર થાય તેવી વાણી બોલવી નહીં. મૂર્ખ જનને આનન્દ દેનારા એવા જૂગટુ વગેરે અકાર્ય વર્જવા એ પાચમુ શીલ જાણવુ મનુષ્યોની સાથે કામ પડે છતે ભાવશ્રાવક મધુર વાણીથી બોલે છે એ છઠુ શીલ જાણવુ પૂર્વોક્ત છ પ્રકારના શીલથી જે યુક્ત હોય તે અત્ર શ્રાવકના વિચારમા શીલવંત જાણવો

## ૩. त्रीजुं गुणवत् स्वरूप.

ગુણો ઘણા પ્રકારના છે તોપણ પાચ ગુણોવડે અત્રગુણવત્ સ્વરૂપ દર્શાવવામા આવે છે

गाथा.

सज्झाए करणमिय, विणयंमिय निच्चमेवउज्जुत्तो ॥
सव्वत्थणभिनिवेसो-वहइरूइ सुटु जिणवयणे ॥ ३ ॥

ભાવ શ્રાવક સ્વાધ્યાયમા-ક્રિયાનુષ્ઠાનમા અને વિનયમા નિત્ય તત્પર હોય છે, સર્વ બાબતોમા કદાગ્રહ રહિત હોય છે, અને જિન વાણીમા સારી રૂચિ ધારણ કરે છે

૧. **સ્વાધ્યાય**—ભાવશ્રાવક પ્રતિદિન અપૂર્વ શ્રુતનું ગ્રહણ કરે છે, પઠન કરે છે, વાચન, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, અને ધર્મ કથા એ પાંચ પ્રકારનો સ્વાધ્યાય જાણવો. ગુરૂ પાસે અભ્યાસ કરતાં, પલાંઠી, ઓઠીંગણુ, પાદપ્રસારણુ અને વિકથા તથા હાસ્યનો ત્યાગ કરવો. આસન કે શય્યામાં રહી પુછવું નહીં, પરંતુ ગુરૂ પાસે આવીને ઉત્કટાસને બેસી બે હાથ જોડી પુછવું. નિર્દોષપણે પદચ્છેદપૂર્વક શ્રાવકે સૂત્રનું સ્મરણ કરવું તે પરાવર્તન જાણવું. અનુપ્રેક્ષા એટલે અર્થનું ચિન્તવવું, જિનાગમમાં કુશળ એવા ગુરૂએ સંભળાવેલા સૂત્રોના અર્થ સંબંધી વિચાર કરવો. એકાગ્ર મનથી તત્ સંબંધી રહસ્યો વિચારવાં.

ગુરૂની કૃપાથી જે શુદ્ધોપદેશ સમજાયો હોય, ગુરૂએ જે જે તત્ત્વો સમજાવ્યાં હોય તેમજ પોતાને અને અન્યોને ઉપકારક હોય તે કેવળ ધન વગેરે આજીવકાનો ત્યાગ કરીને યોગ્ય જનોને સમજાવવાં. ભાવશ્રાવક ધર્મનાં તત્ત્વોના બોધવડે આજીવિકા ચલાવતો નથી. જેના વડે આત્માનુ કલ્યાણુ થાય તે વડે પોતાની આજીવિકા ચલાવવાથી પરમાર્થ બુદ્ધિનો નાશ થાય છે, અને દોકડા માટે ધર્મકથા કરનારની પેઠે વર્તવાથી લોકોમાં ધર્મ કથાના નામે રળીખાનાર ગણાય છે. માટે ભાવશ્રાવક સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કરીને ધર્મ કથા કરે છે. અમે તે યોગમાં જોડાયલો તે મનુષ્ય સમય સમય પ્રતિ અસંખ્યાત ભવનાં પાપ ખપાવે છે અને સ્વાધ્યાયમાં ઉપયોગી રહેલો થકો મનુષ્ય તેથી પણુ અધિક ભવનાં પાપ ખપાવી શકે છે. સ્વાધ્યાયથી પ્રશસ્તધ્યાન રહે છે. સ્વાધ્યાય ઉત્તમ તપ છે. સ્વાધ્યાયથી સર્વ પરમાર્થ તત્ત્વોનું જ્ઞાન થાય છે.

૨. **ક્રિયાનુષ્ઠાન**—તપ, નિયમ અને વન્દન વગેરે કરવામાં ભાવશ્રાવક નિત્ય ઉદ્યમવંત રહે છે. બાર પ્રકારે તપ જાણવું. રસ્તે ચાલી થાકેલા તપસ્વી તથા લોચ કરનાર મુનિને ઘી વગેરે દેવાની બાબતના અભિગ્રહને નિયમ કહે છે. રસ્તે ચાલી થાકેલા ગ્લાન, જ્ઞાન ભણુનાર, 'લોચ કરનાર' તેમજ તપસ્વી સાધુને ઉત્તર પારણે દીધેલું દાન બહુ ફળવાળું થાય છે.

વંદના એટલે જિન પ્રતિમા તથા ગુરૂને વન્દન કરવું, જિન પૂજા કરવામાં ભાવશ્રાવક નિત્ય તત્પર રહે છે.

૩. **વિનય**—ગુણીજનો પ્રતિ અભ્યુત્થાન વગેરે વિનય જરૂર બતાવવો જોઇએ. પાસે આવેલા દેખીને ઉઠીને ઉભા થઈ બે હાથ જોડવા, ગુરૂવર્ય્ય આવતા જોઇને તેમની સાથે જવું, અને મસ્તકે અંજલી બાંધવી અને પોતે પોતાના હાથે આસન આપવું. ગુરૂજન બેઠા પશ્ચાત્ બેસવું, તેમને વ-

જન કરવુ, તેમની બહુ પ્રેમથી ઉપાસના કરવી અને ગુરૂ જાય ત્યારે વળા વવા જવુ ભાવશ્રાવક એ આઠ પ્રકારે વિનયને સેવે છે

**૪. અનભિનિવેશ**—જે કદાગ્રહ રહિત હોય છે તે ગીતાર્થનું વચન સત્ય કરી માને છે, મોહનું જોર ટળવાથી અભિનિવેશ ( કદાગ્રહ ) રહેતો નથી કદાગ્રહી મનુષ્ય પોતાના કદાગ્રહથી સત્પુરૂષોના વચનનો તિરસ્કાર કરીને મોહની વૃદ્ધિ કરે છે, કદાગ્રહ રહિત હોય છે તે સૂત્રોના રહસ્યોને સારી રીતે સમજી શકે છે, ધર્મ સબધી ઉપદેશને કદાગ્રહ ત્યાગીને હૃદયમા ધારણ કરે છે, કોઇ બાબત ખોટી સમજાયા પછી તેને પકડી રાખતો નથી ખોટી બાબતનો કદાગ્રહ કરીને પક્ષ પાડતો નથી જે જે પદાર્થો જે જે અશે સત્ય સમજાય છે તે તે અશે તે તે બાબતોનો સ્વીકાર કરે છે એકદમ કોઈ બાળકને દષ્ટિરાગથી માની લેઇ ગદ્ધાપુચ્છ પકડનારની પેઠે હઠ કરતો નથી શાસ્ત્રમા કહ્યુ છે કે, મોહનો ઉછાળો ટળતા કોઈ બાબતમા આગ્રહ રહેતો નથી, કોઇ બાબતમા પ્રથમ જુદો અભિપ્રાય-ગ્રહ બધાયો હોય અને પાછળથી કોઈ સાચુ સમજાવે તો તુર્ત કદાગ્રહને છોડી દે છે ભાવશ્રાવક તીર્થંકર-ગણધર અને ગુરૂનું વચન તહત્તિ કરીને કબુલ રાખે છે

**૫. જિનવચનરૂચિ**—સાભળવામા અને કરવામા શ્રદ્ધાપૂર્વક જે ઇચ્છા થાય છે તેને રૂચિ કહે છે સુશ્રુષા, ધર્મરાગ અને યથાશક્તિ ગુરૂ અને દેવનું નિયમપૂર્વક વૈયાવૃત્ય કરવુ એ સમ્યગ્ દષ્ટિના ચિહ્ન છે

પાચ ગુણ અન્ય આ પ્રમાણે છે સૂત્ર રૂચિ, અર્થ રૂચિ, કરણ રૂચિ, અનભિનિવેશ રૂચિ, અને પાંચમી અનિષ્ટિતોત્સાહતા એ પાચ ગુણે ગુણ વાન્ હોય

---

## ૪. ચોથુ ઋજુવ્યવહારગુણ સ્વરૂપ.

---

उज्जुववहारो चउहा-जहत्थभणण अवचिगा किरिया॥
हुतावायपगासण-मित्तीभावोय सम्भावा ॥ ४ ॥

ઋજુ વ્યવહાર ચાર પ્રકારે છે યથાર્થ ભણન, અવચકક્રિયા, છતા અ પરાધનો પ્રકાશ અને ખરો મૈત્રીભાવ

સરળ ચાલવુ તે ઋજુવ્યવહાર કહેવાય છે, પરને ઠગવાની બુદ્ધિથી ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કદી ભાવ શ્રાવકો વદતા નથી પણ સાધુ ને મધુર બોલે છે ક્રય વિક્રયના સાટાઓમા પણ ઓછુ અધિક મૂલ્ય

કહેતા નથી. રાજસભામાં ખોટું બોલી કોઈને દૂષિત કરતા નથી. મન, વચન, અને કાયાની ક્રિયાઓ તે અન્યને વંચવા માટે કરતા નથી. ધર્મની ક્રિયાઓમાં પણ છેતરવાની બુદ્ધિ ધારણ કરતા નથી. પોતાના અપરાધો જે જે થયા તે તે અપરાધોનો પ્રકાશ કરીને પછીથી તે અપરાધોને ન કરવા માટે પ્રતિજ્ઞા કરે છે. ભાવશ્રાવકો ખરા ભાવથી નિષ્કપટ મૈત્રી-ભાવને ધારણ કરે છે, સર્વ જીવોની સાથે પરમાર્થ બુદ્ધિથી મૈત્રી ભાવને ધારણ કરે છે જગતના સર્વ જીવોને પોતાના મિત્ર સમાન જાણે છે. ભાવ-શ્રાવકો કોઇ પણ જીવની સાથે વૈરભાવ ધારણ કરતા નથી. શ્રી શ્રીપાલરા-જાની પેઠે સર્વત્ર મૈત્રી ભાવને ધારે છે. શઠતા કરીને જેઓ મિત્ર કરવા ઇચ્છે છે તેઓ પાપ કરીને ધર્મ કરવા ઇચ્છે છે, કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિના સર્વ જીવોની સાથે મિત્રતા રાખતાં ચિન્તા, શોક વગેરે માનસિક પીડાઓ ઉત્પન્ન થતી નથી. નિષ્કપટ ભાવથી મૈત્રી કરનારા ભાવશ્રાવકો, રાજા, પ્રધાન વગેરે અનેક મનુષ્યોને પ્રિય થઈ પડે છે. ( નિષ્કપટ ભાવથી મૈત્રી કરનારા ભાવશ્રાવકો, સર્વત્ર વિશ્વાસ કરવા યોગ્ય થાય છે. ) તેઓ-ની પરમાર્થ, મૈત્રીથી દુશ્મનો પણ તેમના દાસ જેવા બને છે અને તે સર્વત્ર પૂજનીય થઇ પડે છે, મન, વચન અને કાયાથી એમ સરલતા ધારણ કરનારા ભાવશ્રાવકો સત્ય ધર્મને આરાધી શકે છે, ગુરૂનો વિશ્વાસ તથા પ્યાર મેળવી શકે છે, ગુરૂની કૃપાના ધરભૂત તેઓ બને છે, તેઓના ઉપર તેમના પ્રસંગમાં આવેલાને અવિશ્વાસ કદી આવતો નથી. તેવા શ્રાવકોનું સર્વત્ર સર્વથા પ્રમાણિકપણું પ્રસરે છે. પોતાના આત્માનું કલ્યાણ કરે છે, અને અન્યોને પણ ઉચ્ચ પદવી પર ચઢાવી શકે છે.

---

## ५. पांचमुं गुरुसेवा स्वरूप.

सेवाइ कारणेणय–संपायणभावओ गुरुजणस्स ॥
सुस्सूसणं कुणंतो–गुरु सुस्सूओ हवइ चउहा ॥ १ ॥

ગુરૂજનની સેવા વડે, અન્યોને તેમાં પ્રવર્તાવવા વડે, ઔષધાદિક આ-પવા વડે, તથા ચિત્તના ભાવે ગુરૂજનની સુશ્રૂષા કરતો થકો ચાર પ્રકારે ગુરૂ સેવક હોય છે.

મા બાપ વગેરે પણ ગુરૂ ગણાય છે પણ અત્ર ધર્મના પ્રસ્તાવથી આચાર્ય ઉપાધ્યાય સાધુ પ્રસ્તુત છે માટે તેમને ઉદ્દેશીનેજ ગુરૂ સેવકની વ્યાખ્યા કરવી. ગુરૂનું લક્ષણ કહે છે:–

શ્લોક

धर्मज्ञो धर्म कर्त्ताच–सदा धर्म्मप्रवर्तकः ॥
सत्त्वेभ्यो धर्मशास्त्राणां–देशको गुरु रुच्यत ॥ ? ॥

ધર્મને જાણુ, ધર્મને કરનાર, સદા ધર્મને પ્રવર્તાવનાર, ધર્મશાસ્ત્રોને મનુષ્યોને ઉપદેશ દેનાર ગુરૂ ગણાય છે ગુરૂના બદલે ગુરૂજન કહ્યા તે બહુ પણું સમજાવવાને માટે જ તેથી જે કોઈ ગુરૂ લક્ષણુથી લક્ષિત હોય તે સર્વ ગુરૂજન શબ્દથી ગ્રહણુ કરવા

શ્રાવક, શ્રીસદ્ગુરૂના ધ્યાનયોગમા વિઘ્ન નહીં નાખતા વખતસર તેમની સેવા કરે છે ગુરૂની સેવામા મીઠા મેવા માને છે ગુરૂની સેવા ચાકરી કર વામા કદી પાછી પાની કરતો નથી ગુરૂની સેવા કરવામા અત્યત ઉત્સાહને ધારણુ કરે છે ગુરૂની સેવામા તન મન અને ધનનો વ્યય કરે છે

તેમજ ગુરૂના ગુણુનું વર્ણુન કરીને અન્યોને પણુ સેવામા પ્રવર્ત્તાવે છે ગુરૂ સેવામા જે રહસ્ય સમાયલું હોય છે તે અન્યોને ન્યાયયુક્તિ કથા વગેરેથી સમજાવે છે ગુરૂના ખરા ગુણો બોલીને અન્યોને ગુરૂના રાગી બનાવે છે ગુરૂને ઔષધ અને ભૈષજનું દાન કરે છે ગુરૂને સયમ સાધ વામા મદદગાર બને છે અન્યો પાસે પણુ ઔષધ ભૈષજ વગેરે ગુરૂને અપાવે છે અન્ન, પાન અનેક જાતના ઔષધ, રજોહરણુ, મુખવસ્ત્રિકા, કમલ, વસ્ત્ર, પાત્ર, પુસ્તક, પાના, અનેક જાતના ઉપાશ્રયો, દડાદિક ધર્મના ઉપકરણો, પાટ, અને પાટલા વગેરે જે જે ધર્મસાધન હેતુઓ હોય તેનું દાન કરે છે અને અન્ય મનુષ્યોને પણુ પૂર્વોક્ત વસ્તુઓનું દાન દેવામા પ્રેરણા કરે છે મન, વચન અને કાયાએ પ્રતિદિન મુનિયોની ઉત્તમ સેવા કરે છે, તે આવતા ભવોમા નિરોગી થાય છે શ્રાવક સદા ગુરૂનું બહુ માન રાખે છે અને તેમના અભિપ્રાયને અનુસરીને ચાલે છે

## ૬. છટ્ઠુ પ્રવચન કુશલ સ્વરૂપ.

सुत्ते अत्थेय तहा, उस्सग्गववाय भाव ववहारे ॥
जो कुसलत्त पत्तो, पवयण कुसलो तओ छद्दा ॥ ६ ॥

સૂત્રમાં, અર્થમાં, તેમજ ઉત્સર્ગમા, અપવાદમા, ભાવમા અને વ્યવ હારમાં જે કુશળતાને પામ્યો હોય તે ૭ પ્રકારે પ્રવચન કુશલ ગણાય છે,

શ્રાવક દશવૈકાલિક સૂત્રના છજ્જીવણિયા અધ્યયન સુધીનું સૂત્ર અને અર્થ થકી શ્રાવકને પણ ગ્રહણ શિક્ષા રૂપે રહેલ છે, પંચસંગ્રહ, કર્મપ્રકૃતિ વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરે. સુગુરૂની પાસે સૂત્રનો અર્થ સાંભળે.

જિન સિદ્ધાંતોમાં પ્રસિદ્ધ એવા ઉત્સર્ગ અને અપવાદને જાણે, સારાંશ કે કેવળ ઉત્સર્ગ વા કેવળ અપવાદ માર્ગને નહીં પકડતાં–ઉત્સર્ગ અને અપવાદને ઉચિત અવસર ઓળખી આદરે. ઉંચાની અપેક્ષાએ નીચું કહેવાય છે. અને નીચાની અપેક્ષાએ ઉંચું કહેવાય છે, જેટલા ઉત્સર્ગ તેટલા અપવાદ માર્ગ જાણવા. વિધિસારધર્માનુષ્ઠાનમાં ભાવશ્રાવક બહુ માન ધારણ કરે છે. દેવ ગુરૂ વન્દનાદિકમાં હમેશાં પ્રીતિ અને ભક્તિને ધારણ કરે છે. સામગ્રી ન હોય તોપણ વિધિ આરાધવાના મનોરથોને ભાવશ્રાવક છોડતો નથી અને તેથી ભાવ માત્રથી પણ તે આરાધક થાય છે. ભાવશ્રાવક, દેશકાળને અનુરૂપ ગીતાર્થના વ્યવહારને જાણે છે. આ દેશ આબાદ કે દરિદ્રતવાળો છે. કાળમાં સુકાળ વગેરે આદિ શબ્દથી સુલાભ, દુર્લાભ, ભક્તિભાવ વગેરેને જાણી શકે છે. કહેવાનો સારાંશ કે, ઉત્સર્ગ અપવાદના જાણ અને ગુરૂલાઘવમાં નિપુણ એવા ગીતાર્થોએ દેશકાળ અને ભાવ જોઇને જે વ્યવહાર સારો આચર્યો હોય તેને દૂષે નહીં આવું વ્યવહાર કુશળપણું તે છઠો ભેદ જાણવો. જ્ઞાન, દર્શન અને ચારિત્ર વગેરે સર્વ ભાવોમાં જે કુશળ હોય તે **પ્રવચન કુશલ શ્રાવક** જાણવો.

આ પ્રમાણે ભાવશ્રાવકનાં ક્રિયાગત એટલે ક્રિયામાં રહેલાં આ છ લિંગ (ચિન્હ) જાણવાં. આ પ્રમાણે ક્રિયાગત છ લિંગને ધારણ કરે છે તે **ભાવશ્રાવક** ગણાય છે. શ્રાવક થવા માટે સદાકાળ એ છ લિંગની પ્રાપ્તિ કરવી જોઇએ, ગુણ વિનાનો ધટાટોપ ખપમાં આવતો નથી. આ છ લિંગથી ભાવ શ્રાવકપણું પ્રાપ્ત થતાં મુક્તિનો સમ્મુખ ગમન કરી શકાય છે. મુક્તિના સમ્મુખ ગમન અને મુક્તિની પ્રાપ્તિ માટે જે શ્રાવક તરિકે નામ માત્રથી કહેવાતા હોય તેઓએ આ છ ક્રિયાગત લિંગોની પ્રાપ્તિ માટે સદ્‌ગુરૂગમપૂર્વક ખરા અંતઃકરણથી પ્રયત્ન કરવો, પોતાનો અધિકાર, તપાસવો, શ્રાવકનો અધિકાર પ્રાપ્ત કરવા બનતા ઉપાયો કરવા. ભાવશ્રાવકના આવા ગુણો પ્રાપ્ત થતાં મનુષ્યો ઉચ્ચ ભૂમિકાના અધિકારી થાય છે. તેમનો આત્મા દોષોનો ટાળી ગુણનો પ્રકાશક બને છે. આ ભવમાં પણ શાંતિની વાનગી પામી પરભવમાં પણ ઉચ્ચ ગુણસ્થાનકભૂમિપર ચઢીને મૂક્તિગૃહમાં પ્રવેશ કરે છે. ગુણો માટે કાળજી હોય છે તો ગુણો પ્રાપ્ત થાય છે. ભાવશ્રાવક થનારાઓને શિખામણ કે તેઓએ આ ગુણોને વાંચી

પારકી પંચાયતમાં પડવું નહીં અને અન્યોની આગળ પાછળ ટીકા કરવા મંડી જવું નહીં પોતાનામાં તે ગુણો કેવી રીતે પ્રગટે તે માટે એકાગ્ર ચિત્તથી ઉદ્યમ કરવો જે મનુષ્ય પોતાનામાં એ છ ગુણો લાવે છે તે અન્યોને પણ આરીસાની પેઠે સુધારવા હેતભૂત થાય છે તેમના ચારિત્રની અન્યોના ઉપર સારી અસર થાય છે હવે ભાવશ્રાવકના સત્તર ગુણ લક્ષણ ) ને કહે છે—

गाथा.

इत्थि दियत्थससार विसय आरभ गेह दसणओ ॥
गड्डरिगाइपवाहे पुरस्सर आगमपवित्ती ॥ १ ॥
दाणाइजहासत्ती पवत्तण विहि अरत्तदुट्ठेय ॥
मज्झत्थमसवद्धो परत्थकामोवभोगीय ॥ २ ॥
वेसा इव गिहवासं पालइ सत्तरसयपयनिवद्धंतु ॥
भावगयभावसावग लख्खणमेय समासेण ॥ ३ ॥

સ્ત્રી[1], ઇન્દ્રિય[2], અર્થ[3], સંસાર[4], વિષય[5], આરંભ[6], ઘર[7], દર્શન[8], ગાડરીયો પ્રવાહ[9], આગમ પુરસ્સર પ્રવૃત્તિ[10], યથાશક્તિ દાનાદિકની પ્રવૃત્તિ[11], વિધિ[12], અરક્તદ્વિષ્ટ[13], મધ્યસ્થ[14], અસંબદ્ધ[15], પરાર્થકામોપભોગી[16] તેમજ વેશ્યાની[17] પેઠે ઘરવાસને પાળનાર એમ સત્તર ભાવ શ્રાવકના લક્ષણ જાણવાં

## ભાવ શ્રાવકનો પ્રથમ ગુણ

इत्थिअणत्थभवण, चलचित्तनरयवत्तिणी भूय ॥
जाणतोहियकामी, वसवत्तीहोइ नहु तीसे ॥ १ ॥

ભાવશ્રાવક સ્ત્રીપર થતા મોહને ગુણકારક જાણે નહીં, સ્ત્રીના રૂપ રંગમાં આસક્ત થાય નહીં વિષયની વાસનાના ત્યાગનિમિત્તે સ્ત્રીને નરકની ખાણ છે એમ ફક્ત વૈરાગ્ય માટે થતા મોહને નિવારવા અર્થે વિચારે, પરંતુ મનમાં એવો નિશ્ચય ન કરે કે સ્ત્રી માત્ર નરકની ખાણ છે અપેક્ષાએ આ વાત સમજવાની છે મોહનાવશથી સ્ત્રીમાં જે વિષયરાગ ઉત્પન્ન થાય છે તેને યોગ્ય જાણે નહિ ભાવશ્રાવિકા પણ આ પ્રમાણે પુરૂષ પ્રતિ વિચાર કરે,

સાંસારિક વિષય સુખની ભ્રાન્તિમાં જીવન વહન કરવું એ કંઇ માનવ ભવનું ફળ નથી. શારીરિક વિષય સુખની દશા ક્ષણિક છે, ક્ષણિક સુખના સ્વાર્થમાં ઉત્તમ જીંદગીનો વ્યર્થ નાશ કરવો એ કંઇ સત્ય વિવેક ગણાય નહીં.

મોહના વશે પુરૂષો સ્ત્રીયોમાં ફસાય છે અને મોહના વશે સ્ત્રીઓ પુરૂષોમાં ફસાય છે, વિષયની બુદ્ધિથી એક બીજાનો રાગના યોગે સંબંધ બાંધવો તે સ્વાર્થ સંબંધ ગણાય છે. વિષયના સ્વાર્થ પર્યંત એવો સ્ત્રી પુરૂષનો રાગ સંબંધ ટકી શકે છે પણ પશ્ચાત્ વિષય સ્વાર્થના નાશે તે સંબંધ ટકી શકતો નથી. ભાવશ્રાવક પ્રજોત્પત્તિ આદિ હેતુથી મોહની સ્ત્રીના સંબંધમાં આવે છે પણ જળકમળની પેઠે નિર્લેપ રહે છે. ભાવશ્રાવકો ખરેખર કારાગ્રહ સમાન સ્ત્રી સંબંધથી છૂટા થવાને મનોરથ કર્યા કરે છે. ભાવશ્રાવિકાઓ પણ તે પ્રમાણે કરે છે.

## भावश्रावकनो द्वितीय गुण.

### गाथा.

इंदियचवल तुरंगे, दुग्गइमग्गाणु धाविरेनिच्चं ।
भाविय भवस्सरूवो, रुंभइसन्नाणरस्सीहिं ॥ २ ॥

ઇંદ્રિયો રૂપ ચંચળ અશ્વો દુર્ગતિ માર્ગ પ્રતિ ધાવનારા છે. સંસારના સ્વરૂપની ભાવના કરનારો ભાવશ્રાવક તે ઇન્દ્રિયો રૂપ અશ્વોને જ્ઞાનરૂપ રસીથી વશમાં રાખે છે. સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, અને શ્રોત્રેન્દ્રિય એ પાંચ ઇન્દ્રિયોનું સ્વરૂપ દ્રવ્ય અને ભાવથી સમજવું. નિવૃત્તિ અને ઉપકરણ એ બે ભેદ ઇન્દ્રિયોના થાય છે. નિવૃત્તિ એટલે આકાર તે બાહ્યથી વિચિત્ર હોય છે, વિષયનું ગ્રહણ કરવા સમર્થ હોય તે ઉપકરણેન્દ્રિય કથાય છે. કારણ કે નિવૃત્તિ રૂપ ઇન્દ્રિય છતાં ઉપકરણેન્દ્રિયનો ઉપઘાત થયો હોય તો વિષયનું ગ્રહણ થતું નથી.

ઉપકરણેન્દ્રિય પણ દ્રવ્યેન્દ્રિયનો દ્વિતીય ભેદ અવબોધવો. ભાવેન્દ્રિયનું સ્વરૂપ તો આ પ્રમાણે છે. લબ્ધિરૂપ અને ઉપયોગરૂપ–તે તે ઇન્દ્રિયાવરણોના ક્ષયોપશમનો જે લાભ થાય તે ભાવેન્દ્રિય લબ્ધિ જાણવી. તત્તત્ ઇન્દ્રિયાવરણ ક્ષયોપશમ રૂપે લાભની પ્રાપ્તિ થએ છતે દ્રવ્યેન્દ્રિયોની પ્રાપ્તિ થાય છે. દરેક ઇન્દ્રિયો પોતપોતાના વિષયનો વ્યાપાર કરે તે ભાવેન્દ્રિય

ઉપયોગ જાણવો ઇન્દ્રિયનો એક વખતે એક ઉપયોગ હોય છે તેથી એક ઇન્દ્રિયવડે જાણી શકાય છે માટે ઉપયોગના હિસાબે એકેન્દ્રિય હોય છે

ત્યારે દ્વીન્દ્રિય વગેરેના ભેદો કેમ પડે છે તેના ઉત્તરમાં જાણવાનું કે શેષ ઇન્દ્રિયોની અપેક્ષાએ જીવોના એકેન્દ્રિયાદિક ભેદો પડે છે તેમજ લબ્ધિની અપેક્ષાએ સર્વે પચેન્દ્રિય છે જે માટે બકુલાદિકને શેષ ઇન્દ્રિયોનો પણ ઉપલભ જણાય છે તેને તત્તત્ ઇન્દ્રિયાવરણક્ષયોપશમનો સભવ જણાય છે પચેન્દ્રિય મનુષ્યની પેઠે બકુલ વૃક્ષ વિષયનો ઉપલભ કરે છે છતા બાહ્યઇન્દ્રિયોના અભાવે તે પચેન્દ્રિય ગણાતો નથી જેમ કુભાર સુઈ રહ્યો હોય છતા કુભ બનાવવાની શક્તિવાળો હોવાથી તે કુભાર ગણાય છે તેમ તે બકુલવૃક્ષાદિ બાહ્ય ઉપાધિના અભાવે લબ્ધેન્દ્રિયની અપેક્ષાએ પચેન્દ્રિય ગણાય છે

મોહના યોગે ઇન્દ્રિયો પોતપોતાના વિષયો ગ્રહણ કરવામા તત્પર બની જાય છે શરીરરૂપ રથ છે તેમા આત્મારૂપ રાજા બેઠેલ છે મનરૂપ સારથી ઇન્દ્રિયોરૂપ ઘોડાવડે રથને હાકે છે, અને ઇષ્ટસ્થાન પ્રતિ પ્રયાણ કરે છે ઇન્દ્રિયોરૂપ ઘોડાઓ બહુ ચપળ હોય છે તો તે ચાર કષાયરૂપ ખાડામા રથને નાખી દેવામા વાર લગાડતા નથી મનરૂપ સારથી પણ બેભાન હોય છે તે ઇન્દ્રિયોરૂપ ઘોડાઓને ઉન્માર્ગે હાકે છે અને જ્ઞાનરૂપ રશ્મી (દોરી) ને તજી દે છે આત્મારૂપ રાજા પણ જો મોહરૂપ ઘેનમા ઘેરાયલો હોય છે તો શરીર રથને સારથી કયા ઠેકાણે હાકી જાય છે તેનું ભાન રાખી શકતો નથી શરીર રથ પણ દૃઢ હોવો જોઇએ, તેમા બેસનાર આત્મારૂપ રાજા પણ જ્ઞાની અને સાવધાનતાવાળો હોવો જોઇએ તેમજ મનરૂપ સારથીને આદેશ કરનાર હોવો જોઇએ અને મનરૂપ સારથીને પોતાના વશમા રાખ નાર હોવો જોઇએ મનરૂપ સારથી પણ ઇન્દ્રિયોરૂપ ઘોડાઓપર કાબુ રા ખનાર હોવો જોઇએ જો આત્મા અને મન એ બે ઉચ્ચ જ્ઞાનથી સસ્કાર પામેલા હોય છે તો ઇન્દ્રિયરૂપ અશ્વોને વશ કરી શકાય છે આત્મારૂપ રાજાએ મનરૂપ સારથી કઇ તરફ શરીર રથને શા માટે હાકે છે તેની સભાળ રાખવી જોઇએ ઇન્દ્રિયોરૂપ અશ્વો જ્યા રથને ખેચી જાય ત્યા જવુ ન જોઇએ ઇન્દ્રિયોરૂપ અશ્વોના ઉપર કાબુ મુકવો જોઇએ ઇન્દ્રિય અશ્વો મન સારથીની પ્રેરણા વડે ચાલે છે માટે આત્માએ મનરૂપ સારથીને ક્ષણ માત્ર પણ છુટો ન મુકવો જોઇએ મનરૂપ સારથીના ભરોસાપર રથને ચલાવવા ન દેવો જોઇએ સારથી રથ અને ઘોડાનો માલીક આત્મારૂપ રાજા છે જો તે મનરૂપ સારથીને વશ કરે તો ગમનદેશના અભાવે ઇન્દ્રિયોરૂપ અશ્વોની

પ્રવૃત્તિ તેને બંધનકારક થાય નહીં. સર્પની બે દાઢીઓ પાડી નાંખ્યા પછી સર્પ કોઇને કરડે છે તો ઝેર ચઢતું નથી. તેમ મનમાંથી રાગ દ્વેષને દૂર કરતાં સાંસારિક વિષયોથી આત્મા બંધાતો નથી.

ઇંદ્રિયોદ્વારા વિષયોને ગ્રહણ કરતાં રાગ અને દ્વેષથી લેપાયમાન થવું નહીં. કર્ણેન્દ્રિયથી અનેક પ્રકારના શબ્દો સાંભળતાં રાગદ્વેષ કરવો નહીં. રાગદ્વેષ વિના શ્રોતેન્દ્રિયદ્વારા શબ્દો સાંભળીને વિવેકપૂર્વક શબ્દોનું જ્ઞાન કરવું. ધર્મ સંબંધી શબ્દોમાં પ્રશસ્ય રાગ થાય છે તો તે આદરવા યોગ્ય છે. જ્ઞાની પુરૂષો શબ્દોને જડ સમજે છે અને તેથી તે કર્ણેન્દ્રિદ્વારા શબ્દોને સાંભળી તત્ત્વભાગ ગ્રહણ કરે છે. ખરાબ શબ્દોની અસર મનપર થવા દેતા નથી. ભાવ શ્રાવકો દરેક વસ્તુઓને દેખે છે. પણ રાગદ્વેષ વિના સર્વ પદાર્થોને વિવેક દ્દષ્ટિથી દેખી તેઓનું સમ્યગ્જ્ઞાન કરે છે. નાકવડે સુગંધી અને દુર્ગંધી યુક્ત પદાર્થોને જાણવા જોઇએ. પણ તેમાં રાગ દ્વેષવાળું મન કરીને મુંઝાવું જોઇએ નહીં. ભાવશ્રાવકો સમભાવે સર્વ પદાર્થોને સુંઘે છે પણ તેમાં મુંઝાતા નથી. ભાવ શ્રાવકો અનેક પ્રકારના પદાર્થોના રસોને આસ્વા દે છે. પણ તેમાં લેપાતા નથી. ભાવશ્રાવકો સ્પર્શેન્દ્રિય દ્વારા અનેક પદાર્થોને સ્પર્શે છે, સ્પર્શનું જ્ઞાન કરે છે. પણ સ્પર્શમાં પ્રતિકૂળ કે અનુકૂળ બુદ્ધિની કલ્પના કરતા નથી. મનમાં પણ બાહ્ય પદાર્થો સબંધી પ્રતિકૂળતા કે અનુકૂળતાને વસ્તુતઃ જોતા નથી. મનમાં બાહ્ય પદાર્થો સંબંધી રાગ કે દ્વેષને ધારણ કરતા નથી. ઇન્દ્રિયોના ક્ષયોપશમથી ઇન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરવાનીજ. તેમાં ઇન્દ્રિયોના વ્યાપારને અટકાવવાથી કશો ફાયદો થતો નથી. એમ કહેવામાં પણ અત્યંત વિચાર કરવાનો છે. પ્રારબ્ધકર્મ યોગે ઇન્દ્રિયો બાહ્ય પદાર્થોના ભોગ સમ્મુખ થાય છે તોપણ જ્ઞાનબળવડે મનની નિર્લે-પતા કરવાથી પંચેન્દ્રિય વિષયોથી વિશેષતઃ નિર્લેપમાં રહી શકે છે. મન વશ રાખવાથી તૃષ્ણા, ભય, ખેદ, ચિન્તા, અતઃકલેશ વગેરે દોષોનો નાશ થાય છે અને તેથી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પણ હદ બહાર થતી નથી, અને તેથી ઇન્દ્રિયોની સ્વસ્થતા જળવાઈ રહે છે અને નિયમિત વિષયોને ગ્રહણ કરતાં સંતોષ ગુણની ઉત્પત્તિ થાય છે તેથી દાન, પરોપકાર વગેરે સદ્દગુણો ખીલી શકે છે. ઇન્દ્રિયોદ્વારા વિષયોને ગ્રહણ કરતાં અન્ય જીવોને કોઈ પણ પ્રકારની પીડા થઈ શકે છે માટે દરેક ઇન્દ્રિયોદ્વારા સમપરિણામે વિષયોને જાણવાની પ્રવૃત્તિ હિતકારક સમજાય છે. ઇન્દ્રિયોદ્વારા દરેક પદાર્થો જાણી શકાય છે. પદાર્થના જાણવામાં દોષ નથી પણ તે પદાર્થોમાં રાગદ્વેષ કરવો તે દોષ છે માટે રાગદ્વેષને ત્યાગતાં પંચેન્દ્રિય વિષયોને જીતી શકાય

છે મન જેવા પ્રકારનું થાય છે તેવા પ્રકારના વિષયો ભામે છે ઇન્દ્રિયો કરતા મનની શક્તિ વિશેષ છે આત્મા જો મનને વશમા રાખે તો ઇન્દ્રિયો આજ્ઞાની બહાર પ્રવૃત્તિ કરતી નથી ભાવશ્રાવક મનને વશ કરીને ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવે છે પ્રબલ પ્રારબ્ધના યોગે તેઓ કદાપિ યોગ્ય કર્મના કામ જેવા બને છે તોપણ અન્તરથી તેઓ વિષયોની લાલસાવાળા ન હોવાને લીધે ભોગાવલી કર્મનો ઉદય ટળતા વિષયપર વિજય મેળવી શકે છે અને તેઓ તેથી સાધુ થવાને અધિકારી પણ બને છે ઇન્દ્રિયોના વિષયમાથી સુખબુદ્ધિ ટાળવાને માટે તત્ત્વજ્ઞાનની ભાવના તેવા ભાવ શ્રાવકો કરે છે

---

## भावश्रावकनो तृतीय गुण.

सयलाणत्थनिमित्त, आयास किलेस कारणमसारं ।

नाउण धण धीम, नहु लुब्भइ तमि तणुयम्पि ॥ ३ ॥

સકળ અનર્થોનું કારણ, આયાસ અને ક્લેશનું કારણ એવુ અસાર ધન જાણીને બુદ્ધિમાન્ શ્રાવક તેમા લેશ માત્ર પણ લોભ કરતો નથી. કહ્યું છે કે-

॥ श्लोक ॥

अर्थानामर्जने दुःख, मर्जितानां च रक्षणे ॥

आये दुःख व्यये दुःख धिगर्थाः कष्टसश्रयाः ॥ १ ॥

અર્થોને પેદા કરતા દુખ છે સુવર્ણ મોતિ વગેરે પદાર્થોનું રક્ષણ કરવામા પણ દુખ છે તે વસ્તુ આવે ત્યારે દુખ છે અને નાશ થએ ત્યારે દુખ છે માટે કષ્ટના આશ્રય રૂપ ( અર્થાત્ કષ્ટ વડે સાધ્ય ) લક્ષ્મી ભૂત મનાયલા પદાર્થો ધિક્કારના લાયક છે લક્ષ્મીથી રાજા તરફથી આયાસ (વિ.) નો ભય રહે છે શુ મને રાજ્ય તરફથી ઉપાધિ તો નહીં આવે ? મારા ધનને અગ્નિ બાળી નાખશે કે શુ ? શુ સગાં વહાલાઓ ધનને પચાવી તો નહિ પાડે ? શુ ચોરો લુંટી તો નહિ જાય ? જમીનમા દાટેલુ ધન કોઈ કદાપિ હરણ તો નહિ કરે ? મળેલુ ધન રહેશે કે નહિ રહે ? ધનની કેવી રીતે વ્યવસ્થા કરવી ? ઇત્યાદિક અનેક જાતના ધન સબધી મનમા પ્રશ્નો થાય છે અને તેથી મનમા અનેક પ્રકારની ચિન્તાઓ થયા કરે છે અને તેથી સુખપૂર્વક ઉંઘ પણ આવતી નથી ધન માટે શારીરિક, વાચિક અને

માનસિક અનેક પ્રકારનાં સંકટો વેઠવાં પડે છે. અનેક દુઃખો વેઠી ધન ભેગું કરવામાં આવે છે તોપણ તેથી સુખ તો મળતું નથી અને ઉલટી ઉપાધિની પરંપરા તો વધતી જાય છે. આજ સુધી કયા લક્ષ્મીપતિને ખરૂ સુખ પ્રાપ્ત થયું છે? ઉત્તરમાં કહેવું પડશે કે કોઈને પણ નહીં. લક્ષ્મી વડે કોઇને ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. લક્ષ્મી છતાં મનમાં અપકીર્તિના યોગે દુઃખ થાય છે. લક્ષ્મી છતાં પ્રતિષ્ઠાના યોગે દુઃખ થાય છે. લક્ષ્મી છતાં મરણના ભયથી મનમાં દુઃખ થાય છે. લક્ષ્મી છતાં ક્રોધ કરવાથી મનમાં સંતાપ ઉદ્દભવે છે અને તેથી અનેક દુઃખ પ્રગટે છે. લક્ષ્મી છતાં ઇર્ષ્યા, દ્વેષ, સ્વનિંદાશ્રવણ, પોતાના ઉપર આળ દાન વગેરેથી લક્ષ્મીવંતો દુઃખ સાગરમાં ડુબી ગએલા જણાય છે.

લક્ષ્મીરૂપ પદાર્થોમાં કંઈ સુખનાં ઝરણાં નીકળતાં નથી, મૂર્ખાઓને જે પદાર્થો લક્ષ્મીરૂપ ભાસે છે તેજ પદાર્થો, જ્ઞાનિયોને લક્ષ્મી રૂપ જણાતા નથી. લક્ષ્મી છતાં પણ તાવ, શળ વગેરે રોગોથી પૈસાદારો પીડા પામે છે. લક્ષ્મી છતાં વૃદ્ધાવસ્થાના દુઃખથી પૈસાદારો પીડાય છે. ઘોડાગાડીમાં બેસી હવા ખાનાર અને લક્ષ્મીના મદમાં છાકી ગએલા પૈસાદારોના મનમાં શોક, ભૂતની પેઠે વાસ કરી દુઃખ આપે છે, અને રૂધિરને પણ બાળી ભસ્મ કરે છે. લક્ષ્મીવન્તો લક્ષ્મીના દાસ બનીને તેના વડે ખરૂં સુખ ચાકરની પેઠે મેળવી શકતા નથી. લક્ષ્મીવન્તો ધનના લોભે અનેક પ્રકારના દુષ્ટ પ્રપચોને સેવે છે. પણ તેઓ સ્વપ્નમાં પણ ખરા સુખનો લેશ માત્ર અનુભવ કરી શકતા નથી. લક્ષ્મીવન્તો પોતાને ભ્રમથી ઝાડ અને ડુંગરપર ચઢેલા મનુષ્યની પેઠે ઉચ્ચ માની લે છે. ક્રોધાધિપતિઓ હોવા છતાં લક્ષ્મીવન્તો અજ્ઞાનરૂપ અંધકારમાં આડાઅવળા અથડાય છે. ધનના અર્થીઓ જડ લક્ષ્મીને માટે શું શું કષ્ટ નથી વેઠતા? અર્થાત્ અનેક પ્રકારનાં કષ્ટોને વેઠે છે. પ્રાણનો નાશ કરે છે. તોપણ ધનના મમત્વથી કદી ઠેકાણે ઠરી ખરા સુખના ભોગી બની શકતા નથી. માટે ખરા સુખનું સાધન ધન ગણાતું નથી.

જન્મ જરા અને મરણ તથા વ્યાધિયોને ધન, અટકાવી શકતું નથી. અને પરભવમાં સાથે આવતું નથી. અનેક પ્રકારના કલેશને ધનના સ્વાર્થે મનુષ્યો કરે છે. એવા જડ ધનને કુતરાં પણ સુંઘતાં નથી. છતાં મૂઢ મનુષ્યો ધનનેજ સાર ભૂત માને છે પણ વસ્તુતઃ જ્ઞાન દૃષ્ટિથી વિચારતાં સત્ય સુખનું કારણ તે જણાતું નથી. ક્ષણિક ધનથી ક્ષણિક સુખ મળે છે. પણ તે તરવાર ઉપર લાગેલા મધુ સમાન જાણવું. ભાવશ્રાવકો આ પ્રમાણે ધનનું સ્વરૂપ જાણે

## भावश्रावकनो पांचमो गुण.

खणमित्तसुहे विसए, विसोवमाणे सयावि मन्नंतो ॥
तेसु न करेइ गिद्धिं, भवभीरु मुणियतत्तत्थो ॥ ५ ॥

ભાવાર્થ-ક્ષણુ માત્ર સુખકારક અને વિષની ઉપમાને ધારણુ કરતા એવા વિષયોને સદાકાળ માનતો છતો ભવભીરૂ તત્ત્વજ્ઞ ભાવશ્રાવક તેમાં આસક્તિ કરે નહીં.

ભોગવિલાસ ભોગવતાં મીઠા લાગે છે પણુ પરિણામે કિંપાકના ફળની પેઠે દારૂણુ દુઃખને આપનારા બને છે. વિષયો દાદર, અને ખુજલીની માફક પ્રથમ સુખકર લાગે છે પણુ પશ્ચાત્ દુઃખ રૂપજ અનુભવાય છે. મધ્યાન્હ કાળે દેખાતા ઝાંઝવાના પાણીની પેઠે વિષયોથી કદી સુખ થતુ નથી. જે મનુષ્યો વિષયોમાં સુખની બુદ્ધિ ધારણુ કરે છે તેઓ ખરેખર ઠગાય છે. દુનિયામાં મહાન્ ચક્રવર્તિ રાજાઓ થઈ ગયા અને તેઓએ અનેક પ્રકારના વિષયો ભોગવ્યા પણુ અન્તે તેઓને સુખ મળ્યું નહીં અને હાથ ઘસતા હાય હાય કરતા પરભવમાં ચાલ્યા ગયા. જે વિષયોની પ્રાપ્તિ માટે મનુષ્ય અનેક પ્રકારનાં સંકટો વેઠે છે અને તેને ભેગા કરે છે પણુ તે વિષયો કંઈ મનુષ્યના સંકટની કિમ્મત આંકી શકતા નથી. વિષયોમાં જો સુખ હોત તો તેઓને રાગથી ભોગવનારા કદી હાય વરાળ કરતજ નહીં. અનેક વિષય ભોગ વિલાસી પુરૂષો, મનમાં દુઃખી થાય છે. અનેક પ્રકારના રોગોથી સડે છે તેથી એમ નિશ્ચય થાય છે કે વિષય પદાર્થોથી મનની ચિન્તાઓનો નાશ થતો નથી તેમજ તેઓનાથી રોગ ટળતો નથી પણુ ઉલટો વધે છે. જે વિષયોમાં કોઇને સુખ ભાસે છે તેજ વિષય પદાર્થોમાં કોઇને દુઃખ ભાસે છે. જે વિષયો કોઇને રાગ કરનારા હોય છે તેજ વિષયો, કોઇને દ્વેષજનક હોય છે, જડ જેવા વિષયોમાં સુખની બુદ્ધિ કરાય છે તેજ અજ્ઞાન છે. ભાવશ્રાવકો, ભોગાવલીકર્મના ઉદયે ભોગવિલાસને કરે છે પણુ અન્તરૂથી સુખ બુદ્ધિ તેમાં ધારણુ કરતા નથી. તેથી તેઓ જલપંકજની પેઠે અન્તરથી નિર્લેપ રહેવા સમર્થ થાય છે. તત્ત્વોને સમ્યગ્રીત્યા જાણુનારા એવા ભાવશ્રાવકો વિષયોમાં મોહ પામતા નથી, તેથી તેઓ વખત આવે સાધુ થાય છે અને સાધુપણામાં વિષયોથી દૂર રહી શકે છે અને મુક્ત થવા ભાગ્યશાળી બને છે. વિષયમાં નિર્મોહી એવો શ્રાવક તીવ્રારંભનો ત્યાગ કરી શકે છે માટે હવે પાંચમા ગુણુ બાદ છઠ્ઠો ગુણુ કહે છે.